શ્રીમાન્ રત્નશેખરસૂરિ વિરચિત—

# दीनशुद्धि-दीपिका

અને

મુનિ દર્શનવિજય કૃત

## વિશ્વપ્રભા.



પુ. નં૦ ૧૨



સંપાદક—મુનિ જ્ઞાનવિજય.



કિંમત ૨-૮-૦ ટપાલખર્ચ અલગ.

# અર્ઘ્ય.

જેની નસેનસમાં જૈનત્વની ધગશ હતી.
જેના શ્વાસોશ્વાસમાં શાસનસેવાનો મંત્ર હતો.
જેના શબ્દે શબ્દે સત્ય માર્ગનો પાઠ હતો.
જેની કૃપાદૃષ્ટિથી મારો આત્મવિકાસ થયો છે.

એ

પરમ પૂનિત પૂજ્યપાદ ગુરૂદેવ

શ્રીમદ્ ચારિત્રવિજયજી ( કચ્છી )

ના

ચરણારવિંદમાં

સમર્પણ.

સેવક–દર્શન.

શ્રી ચારિત્ર સ્મારક સીરીઝના પ્રગટ થઇ ચૂકેલાં—

# આકર્ષક પુસ્તકો.

| પુ૦ નં૦ | | કીંમત. |
|---|---|---|
| | ૧ શ્રી તપગચ્છ શ્રમણ વંશવૃક્ષ | ૦–૧૦–૦ |
| * | ૨ મહાવીર જન્મોત્સવ | ભેટ. |
| * | ૩ અષ્ટપ્રકારી પૂજા | .. .. |
| * | ૪ પૂજાસંગ્રહ | ભેટ |
| * | ૫ વિહારદર્શન ખં ૧ લો | ભેટ |
| | ૬ આદિનાથ શકુનાવલી | ભેટ |
| | ૭ રમલ પ્રશ્ન | ભેટ |
| | ૮ લગ્ન પ્રશ્ન | ભેટ |
| | ૯ જૈન તીર્થોનો ઇતિહાસ | ૦–૪–૦ |
| | ૧૦ જૈનાચાર્યો (સચિત્ર) | ભેટ |
| | ૧૧ વિશ્વરચના પ્રબન્ધ (સચિત્ર) | ૧–૮–૦ |
| | ૧૨ દિનશુદ્ધિ–વિશ્વપ્રભા | ૨–૮–૦ |
| | સ્થાપનાજી (વિધિયુક્ત સામાયિક) | ભેટ |
| | જૈન સમાજનો સિતારો | ભેટ |

## તૈયાર થાય છે.

વિહાર–દર્શન ખંડ ૧–૨
પુણ્ય વૈભવ
વનરાજ ચાવડો

લખો—
શ્રી ચારિત્ર સ્મારક સીરીઝ—
કોઠારી ભીખાભાઇ ભૂધરભાઇ,
ઠે૦ શાંતિનિવાસ—વઢવાણ કેમ્પ.
(કાઠીઆવાડ)

* આ ચિન્હવાળા પુસ્તકો ભંડારમાં નથી

# પ્રસ્તાવના.

श्रीमद् चारित्रविजयसद्गुरुभ्यो नमोनमः

## પ્રાચીનત્વ

જૈન સાહિત્ય એ સર્વાંગ પૂર્ણ સાહિત્ય છે, જેમાં દરેક વિષયોને સારા રૂપમાં આળેખવામાં આવ્યા છે.

પ્રભુ મહાવીર દેવથી આગમસૃષ્ટિનો નવો પ્રાદુર્ભાવ થયો છે, તેમાં પૂર્વના દરેક તીર્થંકરોના આગમોનો સમાવેશ થયો છે; અને એ આગમ પ્રવાહમાંથી કાલિક–ઉત્કાલિક વિગેરે આગમ નહેરો નીકળી છે.

કાલિક આગમોમાં જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂર્ય પ્રજ્ઞપ્તિ, ચંદ્ર પ્રજ્ઞપ્તિ અને દ્વિપસાગરપ્રજ્ઞપ્તિ એ સત્યવસ્તુ પ્રરૂપક–પ્રજ્ઞપ્તિઓ છે. જે પૈકીની જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિમાં જંબુદ્વીપ–ભરતક્ષેત્રનો, સૂર્યપ્રજ્ઞપ્તિમાં સૂર્ય વિગેરેનો, ચંદ્ર પ્રજ્ઞપ્તિમાં ચંદ્ર વિગેરેનો, અને દ્વીપસાગર પ્રજ્ઞપ્તિમાં સમસ્ત દ્વીપસમુદ્રોનો વિષય ચર્ચ્યો છે. એટલે એ આગમોમાં ભૂગોળ આપી છે. અને એ આગમોમાં ખગોળનું આલેખન છે.

અત્યારે તો એ સ્પષ્ટ થયું છે કે–હિંદમાં પ્રાચીનમાં પ્રાચીન જ્યોતિષ વિષયક જો કોઈ સ્વતંત્ર ગ્રંથ હોય તો તે સૂર્ય–ચંદ્ર પ્રજ્ઞપ્તિઓ છે. જેમાં તિથિ, નક્ષત્ર, કરણ, સૂર્યચાર, ચંદ્રચાર, યોગ, ગુરૂ, શનિ, ગ્રહણ અને ૮૮ ગ્રહોનો અધિકાર છે.

ત્યાર પછી ભદ્રબાહુ *સંહિતાની રચના થઈ છે, જે અત્યારે ઉપલબ્ધ થતી નથી. આ સિવાય પણ ગણિત-જાતક મૂહૂર્ત વિગેરેના અનેક ગ્રંથો રચાયા હશે.

કેટલેક કાળે દુષ્કાળ વિગેરે વિષમ પ્રસંગો ઉપસ્થિત થતાં આ વિષયમાં પીછેહઠની શરૂઆત થઈ.

---

* ભદ્રબાહુ સંહિતા પ્રાકૃતમાં હોવી જોઈએ, જેનાં સંસ્કૃત તરજુમામાં ભૃગુસંહિતાનો જન્મ થયો છે, અને ઉપલબ્ધ થતી ભદ્રબાહુ સંહિતા અર્વાચીન છે; એમ મારૂં માનવું છે.

## અર્વાચીનતા—

વળી વિક્રમની બીજી સહસ્રાબ્દીના પૂર્વાર્ધમા જૈનાચાર્યોએ ફલિત સાહિત્ય સાથે ગણિત, હોરા અને મુહૂર્તજ્યોતિષને પણ સારૂં પોષણ આપ્યુ છે, અને તેમા મગળ, બુધ, શુક્ર, ગ્રહ, કેતુ તથા વારોને પણ સ્થાન આપ્યુ છે

આર્યાવર્તમા ગ્રહ કેતુ અને વારના ઉલ્લેખો વધારે નજીકના કાળના છે, કેમકે–ઓશિઆના તોરણમાં સ ૧૦૭૫ આ શુ. ૯ રવિવાર–સ્વાતિનો ( લેખાક ૭૯૮ ) ઉલ્લેખ છે તથા ઘટીઆળાના જીનમદિરમા એક બ્રાહ્મણે સ ૯૧૮ ચૈત્ર શુદિ ૨ હસ્તનક્ષત્ર–બુધવારે હાટ સમર્પણ કર્યાની પ્રાકૃત યાદી છે ( લેખાક ૯૪૫ ) હવે આ પહેલાના ગ્રથોમા કે લેખોમા ગ્રહ કેતુ કે વારના ઉલ્લેખો નથી, એટલે સમજી શકાય છે કે–લગભગ તે અરસામાજ વાર વિગેરેની પ્રવૃત્તિ થઇ છે, અને પછીના ગ્રથોએ તેનો સ્વીકાર કર્યો છે પ્રસ્તુત દિનશુદ્ધિ પણ આ યુગનોજ મૌહૂર્તિક ગ્રથ છે

## દિનશુદ્ધિ–કર્તા

વિક્રમ સવત્ ૧૩૩૦ થી ૧૩૬૦ મા બૃહદ્ગચ્છમાં શ્રી જયશેખર સૂરિની પાટે શ્રી વજ્રસેન નામના આચાર્ય હતા, આ સૂરિ ઉપદેશ કરવામા લબ્ધીવત હતા જેથી તેમને સારગ ભૂપતિએ દેશનાજલધર નુ બીરૂદ આપ્યુ હતુ અલ્લાઉદીન ખીલજીએ શિહડ રાણા દ્વારા આ સૂરિની ખ્યાતિ સાભળીને મહુ માન આપ્યુ હતુ તથા તેમના યોગના ચમત્કાર વડે ખુશી થઇને મત્રિશિહડગણા દ્વારા રૂણા ગામમા એક સુદર હાર અને કેટલાક ફરમાનો સમર્પ્યા હતા પ્રો. પીટર્સન અને વેબર પણ પોતાના રીપોર્ટમા આજ યાદીનો ઉલ્લેખ કરે છે આ સૂરીશ્વરે વિ સ ૧૩૪૨ મા લોઢાણા ગોત્રિય ૧૦૦૦ ઘરોને જૈન બનાવ્યા છે ગુરૂ ગુણષટ્ત્રિશિકા અને લઘુ ત્રિષષ્ઠિ પુરૂષ સારની રચના કરી છે તથા શ્રી મહેશ્વરસૂરિને શ્રી મુનિચદ્રસૂરિકૃત આવશ્યક સપ્તતિપર ટીકા રચવામા મદદ કરી છે

તેમના શિષ્ય ગણમાથી બે શિષ્યોના નામો મળી શકે છે

૧–શ્રી હેમતિલકસૂરિ–જેમણે સ ૧૩૮૨ મા ભાટી રાજાને અને કુલચીરાયને ઉપદેશ આપી જૈન બનાવ્યા હતા માની શકાય છે કે–ભૂવન દીપકની વૃત્તિ પણ તેઓએ બનાવી હોય

૨–હરિમુનિ–પોતાના કર્પૂર પ્રકરમાં લખે છે કે—

**શ્રીવજ્રસેનસ્ય ગુરોસ્ત્રિષષ્ટિ સાર પ્રબંધ સ્ફુટસદ્ગુણસ્ય શિષ્યેણ ચક્રે હરિણેયમિષ્ટા સૂક્તાવલી નેમિચરિત્રકર્ત્રા ॥**

શ્રી હેમતિલકસૂરિના શિષ્યરત્ન શ્રીમાન્ રત્નશેખરસૂરિ હતા. જેમનો જન્મ સં. ૧૩૭૨ માં દિક્ષા સં. ૧૩૮૫ માં સૂરિપદ સં. ૧૪૦૦ ખીલાડા ગામમાં, અને સ્વર્ગગમન સં. ૧૪૨૮ પછી થએલ છે. જેમણે ખરતર ગચ્છાધિપતિ જીનસિંહ સૂરિના શિષ્ય જીનપ્રભસૂરિ પાસે અભ્યાસ કર્યો હતો. તેઓશ્રીને " મિથ્યાંધકાર નભોમણિ " નું બિરૂદ હતું.

દિલ્હીપતિ ફિરોજશાહ તઘલક (ઇ. સ. ૧૩૫૧ થી ૧૩૮૮) પાસે પેથડસંઘવી ( સં. ૧૪૪૪ ) ની સારી પ્રતિષ્ઠા હતી. તેમની દ્વારા આ સૂરિનો પરિચય થતાં પાદશાહે સૂરિજીને ફરમાનો લખી આપ્યાં હતાં. જેમના શિષ્ય શ્રી હેમચંદ્રસૂરિ થયા છે.

આ રત્નશેખર સૂરિજીએ લગ્નના વિષયને અલગ રાખી માત્ર પંચાંગ શુદ્ધિથી દિવસ જોવા માટે લક્ષ્ય સ્થિર કરી આ દિનશુદ્ધિ ગ્રંથ બનાવ્યો છે. તેઓએ આ ગ્રંથમાં એવી ગુંથણી કરી છે કે જે મુગ્ધ જીવોને પ્રાથમિક શિક્ષણમાં એક ભોમિઆની ગરજ સારે છે. તેમજ આ ગ્રંથ પ્રતિષ્ઠિત–પ્રમાણભૂત રોચક શૈલીદાર અને સરલ છે. જેનું માપ તેના અભ્યાસીજ આંકી શકે.

* તે સૂરિની જ બનાવેલી અન્ય કૃતિઓ નીચે મુજબ છે.

સ્વોપજ્ઞ વીરંજય ક્ષેત્ર સમાસ. ( પ્રકાશક–આત્મા૦ ભાવનગર. )

---

* વસંતગઢના શિલાલેખ (૯૫૪) માં ઉલ્લેખ છે કે–તપગચ્છાધિપતિ શ્રી સોમસુંદરસૂરિ–શિષ્ય શ્રી મુનિસુંદરસૂરિ–શિષ્ય શ્રી જયચંદ્રસૂરિના શિષ્ય બાલસરસ્વતી શ્રી રત્નશેખરસૂરિ ( વિ. સં. ૧૪૫૭ થી ૧૫૧૭ પોષ વદિ ૬ ) થયા છે. તેમણે સ્વોપજ્ઞ શ્રાદ્ધવીધિ, રત્નચૂડરાસ આચારપ્રદીપ. અને શ્રાદ્ધપ્રતિક્રમણ વૃત્તિ બનાવેલ છે.

આ ઉપરાંત ષડાવશ્યકવૃત્તિ (સં. ૧૪૯૬), લક્ષણ સંગ્રહ (ડેક્કન), હેમ. અવચૂરિ (અમ. ભં. ૨ ) તથા પ્રબોધ ચંદ્રોદય વૃત્તિ આદિના કરનારા અને નેમિ રાજીમતીના બાર રાસા કાર અંચલગચ્છિય કપૂરવિજય ના ગુરૂ વિગેરે પણ જૂદા જૂદા રત્નશેખર સૂરીશ્વરો છે.

ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ કૃત અપ્રકટ "જૈન જ્ઞાન મહોદધિ" તથા " જૈન ગ્રંથાવલી " ના આધારે

સ્વોપજ્ઞ ગુર્જર્યાનર્ક ક્રમારિાદ, ( પ્ર દે'લા પું. ૬ડ. સુરત )
પ્રાકૃત શ્રીપાલ ચરિત્ર રચના મ ૧૮૧૮ ( પ્ર દે. લા )
સિદ્ધચક્ર લિખન વીધિ
ગુરૂગુણ પટ્ટિત્ર શિક્ષ-વૃત્તિ
છદો રત્નાવળી ( જે અમદાવાદ ભડાર-૨ ના પ્રાકૃત ૭૬ કોર્ષ, ગાથા ૧૦૦ સભવે છે )
સબોધ મીત્તરી ટીકા
ન્યાયકદલી ( આ ગ્રથ કયો હશે ? તે સમજી શકાતુ નથી )

## વિશ્વપ્રભા-ભાષાત્તર.

મારા પૂજ્ય ગુરૂદેવ કહેતા કે—પ્રત્યેક સાધુ સમુદાય વિવિધ ભાષા-શક્તિ-વિજ્ઞાનવાળા મુનિઓથી શોભેલો હોવો જોઈએ એટલે તેઓશ્રીએ મને જ્યોતિષવિષય અને બગાળી ભાષાનુ જ્ઞાન સપાદન કરવાને અનુકૂળતા કરી આપી અને મને એ પૂજ્ય ગુરૂદેવની કૃપાથી સ૦ ૧૯૭૩ ના ચોમાસામા હીરસૌભાગ્ય, નૈષધ, હિદી બગના શિક્ષા, અને આળબોધ જ્યોતિષનુ જ્ઞાન મળ્યુ અને ૧૯૭૫ ના ચોમાસામા મહુવાવત ભણવાનો પ્રસગ મળ્યો આ દરમીઆન જે વિષયની ખીલવટ કરવી હોય તે વિષયમા કઇ સ્વતત્ર લખવુ જોઇએ, એ ઇચ્છાથી મે " વિજયદક્ષ જ્યોતિષ " તથા " વિનય સામુદ્રિક છદ " લખ્યા હતા, અને સ્વતત્ર મૌહૂર્તિક ગ્રથ લખવા ભાવના રહ્યા કરતી હતી પરતુ મહાન જૈનાચાર્યોના સામર્થ્ય સામે મારી શક્તિની ખામીનો મને ખ્યાલ હતો, માટે પ્રાચીન પ્રતિષ્ઠિત ગ્રથોની નામાવળીમાં એક લઘુ ગ્રથ ઉમેરવા કરતા તેમાના એક ગ્રથને જાહેરાતમા લાવવા પ્રયાસ કરવો, એવી જ્ઞાન વધારે ખીલશે, એમ મને લાગ્યુ, અને દિનશુદ્ધિ તથા લગ્નશુદ્ધિ ઉપર દૃષ્ટિ પડી

અમારૂ સ૦ ૧૯૭૯ નુ ચાતુર્માસ શ્રી સઘના આગ્રહથી ધ્રાગધ્રામા થયુ ત્યારે શેઠ હરિભાઈ અને ભુરાભાઇએ તેમના માતુશ્રી મીઠીબાઇના કહેવાથી ઇચ્છા દર્શાવી કે—" આપ મુનિમહારાજોને ઉપયોગી થઇ પડે અને જેમા ધ્રાગધ્રાના ચોમાસાની યાદી રહે, એવુ એક પુસ્તક તૈયાર કરો, અમો તેને છપાવવામા કઇ રકમ આપી જ્ઞાનની ભક્તિ કરવા ભાગ્યશાળી થઇશુ " તેમની આ પ્રેરણાથી કયુ નવુ પુસ્તક તૈયાર કરવુ ? એ પ્રશ્ન ઉઠયો

દિનશુદ્ધિએ દિવસનું બળ દર્શાવ્યું છે, જ્યારે લગ્નશુદ્ધિએ લગ્નબળ પર ભાર મૂક્યો છે. દિનશુદ્ધિ અભ્યાસના પ્રારંભમાં ઉપયોગી છે, જ્યારે લગ્નશુદ્ધિનું અધ્યયનમાં પછી સ્થાન છે. આ પ્રમાણેની વિચારમાળામાં મણકો એ સ્થિર થયો કે—આબાલવૃદ્ધને ઉપયોગી થઇ પડે તેવું દિનશુદ્ધિનું વિવરણ લખવું, અને બીજે દિવસેજ વિશ્વપ્રભાનો પ્રારંભ કર્યો. સાથે સાથે વિષયને સુંદર રીતે છણવા માટે પ્રસ્તુત ગ્રંથોનું અધ્યયન પ્રારંભ્યું.

| ગ્રંથ | કર્તા |
|---|---|
| [1]સૂર્યપ્રજ્ઞપ્તિ–ટીકા. | |
| ચંદ્રપ્રજ્ઞપ્તિ. | |
| [2]નારચંદ્ર. | શ્રીનરચંદ્રસૂરિ |
| ,, ટીપ્પન. | શ્રીસાગરચંદ્રસૂરિ |
| પ્રશ્નશતક. | શ્રી નરચંદ્રોપાધ્યાય |
| ,, ખેડાલવૃત્તિ. | ,, |
| પ્રશ્નચતુર્વિંશતિકા. | ,, |
| લગ્નશુદ્ધિ | શ્રી હરિભદ્રસૂરિ |
| ભૂવનદીપક. | શ્રી પદ્મપ્રભસૂરિ |
| જોઇસહીર | આ૦ શ્રી વિજયહીરસૂરિ |
| મેઘમહોદય. | ઉ૦ શ્રી મેઘવિજયજી |
| આરંભસિદ્ધિ. | શ્રી ઉદયપ્રભસૂરિ |
| સુધીશૃંગારવાર્તિક. | શ્રીહેમહંસગણિજી |
| જૈનમતપ્રભાકર | ન્યા૦ વિ૦શાંતિવિજય |
| મુહૂર્તચિંતામણી. | દૈવજ્ઞવલ્લભ |
| ,, ટીકા | |
| પ્રતિષ્ઠાકલ્પ. | પૂર્વાચાર્ય |
| બાળબોધ જ્યોતિષ. | |
| બૃહજ્જ્યોતિષસાર. | |
| શિલ્પદીપક. | |
| સર્વતોભદ્ર. | |
| કાળજ્ઞાન. | પં૦ શંભુનાથ |
| પંજીકા (બંગાળી) | ગુપ્તપ્રેસ. |

આ વિશ્વપ્રભામાં આરંભસિદ્ધિ–વાર્તિકને મુખ્ય રાખેલ છે, બાકીના ગ્રંથોની જુદા પડતા પાઠોમાં સહાય લીધી છે, અને કોઇ પણ જરૂરી વિષય રહી ન જાય તે તરફ પુરતું લક્ષ્ય રાખેલ છે.

---

૧ સૂર્યપ્રજ્ઞપ્તિના યંત્રો અને ચંદ્રપ્રજ્ઞપ્તિ મૂળ છપાવવાની જરૂર છે.
૨ નરચંદ્રસૂરિ અનેક થયેલ છે.

A—देवानंद मुनीश्वर पदपंकज सेवनैक षट्चरणः
ज्योतिःशास्त्रमकार्षित् नरचंद्राख्यो मुनि प्रवरः ॥ १ ॥

આ સૂરિએ ચતુર્વિંશતિ જીનસ્તોત્ર પણ રચ્યું છે. તેમના શિષ્ય સાગરચંદ્રસૂરિએ " નારચંદ્ર ટિપ્પન " કરેલ છે. માગરોળ જૈન સંઘના ભંડારમાં જેની સં૦ ૧૪૭૬ દ્વિ૦ જેઠ શુદિ ૧૦ ભોમે શ્રી સોમસુંદરસૂરિ–શિષ્ય સોમદેવસૂરિ–શિષ્ય સંયમરૂચિગણિ–શિષ્ય કુલોદય ગણીએ લખેલ એક પ્રત છે. મેં આ ગ્રંથમાં તેનો ઉપયોગ કરેલ છે. આરંભસિદ્ધિવાર્તિકમાં અવતરણ કરેલ નારચંદ્ર ટિપ્પનના શ્લોકો અને આ પ્રતના તેજ શ્લોકોમાં બહુ તફાવત છે.

છુ આ ભાષાંતર ચોમાસામાજ લખતો હતો. એક નાનકડુ પુસ્તક રચવાની ભાવના હતી, પરતુ વિશ્વપ્રભાનુ કદ વધતુ ગયુ, ઉત્સાહ વેગિત બન્યો, અને જ્ઞાનાવરણીય પ્રકૃતિનો ક્ષય પણ થતો આવ્યો છેવટે એ ભાવના ત્રણગણા પૂર-પ્રમાણ ગ્રથને તૈયાર કરી સતોષ પામી

## કેટલીક વિશેષતાઓ—

આ ગ્રથમા ગાથા ૪૫ ના ઉત્તરાર્ધમા—ભરણી વિગેરે નક્ષત્રો સાત ગ્રહના જન્મ નક્ષત્રો છે, જે અશુભ છે એવો સિદ્ધો અર્થ નીકળે છે. જ્યોતિષહીરમા પણ એવુજ સૂચન છે, પરતુ અન્ય સ્થાને તે યોગને વર્જ

---

B—श्रीकासहृदगच्छेशोद्योतन सूरिट सिंहसूरिशिष्य

नरचंद्रोपाध्याय शास्त्रचक्रर्थबहुलमिद ॥ प्रकाश ७ श्लोक १ ॥

તેની જ્ઞાનદિપિકાવૃત્તિમા લખ્યુ છે કે—કાશેન્દ્રગચ્છપતિ ઉદ્યોત નસૂરિના પ્રીતિપાત્ર સિંહસૂરિએ બાલ્યકાળથી લઇ અન્નપાનાદિથી પોષી તર્કો—વ્યાકરણ—સાહિત્ય—૭૬—કાવ્ય અને જ્યોતિષ વિગેરે ભણાવી દીક્ષા આપી ઉ૦ પદવીપર સ્થાપેલ અને જન્મપ્રકાશવાળો પ્રશ્નપ્રકાશ, જન્માભોધિ તથા તેની બેડાવૃત્તિના કરનાર નરચદ્ર ઉપાધ્યાયે બહુઅર્થવાળુ અલ્પાક્ષરી પ્રશ્નશતકશાસ્ત્ર રચેલ છે અને સ૦ ૧૩૨૪ મહા શુદિ ૮ રવિવારે તેની બેડાનલઘુસગીની—૧૦૫૦ શ્લોકપ્રમાણ જ્ઞાનદીપિકા રચેલ છે

C—જૈન જ્ઞાનમહોદધિમા લખ્યુ છે કે—હર્ષપુરીય ( કૃષ્ણર્ષિ ) ગચ્છીય પાડવ ચરિત્રકાર મલધારી શ્રી દેવપ્રભસૂરિ શિષ્ય શ્રી નરચદ્રસૂરિ ( સ્વર્ગ૦ સ૦ ૧૨૮૭ ભા૦ વ૦ ૧૦ ) એ મત્રીશ્વર વસ્તુપાળની પ્રેરણાથી કથા( ૧૫ )રત્નસાગર, જ્યોતિસાર, પ્રાકૃતદીપિકા—હૈમપ્રાકૃતરૂપ સિદ્ધિ શ્લોક ૧૫૦૦, અનર્ઘરાઘવ ટિપ્પન, પાડવચરિત્ર સશોધન, ઉદયપ્રભસૂરિ કૃત ધર્માભ્યુદય સશોધન, પરમતિષ (ન્યાય) કદલીનુ ટિપ્પનક, મ બોધનપચાશિકા—ઔપદેશિક, અને ગીરનારપરના સ૦ ૧૨૮૮ ના વસ્તુપાળના મદિર માટેની પ્રશસ્તિ રચેલ છે

જેના શિષ્ય ૧—નરેદ્રપ્રભે વસ્તુપાળની પ્રેરણાથી અલકાર મહોદધિ, ૨—ઉદયપ્રભસૂરિએ ઉપદેશમાળાકર્ણિકા ( સ૦ ૧૨૯૯ ), અને ૩—પદ્મદેવના શિષ્ય તિલકસૂરિએ રચેલ છે

D—ગુણભદ્રના ભ્રાતૃ પડિત નરચદ્રસૂરિના શિષ્ય રત્નપ્રભસૂરિ ( સ૦ ૧૪૧૮ ) હતા

મુશળ તરીકે ઓળખાવી જન્મ નક્ષત્રો જુદા પાડયા છે એટલે મેં પણ આ બીજા માર્ગનો સ્વીકાર કર્યો છે.

વાસ્તુનું જન્મનક્ષત્ર કૃતિકા છે, અને મેષના છેલ્લા નવાંશથી રાશિઆરંભ થાય છે. પણ આરંભ સિદ્ધિની ટીકામાં આ નક્ષત્ર અશ્વિનિથી અશ્લેષ છે, જેથી મેં પણ એજ રીતિએ વસ્તુનો અધિકાર આપ્યો છે અને રાશિમાં એક ભપાદનો તફાવત ન રહે એમ અર્થ સંકલના કરી છે.

કેટલાએક જ્યોતિર્વિદો વૃશ્ચિકના ચંદ્રને અને ફાગણ શુદિમાં બીજા અઠવાડીઆને દુષ્ટ માને છે. પરંતુ તે ભ્રમ છે કેમકે–અનુરાધા અને જ્યેષ્ઠા નક્ષત્રો પ્રયાણમાં સિદ્ધિદાયક છે ગાથા ૬૮ ) એટલે માની શકાય છે કે—વીંછીડાનો દોષ સર્વથા કલ્પિત છે; દેશભેદવાળો છે કે × × કાર્યને આશ્રીને સ્વીકારાયો છે.

શ્રીયુત પૂરણચંદજી નાહાર **M. A.** સંગ્રહીત લેખ સંગ્રહના ૪૦૯, ૫૩૪, ૬૨૮, ૭૯૭, ૮૦૬, ૮૦૭, ૮૧૩, ૮૮૨, ૯૧૪, અને ૯૨૦ નંબરના લેખોમાં ફાગણ શુક્લ ૫–૮–૯–૧૧–૧૩ અને ૧૪ તિથિની પ્રતિષ્ઠા થયાનું લખેલ છે.

લગ્નબળ વિશેષ હોય તો વૃદ્ધિમાસ ચૈત્ર અને જેઠ પણ શુભકાર્યમાં સ્વીકાર્યા છે. જુઓ તેજ લેખ સંગ્રહમાં લેખાંક ૭૭૨ માં બીજા ચૈત્ર શુદિ ૮, ૬૦૬ માં બીજો વૈશાખ, ૮૩૮ માં પ્રથમ આષાઢ વદી, ૭૨૫–૨૬ માં બીજો આષાઢ અને ૮૩૨ માં સં. ૧૨૦૯ નો બીજા જેઠ વદિનો ઉલ્લેખ છે. લેખાંક ૭૬૨–૮૦૫ અને ૮૨૦ માં ચૈત્ર શુદિની યાદી છે, અને લેખાંક ૫૫૮, ૭૭૫, ૮૦૧ અને ૮૧૦ ( વદિ ૪ ) માં જેઠ માસનાં બન્ને પક્ષો પ્રતિષ્ઠા માટે ગ્રહણ કર્યા છે.

અત્યારે ઉદ્યાપન, શાંતિસ્નાત્ર, વૃદ્ધસ્નાત્ર અને પદાધિરોપણ વિગેરે મંગળ કાર્યો પણ શુક્રાસ્તમાં કરાય છે પણ જ્યોતિષ શાસ્ત્રની દૃષ્ટિએ એ માર્ગ પ્રશસ્ય નથી. માત્ર રોગાદિ શાંતિ માટે શાંતિસ્નાત્ર–મહાસ્નાત્ર શુક્રાસ્તમાં પણ કરી શકાય છે.

**ઋણુદાન—**

આ ગ્રંથ રચવામાં મુનિ જ્ઞાનવિજય અને મુનિ ન્યાયવિજય અવિભક્ત મદદનીશો છે, શેઠ હરિભાઇની ખાસ પ્રેરણા છે. પૂ. પા. આચાર્યમહારાજ શ્રીવિજયમેઘસૂરિએ લગ્ન શુદ્ધિમાંની ઉદયાસ્ત શુદ્ધિની ગાથાની

નય અને તેહની ભૂલ સુધારી છે એ વયોવૃદ્ધ-અનુભવ વૃદ્ધ પૂજ્ય અમર-વિજયજી મ મા ને તો કેમ ભૂલાય ? તેમણે જરૂરી સાધનો પૂરા પાડ્યા છે પૂ૦ વિચક્ષણ વિ મ પરિશિષ્ટો ૯-૧૦ અને ૧૧ ની કોપી પૂરી પાડી છે અમૃતલાલ અમરચંદ મહેતાએ આ પુસ્તકની સંપૂર્ણ પ્રેસ કોપી કરી આપી છે, અને પં૦ અંબાલાલ ભાઈએ અનુક્રમણિકા તથા શુદ્ધિ-પત્રક કરેલ છે, હું આ દરેકનો ઉપકૃત છું

વાચકમહાશયો આ ગ્રંથમાં જે ભૂલ લાગે તે સૂચવશે તો બીજી આવૃત્તિમાં સુધારવા તરફ લક્ષ્ય રાખીશ

સં ૧૯૮૩ ચા ક મ ૯<br>વસંતપંચમી-રવિવાર<br>મુંબઈ } લી૦ ચારિત્રચરણોપાસક-દર્શન

---

# श्रीदिनशुद्धि–विश्वप्रभानी अनुक्रमणिका.

ઇતિ સંજ્ઞા ખંડ સમાપ્ત.

ઇતિ કાર્યખંડ સમાપ્ત



# પરિશિષ્ટો.





श्रीवर्धमानस्वामिने नमो नमः ।

लब्धिनिधये गणधराय श्रीगौतमस्वामिने नमः ।

श्री रत्नशेखरसूरि विरचिता.

# दिनशुद्धिः



## विश्वप्रभा-विवेचन सहित



પ્રણમું વીર જીણંદને પ્રીતિ ધરી, માંગલ્ય દાતારને;
શ્રીમદ્ ગૌતમ સ્વામિને મન થકી, ને શ્રુતને જ્ઞાનને;
શ્રીચારિત્ર મુનીંદ સદ્ગુરૂ નમી, સન્મિત્ર ચાહી સદા,
દિનશુદ્ધિ દાપિકાનું તેજ લઇને, વિસ્તારૂં વિશ્વપ્રભા ॥૧॥

**जोइमयं जोइगुरुं,**
**वीरं नमिऊण जोइदीवाउ ।**

**दिनसुद्धिदीविअमिणं,**
**पयडत्थं चेव पयडेमि ॥१॥**

અર્થઃ—જ્યોતિષમય અને જ્યોતિષના ગુરૂરૂપ શ્રીમહાવીર સ્વામીને નમસ્કાર કરીને જ્યોતિષ દીપકથી આ પ્રગટ અર્થવાળી દિનશુદ્ધિ નામની દીપિકાને પ્રગટાવું છું.

**વિવેચન**—ગ્રન્થકર્તા શ્રીરત્નશેખર સૂરીશ્વરજી દિનશુદ્ધિ નામના જ્યોતિષના ગ્રન્થને બનાવતા પ્રારંભમાં "જોઇમય" ઇત્યાદિ શબ્દોથી મંગલાચરણ કરે છે જોકે મંગલાચરણ કરવામાં અનેક ધ્યેય પદાર્થો હોય છે, પણ ગ્રન્થકારને જે ક્રિયા કરવાની છે તે ક્રિયાની પૂર્ણતાની ટોચે પહોચેલા મહાપુરૂષનું મંગલાચરણ કરવાથી કાર્યસિદ્ધિ શીઘ્ર થાય છે એજ કારણથી પ્રસ્તુત ગ્રન્થકાર મહાત્મા પણ, સચરાચર જગતના ભાવની ઉત્પત્તિ સ્થિતિ અને લયને જાણનારા સર્વજ્ઞ ભગવતને તે કોટિમાં સ્થાપી સંપૂર્ણ હદે પહોચેલા તે પરમાત્માનીજ પ્રથમ સ્તુતિ કરે છે વળી અંતિમ તીર્થંકર પરમાત્મા શ્રી મહાવીર સ્વામી અનંત ગુણવાળા અને અચિંત્ય સામર્થ્યવાળા છે, તો પણ અહીં ગ્રંથની સિદ્ધિ માટે ઉપયોગી ગુણો દેખાડવા પૂર્વકજ તેમની સ્તુતિ કરે છે તે પ્રથમપદ "જોઇમય" થી જણાવે છે કે વીરપ્રભુ જ્યોતિમય છે, એટલે જેમના નામમાત્રથી જ્યોતિષની સિદ્ધિ થાય છે કેમકે—ઉત્તરોત્તર બળ દેખાડવામાં સમસ્ત નક્ષત્ર અને ગ્રહના બળ કરતા ધર્મને અધિક બળવાન્ કહેલ છે અથવા જ્યોતિર્મય એટલે જે પ્રભુ ઝળહળતા જ્ઞાનથી યુક્ત છે વળી "જોઈગુરૂ" એ વિશેષણથી જણાવે છે કે—જે પરમાત્મા જ્યોતિશ્ચક્રના સામર્થ્યવાળા છે અને તેથીજ તેમના પૂજ્ય છે, એવા વીર પરમાત્માને નમસ્કાર કરીને દિનશુદ્ધિ દીપિકા નામના ગ્રન્થને હુ કરૂ છુ આથી ગ્રન્થકારે ગ્રન્થનું નામ સૂચવ્યું છે, અને ગ્રન્થનો વિષય પણ સ્પષ્ટ કર્યો છે એટલે—જ્યોતિષશાસ્ત્ર ગણિત મુહૂર્ત અને ફલાદેશ એમ ત્રણ સજ્ઞાથી વિભકત છે, મુહૂર્ત જ્યોતિષ પણ લગ્નના બળથી તથા દિવસની શુદ્ધિથી તપાસાય છે, તે પૈકીમાં પ્રતિષ્ઠામાં લગ્નની શુદ્ધિ લઇ કામ કરવુ વધારે જરૂરી છે, બાકીના દરેક કાર્યો તો દિનશુદ્ધિથીજ કરી શકાય છે, માટે આમાથી લગ્નશુદ્ધિનો વિષય ન ચર્ચતા માત્ર દરેક કાર્યોમાં કેટલી દિનશુદ્ધિ જોઇએ ? તે વાત આ ગ્રંથથી સ્પષ્ટ કરાશે આટલી ભલામણ ગ્રંથકાર સૂરિજી ગ્રંથના નામથીજ જણાવે છે આ ગ્રંથ કેવો છે ? તે જણા

વવા સૂરિજી "પયડત્થં" એ શબ્દથી કહે છે કે, દીપિકાથી દરેક પદાર્થો પ્રગટપણે જોઇ શકાશે, અથવા આબાલગોપાલ પણ તેના અર્થને સહેલાઇથી સમજી શકશે. વળી ગ્રંથકાર જણાવે છે કે—**जोइदीवाउ** એટલે કેટલાક જ્યોતિષદીપકો છે, તેમાંથી આ દિનશુદ્ધિ દીપિકા પ્રગટાવેલ છે. ॥ ૧ ॥

આ રીતે મંગલાચરણ કરી સૂરિજી પ્રથમ વારના અધિપતિઓ તથા તેમના સ્વભાવને જણાવતા કહે છે—

**रवि-चंद-भोम-बुह-गुरु-**
**सुक्कसणीया कमेण दिणनाहा ।**
**चं सु गु सोमा मं स र,**
**कूरा य बुहो सहायसमो ॥ २ ॥**

**અર્થ—રવિ સોમ મંગળ બુધ ગુરૂ શુક્ર અને શનિ, એ દિવસોના સ્વામી છે. (આ સાતે દિનનાથો વારાફરતી આવે છે.) જે માંહેના ચંદ્ર શુક્ર અને ગુરૂ સૌમ્ય સ્વભાવવાળા છે. મંગળ શનિ અને રવિ ક્રૂર સ્વભાવના છે, અને બુધ મધ્યમ—સહાયક સમાન છે.**

**વિવેચન**—રવિ આદિ સાતે ગ્રહો એકેક દિવસનો ભોગ લ્યે છે, જેથી જે ગ્રહનો જે દિવસ હોય તે તે ગ્રહના વાર તરીકે એટલે રવિવાર સોમવાર એમ બોલાય છે. ( આ વાર લાવવા માટે એવી સામાન્ય રીતિ છે કે—ચૈત્ર શુદિ એકમથી ગયેલા માસને દોઢા કરી ગત તિથિ જોડી સાતથા ભાગ દેવો, જેટલા આંક શેષ રહે તેટલો વર્ષેશવારથી[1] ઇષ્ટિવાર જાણવો.

---

૧ ચૈત્રશુદિ એકમનો વાર વર્ષેશ, મેષસંક્રાન્તિનો વાર મંત્રી, કર્ક સંક્રાન્તિનો વાર શસ્યેશ, શુદિ એકમનો વાર માસેશ, અને સાત સાત દિવસે બદલાતો વાર દિનેશ કહેવાય છે. જેમાં સ્વામી તરીકે તે નામના ગ્રહો હોય છે.

જેમકે શકે ૧૮૪૫ મા આસો શુદિ ૧૦ દિને કયો વાર હતો ?, તે જાણવુ હોય તો—ચૈત્ર શુદિ ૧ ને રવિવારથી અધિક જેઠ સહિત ભાદરવા સુધી ૭ માસ ગયા છે, તેને દોઢા કરી ગત તિથિ મેળવતા શુક્રવાર આવે છે ( આ ગણના સ્થૂલ છે, તેથી વારની આસપાસનો વાર પણ આવે છે ) આ વારો પોતપોતાના કાર્યમા તુરત ફળ દેવાવાળા છે, અને બીજા વારના કાર્યમા હાનિ કરનારા છે તે દરેકનુ ફૂ બળ હોય છે વારોનુ કાર્ય નારચદ્રમા નીચે મુજબ જણાવેલ છે—

" गुरुर्विवाहे गमने च शुक्र,
युद्धे च भौमो नृपदर्शनेऽर्क' ।
ज्ञाने च सौम्य सुव्रते च शौरि,
सर्वेपु कार्येपु बली शशाङ्क ॥ १ ॥

અર્થ—" વિવાહમા ગુરૂ, જવામા શુક્ર, યુદ્ધમા મગળ, રાજાના દર્શનમા રવિ, જ્ઞાનમા બુધ, દીક્ષામા શનિ, અને સર્વ કાર્યોમા ચદ્ર—સોમ બળવાન છે" યતિ વલ્લભમાં કહ્યુ છે કે—

" राज्याभिपेक विवाहे,
सत्क्रियासु च दीक्षणे ।
धर्मार्थकामकार्ये च,
शुभा वारा' कुज विना ॥ १ ॥

અર્થ—રાજ્યાભિપેક વિવાહ શુભક્રિયા તથા ધર્મ અર્થ અને કામના કાર્યમા મગળ સિવાયના દરેક વાર શુભ છે

— સોમ બુધ ગુરૂ અને શુક્રવારમા સર્વ કાર્યો સિદ્ધ થાય છે, પણ રવિ મગળ અને શનિવારે તો તે વારમા કરવાના કામોજ સિદ્ધ થાય છે તેને માટે કહ્યુ છે કે—રવિવારે રાજ્યના દરેક કામો પુણ્ય અને ઉત્સવ, મગળવારે આરભ—સમારંભ—

વાળાં ક્રૂરકામો, અને શનિવારે દીક્ષા વાસ્તુશીલા ખાત ગૃહારંભ વિગેરે સ્થિર અને ક્રૂરકાર્યો કરવા તે તુરત સિદ્ધિને માટે છે; તે સિવાયના કાર્યો બાકીના વારમાં કરવાથી સિદ્ધ થાય છે.

ઉત્તરાર્ધ શ્લોકથી આ ગ્રહો--વારો કેવા કેવા સ્વભાવના છે, અને તેથી તેના સ્વભાવને યોગ્ય શું શું કાર્ય છે, તે સમજી શકાય છે. તેમાં જણાવેલ છે કે--સોમ ગુરૂ અને શુક્ર એ સૌમ્ય વારો છે, તે વારોમાં શાંતિનાં કાર્યો સિદ્ધ થાય છે. રવિ મંગળ અને શનિ એ ક્રૂર ગ્રહો છે, તેમાં ક્રૂર કાર્યો કરવાથી સિદ્ધ થાય છે. બુધવાર પણ સૌમ્ય છે, પણ બુધ નામનો ગ્રહ સહચારી છે, એટલે સૌમ્ય કે ક્રૂરગ્રહના સ્વભાવને અનુસરે છે. તાત્પર્ય કે--લગ્નકુંડલીમાં સૌમ્યગ્રહ સાથે સૌમ્ય સ્વભાવવાળો અને ક્રૂર ગ્રહ સાથે ક્રૂરતાવાળો બની રહે છે. માટે તેને મધ્યમ સ્વભાવી કહેલ છે. બુધવારે શાંતિના અને બુદ્ધિચાતુરીનાં કાર્યો તુરત ફળ આપે છે. સામાન્ય રીતે આ સાતે વારનાં કાર્યો પોતપોતાના વારમાં કરવાં, પણ પ્રતિકૂલ વારોમાં કરવા નહિં. વારના દોષો રાત્રિએ નિર્બળ થઇ જાય છે, જેથી ક્રૂર વારોની ક્રૂરતા પણ રાત્રિએ રહેતી નથી. વળી લલ્લ તો કહે છે કે—

विष्टयामङ्गारके चैव, मध्याह्नात् परतः शुभम् ॥

**અર્થ**—" વિષ્ટિ કે મંગલવારે મધ્યાહ્ન પછી શુભ છે."

આ ગાથાથી વારોની પેઠે ગ્રહોના પણ નામ અને સ્વભાવો સૂચવ્યા છે, જે ગ્રહગોચરમાં બરાબર સમજાવાશે. વારોની પેઠે ગ્રહો પણ સૌમ્ય અને ક્રૂર કાર્યોમાં પોતાના કાર્યોનો ઉપચય અને બીજા ગ્રહના કાર્યોમાં અપચય--અપૂર્ણતા કરે છે. આ સિવાય બીજી રીતે પણ વારની ચરાદિ સંજ્ઞા છે—

चरः स्थिरस्तथोग्रश्च, मिश्रो लघुरथो मृदुः ।
तीक्ष्णश्च कथिता वाराः, प्राच्यैः सूर्यादयः क्रमात् ॥ १ ॥

અર્થ—પ્રાચીન પુરૂષોએ રવિ વિગેરે સાત વારોને અનુક્રમે ચર, સ્થિર, ઉગ્ર, મિશ્ર, લઘુ, મૃદુ અને તીક્ષ્ણ કહેલા છે

હવે સાત વારને આશ્રીને કાળહોરા કહે છે—

चं स गु मं र सु बु वलय-
कमसो दिणवारमाइउ किच्चा ।
सड्ढ घडी दो माणा,
होराहिव पुण्णफलजणया ॥ ३ ॥

અર્થ—ચન્દ્ર શનિ ગુરૂ મંગળ રવિ શુક્ર અને બુધના વલયાકારમાં દિવસના વારને મુખ્ય કરીને અઢી અઢી ઘડીની હોરા આવે છે, જે પોતાના વારની સાથે આવે તો પરિપૂર્ણ ફળ આપે છે.

**વિવેચન**—એકેક હોરા અઢી અઢી ઘડીની હોય છે, એમ રાત્રિ દિવસની ૬૦ ઘડીમા ચોવીશ હોરા આવે છે તેમા એવો ક્રમ છે કે–પ્રથમ સવારમા પહેલી હોરા બેસતા વારનીહોય છે ત્યાર પછી અનુક્રમે છઠ્ઠા છઠ્ઠા વારની હોરા આવે છે આજ વાત મૂળ ગાથામા ગ્રહોના વલયાકારથી જણાવેલ છે એટલે સોમવારે પહેલી હોરા ચદ્રની, બીજી શનિની, ત્રીજી ગુરૂની, ચોથી મગળની, પાચમી રવિની, છઠ્ઠી શુક્રની, સાતમી બુધની, આઠમી ચદ્રની, એમ અનુક્રમે ગણ્યા જતા ચોવીશમી હોરા ગુરૂની આવે છે વળી બીજે દિવસે સવારે મગળવાર હોવાથી પહેલી મગળની હોરા આવે છે આ રીતે દરેક વારમા સાતે વારની હોરા આવે છે, તે પોતાના વારના કાર્યમા ફળ આપે છે, જેથી દરેક વારો પોતપોતાની હોરામા કરેલા કાર્યને સપૂર્ણ વીરાવશા ફળ આપે છે તેમજ સૌમ્ય વારોની હોરાના

યોગમાં કરેલ કાર્ય પણ સંપૂર્ણ શુભ ફળ આપે છે, પણ અશુભ ગ્રહની હોરા અને ક્રૂરવાર હોય તો તે સર્વથા સારા કાર્યમાં ગ્રહણ કરવા નહિં. વાર કે હોરા એમાંથી એક સારૂં હોય તો તેમાં પણ શુભ કાર્ય કરી શકાય છે. હોરા માટે કહ્યું છે કે—

लग्नं पञ्चचतुर्वर्गं, दूष्यते क्रूरहोरया ।
अपि षड्वर्गसंशुद्धं, कुलिकेन विहन्यते ॥ १ ॥

**અર્થ**—ગ્રહોના પાંચ કે ચાર વર્ગવાળું પણ લગ્ન ક્રૂર હોરા વડે દૂષિત થાય છે. અને છ વર્ગથી શુદ્ધ લગ્ન કુલિક વડે હણાય છે.

દિન હોરા યન્ત્ર.

| રવિ | સોમ. | મંગળ | બુધ. | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |
| ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ |
| શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |
| ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ |

## રાત્રિ હોરા યન્ત્ર

| રવિ | સોમ | મગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ |
| ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ |
| લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |
| શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ |
| ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ |

હોરાની પેઠે ચોઘડીયા પણ આ ગાથામા કહેલ વલયાકાર ગ્રહોના વારાફરતી આવે છે તે ચોઘડીયા એક અહોરાત્રિમા સોળ આવે છે, તેના નામ ગ્રહોના સ્વભાવને મળતા નીચે મુજબ છે—

"उद्वेगा–ऽमृत–रोगाश्च, लाभ–शुभौ चलस्तथा ।
कालश्च दिवसे षड्भि, रात्रौ पञ्चभिरेव च ॥ १ ॥

**અર્થ**—ઉદ્વેગ અમૃત રોગ લાભ શુભ ચળ અને કાળ, એ નામો દરેક વારના પ્રારભમા પહેલા ચોઘડીયાના હોય છે ત્યાર પછી દિવસે છઠ્ઠા છઠ્ઠા નામવાળા ચોઘડીયા આવે છે એટલે–રવિવારે પહેલુ ચોઘડીયુ ઉદ્વેગ, બીજુ ચળ, અને ત્રીજુ લાભ, એમ આઠમુ ઉદ્વેગ આવે છે ત્યાર પછી રાત્રે પહેલુ ચોઘડીયુ પોતાનાથી પાચમા વારનુ હોય છે, અને ત્યાર પછી રાત્રિના દરેક ચોઘડીયા પણ પાચમા પાચમા નામના

આવે છે. જેમકે—રવિવારની રાત્રે પહેલું ચોઘડીયું શુભ છે, જે દિવસના છેલ્લા ઉદ્વેગથી પાંચમું છે. પછી બીજું અમૃત, અને આજ રીતે આઠમું શુભ આવે છે. બીજે દિવસે તો સોમવાર હોવાથી પહેલું ચોઘડીયું પોતાનું અમૃત છે. આ ચોઘડીયાઓનું ફળ સામાન્ય રીતે નામ પ્રમાણે છે. અહીં ઉદ્વેગ વિગેરેને "ચોઘડીયું" એવી સંજ્ઞાથી ઓળખાવે છે, પણ તે ચાર ચાર ઘડીનાં હોતાં નથી. જેથી અહીં વારનો પ્રારંભ થાય ત્યારથી સૂર્યાસ્ત સુધીમાં જેટલી ઘડી વાર હોય તેના આઠમા ભાગને "ચોઘડીયું" એવી સંજ્ઞા આપેલ છે; જેનું બીજું નામ અર્ધપ્રહર ( અર્ધો પહોર ) પણ છે. જે દિવસે ત્રિશ ઘડીનો વાર હોય તે દિવસે ચોઘડીયું અર્ધ પ્રહર—પોણા ચાર ઘડીનું હોય છે. અત્યારના જ્યોતિષીઓ આ ચોઘડીયાની પ્રવૃત્તિને બહુ માન્ય રાખે છે.

આ સિવાય એક શુભાશુભ ઘટી યંત્ર ( જૈન ચોઘડીયાં ) પણ ઉપલબ્ધ થાય છે, તે પણ સૂક્ષ્મબુદ્ધિથી રચાયેલું છે, અને વિશ્વાસ કરવા લાયક છે. કેટલાક લોકો તે ઉપરથી પણ શુભાશુભ સમય કાઢે છે.

## દિવસનાં ચોઘડીયાં.

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |
| ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ |
| શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |

## રાત્રિના ચોઘડીયા

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ |
| ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ |
| લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |
| શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |

## શુભાશુભ ઘટી યંત્ર ( જૈન ચોઘડીયાં )

### આસો કાર્તિક માગશર અને પોષ માસના દિવસની ઘડીયો

| | |
|---|---|
| રવિવાર | અ-૬ ચ-૮ અ-૮ શૂ-૨ મ-૨ શૂ-૨ ચ-૨ |
| સોમવાર | અ-૪ ચ-૪ અ-૬ ચ-૧૬ |
| મંગળવાર | અ-૨ શૂ-૨ અ-૧૦- ચ-૬ શૂ-૬ ચ-૪ |
| બુધવાર | શૂ-૨ મ-૪ અ-૨ શૂ-૨ ચ-૪ શૂ-૨ અ-૪ શૂ-૧૦ |
| ગુરૂવાર | અ-૪ ચ-૬ અ-૪ શૂ-૪ ચ-૪ શૂ-૪ અ-૪ |
| શુક્રવાર | અ-૨ ચ-૬ અ-૬ ચ-૬ અ-૮ શૂ-૨ |
| શનિવાર | શૂ-૪ ચ-૪ અ-૪ શૂ-૮ અ-૬ શૂ-૪ |

### આસો કાર્તિક માગશર અને પોષ માસની રાત્રિની ઘડીયો.

| | |
|---|---|
| રવિવાર | શૂ-૨ ચ-૪ અ-૬ ચ-૬ અ-૪ ચ-૪ શૂ-૨ ચ-૨ |
| સોમવાર | ચ-૪ અ-૮ ચ-૮ અ-૨ ચ-૬ શૂ-૨ |
| મંગળવાર | ચ-૬ અ-૨ શૂ-૨ અ-૧૨ મ-૨ અ-૪ શૂ-૨ |
| બુધવાર | મ-૪ અ-૪ ચ-૮ અ-૬ શૂ-૮ |
| ગુરૂવાર | શૂ-૮ અ-૨ ચ-૬ અ-૪ ચ-૬ મ-૨ શૂ-૨ |
| શુક્રવાર | ચ-૪ અ-૪ શૂ-૪ મ-૨ ચ-૬ અ-૬ શૂ-૪ |
| શનિવાર | ચ-૪ અ-૪ ચ-૬ અ-૪ શૂ-૪ ચ-૪ અ-૨ શૂ-૨ |

## મહા ફાગણ ચૈત્ર વૈશાખ શ્રાવણ અને ભાદરવા માસની દિવસની ઘડીયો.

| | |
|---|---|
| રવિવાર | મ–૨ ચ–૨ અ–૮ ચ–૬ શૂ–૧૦– મ–૨ |
| સોમવાર | અ–૪ ચ–૮ અ–૬ ચ–૬ અ–૪ શૂ–૨ |
| મંગળવાર | ચ–૪ શૂ–૨ અ–૬ ચ–૪ શૂ–૨ અ–૨ શૂ–૪ અ–૬ |
| બુધવાર | ચ–૪ અ–૪ શૂ–૨ ચ–૪ મ–૨ અ–૪ ચ–૪ અ–૪ શૂ–૨ |
| ગુરૂવાર | અ–૬ ચ–૪ અ–૪ શૂ–૨ અ–૧૪ |
| શુક્રવાર | શૂ–૨ અ–૧૬ ચ–૮ અ–૨ શૂ–૨ |
| શનિવાર | શૂ–૪ ચ–૪ શૂ–૪ અ–૪ શૂ–૪ ચ–૬ શૂ–૪ |

## મહા ફાગણ ચૈત્ર વૈશાખ શ્રાવણ અને ભાદરવાની રાત્રિની ઘડીયો.

| | |
|---|---|
| રવિવાર | શૂ–૪ મ–૪ ચ–૨ શૂ–૨ અ–૪ શૂ–૨ ચ–૬ શૂ–૬ |
| સોમવાર | ચ–૨ અ–૬ ચ–૬ અ–૮ ચ–૮ |
| મંગળવાર | અ–૬ શૂ–૨ અ–૨ ચ–૪ મ–૨ શૂ–૪ અ–૬ શૂ–૪ |
| બુધવાર | શૂ–૪ અ–૬ શૂ–૪ ચ–૬ શૂ–૪ અ–૬ |
| ગુરૂવાર | ચ–૪ મ–૪ અ–૨ ચ–૮ અ–૪ શૂ–૪ અ–૪ |
| શુક્રવાર | શૂ–૨ ચ–૪ અ–૬ શૂ–૪ અ–૬ મ–૨ શૂ–૬ |
| શનિવાર | શૂ–૨ ચ–૪ અ–૬ ચ–૪ અ–૬ ચ–૨ શૂ–૬ |

## જેઠ અને અષાડ માસના દિવસની શુભાશુભ ઘડીયો.

| | |
|---|---|
| રવિવાર | શૂ–૪ અ–૮ ચ–૬ અ–૬ ચ–૪ શૂ–૨ |
| સોમવાર | ચ–૮ અ–૪ શૂ–૨ ચ–૪ અ–૬ મ–૬ |
| મંગળવાર | અ–૪ ચ–૪ શૂ–૨ અ–૬ ચ–૬ મ–૨ ચ–૪ અ–૨ |
| બુધવાર | શૂ–૨ ચ–૪ અ–૮ ચ–૬ અ–૮ શૂ–૨ |
| ગુરૂવાર | અ–૨ શૂ–૪ ચ–૬ અ–૬ શૂ–૨ ચ–૪ અ–૬ |
| શુક્રવાર | શૂ–૨ અ–૧૬ ચ–૮ અ–૨ શૂ–૨ |
| શનિવાર | શૂ–૪ ચ–૪ શૂ–૪ અ–૪ શૂ–૪ ચ–૬ શૂ–૪ |

જેઠ અને અષાડ માસની રાત્રિની શુભાશુભ ઘડીયો

| | |
|---|---|
| રવિવાર | અ-૪ શૂ-૪ ચ-૪ અ-૬ ચ-૮ શૂ-૪ |
| સોમવાર | શૂ-૪ ચ-૮ અ-૪ ચ-૪ શૂ-૨ ચ-૪ શૂ-૪ |
| મંગળવાર | ચ-૬ અ-૬ ચ-૪ અ-૨ શૂ-૨ ચ-૪ અ-૪ શૂ-૨ |
| બુધવાર | અ-૮ ચ-૨ શૂ-૪ અ-૪ શૂ-૬ અ-૬ |
| ગુરૂવાર | મ-૪ અ-૪ શૂ-૨ ચ-૪ શૂ-૨ અ-૬ ચ-૬ શૂ-૨ |
| શુક્રવાર | શૂ-૨ ચ-૪ અ-૬ શૂ-૪ અ-૬ મ-૨ શૂ-૬ |
| શનિવાર | શૂ-૨ ચ-૪ અ-૪ ચ-૪ અ-૬ ચ-૪ અ-૨ શૂ-૪ |

આ શુભાશુભ ઘટીયંત્રમા લગ્ન, મુહૂર્ત, ચોઘડીયા, હોરા, કુલિક, ઉપકુલિક, કાળવેળા, અર્ધપ્રહર, કુવેળા વિગેરેની આવશ્યક શુદ્ધિનો સમાવેશ થાય છે આ યંત્રની ઘડીયોની શરૂઆત સૂર્યોદયથી થાય છે તેમા મ-મહેન્દ્ર અને અ-અમૃતની ઘડીયો શુભ છે, અને ચ-ચક્કર, શૂ-શૂન્યની ઘડીયો અશુભ છે એટલે **મહેન્દ્ર** શુભ, **અમૃત** શુભ, **ચક્કર** વિલંબ કરાવનાર, અને **શૂન્ય** વિઘ્ન કરાવનાર, છે ( આ સબંધમા વિશેષ શિવચક્રમાથી તપાસવું ) ॥ ૩ ॥

હવે વારનો પ્રારંભ ક્યારે થાય તે કહે છે—

**विच्छिअ-कुंभाइ तिए,**
**निसिमुहि विस-धणुहि ककि-तुलि मज्झे।**
**मक-मिहुण-कन्न-सिंहे,**
**निसि अंते संकमइ वारो ॥ ४ ॥**

અર્થ—વૃશ્ચિક અને કુંભાદિ ત્રણ સંક્રાંતિમાં વારની પ્રવૃત્તિ રાત્રિના પ્રારંભમાં થાય છે, વૃષ, ધન, કર્ક અને તુલા સંક્રાંતિમાં મધ્યરાત્રે વારની પ્રવૃત્તિ થાય છે, તથા મકર, મિથુન કન્યા અને સિંહ સંક્રાંતિમાં રાત્રિના અંતભાગમાં વાર બેસે છે.

**વિવેચન**—વારની શરૂઆત સૂર્યોદયથી થાય એવું હોતું નથી, પણ તે આ ગાથાના કહેવા પ્રમાણે સંક્રાંતિને આશ્રીને જુદે જુદે વખતે બેસે છે. મેષ વિગેરે બાર રાશિ છે. તેમાં સૂર્ય એક રાશિમાંથી બીજી રાશિમાં બદલાય તેનું નામ સંક્રાંતિ કહેવાય છે. તે સંક્રાંતિઓ પણ બાર છે. જ્યારે સૂર્ય વૃશ્ચિક, કુંભ, મીન અને મેષમાં હોય ત્યારે રાત્રિના આદિ ભાગથી વાર ગણાય છે, સૂર્ય, વૃષ, કર્ક, તુલા અને ધન રાશિમાં હોય ત્યારે મધ્યરાત્રિથી વારની ગણના થાય છે, વળી મિથુન સિંહ કન્યા અને મકરરાશિમાં સૂર્ય હોય ત્યારે વાર રાત્રિના અંતભાગમાં સંક્રમે છે—બદલાય છે. આ વખતના સ્પષ્ટીકરણ માટે દિનમાન અને રાત્રિમાનની આવશ્યકતા છે, તે દિનમાન જાણવા માટે સ્થૂલ ઉપાય આ પ્રમાણે છે—

મકરથી માંડીને મિથુન સુધીની છ સંક્રાંતિમાં અનુક્રમે દિનમાન વૃદ્ધિ પામતું હોય છે. તેમાં મકર સંક્રાંતિમાં પહેલે દિવસે દિનમાન ૨૬ ઘડી ૧૨ પળ, કુંભમાં ૨૬ ઘડી ૪૮ પળ, મીનમાં ૨૮ ઘડી ૧૪ પળ, મેષમાં ૩૦ ઘડી, વૃષમાં ૩૧ ઘડી ૪૬ પળ, અને મિથુન સંક્રાંતિમાં ૩૩ ઘડી અને ૧૨ પળનું દિનમાન હોય છે. કર્ક સંક્રાંતિમાં પહેલે દિવસે ૩૩ ઘડી અને ૪૮ પળનું ઉત્કૃષ્ટ દિનમાન હોય છે, ત્યાર પછીની કર્કથી ધન સુધીની છ સંક્રાંતિમાં દિનમાન ઘટતું જાય છે. જેથી સિંહ સંક્રાંતિમાં ૩૩ ઘડી ૧૨ પળ, કન્યામાં ૩૧ ઘડી અને ૪૬ પળ, તુલામાં ૩૦ ઘડી, વૃશ્ચિકમાં ૨૮ ઘડી ૧૪ પળ, ધન સંક્રાંતિને પહેલે દિવસે ૨૬ ઘડી ૪૮ પળ દિનમાન હોય છે, અને તેના ત્રિશ દિવસો જતાં મકર સંક્રાંતિમાં વળી ૨૬ ઘડી અને ૧૨ પળનું દિનમાન હોય છે. આ દિનમાનમાં હમેશા કેટલી વૃદ્ધિ–હાનિ થાય છે? તેને માટે માસમાં વધેલા કે ઘટેલા પળને ત્રિશે ભાગ દેવાથી હંમેશના દિવસનું પ્રમાણ આવે છે—

१–१२ २–५२ ३–३२ ३–३२ २–५२ १–१२
" एकार्क पक्षद्विशरा त्रिदन्ता., त्रिदन्तपक्षद्विशरा कुसूर्या.।
मृगादिषट्केऽह्नि वृद्धिरेव, कर्कादिषट्केऽपचितिपलाद्याः ॥१॥"

**અર્થ**—મકર સંક્રાંતિમા દરેક દિવસે ૧ પળ ૧૨ વિપળ, કુંભમા ૨ પળ ૫૨ વિપળ, મીનમા ૩ પળ ૩૨ વિપળ, મેષમા ૩ પળ ૩૨ વિપળ, વૃષમા ૨ પળ ૫૨ વિપળ, અને મિથુનમા ૧ પળ ૧૨ વિપળની વૃદ્ધિ થાય છે અને ત્યાર પછીની છએ સંક્રાંતિમા પ્રત્યેક દિવસે આ છ સંક્રાંતિમા દર્શાવેલ પળ અને વિપળોની અનુક્રમે હાનિ થાય છે એક અહોરાત્રિ ૬૦ ઘડીની હોય છે, તેમાથી દિનમાનની ઘડી અને પળ બાદ કરતા બાકી રહેલ ઘડી અને પળ જેટલુ રાત્રિમાન હોય છે (જુઓ–દિનમાનનું યંત્ર ) વારની પ્રવૃત્તિ માટે આવી રીતે રાત્રિમાન કાઢી તેનો આદિ મધ્ય કે અંતભાગ શોધી વારની ગણના કરવી

આ ગાથામા દર્શાવેલ વારની પ્રવૃત્તિ અત્યારે ક્યાઇ દૃષ્ટિગોચર થતી નથી તેવીજ રીતે બીજુ પણ એક વારની ભોગ્ય ઘડીયોનું માપ મળે છે, તે ઉપરથી પણ કોઇ વાર બેસારતુ નથી, તે આ પ્રમાણે—

" राम रस नन्द वाणा, वेदाऽष्टौ सप्त दश हता कार्या ।
मन्दादीना दिनत , क्रमेण भोग्यस्य नाड्य स्यु ॥ १ ॥"

**અર્થ**—શનિવારના સવારથી આરંભીને દરેક વારોની ભોગ્ય ઘડીઓ અનુક્રમે ૩૦–૬૦–૯૦–૫૦–૪૦–૮૦ અને ૭૦ છે એટલે શનિવારના સવારથી શુક્રવારની રાત્રિના અંતે આ ઘડીઓ પૂરી થાય છે આ ગણના અનુસારે શનિવારની રાત્રે રવિવાર બેસવાથી શનિવાર સૂતો ગણાય છે માટે શનિવારની રાત્રિ શુભ કહેવાય છે

# દિનમાનનું યંત્ર.

| સંક્રાંતિઓ. | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્રથમ દિનમાન ઘટી–પળ. | ૩૦–૦ | ૩૧–૪૬ | ૩૩–૧૨ | ૩૩–૪૮ | ૩૩–૧૨ | ૩૧–૪૬ | ૩૦ | ૨૮–૧૪ | ૨૬–૪૮ | ૨૬–૧૨ | ૨૬–૪૮ | ૨૮–૧૪ |
| હાન–વૃદ્ધિ દિનમાન. | વૃદ્ધિ | વૃદ્ધિ. | વૃદ્ધિ | હાનિ | હાનિ | હાનિ | હાનિ | હાનિ | હાનિ | વૃદ્ધિ | વૃદ્ધિ | વૃદ્ધિ |
| પ્રતિદિન હાનિ વૃદ્ધિના પળો | ૩–૩૨ | ૨–૫૨ | ૧–૧૨ | ૧–૧૨ | ૨–૫૨ | ૩–૩૨ | ૩–૩૨ | ૨–૫૨ | ૧–૧૨ | ૧–૧૨ | ૨–૫૨ | ૩–૩૨ |
| પ્રતિમાસ વૃદ્ધિ હાનિના પળો | ૧૦૬ | ૮૬ | ૩૬ | ૩૬ | ૮૬ | ૧૦૬ | ૧૦૬ | ૮૬ | ૩૬ | ૩૬ | ૮૬ | ૧૦૬ |
| સંક્રાંતિના કુલ (પૂર્વ) પળો | ૧૮૦૦ | ૧૯૦૬ | ૧૯૯૨ | ૨૦૨૮ | ૧૯૯૨ | ૧૯૦૬ | ૧૮૦૦ | ૧૬૯૪ | ૧૬૦૮ | ૧૫૭૨ | ૧૬૦૮ | ૧૬૯૪ |
| માસનો યોગ. | ચૈત્ર | વૈશાખ | જેઠ | અષાડ | શ્રાવણ | ભાદરવો | આસો | કાર્તિક | માગશર | પોષ | મહા | ફાગણ |
| ઋતુ. | વસંત | ગ્રીષ્મ | ગ્રીષ્મ | વર્ષા | વર્ષા | શરદ | શરદ | હેમંત | હેમંત | શિશિર | શિશિર | વસંત |
| અયન. | ઉત્તર | ઉત્તર | ઉત્તર | દક્ષિણ | દક્ષિણ | દક્ષિણ | દક્ષિણ | દક્ષિણ | દક્ષિણ | ઉત્તર | ઉત્તર | ઉત્તર |

ઉદયપ્રભસૂરિજી વારપ્રવૃત્તિ માટે કહે છે કે—

" वारादिरुदयादूर्ध्वं, पलैर्मेषादिगे रवौ ।
तुलादिगे त्वधस्त्रिंशत्, तद्युमानान्तरार्धजे ॥ १ ॥

અર્થ—દિનમાનની ઘડી પળ અને ત્રીશની વચ્ચે જેટલુ આતરૂ હોય તેને અર્ધ કરવાથી આવેલ ઘડી અને પળે વારનો પ્રારભ થાય છે વળી મેષાદિ છ રાશિમા સૂર્યોદય હોય ત્યારે સૂર્યોદય પછી અને તુલા વિગેરે છ રાશિમા સૂર્ય હોય ત્યારે સૂર્યોદયની પહેલા તેટલી ઘડીયે વારની શરૂઆત થાય છે જેમકે—કર્ક સક્રાતિમા ૩૩ ઘડી ૪૮ પળનું દિનમાન હોય ત્યારે ૩૦ ની સાથે સરખાવતા ૩ ઘડી ૪૮ પળ વધે છે, તેને અર્ધા કરતા સૂર્યોદય પછી ૧ ઘડી ૫૪ પળ જતા કર્ક સક્રાતિને પહેલે દિવસે વારપ્રવૃત્તિ થાય છે આજ રીતે મકર સક્રાતિના પહેલે દિવસે સૂર્યોદય પહેલા ૧ ઘડી ૫૪ પળ બાકી રહેતા વારની શરૂઆત થાય છે

ભાસ્કરાચાર્યને સમ્મત થઇ શ્રીપતિ દેશાતર ચરના સસ્કારથી વાર પ્રવૃત્તિ માને છે, જે રીતિને સક્ષેપથી મુહૂર્ત ચિંતામણિમા એક શ્લોકથી સમજાવે છે કે—મધ્યરેખાના દેશોથી પૂર્વ-પશ્ચિમમા જે નગરની વાર પ્રવૃત્તિ જાણવી હોય તે નગર અને મધ્યરેખાના યોજનને પોણા કરી પદર ઘડીમા હીનાધિક કરવા, એટલે મધ્યરેખાથી તે નગર પૂર્વમા હોય તો તે પળો બાદ કરવા, અને પશ્ચિમમા હોય તો તે પળો વધારવા પછી આ સખ્યાવડે તે ઇષ્ટ દિવસના અર્ધ દિનમાનમા ઘડીનું આતરૂ કાઢવુ જો તે સસ્કાર સખ્યા દિનાર્ધમાનથી ઓછી હોય તો તે આતરા પ્રમાણ ઘડીથી સૂર્યોદય પછી વાર પ્રવેશ જાણવો, અને તે સખ્યા દિનાર્ધમાનથી અધિક હોય તો સૂર્યોદય પહેલા આતરા પ્રમાણ ઘડી-પળથી વાર પ્રવૃત્તિ જાણવી જેમકે—બનારસની વાર પ્રવૃત્તિ જાણવી હોય તો, તે નગર મધ્યરેખાવાળા કુરૂક્ષેત્રથી ૬૩ યોજન છે, તેને પોણા કરતા ૪૭ ( ૪૭। ) આવે છે, બનારસ મધ્યરેખાથી પૂર્વમા

હોવાથી ૧૫ ઘડીમાંથી ૪૭ પળ બાદ કરતાં ૧૪ ઘડી ૧૩ પળ આવે છે. ઇષ્ટ દિવસનું અર્ધદિનમાન ૧૭ ઘડી ૨ પળ છે, જેના કરતાં ૧૪ ઘડી ૧૩ પળ ઓછા છે, અને બન્ને વચ્ચે ૨ ઘડી ૪૯ પળનું આંતરૂં છે, તો બનારસમાં ૩૪ ઘડી ૪ પળનું દિન-માન હોય ત્યારે સૂર્યોદય પછી ૨ ઘડી ૪૯ પળે વાર પ્રવૃત્તિ થાય છે. આ સિવાય બીજી રીતિઓ પણ મળે છે, આ વાર પ્રવૃત્તિ હોરા અર્ધપ્રહર આદિ માટે જરૂરી છે, પણ તિથિ અને નક્ષત્રથી થતા યોગોમાં તો વાર સૂર્યોદયથી ગણાય છે. ॥ ૪ ॥

હવે વારને આશ્રીને **સુવેળા** કહે છે—

**चउघडिअ सुवेला एग दो छच्च सूरे,**
**पण इग अड सोमे अट्ठ चऊ सत्त भोमे ।**
**छ तिअ अड बुहम्मि पंच दो सत्त जीवे,**
**छ अडिग चउ सुक्के तिन्नि सत्तट्ठ पंच ॥५॥**

અર્થ—રવિવારે પહેલું બીજું અને છઠ્ઠુ ચોઘડીયું, સોમવારે પાંચમુ પહેલું અને આઠમું ચોઘડીયું, મંગળવારે આઠમું ચોથું અને સાતમું ચોઘડીયું, બુધવારે છઠ્ઠુ ત્રીજું અને આઠમું ચોઘ-ડીયું, ગુરૂવારે પાંચમું બીજું અને સાતમું ચોઘ-ડીયું, શુક્રવારે છઠ્ઠું આઠમું પહેલું અને ચોથું ચોઘડીયું, તથા શનિવારે ત્રીજું સાતમું આઠમું અને પાંચમું ચોઘડીયું સુવેળા છે.

**વિવેચન**—અહીં દિવસના અષ્ટમાંશ એટલે અર્ધ પ્રહ-રને ચોઘડીયું એવી સંજ્ઞા આપેલ છે. તે ઉત્કૃષ્ટ દિનમાન હોય ત્યારે ચાર ઘડીથી અધિક, અને જઘન્ય દિનમાનમાં ચાર ઘડીથી ઓછા પ્રમાણવાળું હોય છે. દિવસના આઠ ચોઘ

આમા કેટલાક ચોઘડીયા કુલિક કટક વિગેરે દોષોથી દુષિત છે, માટે જેટલા ચોઘડીયા શુભ છે તેની તારવણી કરી તેને સુવેળા તરીકે ઓળખાવેલ છે આ ચોઘડીયાની શુદ્ધિ માત્ર દિવસ માટેજ છે, અને આગળના શ્લોકમા કહેવાતા કટક કુલિક અર્ધપ્રહર વિગેરે પણ દિવસેજ સમજી લેવા, કેમકે અર્ધપ્રહર વેળા વિગેરે સૂર્યને આશ્રીને આવે છે

રવિવારે પહેલુ પાચમુ અને છઠ્ઠુ ચોઘડીયું સુવેળા છે, સોમવારે પહેલુ પાચમુ અને આઠમુ ચોઘડીયું સુવેળા છે, મગળવારે ચોથુ સાતમુ અને આઠમુ ચોઘડીયું સુવેળા છે, બુધવારે ત્રીજુ છઠ્ઠુ અને આઠમુ ચોઘડીયુ સુવેળા છે, ગુરૂવારે બીજુ પાચમુ અને સાતમુ ચોઘડીયુ સુવેળા છે, શુક્રવારે પહેલુ ચોથુ છઠ્ઠુ અને આઠમુ ચોઘડીયુ સુવેળા છે, અને શનિવારે ત્રીજુ પાચમુ સાતમુ અને આઠમુ ચોઘડીયું સુવેળા છે આમા રવિવારથી ગુરૂવાર સુધીના વારોના બાકીના પાચ પાચ ચોઘડીયા કુલિક આદિથી દૂષિત છે, પણ શુક્રવારે સાતમા ચોઘડીયામા બે દોષો સાથે રહેલા છે, તેમજ શનિવારે છઠ્ઠા ચોઘડીયામા બે દોષો સાથે રહેલા છે, માટે આ બન્ને વારના ચાર ચાર ચોઘડીયા અશુભ હોવાથી બાકીના ચાર ચાર સુવેળા કહેલ છે ॥ ૫ ॥

હવે કુલિક વિગેરે ચાર કુવેળા કહે છે—

**रवि–बुह–सुक्का–सत्त उ,**
**हायंता कुलिश्र कंट उवकुलिश्रा ।**
**श्रड ति छ इग चउ सग,**
**दो सूराइसु कालवेलाश्रो ॥ ६ ॥**

અર્થ—રવિવાર બુધવાર અને શુક્રવારના સાતમા ચોઘડીયાથી એકેક ઓછુ કરવાથી દરેક વારના કુલિક કટક અને ઉપકુલિક યોગો થાય છે.

**તથા રવિ આદિ સાતે વારોનું અનુક્રમે આઠમું ત્રીજું છઠ્ઠું પહેલું ચોથું સાતમું અને બીજું ચોઘડીયું કાલવેળા કહેવાય છે.**

**વિવેચન**—આ કુયોગો પણ દિવસના અષ્ટમાંશને આશ્રીને કહેલા છે, તેથી રાત્રે તે યોગો હોતા નથી, અને અહીં અષ્ટમાંશનો સમય પણ પૂર્વની પેઠે ચાર ઘડીથી ન્યૂનાધિક જાણવો. તેમાં રવિવારના સાતમા અષ્ટમાંશે કુલિક યોગ હોય છે, ત્યાર પછીના દરેક વારે એકેક સંખ્યાએ ઓછા અષ્ટમાંશમાં અર્થાત્ સોમવારે છઠ્ઠા, ભોમવારે પાંચમા, બુધવારે ચોથા, ગુરૂવારે ત્રીજા, શુક્રવારે બીજા અને શનિવારે પહેલા દિનાષ્ટમાંશમાં કુલિકયોગ આવે છે.

આ યોગ લાવવા માટે એવી પણ ગણતરી છે કે—પોતાનાથી શનિવાર જેટલામો હોય તે વારનો તેટલામો દિનાષ્ટમાંશ કુલિક હોય છે. અથવા અવળી રીતે ગણતાં શનિવારથી પોતે જેટલામો વાર હોય તેટલામો પોતાનો અષ્ટમાંશ કુલિક કહેવાય છે. આ રીતે પણ ઉપર કહેલા અર્ધપ્રહરોજ કુલિક યોગવાળા થાય છે. કુલિકમાં શુભ કાર્ય કરવાનો સર્વથા નિષેધ છે, તે માટે વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે કે—

“ छिन्नं भिन्नं नष्टं, ग्रहजुष्टं पन्नगादिभिर्दष्टम् ।
नाशमुपयाति नियतं, जातं कर्माऽन्यदपि तत्र ॥ १ ॥ ”

**અર્થ**—કુલિકમાં છેદાયેલ, ભેદાયેલ, ભૂતે ગ્રહણ કરેલ, કે સર્પે ડંસેલ હરકોઇ વસ્તુ ( પ્રાણી કે બીજો પદાર્થ ) અવશ્ય નાશ પામે છે; તથા તેમાં કરેલ બીજાં કાર્યો પણ નાશ પામે છે.

દિનાષ્ટમાંશમાં કુલિક હોય છે એ કથનમાં શ્રીમાન્ નરચંદ્રસૂરિ સમ્મત છે, પણ ઉદયપ્રભસૂરિ ઉપર કહેલ દિનાષ્ટમાંશમાં પ્રથમ અર્ધભાગ વર્જી બીજા અર્ધભાગના મુહૂર્તમાં કુલિકયોગ હોવાનું જણાવે છે. તેઓ કહે છે કે—પોતાથી શનિવાર જેટલામો હોય તેની બમણી સંખ્યાવાળું દિવસનું મુહૂર્ત કુલિકયોગવાળું હોય

છે, અને રાત્રિએ તેથી એકેક ઓછી મખ્યાવાળુ મુહૂર્ત કુલિક હોય છે આ રીતે રવિવારથી શનિવાર સાતમો વાર હોવાથી રવિવારે દિવસે ચૌદમુ અને રાત્રે તેરમુ મુહૂર્ત, સોમવારના દિવસે બારમુ અને રાત્રે અગીયારમુ, એમ અનુક્રમે શનિવારે દિવસે બીજુ અને રાત્રિએ પહેલુ મુહૂર્ત કુલિક હોય છે પદર દિવસના અને પદર રાત્રિના એમ કુલ ત્રીશ મુહૂર્તો છે તેનુ પ્રમાણ પણ દિનમાન અને રાત્રિમાનના પદરમા ભાગનુ હોવાથી ઉત્કૃષ્ટ દિનમાનમા બે ઘડીથી અધિક અને જઘન્ય દિનમાનમા બે ઘડીથી ઓછુ આવે છે

આગમમા ત્રીશ **મુહૂર્ત**ના નામ આ પ્રમાણે છે—૧ રૂદ્ર ૨ શ્રેયાન્ ૩ મિત્ર ૪ વાયુ ૫ સુપ્રતીત ૬ અભિચદ્ર ૭ માહેન્દ્ર ૮ બલ ૯ બ્રહ્મા ૧૦ બહુ સત્ય ૧૧ ઇશાન ૧૨ ત્વષ્ટા ૧૩ ભવિતાત્મા ૧૪ વૈશ્રમણ ૧૫ વારણ ૧૬ આનદ ૧૭ વિજય ૧૮ વિશ્વસેન ૧૯ પ્રજાપતિ ૨૦ ઉપશમ ૨૧ ગધર્વ ૨૨ અગ્નિવેશ ૨૩ સત્યવૃષભ, ૨૪ આતપવાન્ ૨૫ અર્થવાન્ ૨૬ ઋણવાન્ ૨૭ ભૌમ ૨૮ વૃષભ ૨૯ **સર્વાર્થસિદ્ધ** ૩૦ રાક્ષસ પુરાણ ગ્રથોમા પણ આની જેવાજ થોડા ફેરફાર સાથે મુહૂર્તોના નામો છે, અને તેમા કહેલ છે કે દિવસના ક્ષણોમા શ્વેત ( શ્રેયાન્ ) ૩ મૈત્ર ૫ સાવિત્ર ( સુપ્રતીત ) ૬ વૈરાજ ( અભીચદ્ર ) ૮ અભિજિત્ ( બલ ) ૧૦ બલ ( બહુ સત્ય ) અને ૧૧ વિજય ( ઇશાન ) મુહૂર્તો શુભ છે

જ્યોતિષ ગ્રન્થોમા નક્ષત્રના નામના અનુસારે મુહૂર્તના નામો કલ્પેલા છે દિવસના પદર ક્ષણોના નામ–૧ આર્દ્રા ૨ અશ્લેષા ૩ અનુરાધા, ૪ મઘા ૫ ધનિષ્ઠા ૬ પૂર્વાષાઢા ૮ અભિજિત્ ( અભીચ ) ૯ રોહિણી ૧૦ જ્યેષ્ઠા ૧૧ વિશાખા ૧૨ મૂલ ૧૩ શતતારા ૧૪ ઉત્તરાફાલ્ગુની અને ૧૫ પૂર્વાફાલ્ગુની છે રાત્રિના પદર ક્ષણોના નામ ૧ આર્દ્રા ૨ પૂ૦ ભા૦ ૩ ઉ૦ ભા૦ ૪ રેવતિ ૫ અશ્વિની ૬ ભરણી ૭ કૃત્તિકા ૮ રોહિણી ૯ મૃગશિર ૧૦ પુનર્વસુ ૧૧ પુષ્ય ૧૨ શ્રવણ ૧૩ હસ્ત ૧૪ ચિત્રા અને ૧૫ સ્વાતિ છે

ત્રીશ મુહૂર્તના સ્વામીના નામ–શિવ, ભૂજંગ, મિત્ર, પિતૃ, વસુ, જલ, વિશ્વ, વિરંચિ, બ્રહ્મા, ઇંદ્ર, અગ્નિ, નિશાચર, વરૂણ, અર્યમા, યોનિ, રૂદ્ર, અજ, અહિર્બુધ, પુષા, દસ્ત્ર, અંતક, અગ્નિ, ધાતા, ઇન્દ્ર, અદિતિ, ગુરૂ, હરિ, રવિ, ત્વષ્ટા, અને અનલ છે. આ દરેક મુહૂર્તમાં દિવસનું આઠમું મુહૂર્ત અભીચ્ દક્ષિણ દિશા વિના સર્વ દિશાના ગમનમાં દીક્ષા અને પ્રતિષ્ઠાદિ સમસ્ત કાર્યમાં સર્વ-સિદ્ધિને દેવાવાળું છે, કેમકે પૂર્વની અને પછીની એકેક ઘડી મળીને કુલ બે ઘડીનો સૂર્ય ઉત્પાત, વિષ્ટિ, વ્યતિપાત, દગ્ધતિથિ અને પાપગ્રહાદિ સર્વ દોષોને બાળી નાખે છે. આ મુહૂર્તોમાંથી ક્યા ક્યા ક્યા મુહૂર્તો કુલિક છે તે માટે કહ્યું છે કે—

" सोमे ब्राह्मः कुजे पैत्रः, सुराचार्ये च राक्षसः ।
शुक्रे ब्राह्मः शनौ रौद्रो, मुहूर्त्ताः कुलिकोपमाः ॥ १ ॥"

**અર્થ**—સોમવાર મંગળવાર ગુરૂવાર શુક્રવાર અને શનિવારે અનુક્રમે બ્રહ્માનું મુહૂર્ત, પૈત્ર મુહૂર્ત, રાક્ષસ મુહૂર્ત બ્રહ્માનું મુહૂર્ત, અને રૂદ્રનું મુહૂર્ત કુલિક થાય છે. કુલિક માટે કહ્યું છે કે–કુલિક છ વર્ગે શુદ્ધ લગ્નને પણ હણે છે.

કંટકયોગ બુધવારને દિવસે સાતમા ચોઘડીયામાં હોય છે, અને ત્યારપછી દરેક વારે એકેક ઓછા આંકવાળા ચોઘડી-યામાં કંટકયોગ હોય છે. આ રીતે બુધવારે સાતમો, ગુરૂવારે છઠ્ઠો, શુક્રવારે પાંચમો, શનિવારે ચોથો, રવિવારે ત્રીજો, સોમ-વારે બીજો, અને મંગળવારે પહેલો દિનાષ્ટમાંશ કંટકયોગ હોય છે. આજ અષ્ટમાંશો લાવવા માટે એવી પણ ગણના છે કે–ઇષ્ટવારથી મંગળવાર જેટલામો હોય તેટલામો અષ્ટમાંશ, અથવા અવળી રીતે મંગળવારથી પોતે જેટલામો વાર હોય તેટલામો અર્ધપ્રહર કંટક થાય છે.

શુક્રવારના દિવસે સાતમું ચોઘડીયું ઉપકુલિક છે, એજ રીતે પછીના દરેક વારમાં એકેક સંખ્યાથીઓછા થતાં ચોઘડીયાં ઉપકુલિક છે. બીજી રીતે ગણીએ તો–પોતાથી ગુરૂવાર જેટ-

લામો હોય તેટલામુ ચોઘડીયુ, તેમજ ત્રીજી રીતે-વારગણુ-નાથી ગુરૂવારથી પોતે જેટલામો વાર હોય તેટલામુ ચોઘડીયું ઉપકુલિક છે આ ત્રણે રીતે ગણતા શુક્રવારે સાતમુ, શનિવારે છઠ્ઠુ, રવિવારે પાચમુ, સોમવારે ચોથુ મગળવારે ત્રીજુ, અને ગુરૂવારે પહેલુ ચોઘડીયુ ઉપકુલિક છે

આ ત્રણે યોગોનો એવો ક્રમ છે કે-જે વારે જે ચોઘડીયું કુલિક હોય તેનાથી પૂર્વના પાચમા વારનુ ચોઘડીયું ઉપકુલિક, અને તેથી પૂર્વના પાચમા વારનુ ચોઘડીયુ કટક હોય છે આ ત્રણે કુયોગો સારા કામમા વર્જ્ય છે

ગાથાના પૂર્વાર્ધથી ત્રણ યોગ દેખાડી ઉત્તરાર્ધથી **अट्ठ** ઇત્યાદિ શબ્દથી કાલવેળા દેખાડે છે- અનુક્રમે રવિવારે આઠમુ ચોઘડીયુ, સોમવારે ત્રીજુ, મગલવારે છઠ્ઠુ, બુધવારે પહેલુ, ગુરૂવારે ચોથુ, શુક્રવારે સાતમુ, અને શનિવારે બીજુ ચોઘડીયું કાલવેળા છે દરેક વારને ત્રણે ગુણી ગુણાકારમાથી ત્રણ બાદ કરવાથી કાળવેલાનું ચોઘડીયું આવે છે જેમકે—શનિવાર સાતમો છે, તેને ત્રણે ગુણવાથી એકવીશ, અને તેમાથી ત્રણ બાદ કરતા ૧૮ રહે છે હવે ચોઘડીયા આઠ છે, માટે આઠથી ભાગતા પૂર્ણાકમા બે અને શેષ બે રહે છે તો આ શેષ રહેલ બીજુ ચોઘડીયું શનિવારે કાળવેળા છે, તે શુભ કાર્યમા ગ્રહણ કરવુ નહિં ॥ ૬ ॥

હવે **અર્ધપ્રહર** અને તેની ખાસ વર્જ્ય ઘડીઓ કહે છે—

**ता चउजुअ अद्धपहरा,**
**तेसिं सोलडदुतीसदुएगचऊ ।**
**चउसट्ठी मज्झपला,**
**हेया पुव्वाउ दिसि छट्ठी ॥ ७ ॥**

અર્થ—કાળવેળામાં ચાર ભેળવીયે તો વર્જ્ય

**અર્ધપ્રહર આવે છે, અને રવિ આદિ સાત વારોમાં અનુક્રમે અર્ધપ્રહરના મધ્યના સોળ, આઠ, બત્રીશ, બે, એક, ચાર અને ચોસઠ પળો પૂર્વાદિક છઠ્ઠી છઠ્ઠી દિશાએ યાત્રાદિકમાં વર્જવા યોગ્ય છે.**

**વિવેચન**—સાતે વારોમાં જે જે ચોઘડીયાં કાળવેળા છે તેનાથી પાંચમું પાંચમું ચોઘડીયું વર્જ્ય અર્ધપ્રહર હોય છે, જેથી કાળવેળામાં ચાર મેળવતાં વર્જ્ય ચોઘડીયાં આવે છે. વળી તેવીજ રીતે વર્જ્ય અર્ધપ્રહરમાં ચાર મેળવતાં કાળવેળા પણ આવે છે. જેમકે—રવિવારે આઠમું ચોઘડીયું કાળવેળા છે, તેમાં ચાર મેળવતાં ( બારમું અને આઠે ભાગતાં શેષ રહેલું ) ચોથું ચોઘડીયું રવિવારે વર્જ્ય અર્ધપ્રહર છે.

દિવસના શુભાશુભ ચોઘડીયા.

| | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | સુવેળા | સુવેળા | કંટક | કાળવેળા | ઉપકુલિક | સુવેળા | કુલિક |
| ૨ | સુવેળા | કંટક | વર્જ્ય | ઉપકુલિક | સુવેળા | કુલિક | કાળવેળા |
| ૩ | કંટક | કાળવેળા | ઉપકુલિક | સુવેળા | કુલિક | વર્જ્ય | સુવેળા |
| ૪ | વર્જ્ય | ઉપકુલિક | સુવેળા | કુલિક | કાળવેળા | સુવેળા | કંટક |
| ૫ | ઉપકુલિક | સુવેળા | કુલિક | વર્જ્ય | સુવેળા | કંટક | સુવેળા |
| ૬ | સુવેળા | કુલિક | કાળવેળા | સુવેળા | કંટક | સુવેળા | વર્જ્ય ઉપકુલિક |
| ૭ | કુલિક | વર્જ્ય | સુવેળા | કંટક | સુવેળા | કાળવેળા ઉપકુલિક | સુવેળા |
| ૮ | કાળવેળા | સુવેળા | સુવેળા | સુવેળા | વર્જ્ય | સુવેળા | સુવેળા |

દરેક વારના આંકને ત્રણે ગુણી એક મેળવવાથી પણ આ વર્જ્ય અર્ધપ્રહરોના આંકો આવે છે. અથવા કાળવેળાના આંકોને અનુક્રમે માંડી પાંચનો આંક વધારવો, જેના પાંચમા આંકથી રવિવાર વિગેરે સાત વારના વર્જ્ય અર્ધપ્રહરો આવે

ગ્રન્થોમા રાહુ અને કેતુની પણ અગત્ય મનાય છે, તો તે બન્નેને સાથેગણુતા નવ ગ્રહો છે પણ આ બન્ને ગ્રહો હમેશા સામસામા સ્થાનમા, પોતાની રાશિથી સાતમી રાશિમા, સમનવાશે અને સમત્રિશાશે હોય છે, એટલે રાહુના ભાગ કે ખરાબ ફળ ઉપરજ કેતુનું ફળાફળ વિચારાય છે તે નવે ગ્રહોનું ગ્રહગોચર આ પ્રમાણે છે —

રવિ એક રાશિમા એક માસ રહે છે, અને એક દિવસમા રાશિનો એકેક અશ એમ ત્રીશ દિવસમા આખી રાશિ ભોગવી બીજી રાશિમા સક્રમે છે તેજ રીતે ચદ્ર ૧૩૫ ઘડીમા, મગળ દોઢ માસમા, બુધ એક માસમા, ગુરૂ તેર માસમા, શુક્ર એક માસમા, શનિ અઢી વર્ષમા, તથા રાહુ અને કેતુ દોઢ વર્ષમા એકેક રાશિનો ઉપભોગ કરે છે આ દરેક ગ્રહો અનુક્રમે મેષાદિ બાર રાશિમા ભમે છે, પણ રાહુ અને કેતુ તે બાર રાશિમા અવળી રીતે ફરે છે, કેમકે તેમની વામગતિ ગણાય છે ચન્દ્ર વગરના આઠે ગ્રહોને રાશિનો એકેક ત્રિશાશ ભોગવવામા ૧–૧॥–૧–૧૩–૧–૩૦–૧૮ અને ૧૮ દિવસ લાગે છે, અને ચન્દ્રને સાડીચાર ઘડી લાગે છે તથા રાશિનો દ્વાદશાશ ભોગવવાને ત્રીશાશ કાળથી ૨॥ ગણો, દ્રેષ્કાણ ભોગમા ત્રીશાશથી ૬॥ ગણો, હોરાભોગમા ત્રીશાશથી ૧૫ ગણો અને રાશિભોગમા ત્રીશાશથી ત્રીશ ગણો કાળ લાગે છે તથા રાશિનો નવાશ ભોગવવાને રવિને દિન ત્રણ ઘડી વીશ, ચન્દ્રને ઘડી ૫૬૨, મગળને દિન પાચ, બુધને દિન ત્રણ ઘડી વીશ, ગુરૂને દિન તેંતાલીશ ઘડી વીશ, શુક્રને દિન ત્રણ ઘડી વીશ, શનિને દિન સો, રાહુને દિન સાઠ, તથા કેતુને દિન સાઠ લાગે છે

રાશિના અર્ધા ભાગને હોરા, ત્રીજા ભાગને દ્રેષ્કાણ, અને તેથી અધિક ગમે તે ભાગને તેટલામો અશ એવા નામથી સબોધાય છે જેમકે—રાશિનો નવમો ભાગ તે નવમાશ, બારમો ભાગ તે દ્વાદશાશ અને ત્રીશમો ભાગ ત્રિશાશ વિગેરે આ ગ્રહો પૂર્વમા ઉગે છે, અને પશ્ચિમમા આથમે છે પણ

બુધ અને શુક્ર પૂર્વમાં પણ આથમે છે, અને પશ્ચિમમાં પણ ઉગે છે. તેમાં સૂર્ય ચાર પહોર આથમે છે, અને તે સિવાયના ગ્રહો સૂર્યના અમુક અંશમાં જવાથી અસ્ત પામે છે. અસ્ત અને ઉદયના અંશોનું પ્રમાણ આ પ્રમાણે છે–

સૂર્યના ૧૨ ત્રીશાંશ મધ્યે ચન્દ્ર, ૧૭ ત્રીશાંશ મધ્યે ભોમ, ૧૩ ત્રીશાંશ મધ્યે બુધ, ૧૧ ત્રીશાંશ મધ્યે ગુરૂ, ૯ ત્રિશાંશમધ્યે શુક્ર અને ૧૪ ત્રીશાંશ મધ્યે શનિ અસ્ત પામે છે. સૂર્યના તે ત્રીશાંશ બહાર હોતાં ગ્રહોનો ઉદય જ હોય છે. તે અસ્ત પામેલા મંગળ આદિ ગ્રહો ચાર માસ, સોળ દિવસ, બત્રીશ દિવસ, નવ દિવસ, અને બેંતાલીશ દિવસ અસ્ત રહી ઉગે છે. ચન્દ્ર બે દિવસ અસ્ત રહી ત્રીજે દિવસ ઉગે છે, અને બુધ તથા શુક્ર પૂર્વમાં આથમે ત્યારે છત્રીશ અને સત્યોતેર દિવસ પછી ઉગે છે. વળી ઉદ્‌ગમનના દિવસથી માંડીને ચંદ્ર દિવસ અઠ્યાવીશ, મંગળ દિન છસો સાઠ, બુધ દિવસ છત્રીશ, ગુરૂ દિવસ ત્રણસો બોંતેર, શુક્ર દિન બસો એકાવન અને શનિ દિન ત્રણસો બેંતાલીશ સુધી અસ્ત થતો નથી.

સૂર્ય રાશિથી બાર રાશિમાં ફરતાં મંગળ વિગેરે પાંચે ગ્રહો કયા ભાવને પામે છે ?' તે માટે **પ્રશ્નશતકની** વૃત્તિમાં કહેલ છે કે—

सूर्यमुक्ता उदीयन्ते, शीघ्रा अर्के द्वितीयगे ।
समं तृतीयगे यान्ति, मन्दा भानौ चतुर्थगे ॥ १ ॥
वक्राः पञ्चम–षष्ठेऽर्के तेऽतिवक्राः नगाष्टगे ।
नवमे दशमे मार्गाः, सरला लाभ रिष्यगे ॥ २ ॥

[ सरला लाभगे व्यये ॥ २ ॥ पाठान्तर ]

**અર્થ**—સૂર્યથી છુટા થયા પછી સર્વ ગ્રહો ઉદય પામે છે, સૂર્ય બીજી રાશિમાં જાય ત્યારે તે શીઘ્ર ગતિવાળા થાય છે, સૂર્ય ત્રીજી રાશિમાં જતાં તે સમગતિ કરે છે, સૂર્ય ચોથી

રાશિમા જતા મદગતિવાળા થાય છે, સૂર્ય પાચમે છઠે હોય ત્યારે વક્ર થાય છે, સૂર્ય સાતમે આઠમે હોતા અતિવક્ર થાય છે, સૂર્ય નવમે દશમે જતા માર્ગગામી થાય છે, અને સૂર્ય અગીયારમી બારમી રાશિયે જાય ત્યારે સરલ થાય છે આ રીતિ મગલ ગુરૂ અને શનિને આશ્રીને છે, બાકી બુધ અને શુક્ર તો સૂર્યની પાસેજ અતિચારી થાય છે

જ્યારે ગ્રહો સિધી ગતિમાથી વામ ગતિવાળા થઇ પાછલી રાશિમા જાય ત્યારે તે **વક્રી** કહેવાય છે, અને મગલ વિગેરે વક્રી થયા પછી અનુક્રમે ૬૫-૨૧-૧૧૨-૫૨ અને ૧૩૪ દિવસ વક્રગતિવાળા[1] રહે છે

ગ્રહો નિત્યની સામાન્ય ગતિ કરતા વધારે ઝડપથી રાશિનો ભોગ કરે ત્યારે તે **અતિચાર** ગમન કહેવાય છે તેઓના અતિચાર દિવસ કેટલા છે તે લલ્લ એક શ્લોકથી જણાવે છે–

पक्षं दशाहं त्रिपक्षी, दशाहं मासषट्त्रयी ।
अतिचार कुजादीना–मेष चारस्त्विततोऽपरः ॥ १ ॥

**અર્થ**—મગળ બુધ ગુરૂ શુક્ર અને શનિના અતિચારના દિવસો અનુક્રમે ૧૫-૧૦-૪૫-૧૦ અને ૧૮૦ છે, ત્યાર પછીના દિવસો ચાર ગતિવાળા કહેવાય છે

આ મગળ વિગેરે પાચ ગ્રહો વક્રી થયા હોય તો પછીની રાશિનુ અને અતિચારી થયા હોય તો પૂર્વની રાશિનું ફળ આપે છે પ્રશ્નપ્રકાશકાર તો કહે છે કે— ગુરૂ અને શનિ તો પોતાની વિદ્યમાન રાશિનુ ફળ આપે છે **નારચદ્ર ટીપ્પણ**મા કહ્યુ છે કે–વક્રી કે અતિચારી ગુરૂ વિનાના દરેક ગ્રહો પૂર્વ રાશિનું ફળ આપે છે દરેક ગ્રહો આ પ્રમાણે ફળ આપે છે–

पक्ष हशाह मास च, दशाह मास पञ्चकम् ।
वक्रेऽतिचारे भौमाद्या , पूर्वराशिफलप्रदा ॥ १ ॥

---

૧ વક્રી ગ્રહે ભોગવાતુ નક્ષત્ર અપદારિત કે વિડવર કહેવાય છે

**અર્થ**—વક્રી કે અતિચારી મંગળ વિગેરે ૧૫–૧૦–૩૦–૧૦ અને ૧૫૦ દિવસ સુધી પૂર્વરાશિ ( વક્રી કે અતિચારી થવાની રાશિ ) નું ફળ આપે છે. મુહૂર્ત ચિંતામણિમાં વક્રી અતિચારી ગુરૂના દિવસ ૨૮ વર્જ્ય કહ્યા છે. પણ પ્રધાન ગોચર બળ કે લગ્ન હોય અથવા ગુરૂ ત્રિકોણ ધન સ્ત્રી કે લાભ રાશિમાં જતો હોય તો ગુરૂ શુભ છે. મંગળ વિગેરે ગ્રહો અનુક્રમે ૭૪૫–૯૨–૧૪૪–૫૨૪–૨૪૦ દિવસ માર્ગગતિ કરે છે.

આ ગ્રહોમાંથી સૂર્ય અને ભોમ રાશિના આદિ ભાગમાં, ગુરૂ અને શુક્ર રાશિના મધ્ય ભાગમાં, ચંદ્ર અને શનિ રાશિના અંત ભાગમાં, તથા બુધ આખી રાશિમાં ફળદાયક છે. આ પ્રમાણે સ્થૂલ **ગ્રહગતિ** જાણવી.

હવે ગ્રહના નામો કહીએ છીએ—ચંદ્ર, બુધ, ગુરૂ; અને શુક્ર સૌમ્ય ગ્રહો છે તથા રવિ, વદી ચૌદશથી શુદી એકમ સુધીનો કૃશ ચંદ્ર, મંગલ, ક્રૂર ગ્રહ સાથે રહેલો બુધ, શનિ અને રાહુ ક્રૂર ગ્રહો છે. નરપતિ જયચર્યામાં કહ્યું છે કે—

राहु–केतू सदा वक्रौ, सदा शीघ्रौ विधूष्णगू ।
क्रूरा वक्रा महाक्रूरा; सौम्या वक्रा महाशुभाः ॥ १ ॥
शुक्रेन्द्र योषितौ मन्द–बुधौ क्लीबौ परे नराः ॥

**અર્થ**—રાહુ અને કેતુ નિરંતર વક્રી ગ્રહ છે, સૂર્ય ચન્દ્ર નિરંતર અતિચારી ગ્રહ છે, અને ક્રૂર ગ્રહો વક્રી થાય તો મહાક્રૂર થાય છે, તેમજ સૌમ્ય ગ્રહો વક્રી થાય તો મહાસૌમ્ય થાય છે. શુક્ર અને ચન્દ્ર સ્ત્રીગ્રહ છે, બુધ અને શનિ નપુંસક છે, તથા રવિ મંગળ અને ગુરૂ પુરૂષ ગ્રહ છે.

રવિ સોમ મંગળ અને ગુરૂ તથા બુધ શુક્ર શનિ અને રાહુ, એ ચાર ચાર પોતપોતામાં મિત્રગ્રહ છે અને સામસામા શત્રુગ્રહ છે. પોતપોતામાં પણ સૌમ્યની સૌમ્ય સાથે અને ક્રૂરની ક્રૂર સાથે અતિ મૈત્રી છે અને સામાન્ય રીતે સામાસામા-

મા સૌમ્યને સૌમ્ય સાથે અને ક્રૂરને ક્રૂર સાથે અતિ શત્રુભાવ છે ગ્રહોની મૈત્રી અને શત્રુભાવ સૂક્ષ્મતાથી આ પ્રમાણે છે—

રવિને શુક્ર શનિ શત્રુ છે, બુધ મધ્યમ છે, અને બીજા મિત્ર છે

ચદ્રને રવિ અને બુધ મિત્ર છે, અને બીજા મધ્યસ્થ છે.

મગળને બુધ શત્રુ છે, શુક્ર શનિ મધ્યસ્થ છે, અને બીજા મિત્ર છે

બુધને ચદ્ર શત્રુ છે, રવિ શુક્ર મિત્ર છે, અને બાકીના મધ્યમ છે

ગુરૂને બુધ શુક્ર શત્રુ છે, શનિ મધ્યસ્થ છે અને બીજા મિત્રો છે

શુક્રને રવિ સોમ શત્રુ છે, બુધ શનિ મિત્ર છે અને મગળ ગુરૂ મધ્યસ્થ છે

શનિને ગુરૂ મધ્યસ્થ છે, બુધ શુક્ર મિત્ર છે, અને બાકીના ત્રણ શત્રુ છે

લગ્ન કુંડળીમા પોતાથી બીજે ત્રીજે ચોથે દશમે અગીયારમે અને બારમે સ્થાને રહેલો ગ્રહ તત્કાળ મિત્ર છે, અને બાકીના સ્થાનમા રહેલો ગ્રહ તત્કાળ શત્રુ કહેવાય છે મિત્ર ગ્રહો તત્કાલ મિત્ર થાય તો તે વધારે સારા છે, અને શત્રુ ગ્રહો તત્કાલ શત્રુ થાય તો તે વધારે અશુભ છે

શનિ અને બુધ રવિ અને ચન્દ્રના પુત્રો છે,

गुर्वर्कार्कीन्दव कुल्या, उपकुल्य कुज सित. ।
तमश्चाथ बुधो मिश्र–स्तत्र नक्षत्रवत् फलम् ॥१॥

અર્થ—સૂર્ય ચદ્ર ગુરૂ અને શનિ કુલ્ય છે મગળ અને શુક્ર ઉપકુલ્ય છે તથા બુધ અને રાહુ કુલ્યોપકુલ્ય છે તે સર્વ

વારોનું સ્થિરબળ ચરબળ અને મધ્યમબળ રૂપી ફળ કુલ્યાદિ નક્ષત્રની પેઠે જાણવું-

બીજા સંયોગી થનારા **ગ્રહ નામો** નીચે મુજબ છે:—

૧ ચૈત્ર શુદી એકમને દિવસે જે ગ્રહનો વાર હોય તે ગ્રહ વર્ષેશ ( વર્ષાધિપતિ ) કહેવાય છે.

૨ મેષ સંક્રાંતિના વારનો ગ્રહ મંત્રી કહેવાય છે.

૩ કર્ક સંક્રાંતિના વારનો ગ્રહ શસ્યેશ કહેવાય છે.

૪ દરેક માસની શુદિ એકમના વારનો ગ્રહ માસેશ ગણાય છે.

૫ હંમેશના વારનો ગ્રહ દિનેશ ગણાય છે.

૬ હોરાનો પતિ હોરેશ કહેવાય છે.

૭ રાશિના ( આગળ કહેવાશે તે ) પતિ ગ્રહો તે તે રાશિના સ્વામી છે.

૮ રવિની રાશિમાં અમુક અંશે ગયેલા ગ્રહો અસ્ત કહેવાય છે.

૯ રવિથી અમુક અંશ દૂર રહેલા ગ્રહો ઉદયી કહેવાય છે.

૧૦ વામ ગતિવાળો ગ્રહ વક્રી કહેવાય છે. રાહુ અને કેતુ સદા વક્રી છે.

૧૧ નિત્યના વેગ કરતાં અધિક ઝડપથી ચાલનારો ગ્રહ અતિચારી છે. સૂર્ય અને ચંદ્ર સદા શીઘ્ર ( અતિચારી ) છે.

૧૨ સમ ગતિશીલ ગ્રહ માર્ગી કહેવાય છે.

૧૩ ઉદય પછી અને અસ્ત થવા પહેલાં સાત દિવસ સુધી ગ્રહ બાળ અને વૃદ્ધ કહેવાય છે. તથા થોડા દિવસથી ઉદય પામેલો અને અસ્ત થવામાં સન્મુખ થયેલો ગ્રહ પણ **બાળ** અને **વૃદ્ધ** કહેવાય છે.

૧૪ ઘણા દિવસથી ઉગેલો, વૃદ્ધ નહિં થયેલો, અને વિશાળ બિંબવાળો ગ્રહ વિપુલ કહેવાય છે.

૩૯ દુષ્ટ સ્થાનમા પોતાના અંશમા રહેલ સૌમ્ય ગ્રહ **અધિવીર્ય** મનાય છે

૪૦ સૂર્યથી હણાયેલો ગ્રહ **વિકલ** થાય છે

૪૧ શત્રુ સ્થાનમા રહેલો ગ્રહ **ખલ** છે

૪૨ બીજા ગ્રહથી યુદ્ધમા જીતાયેલો ગ્રહ **પીડિત** કહેવાય છે

૪૩ પોતાની નીચ રાશિમા ઠરેલ ગ્રહ **દીન** મનાય છે

૪૪ છ વર્ગ પૈકીના પોતાના ત્રણ ચાર કે પાચ વર્ગમા રહેલ ગ્રહ **સ્વવર્ગી** કહેવાય છે

૪૫ પર ગ્રહના હોરાદિ ત્રણ ચાર કે પાચ વર્ગમા રહેલ ગ્રહ **પરવર્ગી** અથવા **અન્યવર્ગી** મનાય છે

૪૬ ભાવ રાશિ અને દિવસ આશ્રીને થતા ચાર હર્ષસ્થાન પૈકીના હરકોઇ હર્ષસ્થાનમા રહેલ ગ્રહ **હર્ષી** મનાય છે

૪૭ હરકોઇ રાશિ ભાવ નક્ષત્ર વિગેરેમા રહેલ ગ્રહ તે નામની સાથે ' સ્થ ' કે ' ગ ' શબ્દ જોડવાથી સમજી શકાય છે જેમકે-પોતાની રાશિમા રહેલ ગ્રહ **સ્વસ્થ** અથવા **સ્વરાશિગ** કહેવાય છે

૪૮ પોતપોતાની દિશા કે વિદિશાના લગ્નભુવનોમા રહેલો ગ્રહ **લલાટસ્થ** કહેવાય છે લગ્નને પૂર્વ દિશામા કેન્દ્રોને ચાર દિશામા અને કેન્દ્રમધ્યના યુગ્મ સ્થાનોને વિદિશામા સ્થાપવાથી આઠ દિશામા બાર ભુવનોનો સમાવેશ થાય છે લલાટસ્થ ગ્રહનું બીજુ નામ **સન્મુખગ્રહ** છે

( જુઓ ગ્રહ ચક્ર )

# ગ્રહચક્ર.

| નામ. | રવિ. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. | રાહુ. | કેતુ. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ત્રિશાંશ ભોગ દિન | દિન ૧ | ઘડી ૪ા | દિન ૧ા | દિન ૧ | દિન ૧૩ | દિન ૧ | દિન ૩૦ | દિન ૧૮ | દિન ૧૮ | ૧/૩૦ | ૧ |
| દ્વાદશાંશ ભોગ દિન | ૨–૩૦ | ઘડી ૧૧ા | ૩–૪૫ | ૨–૩૦ | ૩૨–૩૦ | ૨–૩૦ | ૭૫–૦ | ૪૫–૦ | ૪૫–૦ | ૧/૧૨ | ૨ |
| નવમાંશ ભોગ દિન–ઘડી | ૩–૨૦ | ૦–૧૫ | ૫–૦ | ૩–૨૦ | ૪૩–૨૦ | ૩–૨૦ | ૧૦૦–૦ | ૬૦–૦ | ૬૦–૦ | ૧/૯ | ૩ |
| દ્રેષ્કાણુ ભોગ દિન | ૧૦ | ઘડી ૪૫ | ૧૫ | ૧૦ | ૧૩૦ | ૧૦ | ૩૦૦ | ૧૮૦ | ૧૮૦ | ૧/૩ | ૪ |
| હોરા ભોગ માસ | ૦ાા | ઘડી ૬૭ાા | ૦ાાા | ૦ાા | ૬ાા | ૦ાા | ૧૫ | ૯ | ૯ | ૧/૨ | ૫ |
| રાશિ ભોગ માસ | ૧ | ઘડી ૧૩૫ | ૧ાા | ૧ | ૧૩ | ૧ | ૩૦ | ૧૮ | ૧૮ | ૧ | ૬ |
| ભગણુ ભોગ વર્ષ | ૧ | દિન ૨૭ | ૧ાા | ૧ | ૧૩ | ૧ | ૩૦ | ૧૮ | ૧૮ | ... | ૭ |
| અસ્ત ત્રિશાંશો | ... | ૧૨ | ૧૭ | ૧૩ | ૧૧ | ૯ | ૧૪ | ... | ... | .. | ૮ |
| અસ્તકાળ દિન | ૦ાા | ૨ | ૧૨૦ | ૧૬ | ૩૨ | ૯ | ૪૨ (પૂર્વમાં બુધ ૩૬ શુક્ર ૭૭) | | | | ૯ |
| ઉદયકાળ દિન | ૦ાા | ૨૮ | ૬૬૦ | ૩૬ | ૩૭૨ | ૨૫૧ | ૩૪૨ | ... | ... | | ૧૦ |
| વક્રી દિન | ... | ... | ૬૫ | ૨૧ | ૧૧૨ | ૫૨ | ૧૩૪ | ... | ... | ક | ૧૧ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| લગ્ન દિશાબળ | ૧૦ | ૪ | ૧૦ | ૧ | ૧ | ૪ | ૭ | | | ૩૮ |
| ″ | સ્થાપનાથી ઉત્ક્રમે | | | | | | | | | ૩૯ |
| ૧ હર્ષસ્થાન | ૯ | ૩ | ૬ | ૧ | ૧૧ | ૫ | ૧૨ | | | ૪૦ |
| ૨ હર્ષસ્થાન | મેષ | વૃષ | મકર | કન્યા | કર્ક | મીન | તુલા | મિથુન | ધન | ૪૧ |
| ૩ હર્ષસ્થાન | દિવસ | રાત્રિ | દિવસ | રાત્રિ | દિવસ | રાત્રિ | રાત્રિ | · | | ૪૨ |
| ૪ હર્ષસ્થાન | ૧૦+૧ ૪+૭ | ૧+૪ ૭+૧૦ | એમ પુરૂષ ગ્રહોનુ રવિ પેઠે અને સ્ત્રી ગ્રહોનુ સોમ પેઠે જાણવુ | | | | | | | ૪૩ |
| પસંદ સ્થાન | ૧૦ | ૧૦ | ૧૦ | ૧ | ૧૦ | ૭ | ૧-૩-૧૧ | | | ૪૪ |
| પૂર્ણ દૃષ્ટિ | ૭ | ૭ | ૪-૭-૮ | ૭ | ૫-૭-૯ | ૭ | ૩-૭-૧૦ | ૫-૭-૯-૧૨ | | ૪૫ |
| પાદોન દૃષ્ટિ ( પોણી ) | ૪-૮ | ૪-૮ | + | ૪-૮ | ૪-૮ | ૪-૮ | ૪-૮ | ૪-૮ | · | ૪૬ |
| અર્ધ દૃષ્ટિ | ૫-૯ | ૫-૯ | ૫-૯ | ૫-૯ | + | ૫-૯ | ૫-૯ | ૫-૯ | | ૪૭ |
| એક પાદ દૃષ્ટિ ( પા ) | ૩/૧૦ | ૩/૧૦ | ૩/૧૦ | ૩/૧૦ | ૩/૧૦ | ૩/૧૦ | + | ૩/૧૦ | | ૪૮ |
| ગોચર શુદ્ધિ | ૩-૬-૧૦-૧૧ | ૨-૩-૫-૬-૭-૯-૧૦-૧૧ | ૩-૬-૧૦-૧૧ | ૨-૩-૫-૭-૯-૧૦-૧૧ | ૨-૫-૭-૯-૧૦-૧૧ | ૨-૩-૭-૯-૧૦-૧૧ | ૩-૬-૧૦-૧૧ | ૩-૬ | ૩-૬ | ૪૯ |

| લગ્નાદિ ગ્રહસ્થાન | ૧ | ૫—૬ | ૧૦ | ૪ | ૨—૩ | ૧૧—૧૨ | ૭ | ૮—૯ | ... | ૫૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| યાચ્યાદિ | યાચી | યાચી | યાચી | સ્થાયી | સ્થાયી | યાચી | સ્થાયો | ... | ... | ૫૧ |
| જન્મ નક્ષત્રો | વિ૦ | કૃ૦ | પુ૦ ષા૦ | શ્ર૦ | પુ૦ ફા૦ | જ્યે૦ | રે૦ | ભ૦ | અ૦ | ૫૨ |
| કાર્યબળ | નૃપદર્શન | સર્વ | યુદ્ધ | જ્ઞાન | વિવાહ | ગમન | દિક્ષા | ... | ... | ૫૩ |
| લગ્ને ફળ | વ્યાલ | ... | રસાતળ | ... | ... | ... | ક્ષય | તમ | અંતક | ૫૪ |
| દૃષ્ટિ સ્વભાવ | ઉર્ધ્વ | સમ | ઉર્ધ્વ | તિર્યગ્ | સમ | તિર્યગ્ | અધો | અધો | અધો | ૫૫ |
| સર્વ દિગ્બળ | પૂ૦ | પ૦ | દ૦ | વા૦ | ઉ૦ | અ૦ | ઈ૦ | નૈ૦ | નૈ૦ | ૫૬ |
| દિગ્બળ | દક્ષિણ | ઉત્તર | દક્ષિણ | પૂર્વ | પૂવ | ઉત્તર | પશ્ચિમ | ... | ... | ૫૭ |
| દિગ્મુખ | પૂર્વ | પશ્ચિમ | દ૦ | ઉ૦ | ઉ૦ | પૂર્વ | પશ્ચિમ | દ૦ | દ૦ | ૫૮ |
| કુંડળીબળ દિગીશ | પૂર્વ | વાયુ | દક્ષિણ | ઉત્તર | ઇશાન | અગ્નિ | પશ્ચિમ | નૈઋત્ય | ... | ૫૯ |
| વેદ | ... | ... | સામ | અથર્વ | ઋજુ૦ | યજૂ | ... | ... | ... | ૬૦ |
| લોક | નૃપ | નૃપ | નાગ | સ્વર્ગ | સ્વગ | નાગ | નાગ | નાગ | નાગ | ૬૧ |
| જાતિ | ક્ષ૦ | વૈ૦ | ક્ષ૦ | શૂ૦ | બ્રા૦ | બ્રા૦ | અંત્યજ | અં૦ | અં૦ | ૬૨ |
| જાત | રાજા | તપસી | સોની | બ્રાહ્મણ | વણિક્ | વૈશ્ય | ભીલ | વૃષલ | વૃષલ | ૬૩ |
| અધિકાર | રાજા | રાજા | નેતા | કુમાર | પ્રધાન | મંત્રી | દાસ | ... | ... | ૬૪ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્રાણીવર્ગ | ચતુષ્પદ | સરીસૃપ | ચતુષ્પદ | પક્ષિ | દ્વિપાદ | દ્વિપાદ | પક્ષિ | સરિસૃપ | સરિસૃપ | ૬૫ |
| સ્થાન-૧ | પશુ ભૂ | જળ | દગ્ધ | કાષ્ઠ | મંદિર | જળ | અગ્નિ | અગ્નિ | અગ્નિ | ૬૬ |
| ભ્રમણસ્થાન | વનચર | જળચર | વનચર | ગામચર | ગામચર | જળચર | વનચર | વનચર | વનચર | ૬૭ |
| પ્રીતિસ્થાન | દેવ | | અગ્નિ | ક્રીડા | ખજાનો | શય્યા | મલીન | | | ૬૮ |
| સ્થાન-૨ | લીમડો | જળ | કંટકી | ઉકરડો | ચૈત્ય | જળ | ગર્તા | ગર્તા | | (પ્રશ્નવૃત્તિ) |
| દેહાંગ | આત્મા | મન | સત્ત્વ | વાક્બુદ્ધિ | જ્ઞાનસુખ | મદન | દુઃખ | | | ૭૦ |
| દેહધાતુ | અસ્થિ | લોહી | માજાર | ત્વક્ | મેદ | વીર્ય | શિરા | | | ૭૧ |
| ગુણ | સત્ત્વ | સત્ત્વ | તમસ્ | રજસ્ | સત્ત્વ | રજસ્ | તમસ્ | | | ૭૨ |
| તત્ત્વ | અગ્નિ | જળ | અગ્નિ | પૃથ્વી | આકાશ | જળ | વાયુ | વાયુ | | ૭૩ |
| મૂળાદિ | મૂળ | ધાતુ (જી૦) | ધાતુ | જીવ (ધા૦) | જીવ | મૂળ | ધાતુ | ધાતુ | | (પ્રશ્નજ્ઞા) ૭૪ |
| વય (યોગપૃચ્છા) | આધેડ | મધ્યમ | તરુણ | બાળક | આધેડ | મધ્યમ | વૃદ્ધ | વૃદ્ધ | વૃદ્ધ | ૭૫ |
| સ્થિતિ | જીર્ણ | જીર્ણ | નવ્ય | દગ્ધ | વિચિત્ર | દૃઢ | ઉત્તમ | | | ૭૬ |
| સત્ત્વાયુ વાન | ગજ | ધૂમ | સિંહ | શ્વાન | વૃષ | ખર | ગજ | કાક | [illegible] | ख |
| માતા | અદિતિ | અત્રિ૦ | પૃથ્વી | રોહિ૦ | ફાલ્ગુન | મહા | છાગ | સિંહિકા | અશ્લેષા | ग |
| પિતા | અબ્ધિ | અબ્ધિ | | ચંદ્ર | ચિત્રશિ | સૂર્ય | રવિ | તમ | ધૂમ | घ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| યુદ્ધજાતિ | દંડ | દામ | દંડ | ભેદ | સામ | સામ | ભેદ | ભેદ | ... | ૭૭ |
| ધાતુ–૧ | તાંબુ | મણિ | સોનું | કાંસું | રૂપું | મુક્ત | સીસું | ... | ... | ૭૮ |
| ધાતુ–૨ ( ભુ-વન૦ ) | મોતી | રૂપું | ત્રપુ (સીસું) | સ્વર્ણ | સહેમ રત્ન | રૂપું | લોહ | અસ્થિ | ... | ૭૯ |
| વસ્ત્ર | સ્થૂલદંત | નવું | દગ્ધ | છિદ્રિત | નવું–જુનું | ટકાઉ | જુનું | ... | ... | ૮૦ |
| પિત્તાદિ રોગ જ્ઞાન | પિત્ત | કફ | પિત્ત | સમ | સમ | કફ | વાત | વાત | વાત | ૮૧ |
| ,, | પિત્ત | કફ | ગરમી | ત્રિદોષ | દમ | શ્લેષ્મ | વાયુ | \| | \| | ૮૨ |
| ઘાતયોગ (પ્રશ્ન) | અગ્નિ | જળ | અસ્ત્ર | જ્વર | અજીર્ણ | તૃષા | ભૂખ | ( મંગળ—૨—સન્નિ-પાત. ) | | ૮૩ |
| રસ ( પ્રશ્ન૦ ) | કટુ | ક્ષારામ્લ | કટુ | કસાણુ | કસાણુ મધુર | ક્ષારામ્લ | તીખો | તીખો | તીખો | ૮૪ |
| અષ્ટોત્તરી દશા વર્ષ ( જ્યો૦ ચં ૩/૪ ) | આ<br>પુ<br>પુ<br>અ<br>૬ | મ<br>પૂ૦ ફા૦<br>ઉ૦ ફા૦<br>૧૫ | હસ્ત<br>ચિત્રા<br>સ્વાતિ<br>વિ૦<br>૮ | અ<br>જ્યે૦<br>મૂળ<br>૧૭ | ધ<br>શ<br>પૂ૦ ભા૦<br>૧૯ | કૃ<br>રો<br>મૃ<br>૨૧ | પુષ્પ<br>ઉષા<br>આભ૦<br>શ્ર૦<br>૧૦ | ઉ૦ભા<br>રે<br>અ<br>ભ<br>૧૨ | ... | ૮૫ |

| विशोत्तरी दशा वर्ष ज्यो० च ३/२ | કૃત્ત ઉ-ફા ઉષા (१) ६ | રોહિ० હસ્ત શ્રવ० (२) १० | મૃગ ચિત્રા ધનિ० (३) ७ | અશ્લે० જ્યેઠા રેવ० (७) १८ | પુન० વિશા० પૂ-ભા (५) १६ | પૂ० ફા० પૂષા ભર० (९) १९ | પુષ્ય અનુ० ઉ-ભા० (६) १७ | આર્દ્રા સ્વાત શત (४) ७ | મઘા મૂળ આશ્વ० (८) २० | ८६ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માસ દશાક્રમ | १ | २ | ३ | ४ | ६ | ८ | ५ | ७ | | ८७ |
| માસ દશાકાળ–દિન | २० | ५० | २८ | ५६ | ५८ | ७० | ३६ | ४२ | | ८८ |
| માસ દશાત | ०–२० | २–१० | ३/८ | ५/४ | ८/८ | १२/० | ६/१० | ९/२० | | ८९ |
| માસ દશાફળ | ચિત્તનાશ | ધર્મ-લાભ | રોગ–મૃત્યુ | સંપદા | સુખ | અભીષ્ટ | મંદકાળ | બંધન | | ९० |
| ઉત્તરોત્તર બળ | ७ | ६ | २ | ३ | ४ | ५ | १ | . | . . | क/स ९१ |
| વસા | ३॥ | ५ | १॥ | २ | ३ | २ | १॥ | १॥ | | |
| ગ્રહેશ જિનો નેષ્ટગ્રહશાત } | પદ્મપ્રભ | ચંદ્રપ્રભ | વાસુ-પૂજ્ય | નિમિ-નાથ | આદિનાથ | સુવિધિ-નાથ | મુનિસુ-વ્રતજી | નેમિનાથ | મલ્લિનાથ પાર્શ્વનાથ | ९२ |
| વર્ગ | અ | ય–શ | ક | ટ | ત | ચ | પ | ઝ | ? | ९३ |

॥ ग्रहचक्र समास ॥

હવે **તિથિદ્વારમાં** આચાર્ય સદોષ તિથિ વર્જવાની સૂચના કરે છે, પણ તેમાં વર્ષ અને માસની શુદ્ધિ અવશ્ય જોવી પડે છે. તો તે બીજા ગ્રન્થોને અનુસારે સંક્ષેપથી કહીએ છીએ.

ચોથા આરાના ત્રણ વર્ષ અને સાડા આઠ માસ બાકી રહેતાં વીર પ્રભુ **દીવાળી**ને દિને નિર્વાણપદ પામ્યા છે. વીર-નિર્વાણ પછી ૪૭૦ વર્ષે **વિક્રમસંવત્** શરૂ થયો છે, તથા વિક્રમસંવત્‌ના પ્રારંભથી એકસો પાંત્રીશ વર્ષ અને પાંચ માસ જતાં **શક સંવત્** પ્રવર્ત્યો છે. પ્રદ્યુમ્ન સૂરિ કહે છે કે—

छवाससएहिं सम्मं, पंचहिं वासेहिं पंचमासेहिं ।
सिद्धिगयस्स राया, " सगुत्ति " नामेण विक्खाओ । १ ।
( ॥ ४९६ ॥ )

**અર્થ**—મહાવીર પ્રભુ મોક્ષ ગયા પછી ૬૦૫ વર્ષ અને ૫ માસ થતાં **શક** નામે વિખ્યાત રાજા થયેલ છે.

આધુનિક લૌકિક જ્યોતિષશાસ્ત્ર શકસંવતની ગણનાથી-જ ચાલે છે, પણ સામાન્ય પ્રવૃત્તિમાં વિક્રમ સંવતના વર્ષો લેવાય છે. વળી પૂર્વકાળે વર્ષ પ્રારંભ શ્રાવણ વદી એકમ (ગુજ-રાતી અસાડ વદી એકમ ) થી થતો હતો. અત્યારે પૂર્વદેશમાં ચૈત્રશુદી એકમથી થતો મનાય છે. કેટલેક સ્થાને અસાડ શુદી બીજથી, અને કેટલેક સ્થાને કાર્તિક શુદી એકમથી વર્ષ-પ્રારંભ મનાય છે.

અયનાંશ લાવવાની રીતિમાં અષાઢથી પ્રારંભ થતા વિક્રમ વર્ષનો ઉપયોગ થતો સમજી શકાય છે, વળી સંવતનો પ્રારંભ તો ચૈત્ર શુદી એકમથીજ ગણાય છે.

આ સિવાય **ચંદપન્નત્તિમાં** પાંચ પ્રકારનાં વર્ષો જણા-વતાં ગુરૂ અને શનિની ગતિને આધારે બે જાતિનાં વર્ષો દેખા-ડેલાં છે. તે પૈકીના ગુરૂવર્ષનો વિષય મૌહૂર્તિક ગ્રન્થોમાં ચર્ચેલ છે, જેનું સંક્ષિપ્ત કથન નીચે મુજબ છે.

નારચંદ્રમાં કહેલ છે કે—

सिंहस्थिते देवगुरौ च कन्या, विवाहिताः पञ्च करोति भर्ता ।
विवाह-क्षौर व्रतबन्ध-दीक्षा, यात्रा प्रतिष्ठा च विवर्जनीया ॥१॥
शोको विवाहे मरण व्रते स्यात्, क्षौरे दरिद्र विफला च यात्रा ।
मौर्ख्यं च दीक्ष्ये विघ्न प्रतिष्ठिते, सिंहस्थिते सर्वविवर्जनीयम् ॥२॥

रविक्षेत्रगते जीवे, जीवक्षेत्रगते रवौ ।
दीक्षामुपस्थापना वा, प्रतिष्ठा च न कारयेत् ॥ ३ ॥

અર્થ—સિંહનો ગુરૂ હોય તો પુરૂષ ઉપરા-ઉપરી પાંચ કન્યા સાથે વિવાહ કરે છે, અર્થાત્ ચાર સ્ત્રી મૃત્યુ પામે છે માટે સિંહસ્થ ગુરૂમાં વિવાહ, મુંડન, વ્રતબંધન, દીક્ષા, પ્રવાસ અને પ્રતિષ્ઠા વિગેરે કાર્યનો ત્યાગ કરવો (૧) સિંહસ્થ ગુરૂ હોય તો વિવાહમાં શોક, વ્રતમાં મૃત્યુ, મુંડનમાં દરિદ્રતા, યાત્રામાં નિષ્ફળતા, દીક્ષામાં મૂઢતા, અને પ્રતિષ્ઠામાં વિઘ્ન વિગેરે ફળો મળે છે, માટે સિંહસ્થ ગુરૂમાં સર્વ કાર્યનો ત્યાગ કરવો (૨) રવિના ક્ષેત્ર સિંહરાશિમાં ગુરૂ હોય, અને ગુરૂના ક્ષેત્ર ધન તથા મીન રાશિમાં રવિ હોય ત્યારે દીક્ષા ઉપસ્થાપના (વડી દીક્ષા) તથા પ્રતિષ્ઠા કરાવવી નહિ તેમજ સિંહસ્થ ગુરૂમાં ઉજમણું, નવું વ્રતગ્રહણ વિગેરે પણ વર્જવા (૩) સપ્તર્ષિ કહે છે કે-સિંહસ્થ ગુરૂ હોય ત્યારે વિવાહ કરવો નહિ, પણ ગંગાની ઉત્તર તરફ અને ગોદાવરીના મધ્ય પ્રદેશ માટે સિંહસ્થ ગુરૂ ત્યજવો.

શૌનક વિગેરે કહે છે કે-સિંહસ્થ ગુરૂ મઘા નક્ષત્રમાં હોય ત્યાં સુધીજ અશુભ છે પારાશર કહે છે કે—સિંહસ્થ ગુરૂ સિંહ રાશિના પ્રથમ પાંચ નવાંશ ભોગવે ત્યાં સુધીજ અશુભ છે, અને ત્યાર પછી શુભ છે મુહૂર્તચિંતામણિકાર તો કહે છે કે—સિંહસ્થ ગુરૂ હોય તો પાંચમો સિંહનવમાંશજ સર્વથા દુષ્ટ છે, માટે તેનો ત્યાગ કરી દીક્ષા, પ્રતિષ્ઠા વિવાહ આદિનું મુહૂર્ત લેવું

મેષમાં જ્યારે ગુરૂ હોય ત્યારે સિંહસ્થ ગુરૂનો દોષ હણાય છે, મુહૂર્ત ચિંતામણિમાં પણ આ સ્પષ્ટ વિધાન છે કેટલાક આચાર્યો સિંહસ્થ ગુરૂની નિર્દોષતા માટે કહે છે કે—

सिंहट्ठिअ जइ जीवो, महभुत्तं होइ अह रवि मेसे ।
तो कुणइ निव्विसंकं, पाणिग्गहणाइ कल्लाणं ॥ १ ॥

**અર્થ**—સિંહસ્થિત ગુરૂ જો મઘા નક્ષત્ર ભોગવી લ્યે, અથવા મેષ રાશિમાં રવિ હોય, તો નિઃશંકપણે પાણિગ્રહણ વિગેરે કલ્યાણ--માંગલિક કાર્ય કરવા ॥ ૧ ॥

નીચ રાશિનો ગુરૂ પણ શુભ કાર્યમાં વર્જેલ છે, તે વિષે વિવાહપટલમાં કહ્યું છે કે—

वाक्पतौ मकरराशिमुपेते, पाणिपीडन विधिर्न विधेयः ।
तत्र दूषण मुशन्ति मुनीन्द्राः केवलं परमनीचनवांशे ॥१॥

**અર્થ**—ગુરૂ મકરરાશિમાં આવે ત્યારે વિવાહ કરવો નહિ. પરંતુ કેટલાક મુનિઓ મકરના નીચ નવાંશમાંજ દોષ માને છે.

લોકશ્રી વિગેરે ગ્રન્થનાં આધારે પાંચ ત્રિશાંશો પરમ નીચ અંશો છે, તેથી કેટલેક સ્થાને પાંચ નીચાંશો ત્યાજ્ય કહ્યા છે, બૃહજ્જાતક નારચંદ્ર વિગેરેમાં મકરના પાંચમાં ત્રિ-શાંશને પરમ નીચ કહેલ છે, તેથી મકરના પાંચમા ત્રિશાંશે રહેલ ગુરૂ સર્વથા વર્જ્ય છે; પરંતુ અહીં તો જ્યોતિષ શાસ્ત્ર-ના નેતાઓ પાંચે ત્રીશાંશોને સર્વથા શ્રેષ્ઠ માને છે.

વળી **લુપ્તસંવત્સર** દોષ આ પ્રકારે થાય છે--કુંભ મીન મેષ કે વૃષ રાશિમાંથી કોઇ પણ રાશિને ગુરૂ ભોગવતો હોય, તે રાશિમાંથી અતિચારી થઇ શીઘ્ર ગતિ કરે, અને પી-સ્તાલીશ દિવસના અતિચાર પછી માર્ગી થાય, ત્યાર પછી કેટલેક દિવસે વક્રી થતાં વામગતિ કરે; ત્યારે તે જો પૂર્વે ભોગવેલ રાશિમાં ન આવે તો તે વર્ષ લુપ્તસંવત્સર થાય છે. [1]મુહૂર્ત ચિંતામણિમાં કહ્યું છે કે—ગુરૂ તે ચારજ રાશિમાં અતિચાર કરે તો લુપ્તસંવત્સરનો દોષ નથી. તથા આ દોષ

---

गोऽजान्त्यकुम्भे तरलेऽतिचारगो, नो पूर्वराशिं गुरुरेति वक्रिनः ।
तदा विलुप्ताब्द ईहातिनिंदितः, शुभेषु रेवासुरनिम्नगान्तरे ॥१॥

ખાસ કરીને દેવા અને ગગાના મધ્યપ્રદેશમા વર્જ્ય છે વળી આરભસિદ્ધિની ટીકામા ગુરુના લોપગત નામે દોષ આ પ્રમાણે થાય છે

अभिजिद्–वारुणा ऽऽदित्य—रेवती संगते सति ।
तदा लोपगते जीवे, विवाहादि विवर्जयेत् ॥ १ ॥

**અર્થ**—અભિજિત શતભીષા પુનર્વસુ અને રેવતી નક્ષત્રમા જોડાયેલો ગુરુ લોપગત કહેવાય છે તે વખતે વિવાહો વિગેરે શુભ કાર્ય કરવા નહિ

આ પ્રમાણે **ગુરુવર્ષનુ** વિધાન અન્ય ગ્રન્થોમા વિસ્તારથી વર્ણવેલ છે સૂર્ય એક રાશિમા ભ્રમણ કરતા જેટલો કાળ કાઢે તે એક સૌરમાસ કહેવાય છે એમ બાર રાશિમા ભ્રમણથી **સૌરવર્ષ** થાય છે, અને સાઠ સૂર્યમાસનો એક પાચ વર્ષવાળો **યુગ** થાય છે

શુદિ એકમથી અમાવાસ્યા પર્યંતના દિવસોથી કાર્તિક ચૈત્ર વિગેરે ચાન્દ્રમાસો થાય છે, અને તે બાર માસનુ એક **ચાન્દ્રવર્ષ**, તથા બાસઠ ચાન્દ્રમાસનો એક **યુગ** થાય છે

ચન્દ્રને ભોગવ્યા પછી તે નક્ષત્ર ફરીવાર ચન્દ્રના ભોગમાં આવે, તે દરમ્યાન ગયેલા દિવસો **નક્ષત્રમાસ** કહેવાય છે, આવા સડસઠ નક્ષત્રમાસનો એક **યુગ** થાય છે

મેષ વૃષભ મિથુન કર્ક સિંહ કન્યા તુલા વૃશ્ચિક ધન મકર કુભ અને મીન, એમ સૂર્યની બાર સક્રાતિના બાર **સૂર્યમાસો** છે ચૈત્ર વૈશાખ જેઠ અસાડ શ્રાવણ ભાદરવો આસો કાર્તિક માગશર પોષ મહા અને ફાગણ, એ બાર **ચન્દ્રમાસો** છે આ બારે સક્રાતિ અને બારે માસો ઘણુ કરીને સાથેજ હોય છે એટલે–મેષ સક્રાતિ અને ચૈત્ર સાથે હોય છે, અને તેજ ક્રમથી મીન અને ફાગણ સાથે હોય છે ( અહીં વદિ ૧ થી શુદિ પૂર્ણિમા સુધીના ચન્દ્રમાસ લેવા ) વળી ચૈત્રાદિ દરેક માસની પુનમે સાજે સધ્યાકાળે ઘણુ કરીને તેના નામવાળા ચિત્રા વિશાખા જ્યેષ્ઠા વિગેરે નક્ષત્રોનો ઉદય થાય

છે. દિનશુદ્ધિમાં નક્ષત્રમાસની અને લગ્નશુદ્ધિમાં સૌરમાસની બહુ આવશ્યકતા રહેલી છે.

વૃષ આદિ બબ્બે સૌરમાસમાં યાને વૈશાખ વિગેરે બબ્બે ચંદ્રમાસમાં એકેક ઋતુ બદલાય છે. આ ઋતુ છ છે, તેના નામ નીચે મુજબ છે—

ગ્રીષ્મ, વર્ષા, શરદ્, હેમંત, શિશિર અને વસંત.

વળી સૂર્ય કર્કાદિ છ રાશિમાં હોય ત્યારે દક્ષિણ તરફના માંડલામાં ફરે છે, તેથી તે ભ્રમણ **દક્ષિણાયન** કહેવાય છે. આ દક્ષિણાયન શુભ કાર્યમાં વર્જ્ય છે. સૂર્ય ધનમાંથી નીકળી મકર આદિ છ રાશિમાં ભ્રમણ કરે ત્યારે **ઉત્તરાયન** કહેવાય છે, જેમાં દરેક શુભકાર્યો કરી શકાય છે.

હવે કયા કયા માસો શુભ છે, તે શ્રી હરિભદ્રસૂરિ કહે છે—

" मिगसिराइ मासट्ठ, चित्त पोसाहिए वि मुत्तु सुहा । "

**અર્થ**—" ચૈત્ર, પોષ અને અધિક માસ વર્જીને માગશર વિગેરે આઠ માસ શુભ છે. " ઉદયપ્રભસૂરિ કહે છે કે—

" रवौ मकरकुम्भस्थे, मेषादि त्रयगेऽपि च, "

**અર્થ**—" સૂર્ય જ્યારે મકર કુંભ મેષ વૃષ અને મિથુનનો હોય ત્યારે વિવાહ દીક્ષા કે પ્રતિષ્ઠાનું મુહૂર્ત લેવું શુભ છે. " તેમજ—

" माघ–फाल्गुनयो राध–ज्येष्ठयोश्चाऽपि मासयोः । "

**અર્થ**—મહા ફાગણ વૈશાખ અને જેઠમાં લગ્ન શુભ છે. " તથા કેટલાક હીન જાતિના લગ્ન માટે કાર્તિક અને માગશર માસ પણ સારા છે. તે માટે વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે કે—દેવ ઉઠી અગીયારશ પછી ગુરૂ રવિ શુદ્ધ હોય, અને ક્રૂરગ્રહ રહિત નક્ષત્રમાં ચંદ્ર બળવાન હોય તો શુભકાર્ય થઇ શકે છે. આવીજ રીતે અષાઢ શુદિ દશમ સુધીનો પ્રથમ ત્રિજો ભાગ મિથુન સંક્રાંતિવાળો હોય તો તે શુભ છે, એમ ત્રિવિક્રમ કહે છે.

વળી જેઠ માસ શુભ કહેલ છે, છતા તેને માટે વિશેષ એટલુ છે કે—વર અને કન્યા બન્ને પોતાના ભાડુમા (ભાઈ-બેનમા) મોટા હોય તો તેનો જેઠમાસમા વિવાહ કરવો નહિં પણ વર-કન્યામાથી જો એક જ્યેષ્ઠ હોય તો જેઠ માસ અશુભ નથી આવીજ રીતે બીજા કાર્યોને આશ્રીને હર્ષ પ્રકાશમાં કહ્યુ છે કે—

" सुहकज्जे वज्जे, सव्वेहिंपि जिट्ठस्स जिट्ट ति । "

અર્થ—" સર્વ શુભકાર્યમા જ્યેષ્ઠ ( મોટા પુત્ર પુત્રી ) અપત્યને જેઠ માસ વર્જવો જોઇએ "

હરિભદ્રસૂરિએ માગશર આદિ આઠ માસ કહેવાથી ચોમાસામા શુભ કાર્યોનો નિષેધ કર્યો છે, તેમજ નામગ્રહણ પૂર્વક પોષ અને ચૈત્ર માસનો નિષેધ કર્યો છે જો કે-રત્નમાલાના ભાષ્યમા તથા બીજા કોઇ ગ્રન્થમા તે માસના એકેક પક્ષ શુભ હોવાનુ સૂચવ્યુ છે, પરતુ શ્રીપતિ દૈવજ્ઞ વલ્લભ વિગેરે પડિતો તો ઉત્તરાયણ હોવા છતા પોષ અને ચૈત્ર માસ શુભ હોવાનો સર્વથા ઇનકાર કરે છે

આવીજ રીતે ધનાર્ક અને મીનાર્ક પણ શુભ કાર્યમા વર્જ્ય કહેલા છે વિદ્યાધર વિલાસમા આ પોષ ચૈત્ર ધન અને મીનનો અપવાદ આ પ્રકારે છે—

"झषो न निन्द्यो यदि फाल्गुने स्यात, अजस्तु वैशाखगतो न निन्द्य ।
मघ्वाश्रितौ द्वावपि वर्जनीयौ, मृगस्तु पोषेऽपि गतो न निन्द्य " ॥१॥

અર્થ—"ફાગણમા મીનનો સૂર્ય હોય, વૈશાખમા મેષનો સૂર્ય હોય, અને પોષમા મકરનો સૂર્ય હોય, તો તે નિન્દ્ય નથી-શુભ છે માત્ર ચૈત્ર માસમા મીન કે મેષ સક્રાન્તિ હોય તો તે સર્વથા ત્યાગ કરવા આ ઉપરથી ધનાર્ક અને ચૈત્રમાસ સર્વથા અશુભ હોવાનુ સમજી શકાય છે કેટલાક પડિતો આ શ્લોકના બીજા અને ત્રીજા ચરણનો ફેરફાર કરી એવુ જણાવે છે કે-ચૈત્રમાસમા મેષનો સૂર્ય પણ નિદ્ય નથી

અધિક માસ પણ શુભકાર્યમાં નિષેધેલ છે, આથી ક્ષય માસનો પણ નિષેધ સમજી લેવાનો છે. કહ્યું છે કે—

"यस्मिन्मासे न संक्रान्तिः, संक्रान्ति द्वयमेव च ।
मलमासः स विज्ञेयः, सर्वकार्येषु वर्जितः ॥ १ ॥

**અર્થ**—"જે માસમાં સૂર્યસંક્રાન્તિ થઈ ન હોય, અથવા બે વાર સૂર્યસંક્રાન્તિ થઇ હોય, તે સર્વકાર્યમાં વર્જવા લાયક મલમાસ કહેવાય છે." આ બન્ને પ્રકારના મલમાસને કાલનિર્ણય ગ્રન્થમાં વિશેષ સ્પષ્ટ કરે છે—

असंक्रान्तिमासोऽधिमासः स्फुटं स्यात्,
द्विसंक्रान्तिमासः क्षयाख्यः कदाचित् ।
क्षयः कार्तिकादित्रये नाऽन्यतः स्यात्,
ततो वर्षमध्येऽधिमास द्वयं स्यात् ॥ १ ॥

**અર્થ**—"જે માસમાં સૂર્યસંક્રાન્તિ ન હોય તે અધિક માસ કહેવાય છે, અને એક માસમાં બે સંક્રાન્તિ હોય તો એક ક્ષયમાસ થાય છે, પણ ક્ષયમાસ ક્યારેકજ આવે છે. અને ત્યારે કાર્તિકાદિ ત્રણ માસ પૈકીનો માસજ ક્ષય પામે છે. વળી જે વર્ષમાં એક માસનો ક્ષય થાય તેજ વર્ષમાં બીજા બે માસો વધે છે." જેમ સૂર્યને સ્પર્શનારી તિથિ પ્રમાણ છે; તેમજ સંક્રાન્તિવાળો માસજ પ્રમાણ છે. હવે ધારો કે—વૈશાખ વદિ ૦)) ના દિવસે સૂર્યસંક્રાન્તિ થઇ હોય, અને ત્યારપછી એક માસ ઓળંઘી ત્રીજા માસમાં શુદિ એકમને દિનેજ સૂર્યસંક્રાન્તિ થાય તો વચલો સંક્રાન્તિ વગરનો માસ અધિકમાસ કહેવાય છે. તે અધિક માસ શુભકાર્યમાં વર્જ્ય છે. વળી એકજ માસમાં શુદિ એકમ અને વદિ અમાસના મધ્યમાં બે સંક્રાન્તિ થાય, તો કાર્તિક માગશર કે પોષ માસનો ક્ષય થાય છે; એટલે આવા સંયોગો તે ત્રણ માસમાંજ થાય છે, અને તે ક્ષયમાસનો ભોગ પૂર્વ માસમાં થાય છે, એટલે તે શુભકાર્યમાં વર્જ્ય છે. પરંતુ

આ ક્ષય માસવાળા વર્ષમા બે અધિકમાસ ચોક્કસ આવે છે તેમા કયો માસ વૃદ્ધિમાસ ગણવો ? તે માટે કાલનિર્ણય ગ્રન્થના આધારે આટલુ વિશેષ છે —

" मासद्वयेऽब्दमध्ये तु, सक्रान्ति र्न यदा भवेत् ।
प्राकृतस्तत्र पूर्वं स्यात्, अधिमासस्तथोत्तरः ॥ १॥

**અર્થ**—" એક વર્ષમા ( ક્ષયમાસ થવાથી ) જુદા જૂદા બે માસમા સ ક્રાન્તિ થતી નથી, એટલે બે વૃદ્ધિ માસ બને છે ત્યારે પ્રથમ બેવડાયેલો માસ પ્રાકૃત–શુભકાર્ય કરવા યોગ્ય મનાય છે, અને બીજો બેવડાયેલ માસ અધિકમાસ ગણાય છે

પ્રાચીન આર્યજ્યોતિષના અનુસારે વીશ વર્ષમા આઠ અધિકમાસ આવતા હતા, અને તેમા પોષ તથા અસાડની વૃદ્ધિ થતી હતી પણ આધુનિક ગણિત પ્રમાણે ઓગણીશ વર્ષમા આઠ અધિકમાસ આવે છે, અને મહા તથા ફાગણ વિના દરેક માસ વધે છે પન્યાસ નેમકુશલ ગણિ કહે છે કે—

" માઘ ફાગણ ત્રુટે નહિ, વધે નહિ કોઈ કાળ, ॥ ૧૫ ॥
એકસો અઠ્યાશી વર્ષમે, ઔતેર અધિકા માસ,
ક્ષય માસ દો દાખીયા, **નેમકુશલ** પન્યાસ ॥ ૧૬ ॥ "

અધિક માસ લાવવાનુ કરણગણિત આ પ્રમાણે છે—

વર્તમાન શક વર્ષમાથી ૯૨૫ બાદ કરી બાકી રહેલા આકને ૧૯થી ભાગ દેવો, અને જે શેષ રહે તે ઉપરથી માસનો આક શોધવો બીજી રીત એવી છે કે–વિક્રમ સવત્‌મા ૪ મેળવી ૧૯થી ભાગ દેવો, અને શેષ રહેલ આક ઉપરથી અધિક માસ શોધવો શેષ રહેલ આકોમા ૦ આવે તો જેઠ, ૨ વધે તો આસો ( કાર્તિક ), ૫ વધે તો શ્રાવણ, ૮ શેષે જેઠ, ૧૧ વધે તો વૈશાખ, ૧૩ આવે તો ભાદરવો, અને ૧૬ શેષ રહે તો અસાડ માસની વૃદ્ધિ થશે એમ જાણવુ જેમકે–શાકે ૧૮૪૫મા કયો માસ વધે છે ? તે જાણવુ હોય તો, શકમાથી ૯૨૫ બાદ કરતા ૯૨૦ રહે છે, તેને ૧૯ થી ભાગતા ભાગમા ૪૮ અને શેષમા ૮ આવે છે આ રીતે ૮ શેષ રહે તો જેઠ

માસ વધે એમ નક્કી છે, તેથી શાકે ૧૮૪૫માં જેઠ માસ વધે છે. ચૈત્રથી પ્રારંભ થતા વિક્રમ સંવત્ ૧૯૮૦માં પણ ૪ મેળવી ૧૯ થી ભાંગતાં શેષ ૮ વધે છે. તે દિવસની પંચાગશુદ્ધિ તપાસીયે તો પણ આ સ્થૂલ રીતિ પ્રમાણે જેઠ માસની વૃદ્ધિ થયેલ છે; કેમકે-વૈશાખ વદિ ૧૪ દિને વૃષનો રવિ થયો હતો, એટલે પ્રથમ જેઠ શુદિ એકમ અને બુધવારે વૃષનો સૂર્ય હતો, ત્યાર પછી પ્રથમ જેઠ વદિ અમાસ દિને મિથુનમાં સૂર્ય સંક્રમણ થયું હતું, જેથી દ્વિતીય જેઠ શુદિ એકમ અને શુક્રવારે મિથુનનો સૂર્ય હતો, પછી તે માસમાં સૂર્ય સંક્રાન્તિ થઇ નહિ. અશાડ શુદિ એકમ અને શનિવારે પણ મિથુનના ૨૭ મા અંશે સૂર્યની સ્થિતિ હતી તથા અસાડ શુદિ ત્રીજ અને સોમવારે કર્કમાં સૂર્ય પ્રવેશેલ છે, તેથી આ રીતે બે જેઠ થયા હતા. આવીજ રીતે દર ત્રીજે વરસે ગયેલા અધિક માસથી બત્રીશ માસ, સોળ દિવસ અને ચાર ઘડી જતાં નવો **અધિકમાસ** આવે છે.

આ અધિક માસની પેઠે ક્ષયમાસ બહુ વાર આવતો નથી, તે તો ક્યારેકજ આવે છે. ૧૮૮ વર્ષમાં અધિક માસ ૭૨ આવે છે, ત્યારે ક્ષય માસ બે આવે છે. અને તેમાં પણ એવી રીત છે કે-એક ક્ષય માસ આવ્યા પછી ૧૪૧ વર્ષ જતાં નવો ક્ષય માસ આવે છે. અને વળી ૧૯ વર્ષે બીજો ક્ષયમાસ આવે છે. આ રીતે વિક્રમ સંવત ૧૮૯૮માં ક્ષયમાસ હતો, અને હવે સંવત્ ૨૦૪૦માં ક્ષયમાસ આવશે. આ અધિકમાસ અને ક્ષયમાસમાં શુભકાર્ય વર્જવા જોઇએ. નરચંદ્રસૂરિ માસશુદ્ધિમાં કહે છે કે—

" हरिशयनेऽधिकमासे, गुरुशुक्रास्ते न लग्नमन्वेष्यम् ।
लग्नेशांशाधिपतयो, नीचाऽस्तगमे च न शुभं स्यात् " ॥१॥

**અર્થ**—" હરિશયન ( ચોમાસા ) માં, અધિક માસમાં ગુરૂ અને શુક્રના અસ્ત કાળમાં તથા લગ્નાધિપતિ કે નવાંશપતિ નીચ સ્થાનમાં હોય અથવા અસ્ત પામ્યા હોય ત્યારે લગ્ન

લેવુ નહિ, કેમકે તેમા કાર્ય કરવાથી શુભ થતુ નથી અશુભ થાય છે

દરેક કાર્તિકાદિ બાર માસમા ચદ્રની ગતિથી શુકલ અને કૃષ્ણ એમ બબ્બે પક્ષ હોય છે, અને એકેક પક્ષમા પદર પદર તિથિઓનો સમાવેશ થાય છે.

શ્રી રત્નશેખરસૂરીશ્વર વર્ષ અને માસની શુદ્ધિ જોવાનુ ગૌણ રાખી તિથિશુદ્ધિ કહે છે—

**नंदा भद्दा य जया, रित्ता पुण्णा य तिहि सनामफला ।**
**पडिवइ छट्ठि इगारसि, पमुहा उ कमेण नायव्वा ॥८॥**

**અર્થ—નદા, ભદ્રા, જયા, રિક્તા, અને પૂર્ણા, એમ ક્રમે પોતાના નામ સદ્દશ ફળ આપનારી તિથિઓ છે, અને તે અનુક્રમે એકમ છઠ અને અગીયારશથી પ્રારભીને જાણવી ॥ ૮ ॥**

**વિવેચન**—એકેક પક્ષની અદર તિથિઓના નદા ભદ્રા જયા રિકતા અને પૂર્ણા એ મુખ્ય પાચ નામો છે, અને તે નામોમાં એકમથી પ્રારભીને પાચ તિથિઓનો સમાવેશ થાય છે એટલે પદર તિથિઓના વારાફરતી તે તે પાચ નામો આવે છે સામાન્ય રીતે આ તિથિઓમા શુ કાર્ય કરવુ હિતકર છે, તેનો ખુલાસો પણ નદા વિગેરે તિથિઓના નામ ઉપરથી મળે છે અર્થાત્ નદા વિગેરે પાચ નામો પણ યથાર્થ છે આ કથનનુ તારણ આ પ્રમાણે છે—એકમ છઠ અને અગીયારશ, આ ત્રણ તિથિઓ નદા છે, અને તેમા આનદના—ઉત્સવ ચિત્ર વાસ્તુ નૃત્ય વિગેરે કાર્યો કરાય છે બીજ, સાતમ અને બારશ, આ ત્રણ તિથિઓ ભદ્રા છે, તેમા વિવાહ પ્રયાણ શાતિક પૌષ્ટિક વિગેરે ભદ્રિક કામો કરાય છે ત્રીજ આઠમ અને તેરશ, આ ત્રણ તિથિઓ જયા છે, તેમા વાદ યુદ્ધ વિગેરે જય ફળવાળા કાર્યો કરાય છે ચોથ નોમ અને ચૌદશ, આ ત્રણ તિથિઓ રિક્તા છે, તેમા વધ બધ

અગ્નિ વિષ વિગેરે કાર્યો કરાય છે. પાંચમ, દશમ અને પુનમ, આ ત્રણ તિથિઓ **પૂર્ણા** છે, તેમાં દીક્ષા યાત્રા વિવાહ વિગેરે શુભ કાર્યો કરાય છે. આ તિથિઓના ઉત્તમ મધ્યમ અને અધમ એમ ત્રણ ભાગ પડે છે. શ્રી ઉદયપ્રભ સૂરિ કહે છે કે—

" हीना मध्योत्तमा शुक्ला, कृष्णा तु व्यत्यया तिथिः

અર્થ—શુકલ પક્ષની નંદા વિગેરે નામવાળી પાંચ પાંચ તિથિઓ અનુક્રમે હીન મધ્યમ અને ઉત્તમ છે, અને કૃષ્ણ પક્ષમાં તેથી ઉલટી રીતિ છે; એટલે ઉત્ક્રમે-ઉત્તમ મધ્યમ અને હીન છે. આ સિવાય માસના ત્રણ ભાગ પાડીને તેના દસ દસ દિવસો ઉત્તમ મધ્યમ અને હીન હોવાનું કેટલાક આચાર્યો કહે છે. કેટલાએક તો બન્ને પક્ષની બે આઠમથી ઉત્તમ અને અધમ દિવસો સૂચવે છે, જ્યારે કયાંક માત્ર વદિ દશમથી સાત દિવસો અધમ જણાવ્યા છે. અને સૂક્ષ્મ દૃષ્ટિએ તો વદિ ચૌદશથી એકમ સુધીના ત્રણ દિવસો સર્વથા વર્જ્ય છે.

હવે વર્જ્ય તિથિઓ કહે છે—

**छट्ठी रित्तट्ठमी बारसी अ अमावसा गयतिही उ।**
**वुड्ढ तिहिकूरदड्ढा, वज्जिज्ज सुहेसु कम्मेसु ॥६॥**

**અર્થ—છઠ્ઠ, રિક્તા,[1] આઠમ, બારશ, અમાસ, ક્ષય તિથિ, વૃદ્ધિ તિથિ, ક્રૂર તિથિ અને દગ્ધ તિથિ, આ તિથિઓ શુભ કાર્યમાં વર્જવી.**

વિવેચન—છઠ્ઠ ચોથ નોમ ચૌદશ આઠમ બારશ અને અમાસ, આ તિથિઓમાં શુભ કાર્ય કરવાથી તે કાર્ય સિદ્ધ થતું નથી. શુકલ કે કૃષ્ણ, એમ ગમે તે પક્ષની આ તિથિઓ શુભકાર્યમાં વર્જ્ય છે. ઉદયપ્રભસૂરિ નવમીને કોઈક શુભ કાર્યમાં સ્વીકારવાનું કરે છે, પણ તે દિવસે પ્રયાણ કે પ્રવેશ કરવાનો સર્વથા નિષેધ કહે છે, કેટલાકના મતે છઠ્ઠ અને બાર-

---

૧ ચોથ, નોમ અને ચૌદશ.

શ ધ્રુવકાર્યમા શુભ કહેલી છે, પણ પ્રવાસમા સર્વથા વર્જેલ છે લલ્લ–ચૌદશના દિવસે યાત્રાને વર્જ્ય કહે છે આ દરેક તિથિઓ **પક્ષછિદ્ર** કહેવાય છે તે શુભકાર્યમા વર્જ્ય હોવાથી અશુભ કાર્યમા વિશેષ સિદ્ધિકર પણ મનાય છે અર્થાત્ શુભ તિથિઓ શુભકાર્યમા સારી છે, તેમ અશુભ તિથિઓ અમુક શુભમા ( બીજી વાર ન કરવા પડે તેવા સ્થિરમા ) તથા અશુભ કાર્યમા સારી છે લલ્લ કહે છે કે—

" स्युर्यन्त्र मन्त्र रक्षा दीक्षा–क्षुद्रेपु कर्मसु स्नाने ॥
रिक्ता दर्शाष्टम्य शस्ता "

**અર્થ**—" યત્ર, મત્ર, રક્ષા, દીક્ષા, ક્ષુદ્ર કાર્યો અને સ્નાનમા રિક્તાતિથિ, અમાવાસ્યા અને આઠમ શુભ છે " મુહૂર્ત ચિતામણિકાર દરેક તિથિઓની અમુક ચાર ઘડીઓને વર્જ્ય કહે છે —

" तिथीं–पु–नागा–ऽद्रि–गिरी–पु–वारिधि—
गजा–ऽद्रि–दिक्–पावक–विश्व–वासवा ॥
मुनी–भसख्या प्रथमातिथे श्रीमान्,
पर विप स्याद् घटिका चतुष्टयम् ॥ १ ॥

અર્થ—" શુકલપક્ષ કે કૃષ્ણપક્ષની સાઠ ઘડી પ્રમાણવાળી પ્રતિપદાથી દરેક તિથિઓની અનુક્રમે ૧૫–૫–૮–૭–૭ ૫–૪–૮–૭–૧૦–૩–૧૩–૧૪–૭–૮ ઘડી પછી ચાર ચાર **વિષઘટિકાઓ** છે ॥૧॥ વળી તેજ ગ્રન્થમા **પક્ષછિદ્ર** તિથિઓ માટે આ વિશેષ છે–ચોથની આઠ ઘડી, છઠ્ઠની નવ ઘડી, આઠમની ચૌદ ઘડી, નોમની પચ્ચીશ ઘડી, બારશની દશ ઘડી, અને ચૌદશની દશ ઘડી અશુભ છે, અને તેટલી ઘડીઓ ભોગવ્યા પછીની તેજ છિદ્રતિથિઓ પણ શુભ છે આ વર્જ્ય ઘડીઓ ૬૦ ઘડી પ્રમાણવાળી તિથિની છે પણ તિથિમાનમા અમુક ઘડીઓની વૃદ્ધિ–હાનિ થતા તિથિમા જેટલી વૃદ્ધિ–હાનિની ઘટિકા હોય છે તેટલા પાઔની વૃદ્ધિ–હાનિવાળી જ

આ ઘડીઓ લેવાય છે. તથા ક્ષયતિથિ અને વૃદ્ધિ તિથિ પણ શુભ કાર્યમાં વર્જ્ય છે.

સૂર્યોદય થાય ત્યારે જે તિથિ હોય તે તિથિ પ્રમાણ છે, અને તેજ તિથિ બે સૂર્યોદયને જુવે તો **વૃદ્ધિતિથિ** કહેવાય છે, તેમાં પહેલી વૃદ્ધિતિથિ અને બીજી પ્રકૃતતિથિ છે. વળી જે તિથિ * સૂર્યોદયને ન જુવે તે પૂર્વની તિથિમાં લય પામવાથી **ક્ષયતિથિ** કહેવાય છે. અથવા જે તિથિ ત્રણ વારને સ્પર્શ કરે તે **વૃદ્ધિ** કે **ફાલ્ગુતિથિ** કહેવાય છે. અને જે ત્રણ તિથિઓ એક વારમાં આવે તે પૈકીની વચલી **ક્ષયતિથિ** કહેવાય છે. આ બન્ને તિથિઓની દરેક ઘડીઓ શુભકાર્યમાં ત્યાજ્ય છે. જેમકે શુદિ બીજ અને સોમવાર હોય, પછી સોમવારની રાત્રિના અંતભાગની ૪૫ પલ બાકી રહેતાં ત્રીજનો પ્રારંભ થાય અને મંગળવાર પૂર્ણ થતાં સુધી ત્રીજ રહે, તેમજ બુધવારના સવારે ઘડી એક ૧ પછી ચોથ બેસે, તો અહીં સોમ મંગળ અને બુધ એમ ત્રણ વારને સ્પર્શનારી ત્રીજ વૃદ્ધિ તિથિ કહેવાય છે. વળી તે મંગળવાર અને બુધવાર એમ બે વારના સૂર્યોદયને જુવે છે, તો મંગળવારે ત્રીજ વૃદ્ધિરૂપે તથા બુધવારે ત્રીજ સ્વાભાવિકરૂપે મનાય છે. એટલે સોમવારની રાત્રિથી બુધવારના સવાર સુધીની ત્રીજની ઘડી ૬૧॥। શુભકાર્યમાં વર્જ્ય છે, પણ બુધવારે ૧ ઘડી પછી વૃદ્ધિ તિથિનો દોષ નાબુદ થાય છે. આજ રીતે સોમવારે સવારે ઘડી એક આઠમ હોય, અને પછી નોમનો પ્રારંભ થાય છે. છેવટે સોમવારની રાત્રિના અંતમાં ઘડી ૦॥। બાકી રહેતાં દશમનો પ્રારંભ થાય, તો અહીં આઠમ નોમ અને દશમ એમ ત્રણ તિથિઓ સોમવારે આવે છે, તે પૈકીની વચલી નોમ છે. તે સૂર્યોદય થયા પછી શરૂ થઇ અને બીજા સૂર્યોદય પહેલાં પૂર્ણ થઈ જાય છે, તેથી નોમ ક્ષયતિથિ છે; અને સોમવારે નોમની ઘડી ૫૮॥ શુભકાર્યમાં વર્જ્ય છે.

---

* સૂર્યોદય પછી પળ ૩૭થી અધિક પ્રમાણવાળાં તિથિ અને નક્ષત્ર પ્રમાણ છે, એમ ઉમાસ્વાતિ મહારાજનું કથન હોવાનું સાંભળ્યું છે.

આ ક્ષયતિથિમા કાર્યનો ક્ષય થાય છે, અને વૃદ્ધિતિથિમાં કાર્ય કરવાથી ઉત્પાત થાય છે, માટે ક્ષયતિથિ અને વૃદ્ધિતિથિનો શુભકાર્યમા સર્વથા ત્યાગ કરવો હિતાવહ છે, સા૦ ગમા કહે છે કે—

" यथाऽग्निरम्बुना लग्न, तथा वृद्धि–क्षये तिथेः । "

અર્થ—" જેમ જળ વડે અગ્નિ નાશ પામે છે તેમ તિથિનો વૃદ્ધિ–ક્ષય હોતા લગ્ન નાશ પામે છે " વળી કુરતિથિ તથા દગ્ધતિથિ પણ વર્જવા લાયક છે આ બન્ને તિથિનું લક્ષણ ગ્રન્થકારેજ નીચેની ગાથાઓમા આપીને સ્પષ્ટ કરેલ છે આ સિવાય બીજા પણ કેટલાક દિવસના દોષો ત્યાગ કરવા, તે માટે નરચન્દ્રસૂરિ કહે છે કે—

" त्यज सक्रमवासर पुन , सह पूर्वेण च पश्चिमेन च । "

એટલે—" સક્રાન્તિનો દીવસ, તેની પહેલાનો દિવસ અને પછીનો દિવસ, એમ ત્રણ **દિવસ** ત્યાજ્ય છે " પણ ઘણા આચાર્યોનો એવો મત છે કે–અત્યત આવશ્યક કાર્ય હોય, અને ત્રણ દિવસનો ત્યાગ ન થઈ શકે તેમ હોય, તો સક્રાતિના સમયથી પહેલી અને પછીની **સોળ સોળ ઘડીઓ** વર્જવી

સૂર્યચન્દ્રનુ* ગ્રહણ થાય તો ગ્રહણનો દિન, તે પહેલાનો એક દિન, અને તે પછીના સાત દિન એમ કુલ નવદિવસ વર્જવા તેમા આ પ્રમાણે વિશેષ છે

" सर्वग्रस्तेषु सप्ताह, पञ्चाह स्याद् दलग्रहे ।
त्रिद्व्येकाग्रांङ्गुलग्रासे, दिनत्रय विवर्जयेत् ॥ १ ॥ "

---

* બૃહજ્જ્યોતિષસારમા કહ્યુ છે કે—ગ્રહનુ વિમાન કાળાવર્ણનુ છે જે બ્રહ્માજીના વરદાનથી પર્વકાળમા દેખાય છે, તે સિવાય દેખાતુ નથી

† જે ગ્રહણ હોય તે ગ્રહણ અઢાર વર્ષને ફરી કે અગ્યાર દિવસે ( દિ૦

**અર્થ**—" સૂર્ય કે ચંદ્ર આખો ઢંકાય તેવું **ખગ્રાસ** હોય તો ગ્રહણ પછીના સાત દિવસ વર્જવા, અર્ધગ્રાસમાં પાંચ દિવસ ત્યજવા, અને ત્રણ બે એક કે અર્ધા આંગુલના ગ્રાસમાં ત્રણ દિવસ વર્જવા " એમ અંગિરસ કહે છે. આ દિવસો **ગ્રહણદગ્ધ** કહેવાય છે.

જન્મતિથિનો ત્યાગ કરવો, અને તે તિથિથી ત્રીશ દિવસવાળો જન્મમાસ ત્યજવો. આ બાબતમાં એટલું વિશેષ છે કે જન્મકાળના દિવસ–રાત્રિ, અને શુકલપક્ષ તથા કૃષ્ણ-પક્ષના વિપર્યાસથી જન્મતિથિ અને જન્મમાસનો દોષ શમે છે. એટલે કે માગશર શુદિ સાતમે રાત્રે જન્મ થયો હોય તો

---

૬૫૮૫ ક૦ ૭ મિ૦ ૧૨ થતાં ) આવે છે. આ ગ્રહણની ભૂલથી ચીનમાં જ્યોતિર્વિદ હિનેહાને મારી નાંખ્યો હતો. ( ખગોળવિદ્યા ૧૮–૯૦ )

**વીશમીસદીના કેટલાએક ચંદ્ર ગ્રહણો નીચે મુજબ છે.**

૧૯૭૭ આસો ૧૫ રવિ.
( તા. ૧૬–૧૦–૨૧ )
,, ૭૮ ભાદરવો, ૦)) ગુરૂ
( તા. ૨૦–૯–૨૨ )
,, ૮૦ મહા, ૧૫, બુધ
( તા. ૨–૨–૨૪ )
,, ૮૦ શ્રાવણ, ૧૫ ગુરૂ
( તા. ૧૪–૮–૨૪ )
,, ૮૧ મહા, ૧૫ રવિ
( તા. ૮–૨–૨૫ )
,, ૮૧ શ્રાવણ, ૧૫. ભોમ.
,, ૮૨ પોષ, ૦)). ગુરૂ.
,, ૮૪ જેઠ, ૧૫. રવિ
,, ૮૪ આસો, ૦)) સોમ
,, ૮૫ ચૈત્ર, ૦)). ગુરૂ
,, ૮૭ ચૈત્ર, ૧૫. ગુરૂ
,, ૮૭ ભાદરવો, ૧૫. બુધ
,, ૮૮ ભાદરવો, ૧૫. બુધ
,, ૮૯ શ્રાવણ, ૦)). સોમ
,, ૯૦ મહા, ૦)). ભોમ
,, ૯૦ અશાડ, ૧૫. ગુરૂ
,, ૯૧ પોષ, ૧૫. શનિ
,, ૯૨ પોષ, ૧૫. બુધ
,, ૯૨ જેઠ, ૦)) શુક્ર.
,, ૯૨ (૩) અશાડ, ૧૫. શનિ
,, ૯૫ કાર્તિક, ૧૫, સોમ
,, ૯૫ વૈશાખ, ૧૫. બુધ.
,, ૯૭ કાર્તિક, ૧૫ ગુરૂ
,, ૯૭ ભાદરવો, ૧૫. શુક્ર
,, ૯૭ ભાદરવો, ૦)). રવિ
,, ૯૮ ફાગણ, ૧૫. સોમ
૨૦૦૦ અશાડ, ૦)). રવિ

રાહુની પેઠે બુધ અને શુક્રના તારાઓ આડે આવવાથી પણ સૂર્ય બિંબાધિક્રમણ થાય છે, પણ તેથી દિનશુદ્ધિમાં દોષ કે સૂતક મનાતાં નથી.

સાતમનો દિવસ પણ કયારેક કાર્યમા લઇ શકાય છે એમ માન ને માટે પણ યથાનુકુળ શુદ્ધિ તપાસવી ગુરૂ અને શુક્રના અસ્ત દિવસો ત્યજવા, તથા તે બન્નેના અસ્ત પહેલાના વૃદ્ધદશાના દિન ૧૫ અને ૫, તથા ઉદય પછીના બાલક દશાના દિવસો ૫ અને ૩ ત્યજવા શુક્રનો વિલોમ ઉદયાસ્ત થાય ત્યારે મૂલથી ત્રણ ગણા ૯ અને ૧૫ દિવસ ત્યજવા દૈવજ્ઞ વલ્લભ કહે છે કે—

" राहो दृष्टे शुभ कर्म, वर्जयेद् दिवसाष्टकम् ।
त्यक्त्वा वेतालससिद्धिं, पापदम्भमय तथा ॥ १ ॥ "

અર્થ—" ભૂતસાધન, પાપ અને દભ સિવાયના શુભ કાર્યો રાહુ દર્શન પછી આઠ દિવસ કરવા નહિ " સૂર્ય—ચદ્ર અવરાતા રાહુદર્શન ગ્રહણને દિવસે થતુ હોવાથી આ વચનો પણ ગ્રહણને આશ્રીને કહેલ છે કેતુના ઉદયને દિવસે પણ શુભ કાર્ય સફળ થતુ નથી. ( આ૦ ૬૮ ) ઉદયપ્રભસૂરિ પૂર્વાહ્નને શુભ કહે છે મધ્યાહ્ન અને મધ્યરાત્રિનો કાળ અશુભ છે. ગદાધર કહે છે કે—આ મુહૂર્તકાળના મધ્યભાગથી પહેલાની અને પાછીની દસ દસ પળો વર્જ્ય છે માતા–પિતાની મૃત્યુ-તિથિ, માતા રજસ્વલા હોય તેટલા દિવસો, જન્મ–મૃત્યુના સૂતક–દિવસો, દુશ્ચિહ્ન, અને **મનોભગ** પણ લૈકિક પ્રવૃત્તિમા વર્જ્ય કહેલ છે, શ્રીહરિભદ્રાચાર્ય કહે છે કે—

" रयच्छन्नमब्भच्छन्न, पयडपवण तहा समुग्घाय ।
सुरधणुपरिवेस दिसादाहाइजुअ दिण दुट्ठम् ॥ १ ॥ "

અર્થ—આકાશમા ધૂળ છવાઈ ગઈ હોય, ચારે તરફ વાદળાનો આટોપ ચડયો હોય, પ્રચડ પવન વાતો હોય, મહાન્ શબ્દો થતા હોય, આકાશમા ઇંદ્ર–ધનુષ્ય ખેચાયુ હોય, ચદ્ર–સૂર્યની ફરતુ કુડાળુ દેખાતુ હોય, તથા સર્વ દિશાઓ બળતી દેખાતી હોય, આવા સયોગોવાળો દિવસ દુષ્ટ છે ॥ ૧ ॥ સારગ કહે છે કે—

" निर्घातो-ल्का-महीकम्प-ग्रहभेदादिदर्शने ।
आपञ्चवासरादूढा, नाशमाप्नोति कन्यका" ॥ १ ॥

**અર્થ**—" નિર્ઘાત ઉલ્કા ભૂકંપ અને ગ્રહભેદ જોવામાં આવે ત્યારથી પાંચ દિવસમાં વિવાહિત થયેલ કન્યા મૃત્યુ પામે છે, એટલે તે અશુભ છે. " ॥ ૧ ॥ આ ઉપલક્ષણથી દિક્પાત, વિજળીનું પડવું, ગામનો નાશ, શીવાશબ્દ, દંડ, પરિઘ અને ધુમકેતુનું દેખાવું. વિગેરે પણ અશુભ છે, તે દરેક ઉત્પાતોમાં સાત દિવસ દુષ્ટ છે એમ મુહૂર્તચિંતામણિની ટીકામાં કથન છે. ॥ ૯ ॥

હવે ક્રૂરતિથિઓ કહે છે—

**मेसाइ चउसु चउरो,**
**तिही कमेणं च पुन्न सव्वेसु ।**
**एवं परउ सकूररासि,**
**असुहा तिही वज्जा ॥ १० ॥**

અર્થ—મેષાદિક ચાર રાશિમાં ક્રૂર ગ્રહ હોય તો અનુક્રમે નંદા વિગેરે ચાર તિથિઓ પૂર્ણા સહિત વર્જ્ય છે. એજ રીતે આગળ પણ બન્ને રાશિચતુષ્કમાં પૂર્ણા સહિત અનુક્રમે નંદાદિ ચાર ચાર તિથિઓ વર્જ્ય જાણવી. ॥ ૧૦ ॥

**વિવેચન**—પંદર તિથિઓમાંથી પૂર્ણા બાદ કરતાં બાકી બાર તિથિ રહે છે, તે બારરાશિના સંબંધવાળી તિથિઓ છે. તથા પૂર્ણાની ત્રણ તિથિઓ અનુક્રમે મેષ સિંહ અને ધનથી ચાર ચાર રાશિઓના સંબંધવાળી છે. હરકોઈ રાશિમાં સૌમ્યગ્રહ હોય તો તેના સંબંધવાળી તિથિ શુભ કહેવાય છે. અને રાશિમાં રવિ મંગળ શનિ તથા રાહુ પૈકીનો ક્રૂર ગ્રહ

હોય તો તેના સબંધવાળી ક્રૂરતિથિ કહેવાય છે આ રીતિની મૂળ શ્લોકથી એવી સ્પષ્ટતા થાય છે કે—

મેષથી સિંહથી અને ધનથી આરંભીને ત્રણ ત્રણ ચતુષ્ક કરવા તેમા પહેલા ચતુષ્કની અનુક્રમે પ્રતિપદા બીજ ત્રીજ અને ચોથ તિથિઓ છે, તથા પાચમ ચારે રાશિની તિથિ છે અર્થાત્-મેષ રાશિની એકમ અને પાચમ, વૃષભની બીજ અને પાચમ, મિથુનની ત્રીજ અને પાચમ, એમ તિથિઓ છે બીજા સિંહ ચતુષ્કની છઠ્ઠ સાતમ આઠમ અને નોમ તિથિ અનુક્રમે છે, તથા દશમ સિંહાદિ ચારે રાશિની તિથિ છે વળી ત્રીજા ધન ચતુષ્કની તિથિઓ અનુક્રમે અગીયારશ બારશ તેરશ તથા ચૌદશ છે, અને પૂર્ણિમા ચારે રાશિની તિથિ છે કોઇપણ રાશિમા ક્રૂર ગ્રહ આવતા તેની તિથિ ક્રૂર થાય છે, ને તે તિથિ શુભ કામમાં વર્જવી

કેટલાક કહે છે કે—તે રાશિના નામવાળાનેજ આ તિથિ વર્જ્ય છે અન્ય આચાર્યો કહે છે કે—આ બાર રાશિની ક્રૂર તિથિઓનો માત્ર અનુક્રમે પહેલો બીજો ત્રીજો અને ચોથો ભાગ (૧૫ ઘડી) ત્યજવો એટલે-મેષ સિંહ અને ધનરાશિમા ક્રૂર ગ્રહ હોય તો ૧-૬-૧૧ અને પૂર્ણામાથી જે ક્રૂર તિથિ હોય તેની પ્રથમની ૫ંદર ઘડી ત્યજવી, અને વૃષ કન્યા તથા મકરરાશિમા ૨-૭-૧૨ અને પૂર્ણાની બીજી ૫ંદર ઘડી વર્જવી જોઇએ ॥ ૧૦ ॥

સૂર્યદગ્ધા તિથિ કહે છે—

**छग चउ अट्ठमि छट्ठी,**
**दसमट्ठमि वार दसमि वीया उ ।**
**वारसि चउत्थि वीश्रा,**
**मेसाइसु सूरदड्ढ दिणा ॥ ११ ॥**

અર્થ—મેષ વિગેરે બાર રાશિમાં સૂર્ય હોય

ત્યારે અનુક્રમે ૬–૪–૮–૬–૧૦–૮–૧૨–૧૦–૨–૧૨–૪–૨ તિથિઓ સૂર્યદગ્ધા છે.

**વિવેચન**—જેમ રાશિમાં ક્રૂર ગ્રહ હોય તો અમુક ક્રૂર તિથિઓ થાય છે, તેમ દરેક રાશિમાં સૂર્ય હોય ત્યારે અમુક અમુક તિથિઓ અશુભ થાય છે તે **સૂર્યદગ્ધા** કહેવાય છે. તે તિથિઓ સૂર્યના ચાર ઉપરથી આ પ્રમાણે છે—સૂર્ય મેષમાં હોય ત્યારે છઠ્ઠ તિથિ સૂર્યદગ્ધ છે, ત્યાર પછી અનુક્રમે વિષમરાશિની દગ્ધાતિથિના આંકમાં દશ અને સમ-રાશિની દગ્ધાતિથિના આંકમાં ચારની સંખ્યા મેળવી બારે ભાગવાથી પછીની દરેક રાશિની સૂર્યદગ્ધ તિથિઓ આવે છે. આ રીતે વૃષ સંક્રાન્તિમાં ચોથ, મિથુનમાં આઠમ, કર્કમાં છઠ્ઠ, સિંહમાં દશમ, કન્યામાં આઠમ, તુલામાં બારશ, વૃશ્ચિ-કમાં દશમ, ધનમાં બીજ, મકરમાં બારશ, કુંભમાં ચોથ, અને મીનસંક્રાંતિમાં બીજ **દગ્ધાતિથિ** છે.

દગ્ધાતિથિ લાવવાની બીજી એવી રીત છે કે—સૂર્ય સંક્રાન્તિની વિષમરાશિમાં પાંચ અને સમરાશિમાં બે ઉમેરી બારથી ભાગ દેવાથી શેષ દગ્ધાતિથિઓ આવે છે. જેમકે—પહેલી મેષરાશિમાં પાંચ ઉમેરવાથી છઠ્ઠ દગ્ધાતિથિ આવે છે. તથા સમરાશિ મીનની બારની સંખ્યામાં બે ઉમેરવાથી ચૌદ થાય છે, તેને બારથી ભાગવાથી શેષ રહેલ બીજ મીન-સંક્રાન્તિની દગ્ધાતિથી છે. આ રીતે ચંદ્રની રાશિથી પણ **ચંદ્રદગ્ધા** તિથિઓ થાય છે. જો કે નક્ષત્ર અને તિથિના સંયોગોમાં વિશેષ શુદ્ધિ થતી હોવાથી રાશિ અને તિથિના કુયોગનો સહેલાઇથી પરિહાર થાય છે, તો પણ ચંદ્રદગ્ધા તિથિઓની સ્થૂળ શુદ્ધિ પણ આવશ્યક છે. કેમકે આવી કેટલીક સ્થૂલ રીતિઓ પણ જ્યોતિર્વિદ્દોને સમ્મત હોય છે, તેમજ એક રાશિમાં સવાબે નક્ષત્રનો ભોગ થતો હોવાથી રાશિઓવડે નક્ષત્રના અમુક પાયાની શુદ્ધિ પણ જુદી

પડે છે વળી લગ્નકુંડલીમા સૂક્ષ્મ નવાંશ બળ હોવા છતા લગ્નબળ સામાન્ય મનાતુ નથી તથા સિદ્ધછાયા ધ્રુલિલગ્ન અને અભીચ મુહૂર્ત નિર્દોષ હોવા છતા તે સિવાયની બીજી શુદ્ધિ પણ બહુશ્રુત સમ્મત હોવાથી નિષ્ફળ નથી હર્ષ પ્રકાશમા ચદ્રદગ્ધા તિથિઓ આ પ્રકારે છે

" कुंभधणे अजमिहुणे, तुलसीहे मयर मीण विसकक्के ।
विच्छियकन्नासु कमा, बीआइसमतिहीओ ससि दड्ढा ॥१॥"

અર્થ—' કુભ અને ધનનો ચદ્ર હોય ત્યારે બીજ, મેષ અને મિથુનના ચદ્રમા ચોથ, તુલા અને સિહના ચદ્રમા છઠ્ઠ, મકર અને મીનના ચદ્રમા આઠમ, વૃષ અને કર્કમા દશમ, કન્યા અને વૃશ્ચિકમા બારશ તિથિ ચદ્રદગ્ધ છે ॥ ૧ ॥"

દગ્ધાતિથિનો જન્મેલ પ્રાય અલ્પ આયુષ્યવાળો હોય છે આ તિથિમા હજામત, નવુ વસ્ત્ર પહેરવુ, ગૃહ પ્રવેશ, શસ્ત્રગ્રહણ, યાત્રા, ખેતી, વિવાહ વિગેરે કાર્યો કરવાથી કાર્યસિદ્ધિ થતી નથી, પણ ઉલટી નુકસાની થાય છે લલ્લ કહે છે—નક્ષત્રના જેટલા તારાઓ છે તેટલામી તિથિ તે નક્ષત્રના યોગમા નક્ષત્રદગ્ધ તિથિ કહેવાય છે વળી તે વિશેષ નિયમ જણાવે છે કે—તારાને તુલ્ય એવા વર્ષ માસ અને દિવસ વડે કરીને નક્ષત્રનુ ફળ પરિપક્વ થાય છે

મુહૂર્ત ચિતામણિમા કહ્યુ છે કે—આઠ વિષમતિથિઓ કુલ્ય છે આઠમ બારશ અને ચૌદશ ઉપકુલ્ય છે, તથા બીજ છઠ્ઠ અને દશમ કુલ્યાકુલ્ય છે આ સજ્ઞાનુ ફળ નક્ષત્રની કુલ્યાકુલ્ય સજ્ઞાની પેઠે જાણવાનુ છે, જે રાજાની યાત્રામા વિશેષ ઉપયોગી છે (મુ૦ પ્ર૦ ૧૧ )

# તિથિચક્ર.

| નામ. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૦)) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સંજ્ઞા. | નંદા | ભદ્રા | જયા | રિક્તા | પૂર્ણા | નંદા | ભદ્રા | જયા | રિક્તા | પૂર્ણા | નંદા | ભદ્રા | જયા | રિક્તા | પૂર્ણા | પૂર્ણા |
| શુકલમાં | હીન | હીન | હીન | હીન | હીન | મધ્ય | મધ્ય | મધ્ય | મધ્ય | મધ્ય | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | + |
| કૃષ્ણમાં | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | મધ્ય | મધ્ય | મધ્ય | મધ્ય | મધ્ય | હીન | હીન | હીન | હીન | + | હીન |
| પક્ષ છિદ્ર | | | | વર્જ્ય | | વર્જ્ય | | વર્જ્ય | વર્જ્ય | | | વર્જ્ય | | વર્જ્ય | | વર્જ્ય |
| વર્જ્યઘડી | | | | ૮ | | ૯ | | ૧૪ | ૨૫ | | | ૧૦ | | ૫ | | |
| કાર્યો (કરવાના) | ઉત્સવ ચિત્ર વાસ્તુ | લગ્ન યાત્રા શાંતિક | વાદ યુદ્ધ | વધ આગ્ન વિષ | દીક્ષા યાત્રા લગ્ન | આનંદ ચિત્ર વાસ્તુ | લગ્ન યાત્રા શાંતિક | વાદ યુદ્ધ | વધ અગ્નિ વિષ | દીક્ષા યાત્રા લગ્ન | ઉત્સવ ચિત્ર વાસ્તુ | લગ્ન યાત્રા શાંતિક | વાદ યુદ્ધ | વધ અગ્નિ વિષ | દીક્ષા યાત્રા લગ્ન | + |
| વર્જ્ય ચતુષ્ઘટી પ્રારંભ | ૧૫ | ૫ | ૮ | ૭ | ૭ | ૫ | ૪ | ૮ | ૭ | ૧૦ | ૩ | ૧૩ | ૧૪ | ૮ | ૭ | ૭ |
| ક્રૂર તિથિઓ. | મેષ | વૃષ | મિથુન | કર્ક | મે૦ક૦ | સિંહ | કન્યા | તુલા | વૃ૦ | સિં.વૃ. | ધન | મકર | કુંભ | મીન | ધ૦મી. | |
| ,, વર્જ્ય પાદો | ૧ | ૨ | ૩ | ૪ | ૧–૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૧–૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૧–૪ | |

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સૂર્યદગ્ધા | | ધન મીન | | વૃષ કુંભ | | મેષ કર્ક | | મિથુન કન્યા | | સિંહ વીંછી | | તુલા મકર | | | |
| ચંદ્રદગ્ધા | | કુંભ ધન | | મેષ મિથુ | | તુલા સિંહ | | મકર મીન | | વૃષ કર્ક | | કન્યા વીંછી | | | |
| નક્ષત્રદગ્ધ | આ૦ ચિત્રા સ્વા૦ | પૂ૦ ઉ૦ રે૦ | શ્વિ ભ મૃ તિ જ્યે૦ ભિ શ્ર | પૂન૦ વિ૦ નુ૦ | રોગ૦ શ્વે૦ મ૦ ૬ | કૃ૦ | | ધ૦ | | શત૦ | મૂળ | | | | |
| કુલ્યાદિ | કુલ્ય | મિશ્ર | કુલ્ય | | કુલ્ય | મિશ્ર | કુલ્ય | ઉપ૦ | કુલ્ય | મિશ્ર | કુલ્ય | ઉપ૦ | કુલ્ય | ઉપ૦ | કુલ્ય |
| શુદિનાકરણો | કિંસ્તુ૦ ઘ્ન | બાલ કૌલ | તૈતિ૦ ગર | વણિક વિષ્ટિ | બવ બા૦ | કૌ૦ ત૦ | ગર૦ વણિ૦ | વિષ્ટિ બ૦ | બા૦ કૌ૦ | તૈ૦ ગર | વ૦ વિ૦ | બવ બા૦ | કૌ૦ ત૦ | ગર વ૦ | વિષ્ટિ બવ |
| વદિનાકરણો | બા૦ કૌ૦ | તૈ૦ ગ૦ | વ૦ વિ૦ | બ૦ બા૦ | કૌ૦ ત૦ | ગ૦ વ૦ | વિ૦ બ૦ | બા૦ કૌ૦ | તૈ૦ ગ૦ | વ૦ વિ૦ | બ૦ બા૦ | કૌ૦ તૈ૦ | ગ૦ વ૦ | વિ૦ શકુનિ | ચતુ૦ નાગ૦ |
| વિષ્ટિ | | | કૃ૦ રાત્રિ | શુ૦ રાત્ર | | | કૃ૦ દિન | શુ૦ દિન | | કૃ૦ રાત્રિ | શુ૦ રાત્રિ | | | કૃ૦ દિન | શુ૦ દિન |
| સન્મુખ ભદ્રા | | | પ્ર૦ ૮ ઇશાન | પ્ર૦ ૫ પશ્ચિમ | | | પ્ર૦ ૩ દક્ષિણ | પ્ર૦ ૨ અગ્નિ | | પ્ર૦ ૬ વાય૦ | પ્ર૦ ૭ ઉત્તર | | | પ્ર૦ ૧ પૂર્વ | પ્ર૦ ૪ નૈ૦ |
| જયવિષ્ટિ | | | ઘડી ૨૧ પછી | ઘડી ૨૭ પછી | | | ઘડી ૧૩ પછી | ઘડી ૫ પછી | | ઘડી ૫ પછી | ઘડી ૧૩ પછી | | | ઘડી ૨૭ પછી | ઘડી ૨૧ પછી |

હવે કરણદ્વાર કહે છે—

**सउणि चउप्पय नागा,**
**किंत्थुग्घा किगह चउद्दसि निसाओ ।**
**थिरकरण तीस घडिआ,**
**परओ चलकरण एयाइं ॥ १२ ॥**

**અર્થ—વદિ ચૌદશની રાત્રિથી ત્રીશ ઘડી-વાળા શકુનિ ચતુષ્પદ નાગ અને કિંસ્તુઘ્ન નામના ચાર સ્થિરકરણો આવે છે, અને ત્યારપછી નીચે મુજબ ચર ( ફરતા ) કરણો આવે છે. ॥ ૧૨ ॥**

**વિવેચન**—પંચાંગની સામાન્ય ગણનામાં દિવસ તિથિ અને નક્ષત્રની સાઠ ઘડીઓ ( અંશો ) હોય છે, તેથી જ્યાં જ્યાં તિથિયોગ વિગેરેની છુટક ધ્રુવ ઘડીની સંખ્યા આવે છે. ત્યાં ત્યાં ૬૦ ઘડી પ્રમાણ માનીને તે કથન કરેલ હોય છે. પણ તિથિઓ નક્ષત્ર અને યોગો ૬૦ ઘડીથી વિશેષાધિક પ્રમાણ-વાળા પણ હોય છે, ત્યારે તેની નિયમિત કરેલી ૬૦ ઘડીઓમાં પણ આ વિશેષાધિકનો સંસ્કાર કરવો પડે છે. આ સંસ્કાર કરવાની સહેલી રીત એ છે કે—તિથિ વિગેરે ઘડી ૬૦ થી જેટલી ઘડી અને પલ ઓછા–વધુ થાય તેટલાજ પલ અને વિપલોની હાનિ–વૃદ્ધિ કરવાથી તિથિના સાઠમા ભાગવાળી ધ્રુવઘડી ( અંશો ) આવે છે. જેમકે–પ્રતિપદ્ ૬૨ ઘડી હોય, અને તેની પંદર ઘડી પછીની ચાર વિષ ઘડી શોધવી હોય તો અહીં તિથિના માનમાં બે ઘડી અધિક હોવાથી દર ઘડીએ બે પલનો એમ પંદર ઘડીએ ત્રીશ પલનો વૃદ્ધિ સંસ્કાર આવે છે. તે પંદરમાં ઉમેરતાં પ્રતિપદની શરૂઆતથી ઇષ્ટ ઘડી ૧૫ાા પછી વિષઘટીનો પ્રારંભ થાય છે. તે પણ ચાર ઘડીની છે, તેમાં પણ આઠ પળોની વૃદ્ધિ થતાં ઘડી ૧૯ાા પળ ૮ સુધી વિષતિથિ આવે છે. નક્ષત્ર અને યોગમાં પણ આવીજ રીતે

ઇષ્ટઘડી લાવવી પડે છે અર્થાત્ સામાન્ય રીતે દર્શાવેલ દરેક ઘડીઓ તિથિ વિગેરેના માનના સાઠમા ભાગ પ્રમાણુ લેવી

આવીજ રીતે તિથિમાનના અર્ધાભાગને જ્યોતિર્વેદો કરણની સંજ્ઞાથી ઓળખે છે, અને ૬૦ ઘડી પ્રમાણ તિથિના આધારે કરણની ત્રીશ ઘડી હોય છે, પણ તિથિમા વૃદ્ધિ–હાનિ થતા કરણમાનમા પણ તિથિનો અર્ધ ભાગજ લેવાય છે આગળ કહેવાતા વિષ્ટિ ( ભદ્રા ) કરણની પુચ્છ ઘડી કાઢવા માટે પણ તિથિમાનની વૃદ્ધિ–હાનિનો સંસ્કાર કરવો, અને નક્ષત્રને આશ્રીને ગણિની ઘડી ૧૩૫ હોય છે તેમા પણ દર ઘડીએ વૃદ્ધિ–હાનિના પલાદિની વૃદ્ધિ–હાનિ કરવી

કરણો હમેશા બે હોય છે, તે હિસાબે એક માસમા ત્રીશ તિથિના ૬૦ કરણો આવે છે તે પૈકીના વદિ ચૌદશની રાત્રિથી પ્રારંભ થતા ત્રીશ ત્રીશ ઘડીના પ્રમાણવાળા શકુનિ વિગેરે ચાર સ્થિરકરણો છે આ ચાર કરણો તેજ વખતે આવતા હોવાથી સ્થિર કહેવાય છે એટલે વદિ ચૌદશની રાત્રે શકુનિ, અમાસના દિવસે ચતુષ્પદ, અમાસની રાત્રે નાગ, અને શુદિ એકમના દિવસે કિંસ્તુઘ્ન કરણ હોય છે

આ સિવાય બવ વિગેરે સાત ચરકરણ છે, તે બાકી રહેલા ૫૬ કરણના કાળને સાડી ત્રણ તિથિના આંતરે વારાફ્ રતી આઠ આઠ વાર ભોગવે છે તેનુ પ્રથમ સપ્તક શુદિ એક-મની રાત્રિથી શુદિ ચોથની રાત્રિ સુધી, બીજુ સપ્તક શુદિ પાચમના દિવસથી આઠમના દિવસ સુધી, ત્રીજુ સપ્તક આ-ઠમની રાત્રિથી શુદિ અગીયારશની રાત્રિપર્યંત, ચોથુ ચક્ર શુદિ બારશના દિવસથી પૂર્ણિમાના દિવસ સુધી, પાચમુ સપ્તક પૂર્ણિ-માની રાત્રિથી વદિ ત્રીજની રાત્રિ સુધી, છઠ્ઠુ સપ્તક વદિ ચોથના દિવસથી વદિ સાતમના દિવસ પર્યંત, સાતમુ ચક્ર વદિ સાતમની રાત્રિથી દશમની રાત્રિ સુધી, અને આઠમુ સપ્તક વદિ અગી યારશના દિવસથી કૃષ્ણપક્ષની ચૌદશના દિવસ સુધી આવે છે એટલે તે સાતે ફરતા ચરકરણો છે સહેલાઈથી ચરકરણો

જાણવાનો એવો નિયમ છે કે—કૃષ્ણપક્ષની ઈષ્ટ તિથિને બમણી કરવાથી અને શુકલપક્ષની તિથિને એક ઓછી કરી બમણી કરવાથી આવેલ સંખ્યાને સાતે ભાગવી, જેથી ભાગમાં સપ્તક અને શેષમાં દિવસના બવાદિ કરણ આવે છે, અને તેનાથી બીજું કરણ તેજ તિથિની રાત્રે હોય છે, જેમકે—શુદિ બીજમાંથી એક ઘટાડી બમણું કરવાથી બેનો આંક આવે છે, તેથી શુદિ બીજના દિવસે બીજું બાલવ અને રાત્રે ત્રીજું કૌલવ કરણ હોય છે. વળી કૃષ્ણપક્ષની બીજનું કરણ જાણવું હોય તો તેમાં કાંઇ ઘટાડવાની જરૂર નથી; માટે તિથિના આંકને બમણા કરવાથી ચાર થાય છે, તો વદિ બીજના દિવસે ચોથું અને રાત્રે પાંચમું કરણ આવે છે. ॥ ૧૨ ॥

હવે ચરણકરણનાં નામ અને ફળ કહે છે—

**बव–बालव–कोलव–तेतिलक्ख**
**गर–वणिअ–विट्ठिनामाणो**
**पायं सव्वे वि सुहा,**
**एगा विट्ठी महापावा ॥ १३ ॥**

**અર્થ—બવ, બાલવ, કૌલવ, તૈતિલાક્ષ, ગર, વણિજ અને વિષ્ટિ; પ્રાયઃ એ કરણો શુભ છે. પણ અંતિમ વિષ્ટિ મહાપાપ–અતિશય દુષ્ટ કરણ છે ॥૧૩॥**

**વિવેચન—**ઉપરની ગાથામાં ચરની સંજ્ઞાથી સંબોધેલ બવ, બાલવ, કૌલવ, તૈતિલાક્ષ, ગર, વણિજ અને વિષ્ટિ એ સાત કરણો છે. તેમાં તૈતિલાક્ષનાં **સ્ત્રીલોચન** અને **તૈતિલ** એવાં પણ નામાંતરો છે, અને વિષ્ટિનું બીજું નામ **ભદ્રા** છે. આ સાતમાંથી છ કરણો ઘણાં કામમાં શુભ છે. મૂળ ગાથામાં **सव्वे** શબ્દ મૂકયો છે, પણ ચોથા પાદમાં ભદ્રા–વિષ્ટિને નિંદ્ય કહી છે; માટે સર્વ શબ્દથી સાતે કરણો આવી જાય છે છતાં છ શુભ છે એમ જાણવું. તેમજ ભદ્રા દરેક કાર્યોમાં દુષ્ટ નથી

કેટલાક કાર્યોમા અનિષ્ઠ પણ છે નારચન્દ્રની ટીપ્પણીમા કહ્યુ છે કે—

" दाने चाऽनशने चैव, घातपातादि कर्मणि ॥
खराऽश्वप्रसवे श्रेष्ठा, भद्राऽन्यत्र न शस्यते " ॥ १ ॥

અર્થ—" દાન, અનશન, ઘાત, પાતકર્મ, તથા ઘોડા અને ગધેડાની પ્રસૂતિમા ભદ્રા શ્રેષ્ઠ છે, અન્યકાર્યમા શ્રેષ્ઠ નથી " ॥ ૧ ॥ અન્ય સ્થાને આજ વાતને પુષ્ટ કરતાં કહ્યુ છે કે—

" युद्धे भृपतिदर्शने भय-वने घाने च पाठे हठे,
वैद्यस्यागमने जलप्रतरणे शत्रोस्तथोच्चाटने ॥
सिंहोष्ट्रखरमाहिषे अजमृगे अश्वे गृहे पातने,
स्त्रीसेवा ऋतुमर्दनेषु शकटे भद्रा सदा गृह्यते " ॥ १ ॥

અર્થ—" યુદ્ધમા, રાજાના દર્શનમા, ભયમા, વનમા, હણવામા, પાઠમા, હઠ કરવામા, વૈદ્યને બોલાવવામા, પાણીમા તરવામા, શત્રુનુ ઉચ્ચાટન કરવામા, સિંહ ઊંટ ગધેડા પાડો બકરો હરણ અને ઘોડા વિગેરેના કાર્યમા, ઘરમા, પાતનમા, સ્ત્રીસેવામા, ઋતુ કાર્યમા, મર્દનમા અને વાહનમા ભદ્રા ગ્રહણ કરાય છે, એટલે આ કાર્યોમા ભદ્રા—વિષ્ટિ દુષ્ટ નથી " ॥ ૧ ॥ એક સ્થાને તો ભદ્રાને સર્વથા શુભજ કહેલ છે

" सुर-भे वत्स ! या भद्रा, सोमे सौम्ये सिते गुरौ ॥
कल्याणी नाम सा प्रोक्ता, सर्वकार्याणि साधयेत् " ॥१॥

અર્થ—હે વત્સ ! દેવનક્ષત્રમા સોમ બુધ શુક્ર અને ગુરૂવારે જે ભદ્રા આવે છે, તે કલ્યાણી નામે હોઇ સર્વકાર્યને સાધે છે " ॥ ૧ ॥

વળી મૂળ ગાથામા છ કરણોને પ્રાય શુભ કહેલ છે અહીં પ્રાય શબ્દ મૂકવાથી ગ્રન્થકારે તે કરણો ક્યારેક શુભ નથી એવી સૂચના પણ કરેલ છે, કેમકે સૂર્યસંક્રાન્તિમા અમુક

કરણો અશુભ ફળ પણ આપે છે. વારને આશ્રીને નારચંદ્રમાં નીચે મુજબ ભદ્રાના નામાંતરો છે.

" सौम्यवारेण कल्याणी, रवौ पुण्यवती तथा ॥
विष्टिः शनश्चरे प्रोक्ता, भौमे भद्रा प्रकीर्तिता " ॥ १ ॥

**અર્થ**—"વિષ્ટિ બુધવારે **કલ્યાણી**, રવિવારે **પુણ્યવતી**, શનિવારે **વિષ્ટિ**, અને સોમવારે **ભદ્રા** કહેવાય છે" ॥ ૧ ॥ મૂળગાથાના છેલ્લા પાદમાં કહ્યું છે કે—વિષ્ટિકરણ મહાદુષ્ટ છે. ભદ્રા-વિષ્ટિના અશુભપણા માટે ગ્રન્થાંતરમાં કહ્યું છે કે—

" यदि भद्राकृतं कार्यं, प्रमादेनापि सिध्यति ।
प्राप्ते तु षोडशे मासे, समूलं तद्विनश्यति ॥ १ ॥

**અર્થ**—કદાચ ભદ્રામાં કરેલ કાર્ય ભૂલથી સિદ્ધ થયુ હોય તો પણ સોળમો માસ આવતાં તો તે મૂળથી નાશ પામે છે" ( ॥ ૧ ॥ ) ॥ ૧૩ ॥

હવે વિષ્ટિ ક્યારે આવે તે સ્પષ્ટ કરે છે—

**किण्हे पक्खे दिणे भद्दा,**
**सत्तमी अ चउद्दसी ।**
**रत्तिं दसमि तीआए,**
**सुक्के एग दिणुत्तरा ॥ १४ ॥**

**અર્થ**—કૃષ્ણપક્ષમાં સાતમ અને ચૌદશના દિવસે, તથા દશમ અને ત્રીજની રાત્રે ભદ્રા (વિષ્ટિ) હોય છે, અને શુકલપક્ષમાં એક સંખ્યાથી અધિક ઉપરોક્ત તિથિઓમાં ભદ્રા હોય છે ॥ ૧૪ ॥

**વિવેચન**—ચરકરણ લાવવાની રીત પ્રમાણે ગણતાં કૃષ્ણપક્ષમાં સાતમ અને ચૌદશને દિવસે ( તિથિના પૂર્વભાગ-

મા ) વિષ્ટિકરણ હોય, છે અને તેજ પક્ષમા ત્રીજ અને દશમની રાત્રે ( તિથિના ઉત્તર ભાગમા ) ભદ્રા–વિષ્ટિકરણ હોય છે શુકલપક્ષમા—કૃષ્ણપક્ષની તિથિઓમા એક સખ્યા ઉમેરવાથી આવેલ તિથિઓમા તેજ વખતે અર્થાત્ ચોથ અને અગીયારશની રાત્રિએ ( તિથિના પશ્ચિમાર્ધમા ) અને અષ્ટમી તથા પૂર્ણિમાના દિવસે ( તિથિના પૂર્વદલમા ) વિષ્ટિકરણ હોય છે

દરેક ગ્રન્થમા વિષ્ટિને અતિનિદ્ય કહેલ છે, પણ તે ક્યારે આવે છે તે જાણવુ અતિ જરૂરી છે, એટલા માટે આ ગાથા પૂર્ણ ઉપકારક છે આ ગાથામા દર્શાવેલ વખત વિષ્ટિનો સ્થિરકાળ છે, આ નિયતકાળથી ભ્રષ્ટ થયેલ ભદ્રા (વિષ્ટ) નિર્બળ છે તે માટે કહ્યુ છે કે—

" या विष्टिरक्रम माप्ता "

" ક્રમસર નહિ આવેલ વિષ્ટિ દુષ્ટ નથી: " ઉદયપ્રભ સૂરિ કહે છે કે—ભદ્રાના ( વિષ્ટિના ) કાળમા દિવસ–રાત્રિનો ફેરફાર થવાથી તે દુષ્ટ રહેતી નથી, અર્થાત્–રાત્રિની ભદ્રા દિવસે હોય અને દિવસની ભદ્રા રાત્રે હોય તો ભદ્રાદોષ રહેતો નથી, તે સમયે સર્વકાર્યો કરવામા હરકત નથી તેમજ અન્ય દિવસની ભદ્રા અન્ય (બીજે) દિવસે આવે તો પણ અદૂષિત છે ॥ ૧૪ ॥

પ્રવાસમા વર્જ્ય ભદ્રાના સ્થાન અને કાળ કહે છે—

**चउद्दसी अट्ठमी सत्तमीए,**
**राका चउत्थी दसमीइ भद्दा ।**
**एगारसी तीअ कमा दिसाहिं,**
**तस्संखजामेऽभिमुहाऽतिपावा ॥१५॥**

અર્થ—ચૌદશ, આઠમ, સાતમ, પુનમ, ચોથ, દશમ, અગીયારશ, અને ત્રીજની ભદ્રા અનુક્રમે

**[1]પૂર્વાદિ આઠ દિશા–વિદિશામાં અને દિશાની સંખ્યાવાળા એકેક પહોરમાં સન્મુખ હોય છે તે અતિ દુષ્ટ છે ॥ ૧૫ ॥**

**વિવેચન**—દિવસની ભદ્રા દિવસના ચાર પહોરમાં, અને રાત્રિની ભદ્રા રાત્રિના ચાર પહોરમાં પૂર્વાદિ આઠ દિશા–વિદિશામાં વર્જ્ય છે. તેમાં દિશા અને પ્રહર તો સમાન આંકવાળાજ લેવાના છે. અર્થાત્ પહેલે પહોરે પૂર્વમાં, બીજે પહોરે અગ્નિખુણામાં; એમ વર્જવાના છે. પણ ભદ્રાની તિથિઓ આડી–અવળી છે, જેનો ક્રમ ચૌદશ વિગેરે સંખ્યાથી આપેલ છે. ત્રણના મેળાપથી ભદ્રાની સન્મુખતા આ પ્રમાણે છે—

ચૌદશે પહેલા પહોરમાં પૂર્વદિશાએ ભદ્રા સન્મુખ છે, આઠમે અગ્નિખુણામાં બીજા પ્રહરમાં સન્મુખ ભદ્રા છે, સાતમે ત્રીજા પહોરે દક્ષિણમાં, પુનમે ચોથા પહોરે નૈર્ઋત્યમાં, ચોથ તિથિએ પાંચમાં પહોરે પશ્ચિમમાં, દશમે છઠ્ઠા પહોરે વાયવ્યમાં, અગીયારશે સાતમા પહોરે ઉત્તરમાં, અને ત્રીજની રાત્રે આઠમા પહોરે ઇશાનખુણામાં સન્મુખ ભદ્રા છે. પ્રયાણાદિક કાર્યમાં સન્મુખ ભદ્રા અશુભ છે, અને પાછળની ભદ્રા શુભ છે. માટે સન્મુખની ભદ્રાને અતિ દુષ્ટ જાણી તેનો ત્યાગ કરવો. પ્રવાસની વર્જ્યભદ્રા જાણવાને બીજી રીતનો પણ શ્લોક મળે છે—

“ घुजाट्टणी सिते पक्षे, गृछियूढ सितेतरे ।
व्यञ्जनै स्तिथयो ज्ञेयाः, स्वरैश्च प्रहरा दिशः ” ॥ १ ॥

**અર્થ**—શુકલપક્ષમાં **ઘુ જા ટ્ટ** અને **ણી**, તથા કૃષ્ણપક્ષમાં **ગૃ છિ યૂ** અને **ઢ** ભદ્રા લાવવાના અક્ષરો છે, તેમાં વ્યંજનના આંકથી તિથિઓની સંખ્યા અને સ્વરના આંકથી પ્રહર

---

૧ પૂર્વ, અગ્નિ, દક્ષિણ, નૈર્ઋત્ય, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર અને ઇશાન; એ આઠ દિશા–વિદિશા છે. જુઓ પ્રયાણદ્વાર ગાથા ૭૨ નું વિવેચન.

તથા દિશાની સખ્યા જાણવી " ॥ ૧ ॥ જેમકે-ઘ એ ચોથો વ્યજન છે અને ઉ પાચમો સ્વર છે, તેથી શુદીમા ચોથને દિવસે ( રાત્રે ) પાચમા પહોરે પાચમી ( પશ્ચિમ ) દિશામા જનારને સન્મુખ ભદ્રા છે આ પ્રમાણે દરેક તિથિ માટે વ્યજન અને સ્વરની સજ્ઞાથી સમજી લેવુ નારચદ્રમા કહ્યુ છે કે—

" विष्टिवक्रेषु यो गच्छेत्, क्रोशमेकं च मानवः ।
तस्यागतिं न पश्यामि, नदीनामिव सागरात् " ॥ १ ॥

અર્થ—જેમ નદીઓ સમુદ્રમા જાય છે અને પાછી વળતી નથી તેમ જે મનુષ્ય પ્રતિકુળ વિષ્ટિ હોય ત્યારે એક એક પણ ગાઉં જાય તો તે પાછો વળે નહીં એમ હુ જોઉં છુ

ભદ્રાની શુભાશુભ ઘડી અને તેનુ ફળ કહે છે—

**पण दुग दस पण पण तिन्न,**
**विट्ठि घडी वयण कंठ उरु नाही ।**
**कडी पुच्छगाय सिद्धि,**
**खय निस्स कुबुद्धि कलह विजयकरा ॥१५॥**

અર્થ—વિષ્ટિની પાંચ, બે, દશ, પાંચ, પાંચ અને ત્રણ ઘડીઓ અનુકમે મુખ, કંઠ, છાતિ, નાભિ, કેડ અને પુચ્છમાં છે, જે સિદ્ધિ, ક્ષય, નિર્ધનતા, કુબુદ્ધિ, કલહ, અને વિજય કરે છે ॥ ૧૬ ॥

| | સ્થાન | મુખ | ગળુ | હૃદય | નાભિ | કેડ | પુચ્છ |
|---|---|---|---|---|---|---|---|
| વિષ્ટિચક્ર | ઘડી | ૫ | ૨ | ૧૦ | ૫(૪) | ૫(૬) | ૩ |
| | ફળ | સિદ્ધિ | ક્ષય | નિર્ધનતા | કુબુદ્ધિ | કલહ | જય |

વિવેચન—વિષ્ટિકરણ ત્રીશ ઘડીનુ છે, તેમા પણ કેટલીક ઘડીઓ શુભ અને કેટલીક અશુભ છે અહીં સાઠ

ઘડીનું તિથિમાન માની ત્રીશ ઘડીનું કરણુ કહેલ છે, પણુ તિથિની ઘડીઓ ન્યૂનાધિક હોય ત્યારે કરણુની ઘડીઓમાં પણુ વૃદ્ધિ–હાનિ થાય છે; તેથી ઇષ્ટ ઘટી લાવવાને તિથિની ન્યૂનાધિક ઘડી–પલ જેટલો પલ અને વિપલનો દરેક પલમાં સંસ્કાર આપવો પડે છે. અથવા કરણુમાનની ન્યૂનાધિક ઘડીઓથી બમણા પલની હાનિ–વૃદ્ધિ કરવાથી શુદ્ધ ઘડી આવે છે. દાખલા તરીકે–પૂર્ણિમા તિથિ ૫૮ ઘડીની હોય તો વિષ્ટિ ૨૯ ઘડીની આવે છે. તેમાં દર ઘડીએ તિથિમાનમાં બે ઘડી ન્યૂન હોવાથી બે પલની, અથવા વિષ્ટિમાન એક ઘડી ન્યૂન હોવાથી એકથી બમણાં એવા બે પલની હાનિ થાય છે. જેથી પાંચ ઘડીનો કાલ શુદ્ધ ચાર ઘડી અને પચાસ પલ થતાં પૂર્ણ થાય છે. એમ દરેક ઘડીમાં વૃદ્ધિ–હાનિની તરતમતા તપાસવાની છે.

ત્રીશ ઘડીઓમાંથી વિષ્ટિના પ્રત્યેક અંગમાં નીચે મુજબ ઘડીઓ રહેલી છે. પાંચ ઘડીઓ વિષ્ટિના મુખમાં છે, ત્યાર પછીની બે ગળામાં, દસ હૃદયમાં, પાંચ નાભિમાં, પાંચ કેડમાં, અને ત્રણુ ઘડીઓ પુચ્છમાં છે. વિષ્ટિના મુખની ઘડીઓમાં કાર્ય કરવાથી સિદ્ધિ થાય છે, વિષ્ટિના કંઠની ઘડીઓમાં કાર્ય કરવાથી કાર્યનો ક્ષય થાય છે, છાતીમાં કાર્ય કરવાથી નિર્ધનતા થાય છે. વિષ્ટિની નાભિની ઘડીઓમાં કાર્ય કરવાથી કુબુદ્ધિ ઉપજે છે, કેડમાં કાર્ય કરવાથી કલહ થાય છે અને વિષ્ટિનાં પુચ્છની ઘડીઓમાં કાર્ય કરવાથી અવશ્ય જય થાય છે.

ઉદયપ્રભસૂરિ નાભિમાં ચાર અને કેડમાં છ ઘડીઓ હોવાનું જણાવે છે. કેટલાકના મતે ભદ્રાનું મુખ અને પુચ્છ પણુ ત્યાજ્ય છે, તેઓ કહે છે કે–દિવસની ભદ્રા સર્પિણી હોય છે, અને રાત્રિની ભદ્રા વીંછણુ હોય છે, તેમાં સર્પિણીનું મુખ અને વીંછણુનું પુચ્છ ત્યજવું. બીજે સ્થાને શુકલપક્ષની ભદ્રાને સર્પિણી અને કૃષ્ણપક્ષની ભદ્રાને વીંછણુ કહે છે. ઉદયપ્રભસૂરિ તો ભદ્રાના મુખને અશુભ જ કહે છે—

" विष्टेर्विदध्युरिह कार्य–वपु' • स्व–बुद्धि—
प्रेम–द्विपा क्षयमिमेऽवयवा क्रमेण ॥ "

અર્થ—વિષ્ટિના ( મુખ કંઠ હૃદય નાભિ કેડ અને પુચ્છ ) અવયવો અનુક્રમે કાર્ય, શરીર, ધન, બુદ્ધિ, પ્રેમ અને શત્રુનો નાશ કરે છે " વિષ્ટિનો પ્રારંભ મુખની પહેલી ઘડીથી જ થાય એવો નિયમ હોતો નથી, માટે પુચ્છની ઘડી લાવવા આ પ્રમાણે કહ્યુ છે—

" दशम्यामष्टम्या प्रथम घटिकापञ्चकपर,
हरियौसप्तम्या त्रिदशघटिकान्ते त्रिघटिकम् ।
तृतीयाया राका–सुच गतसविंशैकघटिके,
ध्रुव विष्टे पुच्छ शिवतिथिचतुर्थ्योश्च विगलत् ॥ १ ॥

અર્થ—" દશમ અને આઠમે પ્રથમની પાંચ ઘડી પછી, અગીયારશ અને સાતમે પ્રથમની તેર ઘડી પછી, ત્રીજ અને પુનમે એકવીસ ઘડી પછી, અને ચોથ તથા ચૌદશે ( સત્યાવીસ ઘડી પછી ) છેલ્લા ભાગમાં ત્રણ ઘડી પ્રમાણ વિષ્ટિનુ પુચ્છ આવે છે અને પછી મુખથી પ્રારંભી કટિ પર્યંત અંગો આવે છે ॥ ૧ ॥

નરચંદ્ર સૂરિ તો બીજી રીતે પણ આ વાતનુ સમર્થન કરે છે કે—

" आपदे (आदौ) घटिका पञ्च, वर्तमाने दश स्मृता ।
मध्ये च द्वादश प्रोक्ता, अन्ते च घटिकात्रयम् ॥ १ ॥
आदौ धनविनाशाय, वर्तमान भयकरी ।
मध्ये प्राणहरी ज्ञेया, विष्टिपुच्छे ध्रुव जय• ॥ २ ॥ "

અર્થ—" વિષ્ટિની આદિમાં પાંચ ઘડી, વર્તમાનમાં દશ ઘડી, મધ્યમાં બાર ઘડી, અને અંતમાં–પુચ્છમાં ત્રણ ઘડી છે ॥ ૧ ॥ જેમાંની પ્રારંભની ઘડીઓ હોય તો ધનનો

વિનાશ કરે છે, વર્તમાન ઘડીઓ ભય નીપજાવે છે, મધ્યની ઘડીઓ પ્રાણ હરે છે. અને વિષ્ટિના પુચ્છની ઘડીઓ નિશ્ચયે જય આપે છે. " ॥ ૨ ॥

વિષ્ટિના પુચ્છમાં કાર્ય કરવાથી અવશ્ય જય થાય છે, તેમાં અસાધ્ય કાર્યો પણ સિદ્ધ થાય છે. લલ્લ કહે છે કે—

" शुभा-ऽशुभानि कार्याणि, यान्यसाध्यानि भूतले ।
नाडीत्रयमिते पुच्छे, भद्रायास्तानि साधयेत् " ॥ १ ॥

**અર્થ**—" હરકોઇ શુભ કે અશુભ અસાધ્ય પણ કાર્ય વિષ્ટિના પુચ્છની ત્રણ ઘડીમાં કરવાથી સિદ્ધ થાય છે. વિષ્ટિની કાર્યને આશ્રીને ત્રણે લોકમાં સ્થિાત કહેલ છે.

**ભૂપાળવલ્લભ** કહે છે કે—

" कन्या-तुला-मकर-धन्विषु नागलोके,
मेषा-लि-वैणिक-वृषेषु सुरालये स्यात् ।
पाठीन-सिंह-घट-कर्करकेषु मर्त्ये,
चन्द्रे वदन्ति मुनयस्त्रिविधां हि विष्टिम् ॥ १ ॥ "

**અર્થ**—" કન્યા તુલા મકર અને ધનનો ચંદ્ર હોય ત્યારે વિષ્ટિ નાગલોકમાં હોય છે, મેષ વૃશ્ચિક મિથુન અને વૃષભનો ચંદ્ર હોય ત્યારે વિષ્ટિ દેવલોકમાં હોય છે, તથા મીન સિંહ કુંભ અને કર્કનો ચંદ્ર હોય ત્યારે વિષ્ટિ મૃત્યુલોકમાં હોય છે; એમ ત્રણ પ્રકારની વિષ્ટિ મુનિઓ કહે છે. "

આ સ્થાનના ફળ માટે કહ્યું છે કે—

स्वर्गे भद्रा भवेत्सौख्यं, पाताले च धनागमः ।
मृत्युलोके यदा भद्रा, तदा कार्यं न सिध्यति ॥ १ ॥

**અર્થ**—કોઇપણ કાર્ય કરતાં જો સ્વર્ગે ભદ્ર હોય તો સૌખ્ય થાય છે, પાતાળમાં હોય તો ધનની પ્રાપ્તિ થાય છે અને મૃત્યુલોકમાં ભદ્રા હોય તો કાર્ય સિદ્ધ થતું નથી. એમ બૃહ-

જ્યોતિ સાર ( યોગ પ્રકરણુ શ્લોક ૨૧ ) મા કહ્યુ છે
હુવે કરણુની અવસ્થાઓ બતાવે છે—

**किंत्थुग्घ सउणि कोलव,**
**उड्डकरण तिन्नि तिन्नि सुत्ताइं ।**
**तेइल नाग चउप्पय,**
**पण सेस निविट्ठकरणाइं ॥ १७ ॥**

અર્થ—કિંસ્તુઘ્ન, શકુનિ અને કૌલવ એ ત્રણ ઉર્ધ્વકરણ છે, તૈતિલ, નાગ અને ચતુષ્પદ એ ત્રણ સુપ્તકરણો છે, તથા બાકીના પાંચ નિવિષ્ટકરણો છે. ॥ ૧૭ ॥

**વિવેચન**—કિસ્તુઘ્ન, શકુનિ અને કૌલવ ઉભેલા કરણો છે, તૈતિલ, નાગ અને ચતુષ્પદ ત્રણ સૂતેલા કરણો છે તથા બવ, બાલવ, ગર, વણિજ અને વિષ્ટિ એ પાચ બેઠેલા કરણો છે જે કરણમા સૂર્યસક્રાન્તિ થાય તે કરણની અવસ્થા સૂર્યસંક્રાન્તિને લાગુ પડે છે એટલે સૂર્યસક્રમણ ઉભા કરણમા થાય તો ઉર્ધ્વસક્રમણ, સૂતેલા કરણોમા સુપ્તસક્રમણ અને બેઠેલા કરણોમા નિવિષ્ટ સક્રમણ કહેવાય છે વળી **પૂર્ણભદ્ર** ચોથી અવસ્થા દેખાડતા કહે છે કે—બે કરણની સધિમા થયેલ સક્રાન્તિ સુપ્તોત્થિતા કહેવાય છે નારચદ્રમા તો બવ, બાલવમા નિવિષ્ટ, ગર તૈતિલ તથા વિષ્ટિમા સુપ્ત અને બાકીમા ઉર્ધ્વસક્રમણ થવાનુ કહેલ છે

આ સક્રાન્તિની અવસ્થાથી શુભાશુભ વર્ષનુ જ્ઞાન થાય છે કહ્યુ છે કે—સક્રાન્તિ ઉભી હોય તો સુકાળ, બેઠી હોય તો રોગ, અને સૂતી હોય તો દુકાળ થાય છે, પણ સુપ્તોત્થિતા સક્રાન્તિ સર્વથા અશુભજ છે તથા શીયાળામા સૂતેલી, ઉનાળામા ઉભેલી અને ચોમાસામા બેઠેલી સક્રાન્તિ

શુભ છે. નારચંદ્ર ટીપ્પણમાં સંક્રાન્તિનાં નામો દેખાડી ફળ-વિશેષતા સ્પષ્ટ કરી છે, જે નીચે મુજબ છે—

" रव्यादिषु संक्रान्तिः, ध्वांक्षिर्महोदरी च घोरा च ।
मन्दाकिनी च मन्दा, मिश्रनाम्नी च रात्रिचरी ॥ १ ॥
मन्दा कुरुते वृष्टिं, मन्दाकिनी रसक्षयम् ।
ध्वाङ्क्षी च वायते वातं, घोरा शस्त्रभयंकरी ॥ २ ॥
महोदरा चौरभयं, मिश्रिका च जने शुभम् ।
सर्वेषां कर्षकाणां च, राक्षसी विफलप्रदा " ॥ ३ ॥

**અર્થ**—"રવિ વિગેરે સાત વારોમાં થનારી સંક્રાન્તિના નામો અનુક્રમે-ધ્વાંક્ષિ, મહોદરી, ઘોરા, મંદાકિની, મંદા, મિશ્રા અને રાક્ષસી છે ા ૧ ા તેમાં–મંદા વૃષ્ટિ કરે છે, મંદાકિની રસનો નાશ કરે છે, ધ્વાંક્ષી પવન ફુંકાવે છે, ઘોરા યુદ્ધ કરાવે છે ા ૨ ા મહોદરા ચોરની રંજાડ વધારે છે, મિશ્રા મનુષ્યોમાં સુખ કરે છે અને રાક્ષસી સર્વ ખેડુતોમાં નિષ્ફળતા આપે છે. ા ૩ ા"

" घोराऽर्कवारे क्रूरर्क्षे, ध्वाङ्क्षेन्दौ क्षिप्रतारकैः ।
महोदरी चरे भौमे, मैत्रे मन्दाकिनी बुधे ॥ ४ ॥
मन्दा गुरौ ध्रुवे धिष्ण्ये, मिश्रा मिश्रोडुभिर्भृगौ ।
राक्षसी दारुणे मन्दे, संक्रान्तिः सवितुर्भवेत् ॥ ५ ॥
आनन्दयन्ति घोराद्याः, शूद्रान् वैश्यांश्च तस्करान् ।
नृपान् विप्रान् पशून् म्लेच्छान्, एताः संक्रान्तयः क्रमात् ॥६॥ "

**અર્થ**—" રવિવારે ક્રૂર નક્ષત્રમાં ઘોરા, ચંદ્રવારે ( સોમવારે ) ક્ષિપ્રનક્ષત્રમાં ધ્વાંક્ષા, ભોમવારે ચર નક્ષત્રમાં મહોદરી, બુધવારે મૈત્ર નક્ષત્રમાં મંદાકિની ા ૪ ા ગુરૂવારે ધ્રુવ નક્ષત્રમાં મંદા, શુક્રવારે મિશ્ર નક્ષત્રમાં મિશ્રા અને શનિવારે દારૂણ નક્ષત્રમાં રાક્ષસી નામની સૂર્યસંક્રાન્તિ થાય છે

જેવી અને તારા ત્રણ છે ૨ **ભરણી** અશ્વિનીના ઉદય પછી ૧૨૦ પળ જતા ઉત્તર માર્ગમા ઉગે છે, તેની આકૃતિ ત્રિખુણી અને તારા ત્રણ છે ૩ **કૃત્તિકા** ૧૦૮ પળ પછી ઉત્તરમા ઉગે છે, તેની આકૃતિ ખુરપા જેવી અને તારા ત્રણ છે ૪ **રોહિણી** પળ ૧૧૫ પછી દક્ષિણમા ઉગે છે, તેની આકૃતિ શકટ જેવી અને તારા પાચ છે ૫ **મૃગશર** ૧૨૦ પળે મધ્યચારથી દક્ષિણમા ઉદય પામે છે, તેની આકૃતિ હરણના માથા જેવી અને તારા ત્રણ છે ૬ **આર્દ્રા** પળ ૧૩૪ પછી દક્ષિણમા ઉગે છે, તેની આકૃતિ મણી જેવી અને તારા એક છે ૭ **પુનર્વસુ** ૧૪૮ પળ જતા ઉત્તરમા ઉગે છે, તેની આકૃતિ ઘર ( તુલા ) જેવી અને તારા ચાર છે ૮ **પુષ્ય** પળ ૧૫૧ પછી મધ્યમાર્ગમા ઉદય પામે છે તેની આકૃતિ બાણ અથવા વર્ધમાનક જેવી અને તારા ત્રણ છે ૯ **અશ્લેષા** પળ ૧૫૩ જતા દક્ષિણમા ઉગે છે, તેની આકૃતિ પતાકા ( ચક્ર ) જેવી અને તારા ૭ છે બીજે સ્થાને અશ્લેષાની આકૃતિ ગોમુત્રિકા–સર્પિણી જેવી પણ કહી છે ૧૦ **મઘા** પળ ૧૫૨ પછી મધ્ય માર્ગમા ઉગે છે, તેની આકૃતિ પ્રાકાર જેવી અને તારા પાચ છે મઘાના પાચ તારા લેતા સૂક્ષ્માવલોકનથી માળા જેવી પણ આકૃતિ દેખાય છે પાસેનો એક તારો વધારતા દાતરડા જેવી વક્રાકૃતિ થાય છે, અને પાસેનો એક બીજો તારો વધારતા પ્રાકાર–ડિબ્બા જેવુ સ્વરૂપ દેખાય છે ૧૧–૧૨ **પૂર્વાફાલ્ગુની** ૧૫૩ પળ પછી અને **ઉત્તરાફાલ્ગુની** ૧૪૮ પળ જતા ઉત્તરમા ઉગે છે, તે બન્નેની આકૃતિ પલ્યક ( એકેકની અર્ધ પલ્યક ) જેવી અને તારા બબ્બે છે ૧૩ **હસ્ત** ૧૪૭ પળ જતા ઉત્તરમા ઉગે છે, તેની આકૃતિ હાથના પંજા જેવી અને તારા પાચ છે ૧૪ **ચિત્રા** ૧૪૬ પળ જતા દક્ષિણમા ઉગે છે, તેની આકૃતિ અણવિંધેલા મોતી અથવા મુખ જેવી છે અને તારા એક છે ૧૫ **સ્વાતિ** ૧૪૭ પળ જતા ઉત્તરચારમા ઉગે છે, તેની આકૃતિ પરવાળા જેવી અને તારા એક છે ૧૬ **વિશાખા** ૧૪૮ પળ જતા દક્ષિણમા ઉગે છે, તેની આકૃતિ ઘોડાના

ડામણુ જેવી અને તારા ચાર છે. વળી પાસેનો એક તારો લેતાં તેની આકૃતિ તોરણુ જેવી થાય છે. ૧૭ **અનુરાધા** વિશાખાના ઉદય પછી ૧૫૩ પળ જતાં દક્ષિણમાં ઉગે છે, તેની આકૃતિ મોતીની માળા કે સાંબેલા જેવી છે, અને તારા ૪ ( ૩ ) છે. ૧૮ **જયેષ્ઠા** ૧૫૨ પળ જતાં દક્ષિણમાં ઉગે છે, તેનો આકાર હાથીના દાંત જેવો અને તારા ત્રણ છે. ૧૯ **મૂળ** ૧૫૩ પળ જતાં દક્ષિણમાં ઉદય પામે છે. તેની આકૃતિ વીંછીના પુચ્છ જેવી અને તારા ૧૧ છે. ૨૦ **પૂર્વાષાઢા** ૧૫૧ પળ જતાં દક્ષિણમાં ઉગે છે, તેની આકૃતિ હાથીના પગલા જેવી અને તારા ચાર છે. ૨૧ **ઉત્તરાષાઢા** ૧૪૮ પળ જતાં દક્ષિણમાં ઉગે છે, તેની આકૃતિ સિંહ નિષિ-દન ( બેઠક ) જેવી અને તારા ચાર છે. ૨૨ **અભીચ** પળ * + + + જતાં ઉત્તરમાં ઉદય પામે છે, તેની આકૃતિ શીંગોડા જેવી અને તારા ત્રણ છે. ૨૩ **શ્રવણુ** ઉત્તરાષાઢાના ઉદય પછી પળ ૧૩૪ જતાં ઉત્તરમાં ઉદય પામે છે, તેની આકૃતિ કાવડ કે ત્રાજવા જેવી અને તારા ત્રણ છે. ૨૪ **ધનિષ્ઠા** ૧૨૦ પળ જતાં ઉત્તરમાં ઉદય પામે છે, તેની આકૃતિ સૂપડા જેવી અને તારા ચાર છે. ધનિષ્ઠામાં પાસેનો તારો લેતાં પક્ષીના પાંજરા જેવી આકૃતિ થાય છે. ૨૫ **શતભીષા** પળ ૧૧૫ જતાં મધ્ય-ચારમાં ઉગે છે, તેની આકૃતિ પાથરેલ ફૂલ જેવી અને તારા સો છે. ૨૬–૨૭ **પૂર્વાભાદ્રપદ** ૧૦૮ પળે અને **ઉત્તરાભાદ્રપદ** ૧૦૨ પળે ઉત્તરમાં ઉદય પામે છે, તે બન્ને ભેગાની આકૃતિ ચોખંડી વાવ જેવી અને તારા બબ્બે છે. ૨૮ **રેવતી** નક્ષત્ર ઉત્તરાભાદ્રપદના ઉદય પછી ૯૬ પળે મધ્યમાં ઉગે છે, તેની આકૃતિ નાવ અથવા મુરજ કે ઢાળેલા પલંગ જેવી અને તારા બત્રીશ છે.

અહીં અભીચ સિવાયના સત્યાવીશ નક્ષત્રમાં અશ્વિનીથી ચિત્રા સુધીના નક્ષત્રોનો જે જલપળોએ ઉદય થાય છે, ઉત્ક-

---

* અભીચનો ઉદય ૨૪૮ પળોએ થાય છે, તે પૂર્વાષાઢાથી સમજાય છે.

વળી ત્રણ પૂર્વા, ભરણી, કૃત્તિકા, અશ્લેષા, મઘા, વિશાખા અને મૂલ, એ નવ નક્ષત્રો અધોમુખવાળા છે ત્રણ ઉત્તરા, રોહિણી, આર્દ્રા, પુષ્ય, શ્રવણ (ત્રય), ધનિષ્ઠા, અને શતભિષા, એ નવ નક્ષત્રો ઉર્ધ્વમુખ છે તથા બાકીના નવ નક્ષત્રો તિર્યગ્ મુખવાળા છે આ અધોમુખવાળા નક્ષત્રોમા વાવ, ભોયરૂ નિધાન ખાઇ આદિનુ ખોદવુ, ખાતકર્મ કરવુ, જુગટુ રમવુ, ગુફામા પેસવુ, લખવુ, ધાતુકર્મ અને ગણીની સાથે લડાઇ કરવી, વિગેરે જેમા નીચે મુખ રાખીને કરી શકાય તેવા સર્વ કાર્ય કરવાથી સિદ્ધ થાય છે અને ઉર્ધ્વ (ઉચા) મુખવાળા નક્ષત્રોમા કિલ્લો, તોરણ, વૃક્ષ, ઉદ્યાન, અભિષેક, ધ્વજ અને છત્ર વિગેરે ઉચે મુખ રાખીને કરવાના કાર્યો સિદ્ધ થાય છે તથા તિર્યગ્મુખવાળા નક્ષત્રોમા ખેતી, વ્યાપાર, સધિ, યાન, વાહન, પલાણ અને યાત્રા વિગેરે સામી દૃષ્ટિ રાખીને કરતા કાર્યો સિદ્ધ થાય છે

વળી અશ્વિનીથી રેવતી સુધીના અઠયાવીશ નક્ષત્રો અનુક્રમે વારા ફરતી કાણા, ચીમડા, દેખતા અને આધળા છે આ ઉપરથી ચોરાયેલી વસ્તુનું સ્વરૂપ સમજી શકાય છે

અશ્વિની આદિ નક્ષત્રોનુ **ત્રિનાડી ચક્રમાં** અનુક્રમે આદિ, મધ્ય, અત, અત, મધ્ય અને આદિ સ્થાન છે, નક્ષત્રોના આ સ્થાન ઉપરથી સબધ અને મૃત્યુ તપાસાય છે

અશ્વિની આદિ નક્ષત્રોની **યોનિ** અનુક્રમે–ઘોડો, હાથી, બકરો, સાપ, સાપ, કુતરો, બીલાડો, બકરો, બીલાડો, ઉંદર, ઉદર, બળદ, પાડો, વાઘ, પાડો, વાઘ, હરણ, હરણ, કુતરો વાનર, નોળીયો, નોળીયો, વાનર, સિંહ, ઘોડો, સિંહ, બળદ, અને હાથી છે તેમાના ઘોડો અને પાડો, હાથી અને સિહ, બકરો અને વાનર, સાપ અને નોળીયો, કુતરો અને હરણ, બીલાડો અને ઉંદર, તથા ગાય (બળદ) અને વાઘ, એ પશુઓ પરસ્પર વૈરિ હોવાથી તેમના નક્ષત્રો પણ પરસ્પર **વૈરનક્ષત્ર** કહેવાય છે, જે વિવાહ દીક્ષા વિગેરેના સબધમા જોવાય છે અને વૈરનક્ષત્રવાળાનો સબધ વર્જાય છે

અશ્વિની વિગેરે નક્ષત્રોનો અનુક્રમે-દેવ, મનુષ્ય, રાક્ષસ, મનુષ્ય, દેવ, મનુષ્ય, દેવ, દેવ, રાક્ષસ, રાક્ષસ, મનુષ્ય, મનુષ્ય, દેવ, રાક્ષસ, દેવ, રાક્ષસ, દેવ, રાક્ષસ, રાક્ષસ, મનુષ્ય, મનુષ્ય, વિદ્યાધર, દેવ, રાક્ષસ, રાક્ષસ, મનુષ્ય, મનુષ્ય, અને દેવ ગણ કહેવાય છે. આ ગણની તપાસણી પણ વિવાહાદિ સંબંધમાં જરૂરી છે. તેમાં પોતાના ગણમાં સારો, બીજામાં મધ્યમ, અને રાક્ષસ ગણમાં કરેલ સબંધનેષ્ટ છે.

અશ્વિની આદિ દરેક નક્ષત્રોના નીચે મુજબ ચાર ચાર અક્ષરો છે, જે પૈકી (માં) નક્ષત્રના એકેક પાયા (ચતુર્થાંશ) નો એકેક અક્ષર છે—

| | |
|---|---|
| ૧ અશ્વિની-ચુ-ચે-ચો-લા. | ૧૫ સ્વાતિ-રૂ-રે-રો-ત. |
| ૨ ભરણી-લિ-લુ-લે-લો. | ૧૬ વિશાખા-તિ-તુ-તે-તો. |
| ૩ કૃત્તિકા-અ-ઈ.-ઉ.-એ. | ૧૭ અનુ૦-ન-નિ-નુ-ને. |
| ૪ રોહિણી-ઓ-વ-વિ-વુ. | ૧૮ જ્યેષ્ઠા-નો-ય-યી-યુ. |
| ૫ મૃગશર-વે-વો-ક-કિ. | ૧૯ મૂળ-યે-યો-ભ-ભિ. |
| ૬ આર્દ્રા-કુ-ઘ-ઙ-છ. | ૨૦ પૂ૦ ષા૦-ભુ-ધ-ફ-ઢ. |
| ૭ પુનર્વસુ-કે-કો-હ-હિ. | ૨૧ ઉ૦ ષા૦-ભે-ભો-જ-જી. |
| ૮ પુષ્ય-હુ-હે-હો-ડા. | ૨૨ અભિજિત્-જુ-જે-જો-ખા. |
| ૯ અશ્લેષા-ડિ-ડુ-ડે-ડો. | ૨૩ શ્રવણ-ખિ-ખુ-ખે-ખો. |
| ૧૦ મઘા-મ-મિ-મુ-મે. | ૨૪ ધનિષ્ઠા-ગ-ગિ-ગુ-ગે. |
| ૧૧ પૂ૦ ફા૦-મો-ટ-ટિ-ટુ. | ૨૫ શતતારા-ગો-સ-સી-સુ. |
| ૧૨ ઉ૦ ફા૦-ટે-ટો-પ-પિ. | ૨૬ પૂ૦ ભા૦-સે-સો-દ-દિ. |
| ૧૩ હસ્ત-પુ-ષ-ણ-ઠ. | ૨૭ ઉ૦ ભા૦-દુ-શ-ઝ-થ. |
| ૧૪ ચિત્રા-પે-પો-ર-રિ. | ૨૮ રેવતી-દે-દો-ચ-ચિ. |

આ અક્ષરો એકાશી પદોવાળા **સર્વતો ભદ્ર ચક્રમાં** તથા નામ પાડવામાં જરૂરી છે. જો કે ઙ, ઞ, ણ વિગેરે અક્ષરો ઉપરથી નામ પડાતું નથી, પણ તે સર્વતોભદ્ર ચક્રના પાદવેધમાં જરૂરના હોવાથી નક્ષત્રોના પાયામાં તેમનો પણ સંગ્રહ કરેલ છે.

હરકોઈ બાળકનો નક્ષત્રના જે પાયામાં જન્મ થાય તે

પાયાનો અક્ષર પ્રથમ રાખીને તેનુ નામ પાડવામા આવે છે હ્રસ્વ ઉપરથી હ્રસ્વ અને દીર્ઘ બન્ને નામો પડે છે, વળી અનુસ્વાર અને વિસર્ગ કાઇ વિકાર કરનારા મનાતા નથી તથા ઙ અને ગ, તથા બ અને વ અક્ષરો નામની આદિમા એક સરખા મનાયા છે તેમજ મૂળ અક્ષર કાયમ રાખી સંયુક્તાક્ષરવાળુ નામ પણ પાડી શકાય છે, અને સ્વર સંયુક્તાક્ષર પછી મૂકાય છે વળી અહીં જે સ્વર વિના એકલા અક્ષરો કહેલા છે તે પાયામા તે અક્ષરના બારે સ્વરો ગ્રહણ કરાય છે જેમકે-કોઇ બાળકનો પૂર્વાષાઢાના બીજા પાદમા જન્મ થયો હોય તો ધ અક્ષર ઉપરથી ધારસી તથા ધ્રુ શબ્દ ઉપરથી ધ્રુવ વિગેરે નામો પડે છે આવી રીતે જન્મનક્ષત્ર ઉપરથી નામ પડાય છે વળી કેટલાકના જન્મનક્ષત્રના નામો હોવા છતા ઉદ્ઘાપન માટે બીજા નામો પણ પડે છે, આ નામો પણ જ્યોતિર્વિદોને પ્રમાણ છે તે ઉદ્ઘાપન નામ ઉપરથી આવતા નક્ષત્રની **નામનક્ષત્ર** એવી સંજ્ઞા છે વિવાહ સંબધ તથા શુભાશુભ કાર્યમા જન્મનક્ષત્ર અને નામનક્ષત્રની આ પ્રમાણે વહેચણી કરેલ છે—

વિવાહ દીક્ષા પ્રતિષ્ઠા વિગેરેમા સાધ્ય-સાધકનો યોનિ વિગેરેથી સંબંધ જોવાય છે, તેમાં જન્મનક્ષત્ર ગ્રહણ કરવુ, અને જન્મનક્ષત્ર ન મળે તો નામનક્ષત્ર લેવુ પણ યાદ રાખવુ કે—હરકોઇ એકનુ જન્મનક્ષત્ર ન મળતુ હોય તો પછી બન્નેનો નામનક્ષત્રથી સબધ તપાસવો સામાન્ય રીતિ તો એમ છે કે—યોનિ, ગણ, રાશિ, તારા અને નાડીવેધ જન્મનક્ષત્રથી તથા વર્ગ મૈત્રી અને લેણાદેવી નામનક્ષત્રથી જોવા વળી કાર્યને આશ્રીને કહ્યુ છે કે—

"ग्रामे नृपतिसेवाया, सग्रामव्यवहारयो ।
चतुर्षु नामभ, योज्य शेष जन्मनि योजयेत् ॥ १ ॥"

**અર્થ**—'ગામ, રાજસેવા, યુદ્ધ અને વ્યવહારમા નામનક્ષત્ર, અને શેષ કાર્યોમા જન્મનક્ષત્ર ગ્રહણ કરવુ" ॥ ૧ ॥ વળી મુહૂર્તમાર્તંડમા કહ્યુ છે કે—

"देशे ग्राम गृहज्वरव्यवहृतिद्यूतेषु दाने मनौ,
सेवाकाङ्क्षिणीवर्गसंगरपुनर्भूमेलके नामभम् ।
जन्मर्क्षं परतो वधूपुरुषयोर्जन्मर्क्षमेकस्य चेद्,
ज्ञातं शुद्धमितो विलोक्य च तयोर्नामर्क्षयोर्मेलकः ॥ १ ॥"

**અર્થ**—દેશ, ગામ અને ઘરના પ્રવેશમાં, રોગમાં વ્યવહારમાં ( વેપારમાં ), જુગાર રમવામાં, દાન દેવામાં, યંત્રની પ્રાપ્તિમાં, સેવામાં, કાંકણી પામવામાં, અષ્ટવર્ગ મેળવવામાં, યુદ્ધમાં, પુનર્ભૂમાં અને મેળમાં નામનક્ષત્ર તથા નામરાશિનો ચંદ્ર જોવો અને બીજા કાર્યમાં જન્મનક્ષત્ર તથા જન્મરાશિનો ચંદ્ર ગ્રહણ કરવો. પણ જો વધુ પુરૂષના મેળાપમાં માત્ર એકનું જન્મનક્ષત્ર મળે તો વિશેષ શુદ્ધિ તપાસી બન્નેનો નામ નક્ષત્રથી મેળાપ કરવો ॥ ૧ ॥ જ્યોતિર્નિબંધકારને પણ આ વાત સમ્મત છે. તથા શાર્ઙ્ગધર કહે છે કે—

" विवाहघटनं चैव, लग्नजं ग्रहजं बलम् ।
नाममात् चिन्तयेत्सर्वं, जन्म न ज्ञायते यदा ॥ १ ॥

**અર્થ**—" જો જન્મનક્ષત્ર ન મળી શકે તો વિવાહકાર્ય, લગ્નનું બળ, અને ગ્રહનું બળ, નામ નક્ષત્રથી તપાસવાં. ॥૧॥

દરેક મનુષ્યના જન્મનક્ષત્ર વિગેરે છ પ્રકારના નક્ષત્રો છે. જેમાં પહેલું જન્મનક્ષત્ર, દસમું કર્મ, સોળમું સંઘાત, અઢારમું સમુદય, ત્રેવીશમું વિનાશ, અને પચ્ચીશમું માનસ નક્ષત્ર કહેવાય છે. તેમાં જન્મનક્ષત્ર સર્વ શુભકાર્યમાં વર્જ્ય છે.

આ ઉપરાંત બીજા ત્રણ નક્ષત્રો લેતાં રાજાને નવ નક્ષત્રો હોય છે. જે દિવસે રાજાનો રાજ્યાભિષેક થયો હોય તે સાતમા પ્રકારનું **અભિષેક** નક્ષત્ર કહેવાય છે, અને આઠમો પ્રકાર જાતિ નક્ષત્રના કોષ્ટક અનુસારે પુષ્ય તથા ઉત્તરા રાજાના **જાત**નક્ષત્રો છે, અને નવમા પ્રકારનું **દેશ**નક્ષત્ર હોય છે. આર્દ્રાથી માંડીને ત્રણ ત્રણ નક્ષત્રો પૂર્વાદિ આઠ દિશાના અને કૃત્તિકા રોહિણી તથા મૃગશર મધ્યભાગના દેશનક્ષત્રો છે, તે લાવવાની આ રીતિ છે—

" कर्णिकाष्ट दैलराढ्ये, पद्मे नाभौ दलेषु च ।
प्राच्यादिस्थेषु मानीह, न्यास्याग्निभत्रयादित ॥ १ ॥



અર્થ—એક કર્ણિકા અને આઠ પાખડીવાળુ કમળ કરવુ અને તેની નાભિમાં તથા પૂર્વાદિ દિશામા રહેલી પાખડીઓમા અનુક્રમે કૃતિકાથી આરભીને ત્રણ ત્રણ નક્ષત્રો મૂકવા તથા સ્થુલ રીતે આ નક્ષત્રો અનુક્રમે પાચાળ, મગધ, કલિંગ, અવન્તિ, આનર્ત, સિંધુ, સૌવીર, હારહુર, મદ્ર, અને કોણિંદ, દેશના મનાય છે આ રીતે પૃથ્વીના નવ ભાગ કરી દરેક દેશો પણ લેવાય છે

આ નવ પ્રકારના નક્ષત્રો ક્રૂરગ્રહની પીડા વિગેરે નવ પ્રકારે દૂષિત થાય છે ત્યારે તે પોતાના માલીકનુ અનિષ્ટ કરે છે નવ પ્રકારનો દોષ આ પ્રમાણે છે—

" केत्वर्कार्किभिराक्रान्तं, भौमवक्रभिदाहतम् ।
उल्का ग्रहण दग्ध च, नवधाऽपि न भ शुभम् ॥ १ ॥

અર્થ—કેતુ રવિ અને શનિ ગ્રહે આક્રમેલુ, મગલ વક્રીગ્રહ અને ભીન્ન નક્ષત્રે હણેલુ, તથા ઉલ્કાનક્ષત્ર ગ્રહણનક્ષત્ર અને દગ્ધનક્ષત્ર, એ નવ પ્રકારે દોષિત થયેલ નક્ષત્ર શુભ નથી " ॥૧॥

રવિગ્રહ ચૈત્ર માસમા મેષરાશિ ભોગવે છે, અને ત્યારેજ અશ્વિની નક્ષત્રમા પ્રવેશ કરે છે ત્યાર પછી તેર કે ચૌદ ચૌદ દિવસના ભોગવડે કરીને એક વર્ષમા દરેક નક્ષત્રોને ભોગવે છે સૂર્ય જે નક્ષત્રમા હોય તે **રવિનક્ષત્ર** કહેવાય છે આ રવિનક્ષત્રની રવિયોગ ઉપગ્રહ આડલ વિગેરેમા જરૂર પડે છે આ

રીતે દરેક ગ્રહો પોતાના રાશિભોગના ચાર નવમાંશ ૪/૯ ભાગમાં એકેક નક્ષત્રનો ભોગ લ્યે છે, અને તે દરેકના ભોગ્ય નક્ષત્રોની જુદા જુદા સ્થાને આવશ્યકતા જોવાયેલ છે.

આ સિવાય નક્ષત્રોની જાતિ, ગ્રહભુક્તિનું માન, પરિઘ આદિના સ્થાન સંજ્ઞાનક્ષત્રો વિગેરે [1]અધિકાર અન્યગ્રન્થોમાં વિસ્તારથી વર્ણવ્યો છે, વિશેષ જાણવા ઇચ્છનારે તે ત્યાંથી જોઇ લેવો. અહીં તો માત્ર મુહૂર્ત વિભાગમાં જરૂરી નક્ષત્ર ગોચર પરિપૂર્ણ થયું.

મૂળ ગ્રન્થમાં દોઢ શ્લોકથી નક્ષત્રોના તારાની સંખ્યા આપી છે, અને અધા શ્લોકથી કહે છે કે—નક્ષત્રના જેટલા તારાઓ હોય છે તે આંકવાળી તિથિ તે નક્ષત્રના યોગમાં **દગ્ધ** થાય છે. અશ્વિની નક્ષત્રમાં ત્રીજ, ભરણી નક્ષત્રના ત્રણ તારા હોવાથી તેમાં પણ ત્રીજ, એમ દરેક નક્ષત્રની અશુભ તિથિઓ સમજવાની છે. જે નક્ષત્રના પંદરથી અધિક તારા છે તે તારાના સંખ્યાને પંદરથી ભાગી શેષ રહેલ આંકવાળી તિથિ તે નક્ષત્રમાં વર્જ્ય કરાય છે. આ રીતે શતભિષા નક્ષત્રમાં દશમ, અને રેવતી નક્ષત્રમાં બીજ તિથિ અશુભ છે; જે શુભકાર્યમાં વર્જ્ય છે.

**ઉદયપ્રભસૂરિ** તો કહે છે કે—પુનર્વસુ નક્ષત્રના ત્રણ તારા છે, એટલે તેમની માન્યતાએ ત્રીજને દિને પુનર્વસુ નક્ષત્ર હોય તો ત્રીજ નક્ષત્ર દગ્ધ થાય છે, પણ ચોથ થતી નથી. બીજા ગ્રન્થોમાં કેટલાક તારાની વિશેષ સંખ્યા પણ મળે છે, અને તે એકેક તારાની વૃદ્ધિમાં નક્ષત્રની આકૃતિમાં પણ ફેરફાર થાય છે. પણ તે નક્ષત્રની ઓળખાણ માટે વિશેષ તારાઓ ગણાવ્યા હોવાથી તે તારાઓને વર્જ્યતિથિ લેવામાં ગણવા નહિં.

**લલ્લ** તારાની સમાન સંખ્યાવાળી તિથિને નક્ષત્રદગ્ધ તિથિ ઓળખાવી વિશેષ કહે છે કે—

" तारासमैरहोभिर्मासैरब्दैश्च धिष्ण्यफलपाकः । "

**અર્થ**—" તારાને તુલ્ય દિવસ માસ અને વર્ષો વડે નક્ષત્રનું ફળ પરિપકવ થાય છે. "

---

૧ મુહૂર્તનાં નામો નક્ષત્ર સમાન હોવાથી મુહૂર્તોનો સંજ્ઞા, પરિઘ, વર્જ્યાવર્જ્ય ફળ, વિગેરે સવસ્વ અધિકાર નક્ષત્રના જેવો સમજવો.

## નક્ષત્ર ચક્ર.

| ન | નામ | ઉદય પળ | દિશા | તારા | આકૃતિ. | ચંદ્રયોગ | મુહૂર્ત | દિવસ | સ્વામી દેવતા | સંજ્ઞા સ્વભાવ | કુલ્યાદિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વિની | ૯૬ | ઉત્તર | ૩ | અશ્વમુખ | પૂર્વ ભાગી | ૩૦ | ૧૫ | અ૦ કુ૦ | લઘુ | કુલ્ય |
| ૨ | ભરણી | ૧૦૨ | ,, | ૩ | ત્રિકોણ | | ૧૫ | ૧૫ | યમ | ક્રૂર | ઉપ૦ |
| ૩ | કૃત્તિકા | ૧૦૮ | ,, | ૩ | ક્ષુરપ્ર | | ૩૦ | ૧૫ | અગ્નિ | મિશ્ર | કુલ્ય |
| ૪ | રોહિણી | ૧૧૫ | દક્ષિણ | ૫ | શકટ | | ૪૫ | ૧૫ | બ્રહ્મા | ધ્રૂવ | ઉપ૦ |
| ૫ | મૃગશિર | ૧૨૦ | ,, | ૩ | હરણશીર | | ૩૦ | ૧૫ | ચંદ્ર | મિત્ર | કુલ્ય |
| ૬ | આર્દ્રા | ૧૩૪ | ,, | ૧ | મણિ | ભાગી | ૧૫ | ૮ | શિવ | દારુણ | મિશ્ર |
| ૭ | પુન૦ | ૧૪૮ | ઉત્તર | ૪ | તુલા | | ૪૫ | ૭ | અદિતિ | ચર | ઉપ૦ |
| ૮ | પુષ્ય | ૧૫૧ | મધ્ય | ૩ | બાણ | | ૩૦ | ૧૫ | ગુરૂ | લઘુ | કુલ્ય |
| ૯ | અશ્લે૦ | ૧૫૩ | દક્ષિણ | ૬ | પતાકા | | ૧૫ | ૧૫ | સર્પ | દારૂણ | ઉપ૦ |
| ૧૦ | મઘા | ૧૫૨ | મધ્ય | ૫ | કિલ્લો | | ૩૦ | ૧૫ | પિતર | ક્રૂર | કુલ્ય |
| ૧૧ | પૂ૦ ફા૦ | ૧૫૩ | ઉત્તર | ૨ | લીંટી | | ૩૦ | ૧૫ | ભગ | ક્રૂર | ઉપ૦ |
| ૧૨ | ઉ૦ ફા૦ | ૧૪૮ | ,, | ૨ | લીંટી | | ૪૫ | ૧૫ | અર્યમા | ધ્રુવ | કુલ્ય |
| ૧૩ | હસ્ત | ૧૪૭ | ,, | ૫ | પંજો | | ૩૦ | ૧૫ | રવિ | લઘુ | ઉપ૦ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | ચિત્રા | ૧૪૬ | દક્ષિણ | ૧ | મોતી | | ૩૦ | ૧૫ | ત્વષ્ટ્રા | મૈત્ર | કુલ્ય |
| ૧૫ | સ્વાતિ | ૧૪૭ | ઉત્તર | ૧ | પરવાળો | મધ્યમ | ૧૫ | ૧૫ | વાયુ | ચર | ઉપ૦ |
| ૧૬ | વિશાખા | ૧૪૮ | દક્ષિણ | ૪ | ડામણુ | | ૪૫ | ૧૫ | ઇન્દ્રાગ્નિ | મિશ્ર | કુલ્ય |
| ૧૭ | અનુ૦ | ૧૫૩ | ,, | ૪ | માળા | | ૩૦ | ૮ | મિત્ર | મૈત્ર | મિશ્ર |
| ૧૮ | જ્યેષ્ઠા | ૧૫૨ | ,, | ૩ | દાંત | | ૧૫ | ૭ | ઇંદ્ર | દારૂણ | ઉપ૦ |
| ૧૯ | મૂળ | ૧૫૩ | ,, | ૧૧ | વીંછી આંકડો | | ૩૦ | ૧૫ | રાક્ષસ | દારૂણ | કુલ્ય |
| ૨૦ | પૂ૦ ષા૦ | ૧૫૧ | ,, | ૪ | હસ્તિ પદ | | ૩૦ | ૧૫ | જળ | ધ્રુવ | ઉપ૦ |
| ૨૧ | ઉ૦ ષા૦ | ૧૪૮ | ,, | ૪ | શય્યા | | ૪૫ | ૧૫ | વિશ્વદે | ધ્રુવ | કુલ્ય |
| ૨૨ | અભીચ્ | | ઉત્તર | ૩ | શીંગોડું | પશ્ચિમ નાડી. | ૯૨૭૪ | ૭ | બ્રહ્મા | લઘુ | મિશ્ર |
| ૨૩ | શ્રવણ | ૧૩૪ | ,, | ૩ | કાવડ | | ૩૦ | ૮ | વિષ્ણુ | ચર | ઉપ૦ |
| ૨૪ | ધનિષ્ઠા | ૧૨૦ | ,, | ૪ | સૂપડું | | ૩૦ | ૧૫ | વસુ | ચર | કુલ્ય |
| ૨૫ | શત૦ | ૧૧૫ | મધ્ય | ૧૦૦ | જથ્થો | | ૧૫ | ૭ | વરૂણ | ચર | મિશ્ર |
| ૨૬ | પૂ૦ ભા૦ | ૧૦૮ | ઉત્તર | ૨ | લીંટી | | ૩૦ | ૮ | અજૈક | ક્રૂર | ઉપ૦ |
| ૨૭ | ઉ૦ ભા૦ | ૧૦૨ | ,, | ૨ | લીંટી | | ૪૫ | ૧૫ | અહિ | ધ્રુવ | કુલ્ય |
| ૨૮ | રેવતી | ૯૬ | મધ્ય | ૩૨ | નાવ | પૂર્વ૦ | ૩૦ | ૧૫ | પુષા૦ | મૈત્ર | મિશ્ર |

## નક્ષત્રચક્ર.

| નં | નામ. | મુખ | ને | યોનિ | વૈરયોનિ | ગણ | નાડી | અક્ષરો | રાશિ | જાતિ | લિંગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વિની | તિ | મંદ | ઘોડો | પાડો | દેવ | આ | ચુ ચે ચો લા | મેષ | વણિક | પુરૂષ |
| ૨ | ભરણી | અ | ચિપ | હાથી | સિંહ | મનુ | મ | લિ લુ લે લો | મેષ | ચંડાલ | પુરૂષ |
| ૩ | કૃત્તિકા | અ | સુ | બકરો | વાન | ગ૦ | અ | અ ઇ ઉ એ | મે૦ વૃ૦ | બ્રાહ્મણ | પુરૂષ |
| ૪ | રોહિણી | અ | અંધ | સાપ | નોલી | મનુ | અ | ઓ વ વિ વુ | વૃષ | ખેડુત | પુરૂષ |
| ૫ | મૃગશીર | તિ | મંદ | ,, | ,, | દેવ | મ | વે વો ક કિ | વૃ૦ મિ૦ | સેવક | પુરૂષ |
| ૬ | આર્દ્રા | ઉ | ચિમ | કુતરો | હરણ | મનુ | આ | કુ ઘ ઙ છ | મિથુ૦ | ઉગ્ર | સ્ત્રી |
| ૭ | પુનર્વસુ | તિ | સુ | બીલા | ઉંદર | દેવ | આ | કે કો હ હિ | મિ૦ ક૦ | વણિક | સ્ત્રી |
| ૮ | પુષ્ય | ઉ | અંધ | બકરો | વાનર | દેવ | મ | હુ હે હો ડ | કર્ક | રાજા | સ્ત્રી |
| ૯ | અશ્લે૦ | અ | મંદ | બીલા | ઉંદર | ગ૦ | અં | ડિ ડુ ડે ડો | કર્ક | ચંડાલ | સ્ત્રી |
| ૧૦ | મઘા | અ | ચિમ | ઉંદર | બીલા | ગ૦ | અં | મ મિ મુ મે | સિંહ | ખેડુત | સ્ત્રી |
| ૧૧ | પૂ૦ ફા૦ | અ | સુ | ,, | ,, | મનુ | મ | મો ટ ટિ ટુ | સિંહ | બ્રાહ્મણ | સ્ત્રી |
| ૧૨ | ઉ૦ ફા૦ | ઉ | અંધ | બળદ | વાઘ | મનુ | આ | ટે ટો પ પિ | સિં૦ ક૦ | રાજા | સ્ત્રી |
| ૧૩ | હસ્ત | તિ | મંદ | પાડો | ઘોડો | દેવ | આ | પુ ષ ણ ઠ | કન્યા | વણિક | સ્ત્રી |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | ચિત્રા | તિ | ચિપ | વાઘ | બળદ | રા૦ | મ | પે પો ર રિ | ક૦ તુ૦ | સેવક | સ્ત્રી |
| ૧૫ | સ્વાતિ | તિ | સુ | પાડો | ઘોડો | દેવ | અં | રૂ રે રો ત | તુલા | ઉગ્ર | સ્ત્રી |
| ૧૬ | વિશાખા | અ | અંધ | વાઘ | બળદ | રા૦ | અં | તિ તુ તે તો | તુ૦ વૃ૦ | ચંડાલ | નપું૦ |
| ૧૭ | અનુ૦ | તિ | મંદ | હરણ | કુતરો | દેવ | મ | ન નિ નુ ને | વૃ૦ | ખેડુત | નપું૦ |
| ૧૮ | જ્યેષ્ઠા | તિ | ચિમ | ,, | ,, | રા૦ | આ | નો ય યિ યુ | વૃશ્ચિ૦ | સેવક | નપું૦ |
| ૧૯ | મૂળ | અ | સુ | કુતરો | હરણ | રા૦ | આ | યે યો ભ ભિ | ધન | ઉગ્ર | પુરૂષ |
| ૨૦ | પૂ૦ ષા૦ | અ | અંધ | વા૦ | બકરો | મનુ | મ | ભુ ધ ફ ઢ | ધન | બ્રાહ્મણ | પુરૂષ |
| ૨૧ | ઉ૦ ષા૦ | ઉ | મંદ | નોળીયો | સાપ | મનુ | અં | ભે ભો જ જિ | ધ૦ મ૦ | રાજા | પુરૂષ |
| ૨૨ | અભીચ | ઉ | ચિ૦ | નોળીયો | સાપ | વિદ્યાધર | મ | જુ જે જો ખા | મકર | વણિક્ | પુરૂષ |
| ૨૩ | શ્રવણ | ઉ | સુ | વાંદર | બકરો | દેવ | અં | ખિ ખુ ખે ખો | મકર | ચંડાલ | પુરૂષ |
| ૨૪ | ધનિષ્ઠા | ઉ | અંધ | સિંહ | હાથી | રા૦ | મ | ગ ગિ ગુ ગે | મ૦ કું૦ | સેવક | પુરૂષ |
| ૨૫ | શત૦ | ઉ | મંદ | ઘોડો | પાડો | રા૦ | આ | ગો સ સિ સુ | કુંભ | ઉગ્ર | પુરૂષ |
| ૨૬ | પૂ૦ ભા૦ | અ | ચિમ | સિંહ | હાથી | મનુ | આ | સે સો દ દિ | કું૦ મી૦ | બ્રાહ્મણ | પુરૂષ |
| ૨૭ | ઉ૦ ભા૦ | ઉ | સુ | બળદ | વાઘ | મનુ | મ | દુ શ ઝ થ | મીન | રાજા | પુરૂષ |
| ૨૮ | રેવતી | તિ | અંધ | હાથી | સિંહ | દેવ | અં | દે દો ચ ચિ | મીન | ખેડુત | પુરૂષ |

## નક્ષત્ર ચક્ર.

| ન | નામ | દેવ દિશા | ઘાતક તિથિ | ચંદ્રમાર્ગ દિશા | પૂર્ણિમા | શુભાશુભ | ક્ષેત્ર |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વની | ઈશાન | જયા | ઉત્તર | આસો | શુભ | સમ |
| ૨ | ભરણી | " | જયા | " | | નાશ | અર્ધ |
| ૩ | કૃત્તિકા | મધ્ય | નંદા | મધ્ય | કાર્તિક | નાશ | સમ |
| ૪ | રોહિણી | " | પૂર્ણા | " | | સિદ્ધિ | દ્વય૦ |
| ૫ | મૃગશર | " | જયા | દક્ષિણ | માગશર | શુભ | સમ |
| ૬ | આર્દ્રા | પૂર્વ | નંદા | " | | શુભ | અર્ધ |
| ૭ | પુન૦ | " | રિક્તા | મધ્ય | | મધ્ય | દ્વય૦ |
| ૮ | પુષ્ય | " | જયા | દક્ષિણ | પોષ | શુભ | સમ |
| ૯ | અશ્લે૦ | અગ્નિ | નંદા | " | | શોક | અર્ધ |
| ૧૦ | મઘા | " | રિક્તા | મધ્ય | મહા | નાશ | સમ |
| ૧૧ | પૂ૦ ફા૦ | " | ભદ્રા | ઉત્તર | | મૃત્યુ | સમ |
| ૧૨ | ઉ૦ ફા૦ | દક્ષિણ | ભદ્રા | " | ફાગણ | વિદ્યા | દ્વય૦ |
| ૧૩ | હસ્ત | " | પૂર્ણા | દક્ષિણ | | લક્ષ્મી | સમ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | ચિત્રા | દક્ષિણ | નંદા | મધ્ય | ચૈત્ર | શુભ | સમ |
| ૧૫ | સ્વાતિ | નૈર્ઋત્ય | નંદા | ઉત્તર | | અશુભ | અર્ધ |
| ૧૬ | વિશાખા | ,, | રિક્તા | મધ્ય | વૈશાખ | અશુભ | દ્વય૦ |
| ૧૭ | અનુ૦ | ,, | રિક્તા | ,, | | સિદ્ધિ | સમ |
| ૧૮ | જ્યેષ્ઠા | પશ્ચિમ | જયા | ,, | જેઠ | ક્ષય | અર્ધ |
| ૧૯ | મૂળ | ,, | નંદા | દક્ષિણ | | હાનિ | સમ |
| ૨૦ | પૂ૦ ષા૦ | ,, | રિક્તા | ,, | અસાડ | હાનિ | સમ |
| ૨૧ | ઉ૦ ષા૦ | વાયવ્ય | રિક્તા | ,, | | બુદ્ધિ | દ્વય |
| ૨૨ | અભીચ્ | ,, | | ઉત્તર | | વૃદ્ધિ | સમ |
| ૨૩ | શ્રવણ | ,, | જયા | ,, | શ્રાવણ | સુખ | સમ |
| ૨૪ | ધનિષ્ઠા | ,, | પૂર્ણા | ,, | | શુભ | સમ |
| ૨૫ | શત૦ | ઉત્તર | નંદા | ,, | | શુભ | અર્ધ |
| ૨૬ | પૂ૦ ભા૦ | ,, | ભદ્રા | ,, | | મૃત્યુ | સમ |
| ૨૭ | ઉ૦ ભા૦ | ,, | ભદ્રા | ,, | ભાદરવો | લક્ષ્મી | દ્વય |
| ૨૮ | રેવતી | ઇશાન | નંદા | ,, | | કામ | સમ |

આ સિવાય બીજી પણ નક્ષત્રની શુદ્ધિ આ પ્રમાણે જોવી શુભ કાર્યમા તીક્ષ્ણ ઉગ્ર અને મિશ્ર નક્ષત્રો વર્જવા કહ્યુ છે કે—

"प्राय शान्ते कार्ये न योजयेत् कृत्तिका स्त्रिपूर्वाश्च
वारुणरौद्रे च तथा द्विदैवत याम्यमश्लेषाम् ॥ "

**અર્થ**—" પ્રાય કરીને શાત કાર્યમા કૃત્તિકા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, શતભિષા, આર્દ્રા, વિશાખા, ભરણી અને અશ્લેષા નક્ષત્રો વર્જવા " દરેક નક્ષત્રોની અમુક ઘડીઓ પછી ચાર **વિષઘટિકા** આવે છે જે શુભકાર્યમા વર્જ્ય છે, એમ મુહૂર્ત ચિંતામણિમા કહેલ છે પણ બીજા ગ્રન્થોમા તો નક્ષત્રની આદિની અને અતની ચાર ચાર ઘડીઓ ત્યાજ્ય કહી છે

" धिष्ण्यस्यादावन्ते, त्यजेच्चतस्रो घटी क्रूर ग्रहणे ।
यदि शुद्धे द्वे धिष्ण्ये, विवाह योग्ये तदा श्रेष्ठे ॥ १ ॥ "

**અર્થ**—" વિવાહમા દરેક નક્ષત્રની આદિની ચાર અને અતની ચાર ઘડીઓ ત્યાજ્ય છે, પણ પાસેપાસેના બન્ને નક્ષત્રો વિવાહયોગ્ય–શુભ હોય તો તેની સધિઘટિકા વર્જવાની જરૂર નથી " ॥ ૧ ॥ **વિવાહ વૃન્દાવનમા** નક્ષત્ર સધિદોષ સવા ઘડીનો કહેલ છે વળી **વિક્રમ** તો દરેક ગ્રહના સક્રમણમા નક્ષત્રનો સધિદોષ જણાવે છે, તથા આગળ કહેવાશે તે ગડાતયોગ પણ શુભકાર્યમા વર્જ્ય છે શ્રીમાન્ **હરિભદ્રાચાર્ય** વર્જ્ય નક્ષત્રની નામાવળી આપતા કહે છે કે—

" सणिमगलाण पुरओ, धूमियमालिंगिय च सज्जुत्तं ।
आलिंगिअस्स पच्छा, ज रिक्ख त भवे दड्ढं ॥ १ ॥
सझागयं धूमियमालिंगिय दड्ढ विद्ध सोवग्गह ।
रुत्तापाएक्कगलद्दसिअं इअ दुट्ठ रिक्खाइ ॥ २ ॥

**અર્થ**—" શનિ અને મંગળની સામેનું નક્ષત્ર **ધૂમિત** કહેવાય છે, શનિ કે મંગળની સાથે જોડાયેલું નક્ષત્ર **આલિંગિત** કહેવાય છે, તથા આલિંગિતની પછવાડે રહેલું—શનિ મંગળે ભોગવેલું નક્ષત્ર **દગ્ધ** કહેવાય છે ॥ ૧ ॥ સંધ્યાકાળે ઉદય પામેલું નક્ષત્ર ૧, શનિ અને મંગળે ભોગવવાનું ભોગવાતું કે ભોગવેલ ધૂમિત આલિંગિત અને દગ્ધ નક્ષત્ર ૨–૩–૪, વેધ ૫; ઉપગ્રહ ૬, લત્તા ૭, પાત ૮, અને એકાર્ગલ ૯ ના દોષવાળું નક્ષત્ર **દુષ્ટ** કહેવાય છે ॥ ૨ ॥ " ઉપરોક્ત વેધ આદિ પાંચ દોષો નક્ષત્ર શુદ્ધિ જોવા વખતે મૂળ ગ્રન્થકાર આગળ જણાવશે. વળી કહ્યું છે કે—

" संझागयं रविगयं, विड्डरं सग्गहं विलंबं च ।
राहुहयं गहभिन्नं, विवज्जए सत्त नक्खत्ते ॥ १ ॥ "

**અર્થ**—" સંધ્યાનું સૂર્યે ભોગવાતું, વક્રીગ્રહવાળું-વિડ્વર, સ્વતઃ ક્રૂરગ્રહવાળું—સગ્રહ, રવિના નક્ષત્ર પછી રહેલું—વિલંબિત રાહૂએ જેમાં સૂર્ય-ચંદ્રનું ગ્રહણ કર્યું હોય તે, તથા ગ્રહ જેને ભેદીને જાય તે; આ સાત પ્રકારનું નક્ષત્ર વર્જવું ॥ ૧ ॥

ગ્રહણ થાય ત્યારે **રાહુ** જોયેલો કહેવાય છે. તે જે નક્ષત્રમાં જોવાયેલો હોય અર્થાત જે નક્ષત્રમાં સૂર્ય-ચંદ્રનુ ગ્રહણ થયું હોય તે નક્ષત્ર ત્યાજય છે. આ નક્ષત્ર છ માસે શુદ્ધ થાય છે. નારચંદ્રની ટીપ્પણીમાં ગ્રહની દૃષ્ટિથી ભેદાયેલ નક્ષત્રની ગ્રહભિન્ન એવી સંજ્ઞા આપેલ છે કેટલાક આચાર્યો કહે છે કે—

भुक्तं भोग्यं च न त्याज्यं, सर्वकर्मसु सिद्धिदम्
यत्नात् त्याज्यं तु सत्कार्ये नक्षत्रं राहुसंयुतम्

**અર્થ**—" ક્રૂરગ્રહે ભોગવેલ ભોગવાતું કે ભોગ્ય નક્ષત્ર સર્વકર્મમાં સિદ્ધિ દેવાવાળું હોવાથી ત્યાજ્ય નથી, પરંતુ શુભ કાર્યમાં રાહુ વડે કરીને યુકત નક્ષત્રનો યત્નથી

ત્યાગ કરવો ॥ ૧ ॥ મુહૂર્ત ચિંતામણિમાં વિલગ્નની નામાવળી આપતા નક્ષત્રો માટે કહ્યુ છે કે—

" क्रूराक्रान्तविमुक्तम ग्रहणम यत्क्रूरगन्तव्यम
त्रेधोत्पातहत च केतुहतम सन्ध्योदित भं तथा
तद्वच्च ग्रहभिन्नयुद्धगतम सर्वानिमान् संत्यजेद्
उद्वाहे शुभकर्मसु ग्रहकृतान लग्नस्य दोषानपि ॥१॥ "

અર્થ—" ક્રૂરગ્રહવાળુ નક્ષત્ર, ક્રૂરગ્રહે ભોગવી છોડી દીધેલ નક્ષત્ર, ગ્રહણ નક્ષત્ર, ક્રૂરગ્રહે ભોગવવાનુ નક્ષત્ર, ત્રણ ઉત્પાતવાળુ નક્ષત્ર, કેતુથી હણાયેલ નક્ષત્ર સધ્યાકાળે ઉગેલુ નક્ષત્ર, ગ્રહથી ભેદાયેલ નક્ષત્ર અને ગ્રહના યુદ્ધવાળુ નક્ષત્ર અશુભ છે તેથી વિવાહ તથા બીજા શુભ કાર્યમા આ નક્ષત્રોનો ત્યાગ કરવો, તેમજ ગ્રહ અને લગ્નના દોષો પણ ત્યજવા. ॥૧॥ " તેજ શ્લોકની ટીકામા કહ્યુ છે કે દિવ્ય ભૌમ અને આતરિક્ષ એમ ત્રણ પ્રકારના ઉત્પાત છે તેમા, દિગ્દાહ ઉલ્કા, મહાવાયુ, ભૂકપ, ધુમકેતુ અને ગ્રહણ વિગેરેનો સમાવેશ થાય છે આ ત્રણે પ્રકારના ઉત્પાતથી હણાયેલ નક્ષત્ર છ માસ ત્યાજ્ય છે આરભસિદ્ધિની ટીકામાં કહ્યુ છે કે—ક્રૂર—ગ્રહોએ ભોગવેલ નક્ષત્રમા સ્વાભાવિક ક્રૂરગ્રહ રવિ મગળ શનિ અને રાહુના નક્ષત્રો વર્જ્ય છે, પણ ક્ષીણચદ્ર કે પરના સયોગથી ક્રૂર થયેલ બુધના નક્ષત્ર વર્જ્ય મનાતા નથી

રાહુદર્શનના નક્ષત્રની પેઠે જે નક્ષત્રમા કેતુ દેખાય તે નક્ષત્ર પણ ત્યાજ્ય કહેલુ છે જેમ ગ્રહણને દિવસે રાહુ-દર્શન થાય છે તેમ સ્પષ્ટ કેતુદર્શન થતુ નથી પણ જે નક્ષત્રમા કેતુઉદય થયો હોય તે નક્ષત્રમા કેતુને જોયેલો કહેવાય છે ગ્રહોમા રાહુગ્રહની વામગતિ છે, અને તેની સાતમી રાશિમા સમાન અશે રહીને કેતુ પણ વામગતિ કરે છે તેનુ ઉદય નક્ષત્ર જાણવાને મુશ્કેલી હોવાથી ત્રિવિક્રમ શતકની ટીકામા આ પ્રમાણે સમ્ય રીતિ દેખાડી છે

મેષાદિ રાશિમાં સૂર્ય હોય અને રેવતી આદિ બાર નક્ષત્રમાં રાહુ હોય તો, ભાદરવા આદિ બાર માસના બીજા પખવાડીયામાં કેતુનો ઉદય થાય છે, અને તેનાં બાર ઉદય નક્ષત્રો અનુક્રમે–પુષ્ય, રોહિણી, આર્દ્રા, પુનર્વસુ, અશ્લેષા, ચિત્રા, મૂળ, સ્વાતિ, મૂળ, જયેષ્ઠા, શ્રવણ અને શતભિષા છે. આ નક્ષત્રમાં કેતુ ઉદય પામી છ માસ સુધી તેમાંજ રહે છે, માટે તે નક્ષત્ર છ માસ સુધી શુભકાર્યમાં વર્જવું.

**ભુવનદીપક**ની વૃત્તિમાં કહ્યું છે કે—

"राहवास्यपुच्छस्थ इत्यबलो ग्रहः ।"

**અર્થ**—"રાહુનું નક્ષત્ર મુખનક્ષત્ર કહેવાય છે, અને તેથી પંદરમું પુચ્છ નક્ષત્ર કહેવાય છે, તેમાં રહેલ ગ્રહ નિર્બલ છે." મુહૂર્ત ચિંતામણિમાં કહ્યું છે કે—રાહુએ ભોગવાતું એક નક્ષત્ર **કર્તરી**, રાહુ ભોગ્ય તેર નક્ષત્રો **મૃત**, રાહુના નક્ષત્રથી ૧૫ મું નક્ષત્ર **ગ્રસ્ત**, અને રાહુભુક્ત તેર નક્ષત્રો **જીવ નક્ષત્રો** છે. તેઓમાં મૃત ગ્રસ્ત કર્તરી અને જીવ નક્ષત્રો ઉત્તરોત્તર પણે દુષ્ટ અશુભ મધ્યમ અને શુભ છે. ( રાહુની ગતિ વક્ર હોય છે તે ધ્યાન રાખવું. ) નક્ષત્રના દોષોનો પરિહાર ઉદયપ્રભસૂરિ આ પ્રમાણે કહે છે—

"धिष्ण्यं कार्याय पर्याप्तं, चन्द्रभोगाद् ग्रहाहतम् ।
शुद्धं षड्भिर्भवेद् मासै-रुपरागपराहतम् ॥ १ ॥"

**અર્થ**—"ગ્રહથી હણાયેલ નક્ષત્ર દોષમુક્ત થઇ ચંદ્રના ભોગમાં આવ્યા પછીથી શુભકાર્યને માટે યોગ્ય થાય છે, અને ગ્રહણથી હણાયેલ નક્ષત્ર છ માસે શુદ્ધ થાય છે" ॥૧॥ **લલ્લ** કહે છે કે—દૂષિત નક્ષત્ર સૂર્યના ભોગમાં તપી ચંદ્રના ભોગમાં શાંત થતાં શુભ કાર્યમાં ગ્રહણ કરાય છે. કેટલાક આચાર્યો કહે છે કે—ગ્રહણનું નક્ષત્ર સૂર્યના ભોગમાં આવ્યા પછી શુદ્ધ થાય છે. **સપ્તર્ષિઓ** કહે છે કે–એક માસમાં બે ગ્રહણ થાય તો બીજું ગ્રહણ થતાં પહેલા ગ્રહણથી દૂષિત

નક્ષત્ર શુદ્ધ થાય છે, અને બીજા ગ્રહણનુ નક્ષત્ર છ માસે શુદ્ધ થાય છે

**વિવાહ વૃન્દાવનમા** કહ્યુ છે કે—જે નક્ષત્રમા રાહુ—કેતુ દેખાયા હોય તે નક્ષત્ર, તથા પરસ્પર ગ્રહના ભેદવાળુ નક્ષત્ર છ માસે શુદ્ધ થાય છે ઉલ્કાપાત અને ચ દ્ર—સૂર્યના પરિવેષવાળુ નક્ષત્ર છ માસ સુધી અશુભ છે **રત્નમાલા ભાષ્યમા** કહ્યુ છે કે, ભોમ આદિ ઉત્પાતથી તથા ગ્રહના યુદ્ધથી દૂષિત નક્ષત્ર ચ દ્રના ભોગથી શુદ્ધ થાય છે

વળી ઉદયપ્રભસૂરિ પુષ્યનુ બળ દેખાડતા કહે છે કે—

" कार्यं वितारेन्दुवलेऽपि पुष्ये, दीक्षा विवाहच विना विदध्यात्,
पुष्य परेषा हि वलं हिनस्ति, वल तु पुष्यस्य न हन्युरन्ये ॥१॥ "

**અર્થ**—" તારા અને ચ દ્રનુ બળ ન હોવા છતા દીક્ષા અને વિવાહ વિનાના સર્વ કાર્યો પુષ્ય નક્ષત્રમા કરવા, કેમકે પુષ્ય નક્ષત્ર કામને અતિ પોષણ કરનાર હોવાથી દીક્ષા અને વિવાહમા વર્જ્ય કહેલ છે બાકી નિર્બળચ દ્ર, નિર્બળ તારા, કુવાર, કુતિથિ, કુયોગ, ગ્રહવેધ, ક્રૂરગ્રહાક્રમણ, ખાત, પરિઘદ ડ, વિગેરે પુષ્યથી થયેલા કે બીજાથી થયેલા તમામ દોષો હોવા છતા પુષ્યનક્ષત્રમા દરેક કાર્ય કરી શકાય છે, કેમકે તેના દોષને બીજા હણી શકે તેમ નથી તેમજ પોતાના કે બીજાના દોષને હણવાને પોતેજ સમર્થ છે ॥ ૧૯ ॥

અભિજિત્ નક્ષત્રની સમજણ તથા તેની આવશ્યકતા ગ્રન્થકાર દર્શાવે છે —

**ऊखा अंतिमपायं,सवणपढमघडिअचऊअभीइठिइ**
**लत्तोवग्गहवेहे, एगग्गलपमुहकज्जेसु ॥ २० ॥**

**અર્થ**—ઉત્તરાષાઢા નક્ષત્રનો છેલ્લો પાયો અને શ્રવણ નક્ષત્રની પહેલી ચાર ઘડી. આટલી ઘડી

સુધી અભિજિત્ નક્ષત્રની સ્થિતિ હોય છે. લત્તા ઉપગ્રહ વેધ, અને એકાર્ગલ વિગેરે કાર્યોમાં તેની જરૂર પડે છે. ॥ ૨૦ ॥

**વિવેચન**—નક્ષત્રો સત્યાવીશ છે; પણ ઘણે સ્થાને સમનક્ષત્ર તરીકે અઠયાવીશ નક્ષત્રની જરૂર પડે છે, માટે બે નક્ષત્રની સંધિમાં નવા નક્ષત્ર તરીકે **અભીચ્** ની ચુંટણી કરેલ છે. વળી નવા આરાના પ્રારંભમાં ચંદ્રની સ્થિતિ માટેનું નક્ષત્ર કાયમ કરવા માટે આ નક્ષત્રનો કાળ સ્પષ્ટ કરેલ છે. આધુનિક ગણનામાં અભીચ્ નક્ષત્રની ઓગણીશ ઘડીવાળી સ્થિતિ મનાય છે. તે માટે ઉત્તરાષાઢાની પંદર ઘડી અને શ્રવણની ચાર ઘડીમાં અભિચનો ભોગકાળ આવે છે. લત્તા, ઉપગ્રહ, વેધ અને એકાર્ગલ આદિમાં આ નક્ષત્રની જરૂર પડે છે. આદિ શબ્દથી–સર્વતોભદ્રચક્ર, વામવેધ, દક્ષિણવેધ, પરિઘ, વિગેરેમાં પણ અભીચ્ નક્ષત્ર અલગ મનાય છે, પણ પાત, તારા, રાશિ, રવિયોગ, ઉપગ્રહયોગ, વિગેરેમાં આ નક્ષત્રની જરૂર ન હોવાથી તેઓમાં સત્યાવીશ નક્ષત્રની ગણના કરાય છે. આ નક્ષત્રની પણ સામાન્ય વિશેષ સંજ્ઞાઓ પ્રથમના શ્લોકમાં ચર્ચેલ છે, તેથી તે સંબંધી અહીં કંઈ કહેલ નથી. **વ્યવહાર પ્રકાશમાં** કહ્યું છે કે—અભિજિત્ નક્ષત્રમાં કરેલું કાર્ય સફળ થાય છે. માત્ર તેમાં ઉત્પન્ન થયેલું બાળક જીવતું નથી. આ પ્રમાણે નક્ષત્રનો અધિકાર પૂર્ણ થયો.

પંચાંગ શુદ્ધિમાં તિથિ, વાર, નક્ષત્ર, કરણ અને યોગની શુદ્ધિ જોવાય છે; જેમાં યોગની શુદ્ધિ આગળ કહેવાશે, અને બાકીની ચાર શુદ્ધિઓ કહેવાઇ ગઇ છે. તેઓનું પરસ્પર વિશેષ અને બળાબળ નીચે મુજબ છે—

મુહૂર્તમાં અભીચ્ મુહૂર્ત બળવાન્ છે. ભદ્રાના અંગોમાં પુંછ વધારે બળવાન્ છે. વ્યવહાર પ્રકાશ કહે છે કેઃ—

" धिष्ण्यानां मौहुर्तिकमुदयात् सितरश्मि योगाच्च अधिकबलं यथोत्तरमिति । "

અર્થ— ' નક્ષત્રમા મુહૂર્તબળ, ઉદયબળ, અને ચંદ્રબળ યથોત્તરપણે અધિકાધિક બળવાન છે " શૌનક કહે છે કે—

" नक्षत्रवत् क्षणाना बलमुक्त द्विगुणित स्वनक्षत्रे "

અર્થ—મુહૂર્તનુ બળ નક્ષત્ર જેવુ છે પણ તેમા પોતાના નક્ષત્રમા બમણુ બળ આવે છે " દૈવજ્ઞવલ્લભમા કહ્યુ છે કે,

" कृष्णपक्षे निषिद्धेषु, वारधिष्ण्यक्षणादिषु ।
संकीर्णाना प्रशसन्ति, दारकर्म न सशयः ॥ १ ॥ "

અર્થ— કૃષ્ણપક્ષમા નિષેધેલ વાર નક્ષત્ર અને મુહૂર્તાદિમા સકરજાતિના વિવાહ સશય વિનાજ પ્રશસનીય છે અર્થાત્ સકરજાતિના વિવાહમા તે બળવાન્ છે ॥ ૧ ॥ " વ્યવહારસારમા કહ્યુ છે કે—

" तिथि धिष्ण्यच पूर्वार्धे, बलवद् दुर्बल तत ।
नक्षत्रं बलवद् रात्रौ, दिने बलवती तिथिः ॥ १ ॥ "

અર્થ—" દિવસ કે રાત્રિના પૂર્વાર્ધમા તિથિ અને નક્ષત્ર બળવાન છે, અને ત્યાર પછી તે નિર્બળ થાય છે નક્ષત્રનુ બળ રાત્રે હોય છે, અને તિથિનુ બળ દિવસે હોય છે " ॥ ૧ ॥ હર્ષ પ્રકાશમા કહ્યુ છે કે—

"कुतिहि कुवार कुजोगा, विट्ठिविअ जम्मरिक्ख दड्ढ तिही ।
मज्जण्ह दिणाओ, पर सव्वपि सुभ भवेऽवस्सम् ॥ १ ॥ "

અર્થ—" કુતિથિ, કુવાર, કુયોગ, વિષ્ટિ, જન્મ નક્ષત્ર, અને દગ્ધતિથિ, એ સર્વ મધ્યાહ્ન પછી અવશ્ય શુભ થાય છે " ॥ ૧ ॥ યોગાધિકારમા કુયોગની જેટલી ઘડીઓ વર્જ્ય કહીશુ તેટલી ઘડી સુધીજ તેઓનુ બળ રહે છે દૂષિત નક્ષત્રોનુ દુષ્ટપણુ છ માસ પર્યંત રહે છે લલ્લ કહે છે કે—

" विष्ट्यामङ्गारके चैव, व्यतिपातेऽथ वैधृते ।
प्रत्यरे जन्म नक्षत्रे, मध्याह्नात् परंत शुभम ॥१ ॥ "

**અર્થ**—વિષ્ટિ; અંગારક, વ્યતિપાત, વૈધૃત, સાતમી તારા, અને જન્મનક્ષત્રનું દુષ્ટબળ મધ્યાહ્ન પર્યંત હોય છે. પછી તે શુભ થાય છે" ॥ ૧ ॥ **લલ્લ** કહે છે કે—

स्वार्धे नक्षत्रफलं, तिथ्यर्धे तिथि फलं समादेश्यम् ।
होरायां वारफलं, लग्नफलमंशके स्पष्टम ॥ १ ॥

**અર્થ**—"નક્ષત્રનું ફળ પોતાના પૂર્વાર્ધમાં, તિથિનું ફળ તિથિના પૂર્વાર્ધમાં, વારનું ફળ હોરામાં, અને લગ્નનું ફળ નવાંશમાં સ્પષ્ટ છે" ॥ ૧ ॥ **ગણિવિદ્યા પ્રકીર્ણક**માં કહ્યું છે કે—દિવસ, તિથિ. નક્ષત્ર, કરણ, ગ્રહ દિનમુહૂર્ત, શકુન, વિલગ્ન, નિમિત્ત, ભાવ અને ધર્મ અધિકાધિક બળવાન છે. વળી કહ્યું છે કે—

" एग चउ अट्ठ सोलस, बत्तीसा सट्ठी सयगुण फलाइं ।
तिहि रिक्ख वार करण, जोगो तारा ससंकवलम् ॥ १ ॥"

**અર્થ**—"તિથિ, નક્ષત્ર, વાર, કરણ, જોગ, તારા અને ચંદ્રનું અનુક્રમે—એક, ચાર, આઠ, સોળ, બત્રીશ, સાઠ અને સો ગણું બળ છે ॥ ૧ ॥ તથા કહ્યું છે કે—

" दग्धे तिथौ कुवारे च, नाडिकानां चतुष्टयम् । "

**અર્થ**—"દગ્ધતિથિ અને કુવારની ચાર ઘડી અશુભ છે. એટલે ચાર ઘડી તેનું બળ રહે છે, પછી નિર્બળ થાય છે." **દૈવજ્ઞ વલ્લભ**માં કહ્યું છે કે—તિથિ, ક્ષણ, નક્ષત્ર અને વારનું સાધ્ય યોગથી થાય છે; અર્થાત્ તે પાંચમાં યોગ અધિક બળવાન્ છે. વેધ, લત્તા, પાત, કુયોગો વિગેરેની તેના નિયત કરેલા દેશમાં પ્રતિકૂળતા હોય છે; એમ **મુહૂર્ત ચિંતામણિ** વિગેરેમાં કહેલ છે. કુયોગની અપેક્ષાએ સિદ્ધિયોગ વધારે બળવાન્ છે, તેમજ ભદ્રા સંવર્તકાદિથી અમૃતસિદ્ધિ યોગ અધિક સામર્થ્યવાળો છે. **આરંભસિદ્ધિ**માં કહ્યું છે કે—સર્વ કુયોગોનો ચોથો ભાગ અવશ્ય વર્જ્ય છે. કુમારયોગ અને

રાજયોગની અપેક્ષાએ કર્ક યમઘંટ વિગેરે અધિક બળવાન્ છે, એમ આરંભસિદ્ધિની ટીકામા કથન છે સર્વ યોગમા રવિયોગ અતુલ બળવાળો છે વળી કહ્યુ છે કે—લગ્નકુંડલી વિના વાર અને નક્ષત્રથી ઉત્પન્ન થતા યોગો બળવાનજ છે વાર નક્ષત્ર અને યોગોથી થતા દોષો પૈકીના ઘણા-ખરા માટે કહ્યુ છે કે—

" एषा मध्यादेकेनाऽपि हि दोषेण दुष्यते लग्नम् । "

અર્થ—" આ દશેકમાથી એક દોષથી પણ દૂષિત થયેલ લગ્ન દુષ્ટ છે " પરંતુ—

" अयोगास्तिथिवारर्क्ष—जाता येऽमी प्रकीर्तिता ।
लग्ने ग्रहबलोपेते, प्रभवन्ति न ते क्वचित् ॥ १ ॥ "

અર્થ—તિથિ વાર અને નક્ષત્રના કુયોગો બળોપેત લગ્ન હોય તો નાશ પામે છે અર્થાત્—એકાર્ગલ, પાત, કર્તરી વિગેરે તમામ દોષો સૂર્ય ચંદ્ર અને ગુરૂના બળથી નાશ પામે છે

હવે બાર રાશિ કહી દેખાડે છે, અને કઈ રાશિમા કેટલા નક્ષત્રો આવે ? તે દર્શાવે છે—

**किति मिग पुण असेसा,**
**उ—फ चि विसा उ—ख धणी पू—भा ।**
**रेवइ अ एग दु ति,**
**चउ पायंता बार रासि कमा ॥ २१ ॥**

અર્થ—કૃત્તિકા, મૃગશર, પુનર્વસુ, અશ્લેષા, ઉત્તરાફાલ્ગુની, ચિત્રા, વિશાખા, જ્યેષ્ઠા, ઉત્તરાષાઢા, ધનિષ્ઠા, પૂર્વાભાદ્રપદ અને રેવતી, એ બાર

**નક્ષત્રના અનુક્રમે એક, બે, ત્રણ અને ચાર પાયાના અંતમાં બાર રાશિનો સમાવેશ થાય છે ॥ ૨૧ ॥**

**વિવેચન**—નક્ષત્રગોચરનું સંપૂર્ણ જ્ઞાન થવાથી **રાશિગોચર** સ્હેજે સમજી શકાય તેમ છે, માટે ગ્રન્થકાર નક્ષત્ર ઉપરથી જ રાશિનું જ્ઞાન સ્પષ્ટ કરે છે. સત્યાવીશ નક્ષત્રનો એક **ભગણ** થાય છે, તેના બારમા ભાગનું નામ **રાશિ** છે; એટલે સવાબે નક્ષત્રની એક રાશિ થાય છે. સામાન્ય રીતે ચંદ્રનક્ષત્ર ૬૦ ઘડીનું મનાય છે, અને ચંદ્રની રાશિ ૧૩૫ ઘડીની મનાય છે. તેવી જ રીતે ઉદય, અસ્ત આદિનું માન પણ નક્ષત્રથી સવાબે ગણું હોય છે. હવે તે રાશિ કયા નક્ષત્રના કયા પાદમાં પૂર્ણ થાય ? તે માટે ઉપરની ગાથામાં કહ્યું છે કે—કૃત્તિકાનો પહેલો પાયો ભોગવાતાં મેષરાશિ પણ ભોગવાઈ રહે છે; એટલે મેષનો પ્રારંભ અશ્વિનીથી થાય છે, અને ભોગ્યકાળ કૃત્તિકાના પ્રથમ પાયે પૂર્ણ થાય છે. પછી કૃત્તિકાના બીજા પાદના પ્રારંભથી વૃષરાશિની પ્રવૃત્તિ થાય છે, અને મૃગશરના બીજા પાયે પૂરી થાય છે. આ રીતે પ્રથમની રાશિ પૂર્ણ થતાં તુરત જ નક્ષત્રના બીજા પાયામાં નવી રાશિની શરૂઆત થાય છે. વળી મિથુનરાશિ પુનર્વસુના ત્રીજા પાયે, કર્કરાશિ અશ્લેષાના ચોથા પાદમાં, સિંહરાશિ ઉત્તરાફાલ્ગુનીના પહેલે પાયે, કન્યારાશિ ચિત્રાના બીજા પાયે, તુલારાશિ વિશાખાના ત્રીજે પાયે, વૃશ્ચિકરાશિ જ્યેષ્ઠાના ચોથા પાયે, ધનરાશિ ઉત્તરાષાઢાના પ્રથમ પાયે, મકરરાશિ ધનિષ્ઠાના બીજા પાયે, કુંભરાશિ પૂર્વાભાદ્રપદના ત્રીજા પાયે, અને મીનરાશિ રેવતી નક્ષત્રના ચતુર્થ પાદમાં પૂર્ણ થાય છે. નક્ષત્રની પેઠે નિરંતર આ રાશિનો પૂર્વમાં ઉદય અને પશ્ચિમમાં અસ્ત થાય છે. રાશિનું મૂળ નામ **લગ્ન** છે, અને લગ્નકુંડલીમાં પણ લગ્નમાં જ રાશિના ગ્રહો સ્થપાય છે. પણ તે લગ્ન અને ગ્રહોના સંયોગોમાં **રાશિ** એવી સંજ્ઞાથી ઓળખાવાય છે; જેની દરેક શુદ્ધિમાં પરમ આવશ્યક્તા મનાયેલ છે.

હવે નક્ષત્રની પેઠે **રાશિદ્વાર** તથા લગ્નદ્વાર કહીએ છીએ મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન, એ બાર રાશિના નામ છે તેમા સત્યાવીશ નક્ષત્રના ભગણનો સમાવેશ થાય છે, એટલે સવાબે નક્ષત્રથી દરેક રાશિનો ઉદય થાય છે હવે તેમાથી અત્યારે કઇ રાશિનો ઉદય છે ? તેનો નિશ્ચય ઇષ્ટ ઘટીથી થાય છે દેહચ્છાયાની રીતિથી ઇષ્ટ ઘટીનુ માન આવે છે **પ્રશ્નશતક**મા કહ્યુ છે કે—

" नन्दाऽष्टनेत्रे व्याद्याङ्घ्रि, सर्पिच्छाया पदाहृते ।
भूनलब्ध तदर्धार्धं, जाता शेषा घटी दिव ॥ १ ॥ "

**અર્થ**—"પોતાની છાયામા જેટલા પગલા થાય તેમા પ્રથમનુ પગલુ છોડી બાકીની સખ્યામા સાત ઉમેરવા, પછી તે વડે ૨૮૯ ને ભાગ દેવો, ભાગમા આવેલ અકમા એક ઓછો કરી તેના અર્ધા કરવા આ રીતે જે આક આવે તેટલી સૂર્યોદયથી ઘડી જાણવી મધ્યાહ્ન પછી આ રીતે જે આક આવે તે સૂર્યાસ્તની શેષ ઘડી જાણવી " ॥ ૧ ॥

**પદ્મપ્રભસૂરિ** છાયાપાદથી ઇષ્ટઘટિકા લાવવાની રીતે આ પ્રમાણે જણાવે છે—શરીરની છાયા આગલા પગથી ગણીને માપે અને તેમા સાત ઉમેરે પછી આ સખ્યા વડે જો મકરાદિ છ રાશિમા સૂર્ય હોય તો ૧૪૪ ને ભાગ આપે, અને કર્કાદિ છ રાશિનો સૂર્ય હોય તો ૧૩૫ ને ભાગ આપે ભાગમા જે આક આવે તેમા દિવસના પૂર્વભાગમા એક આક ઘટાડવો, જેથી આવેલી સખ્યા પ્રમાણે ઇષ્ટ ઘડી જાણવી અને દિવસના બીજા ભાગમા–બપોર પછી ભાગના આકમા એક સખ્યા ઉમેરવાથી સૂર્યાસ્તમા શેષ ઘડી બચે છે આજ રીતે પાદછાયામા ૬ ઉમેરી ૧૦૨ ને ભાગવાથી પણ ભાગમા ઇષ્ટ ઘડીનો આક આવે છે આ સિવાય ત્રીજી રીત પણ નીચે મુજબ છે—

**બેસી દક્ષિણ મુખ વામ કરની ઉભી ધરો વે તને,**
**પૂર્વ પડી જે છાય તેજ કરથી માપી લીઓ આંગુલે;**

**મેલી આંગલ ચૌદ અર્ધ કરીને ભાંગો વિશાધિક સો,**
**ભાગ પડી ઘડી જાણુ માપ કરીએ વીશાંગુલે સાત જો ॥૧॥**

**અર્થ**—"દક્ષિણુ દિશા સન્મુખ બેસી ડાબા હાથની વેંત ઉંચી કરવી, તેની છાયાના અંગુલ કરવા, અને તેમાં ચૌદ ઉમેરી તેના અર્ધા કરવા. પછી તે સંખ્યા વડે ૧૨૦ ને ભાગ દેવો, જેથી ભાગમાં ઇષ્ટ ઘડી આવે છે." જેમકે—એક વેંતની છાયા ૨૦ આંગળ થાય, અને તેમાં ૧૪ ઉમેરતાં ૩૪ થાય છે, જેના અર્ધા ૧૭ થાય છે. અને ૧૨૦ ને ૧૭ થી ભાગ દેતાં ૭ ઘડી અને અર્ધી પળ આવે છે.

હેમહંસગણિ કહે છે કે—ઇષ્ટ શંકુ છાયાનાં પગલાંના પ્રમાણમાં સાત ઉમેરી તેના કુલ આંગળ કરવા, અને તેમાંથી મધ્યાહ્નના છાયાંગુલ ઘટાડવા, જેથી સ્પષ્ટ છાયાંગુલ આવે છે. વળી ઇષ્ટ દિવસના ઘડી તથા પળના માનને ૪૨ થી ગુણવા, જે ગુણાકાર આવે તેને સ્પષ્ટ છાયાંગુલથી ભાગવાથી ઇષ્ટ છાયાની ઇષ્ટ ઘડી આવે છે. જેમકે–ઇષ્ટ શંકુ છાયા પ્રમાણ ૨–૧૦ છે, તેમાં ૭ ઉમેરતાં ૯–૧૦ થાય, જેના કુલ આંગળ ૧૧૮ થાય. તેમાંથી મધ્ય છાયાંગુલ ૧૯ બાદ કરતાં શેષ સ્પષ્ટ છાયાંગુલ ૯૯ રહે છે. ઇષ્ટ દિનમાન ઘડી ૩૧ પળ ૫૦ વિપળ ૪૧ છે, તેને ૪૨ થી ગુણતાં ૧૩૩૭–૨૮–૪૨ આવે છે. આ આંકને ૯૯ થી ભાગતાં ઇષ્ટકાળ–૧૩ ઘડી ૧૧ પળ આવે છે.

નારચંદ્ર ટિપ્પણમાં દરેક સંક્રાન્તિની સ્થૂલ મધ્યાન્હ છાયા લાવવા માટે કહ્યું છે કે—

" त्रिद्व्येकखेन्दु पक्षाग्नि–युगेषुषट् शरा युगाः ।
क्रमान्मीनादिराशीनां, मध्यपादाः प्रकीर्तिताः ॥ १ ॥ "

**અર્થ**—"મીન વિગેરે રાશિનો સૂર્ય હોય ત્યારે મધ્યાહ્નકાળે મનુષ્યની છાયાનું પ્રમાણ ત્રણ, બે, એક, શૂન્ય, એક, બે, ત્રણ, ચાર, પાંચ છ, પાંચ અને ચાર પગલાં હોય છે." ॥ ૧ ॥ બીજે ઠેકાણે કહ્યું છે કે—

" ज्येष्टाद्दिनाद् दिन शोध्य, शेषाद्दशगुणात् स्वत• ।
" त्यजेत् सप्तशरै ५७ र्लब्ध, सूर्यै १२ र्माध्याह्नय स्मृताः ॥१॥"

અર્થ—" મોટા દિનમાનમાથી ઇષ્ટ દિવસનુ દિનમાન બાદ કરવુ, અને બાકી રહેલા પળોને દસે ગુણવા પછી તે ગુણકારને ૫૭ થી ભાગ દેવો, જેથી ઇષ્ટ દિવસના મધ્યાહ્ન કાળના છાયાગુલ આવે છે અને તેને બારથી ભાગવાથી ઇષ્ટ દિવસના મધ્યાહ્નના પાદ (પારૈયા) તૈયાર થાય છે સ્થુલ દિનમાન લાવવાની રીતિ પૂર્વે **विच्छिद्य० गाथा ४** ના વિવેચનમા દર્શાવેલ છે,

સૂર્ય જે રાશિ–લગ્નમા હોય છે તે લગ્નનો હમેશા સવારે પહેલો ઉદય થાય છે, અને ત્યાર પછી અનુક્રમે બીજા લગ્નોનો ઉદય થાય છે તેમા અત્યારે ક્યા લગ્નનો ઉદય થયો છે તે સૂર્યોદય પછીની દરેક ઇષ્ટ ઘડી ઉપરથી નીચે મુજબ શોધાય છે તેમા સૂર્યે ઇષ્ટ લગ્નકાળે ચાલુ રાશિના કેટલા અશ ભોગવ્યા છે તે પ્રથમ લાવવુ, તે રીત માટે કહ્યુ છે કે—

" सूर्याध्यासितराशेर्माने रविभुक्तनाडिकाभिहते ।
संक्रान्तिभोगभुक्ते लब्ध यत् सूर्यभुक्त तत ॥ १ ॥

અર્થ—" સૂર્યે ચાલુ રાશિમા જેટલી ઘડીનો ભોગ લીધો હોય તેનો આક સ્પષ્ટ કરવો, પછી તેને સૂર્યની રાશિના પળથી ગુણવા, અને અતરાલભુક્તથી ભાગતા (રાશિની અતરભુક્તિથી ભાગતા) સૂર્યભુક્ત આવે છે " ॥ ૧ ॥

દરેક રાશિની આતરભુક્તિથી આ પ્રમાણે છે—

कुंभुज नौगेन्द्रिय शैरवसु, मुंनिनिधि र्वस्वष्ट र्मुजरस [२७] क्षें ।
स्वक्षय सेतत्कलिता—ऋणमथेकगुंणा र्खयुग सुंरै [३१]शिवै'
शेषे ॥ १ ॥

અર્થ—" પૂર્વ રાશિની ૧૮૦૦ થી અધિક ૨૧ વિગેરે આતરભૂક્તિ થયા પછી મેષ વિગેરે ૭ રાશિ આવે છે, અને

પૂર્વ રાશિની ૧૮૦૦ માંથી બાદ કરેલ ૭ વિગેરે આન્તરભૂક્તિ થયા પછી તુલાદિ ૭ રાશિ આવે છે. અર્થાત્—મેષની ૧૮૫૭, વૃષની ૧૮૮૫, મિથુનની ૧૮૯૭, કર્કની ૧૮૮૮, સિંહની ૧૮૬૨, કન્યાની ૧૮૨૭, તુલાની ૧૭૯૩, વૃશ્ચિકની ૧૭૬૯, ધનની ૧૭૬૦ મકરની ૧૭૬૭, કુંભની ૧૭૮૯, અને મીનની ૧૮૨૧ આંતરભુક્તિના અંકો છે" ॥ ૧ ॥ મુહૂર્ત ચિંતામણિકાર બીજી રીતે સૂર્યભુક્તિ લાવે છે—

" मेषादिगेऽर्केऽष्टशरा नगाक्षाः,
सप्तेषवः सप्तशरा गजाक्षाः ।
गोक्षाः खतर्काः कुरसाः कुतर्काः,
खवङ्गानि षष्टिं नवपञ्च भुक्तिः ॥ १ ॥

**અર્થ**—" મેષ વિગેરે બાર રાશિમાં સૂર્ય જાય ત્યારે તેની સ્થૂલભુક્તિ અનુક્રમે ૫૮, ૫૭, ૫૭, ૫૭, ૫૮, ૫૯, ૬૦, ૬૧, ૬૧, ૬૧, ૬૦ અને ૫૯ કળાની હોય છે. આ સ્થૂલ ગતિ વડે સંક્રાન્તિની ભુક્તઘડી ગુણવી, તેને ૬૦ થી ભાગવાથી ભાગમાં સ્પષ્ટ રાશિના ભુક્ત અંશો આવે છે; અને શેષમાં ભુક્તકળા આવે છે. " ॥ ૧ ॥

સૂર્યભુક્ત પળોમાં ઇષ્ટ લગ્નનો ત્ર્યંશ નાખવાથી સ્પષ્ટ સૂર્યભુક્ત **નિરયન** પળો તૈયાર થાય છે. ભુક્ત પળોને રાશિના કુલ પળોમાંથી બાદ કરતાં ભોગ્યપળો તૈયાર થાય છે. એ ભોગ્ય પળો જેટલો કાળ વ્યતીત થતાં નવી રાશિની શરૂઆત થાય છે. આ દરેક રાશિના પળોને ઇષ્ટ ઘડીમાંથી શોધતાં ( બાદ કરતાં ) ઇષ્ટ ઘડીમાંથી જે રાશિના પળો બાદ ન થઇ શકે તે લગ્ન ઇષ્ટ ઘડી વખતે ઉદયમાન છે એમ જાણવું. જેમકે —મેષની સંક્રાન્તિ પછી ઓગણીશમે દિવસે લગ્નશુદ્ધિ કરવી હોય તો પ્રથમ તેની ભુક્ત ઘડીઓ તૈયાર કરવી, એટલે સંક્રાન્તિને દિવસે તે રાત્રિની પાંચ ઘડી બાકી રહેતાં સૂર્ય મેષ રાશિનો થયેલ છે, અને તે દિવસે સૂર્યે પાંચ ઘડી મેષ-રાશિ ભોગવી છે. ત્યાર પછી સત્તર દિવસની ૧૦૨૦ ઘડીઓ

ભોગવી છે, અને ઓગણીશમે દિવસે ૧૩ ઘડીનુ લગ્ન શોધવુ છે, એટલે ત્યા સુધી ૧૩ ઘડી સુધી મેષનો ભોગ, લીધેલ છે, તેથી ઇષ્ટ સમય સુધીમા કુલ ઘડી ૧૦૩૮ ગઇ છે હવે ૧૦૩૮ ને મેષના પળો ૨૨૫ થી ગુણતા ૨૩૩૫૫૦ થાય છે, તેને આતરભુક્તિ ૧૮૫૭ થી ભાગતા ભાગમા ૧૨૫, અને શેષમા ૧૪૨૫ આવે છે આ શેષની રકમ ભાજકના અર્ધથી વધારે છે, માટે તેનો પૂર્ણ આક એક લેતા ૧૨૬ આવે છે આ મેષરાશિના સૂર્યભુક્ત પળો કહેવાય છે, તેમા મેષના પળો ૨૨૫નો ચ્યશ ૭૫ ઉમેરવાથી સ્પષ્ટ સૂર્યભુક્ત પળો ૨૦૧ તૈયાર થાય છે, અને તેને મેષના ૨૨૫ પળમાથી બાદ કરતા ૨૪પળો હવે સૂર્યને ભોગવવાના બાકી છે એટલે ચોવીશ પળ સુધી મેષલગ્ન છે, પછી વૃષનો ઉદય થશે, જેના પળો ૨૫૬ છે, તે પછી ૩૦૫ પળ પ્રમાણુ મિથુનનો ઉદય છે આ રીતે આ ત્રણ લગ્નમા સૂર્યોદયથી ૫૮૫ પળોનો કાળ વ્યતીત થાય છે, અને ત્યાર પછી ૩૪૧ પળના માપવાળી કર્કરાશિ ઉગે છે, જેમા સૂર્યોદયથી ૯૨૬ પળ સુધીનો કાળ વ્યતીત થાય છે; એટલે સૂર્યોદયથી ૯ ઘડી અને ૪૫ પળથી ૧૫ ઘડી અને ૨૬ પળ સુધી કર્ક લગ્ન છે, અર્થાત્ ૧૩ મી ઘડી વખતે કર્ક લગ્ન છે

પ્રશ્નશતકકાર સ્થૂલ લગ્ન લાવવા માટે જણાવે છે કે—

" पञ्चवेदे यामगुण्ये, रविभुक्तदिनान्विते ।
त्रिंशदभुक्ते स्थित यत्तद, लग्न सूर्योदयर्क्षत ॥ १ ॥"

અર્થ— " ગત પ્રહરને ૪૫ ધ્રુવાકથી ગુણી તેમા સૂર્યભુક્ત દિવસો મેળવવા, અને તેને ૩૦ થી ભાગતા, ભાગમા જે આક આવે તેટલાસુ સૂર્યરાશિથી ઇષ્ટલગ્ન જાણવુ એટલે— સૂર્ય જે રાશિમા હોય તેને પ્રથમ લગ્ન સ્થાપવુ, અને ત્યારપછી ભાગમા જેટલામો આક હોય તેટલાસુ લગ્ન જાણવુ તથા શેષ રહે તેટલામો ઇષ્ટ લગ્નનો ત્રીશાશ જાણવો " ॥ ૧ ॥ આ રીતે પહોર ઉપરથી લગ્ન લા-

વવાની રીત દર્શાવી છે, તેનું કારણ એટલુંજ છે કે-જયારે મોટું દિનમાન હોય છે ત્યારે લગ્નો પણ મોટા પ્રમાણવાળા હોય છે, અને પહોર તે દિવસનો ચોથો ભાગ હોવાથી તેનું પ્રમાણ પણ મોટું હોય છે; પરંતુ આ સ્થૂલ ગણના હોવાથી આ ગણનાને અનુસારેજ ઘડીની ગણત્રી કરી લગ્ન બેસાડવું.

દિવસના ત્રીશાંશનું નામ **ધ્રુવઘટી** છે. એટલે-દિનમાન નાનું હોય કે મોટું હોય તો પણ તેના સરખા ત્રીશ ભાગ કરવા. જો ત્રીશ ઘડીનું દિનમાન હોય તો એકેક ઘડીની ધ્રુવઘટી થાય છે, જો ૩૧ ઘડીનું દિનમાન હોય તો ૧ ઘડી અને ૨ પળની ધ્રુવઘટી થાય છે. આ પ્રમાણે ધ્રુવઘટી જાણવી. આ દરેક ધ્રુવઘટીના ૬ **ધ્રુવાંક પળો** છે. તે વડે સૂર્યોદયથી ગત ધ્રુવઘટીકાને ગુણી તેમાં સૂર્યસંક્રાન્તિના ભુક્ત દિવસો ઉમેરવા, પછી તેને ત્રીશથી ભાગ આપવો, જેથી ભાગમાં ચાલુ સંક્રાન્તિથી જેટલામું લગ્ન ચાલતું હોય તેનો આંક આવે છે, અને શેષમાં ઇષ્ટકાળનો ત્રીશાંશ રહે છે. અહીં દિનમાનની ત્રીશ ઘડીથી વૃદ્ધિ કે હાનિ હોય તો દરેક ઘડીએ દશ ધ્રુવાંકનો ફેર આવે છે. જેમકે-મેષ સંક્રાન્તિના અઢારમા દિવસે ૧૩ ઘડી અને ૧૨ પળનું લગ્ન આણવું હોય તો તે દિવસનું દિનમાન ૩૧ ઘડીનું હોવાથી ધ્રુવઘટી દશ અક્ષર વધારે છે. તેથી ૧૩ ઘડી અને ૧૨ પળને ૬ પળ અને ૧૦ વિપળથી ગુણતાં ૮૨ આવે છે, તેમાં ગત સંક્રાન્તિના ૧૬ દિન ઉમેરતાં ૯૮ આવે છે, તેને ત્રીશથી ભાગતાં ગતલગ્ન ૩ અને ગતઅંશ ૮ આવે છે. અર્થાત તે વખત કર્ક રાશિનો નવમો-ત્રીશાંશ વિદ્યમાન છે.

પ્રશ્નશતક **વૃત્તિમાં** સ્થુલ લગ્નની રીત આ પ્રમાણે દર્શાવી છે—

" उदयान्नाडिकाजाता, यास्तदङ्कार्धसंख्यया ।
सूर्यभादस्ति यद्भं नु, तद्राशेर्लग्न निर्णयः ॥ १ ॥"

અર્થ—" સૂર્યોદયથી જેટલી ઘડી ગઇ હોય તેને અર્ધ કરવી, અને જે આંક આવે સૂર્યનક્ષત્રથી તેટલામા નક્ષત્રનો ઉદય થયો છે.આ પ્રમાણે ઉદિત નક્ષત્ર ઉપરથી રાશિ સ્થિર કરવી,

અને જે રાશિ ઉદયમાન હોય તેજ ઇષ્ટલગ્ન છે એમ જાણવું." આ સ્થૂલ લગ્નની રીતિથી ચ ષિલગ્નની સ્પષ્ટતા થતી નથી તો પણ સામાન્ય રીતે તાત્કાલિક લગ્ન અલ્પપ્રયાસે શોધી શકાય છે

જ્યોતિર્વિદો નિરયનલગ્ન કરતા સાયનલગ્નને વધારે મતભાગ માને છે ( પસદ કરે છે ) તે માટેની રીતિ નીચે મુજબ છે ભાસ્કરાચાર્ય ભૂમધ્યરેખા દોરતા જણાવે છે કે—

"पुरी रक्षसा देवकन्याऽथ काञ्ची,
सित पर्वत पर्यलीवत्सगुल्मम ।
पुरी चोज्जयिन्याह्वया गर्गराट,
कुरुक्षेत्रमेरू भुवो मध्यरेखा ॥ १ ॥"

અર્થ—ભૂમિની મધ્યરેખા લ કા, દેવકન્યા, કાચી, શ્વેત-પર્વત, ગુલ્મસાયેનો પર્યલીવાન્, ઉજ્જયિની, ગર્ગરાટ, કુરુક્ષેત્ર અને મેરૂ છે ॥ ૧ ॥"

કરણ કુતુહલમા કહ્યુ છે કે– જે દિવસે મેષનો રવિ થાય તે દિવસની પહેલાના અયનાશના દિવસો મૂકી પછીના દિવસે મધ્યાહ્ન કાળે શકુની જે અ ગુલ અને વ્ય ગુલ છાયા હોય તે અક્ષપ્રભા–વિષુવચ્છાયા કહેવાય છે તેને અનુક્રમે ૧૦–૮–૧૦ થી ગુણી અ ત્ય ગુણાકાર સ ખ્યાને ત્રણે ભાગવી, તે ત્રણ ચરખ ડો કહેવાય છે જેમ કે–મધ્યદેશમા મધ્યાહ્ન છાયા પ અ ગુલ અને ૮ વ્ય ગુલ છે, તેને ઉપરોક્ત સ ખ્યાએ ગુણતા ૫૧–૪૧–૫૧ આવે છે અ તિમ સ ખ્યાને ત્રણથી ભાગતા સત્તર આવે છે તેથી મધ્યદેશના ચરખ ડો ૫૧–૪૧ અને –૧૭ છે મેષાદિ લગ્નોનુ લ કોદયમાન ૨૩૮, ૨૯૯, ૩૨૩ ક્રમે ઉત્ક્રમે ઉત્ક્રમે અને ક્રમે છે તેમા ઇષ્ટદેશના ચરખ ડો અનુક્રમમા અનુક્રમથી બાદ કરતા, તથા ઉત્ક્રમમા ઉત્ક્રમે મેળવવાથી મેષાદિ છ લગ્નના પળમાન તૈયાર થાય છે અને તે છએને ઉલટાવી નાખતા તુલાદિ છ રાશિના લગ્નપળો આવે છે

મધ્યદેશના ચરખ ડો ૫૧–૪૧ અને ૧૭ છે, તો તે

સ્થાનનું લગ્નમાન લાવવા માટે તેને લંકોદયના લગ્નપળમાંથી બાદ કરવા. જેમ કે—

| રાશિ નામ. | મેષ મીન. | વૃષભ કુંભ. | મિથુન મકર. | કર્ક ધન. | સિંહ વૃશ્ચિક. | કન્યા તુલા. |
|---|---|---|---|---|---|---|
| લંકાના લગ્ન પળો | ૨૭૮ | ૨૯૯ | ૩૨૩ | ૩૨૩ | ૨૯૯ | ૨૭૮ |
| મ૦ ચરખંડો. | હા. ૫૧ | હા. ૪૧ | હા. ૧૭ | વૃ. ૧૭ | વૃ. ૪૧ | વૃ. ૫૧ |
| મધ્યદેશના પળો | ૨૨૭ | ૨૫૮ | ૩૦૬ | ૩૪૦ | ૩૪૦ | ૩૨૯ |

અણહીલ્લપુર પાટણના ચરખંડો ૫૩–૪૩ અને ૧૮ છે, હવે અણહીલ્લપુર પાટણના લગ્નપળો કહીએ છીએ.

“ मेषस्तत्त्वयमैः २२५ रसेषुयमलै २५६, राशिवृषोऽम्भोपलैः, पञ्चव्योमहुताशनै ३०५ श्च मिथुनः, कर्कः कुवेदाग्निभिः ३४१ । सिंहःपाणिपयोधिपावक ३४२ मितैः, कन्या कुलोकर्त्रिकैः ३३१, एतेऽप्युत्क्रमतस्तुलादय इह स्युर्गौर्जरे मण्डले ॥ १ ॥ ”

**અર્થ**—“ ગુર્જર દેશમાં લગ્નપળો મેષના ૨૨૫, વૃષભના ૨૫૬, મિથુનના ૩૦૫, કર્કના ૩૪૧, સિંહના ૩૪૨, અને કન્યાના ૩૩૧ છે. આ છએ સંખ્યાનેઉલટાવવાથી તુલાના ૩૩૧, વૃશ્ચિકના ૩૪૨, ધનના ૩૪૧, મકરના ૩૦૫, કુંભના ૨૫૬, અને મીનના ૨૨૫ છે. ॥ ૧ ॥ ”

સ્પષ્ટ સૂર્યની રીતિ—ચાલુ સંક્રાન્તિની ગત ઘડીને ૩૦ થી ગુણી આંતરભુક્ત ઘટિકાથી ભાગવાથી ભાગમાં અંશ આવે છે, અને તેને ૬૦થી ગુણી આંતરભુક્તિથી ભાગતાં કળા વિકળા વિગેરે પણ આવે છે. જેમકે—સંક્રાન્તિ દિવસની શેષ-ઘડી ૨૨, મધ્યના દિવસ ૧૬ ની ઘડી ૯૬૦, ઇષ્ટ દિન ગત ઘડી ૧૨ પળ ૨૨, એટલે મેષાર્કના ૧૭ મા દિવસે ઇષ્ટ કાલે ગત ઘડી ૯૯૪, પળ ૨૨, છે, તેને ૩૦ થી ગુણી ૧૮૫૭ થી ભાગતાં અંશ ૧૬ કળા ૩ અને વિકળા ૩૦ આવે છે. એટલે તે

निर्णय करवो, जेमके—जे नामे नक्षत्र होय तेनाथी आठमा न क्षत्रनो पूर्वमा उदय होय छे, सायनसूर्यना अंशने दैनिक वृद्धि पामना पळोथी गुणी ते उमेरवा थाय सायनसूर्यनुं दिनमान थशे जेमके—वृषार्कना अंश १ कळा ३७ छे, तेने वृषराशिनी दैनिकवृद्धि पळ २ विपळ ५२-थी गुणता इष्ट दिवसना वृद्धिपळ ४ विपळ ३९ आवे छे तेने अहर्मान घडी ३१ पळ ३६ मां वधारता इष्ट दिनमान ३१ पळ ५० विपळ ३९ थाय छे

इष्ट दिनमानने २१० थी गुणी दिन पूर्वार्धना गत, अने उत्तरार्धना शेष, इष्ट घडी पळथी भागता इष्टकाळना अंगुल-व्यंगुल आवशे तेमा मध्याह्न छायाना अंगुल व्यंगुल उमेरी सात घटाडता इष्टकाळनी छाया आवशे. जेमके—इष्ट अहर्मान घडी ३१ पळ ५० विपळ ३९ ने २१० थी गुणी इष्टकाळना पळ ८१२ थी भागता पाद ८ अंगुल २ अने व्यंगुल ५१ आवे छे तेमा मध्याह्न छाया पाद १ अंगुल ७ अने व्यंगुल ३३ उमेरी सात बाद करता पाद २ अंगुल १० अने व्यंगुल-२४ आवे छे आ प्रमाणे लग्न लाववानी रीति छे, ते विषे विशेष जाणवा इच्छनारे करणकुतूहल अने आरंभसिद्धिनी टीका तपासवा

हवे राशिनी वर्गशुद्धि कहीए छीए

दरेक राशिना त्रीजमा भागनुं नाम त्रींशांश छे, अने त्रीशांशना साठमा भागनुं नाम लिप्ता के कळा छे, जे परथी होरादिनी स्पष्टता थाय छे

१ होरा—लग्नना नवसो कळा प्रमाणे बे भाग थाय छे, तेमनुं नाम होरा होय छे तेओना स्वामी चंद्र अने सूर्य छे जो एकी लग्ननी होरा होय तो पहेली होरानो स्वामी रवि अने बीजी होरानो चंद्र छे जो बेकी लग्ननी होरा होय तो पहेली होरा चंद्रनी छे, अने बीजी होरा रविनी छे अही चंद्रनी होरा दीक्षा तथा प्रतिष्ठामा ग्राह्य छे

**દ્રેષ્કાણ**—લગ્નના ત્રીજા ભાગનું નામ દ્રેષ્કાણ છે, જે ૬૦૦ કળાના માનવાળો હોય છે. તેમાં પહેલો દ્રેષ્કાણ પોતાની રાશિનો, બીજો પાંચમી રાશિનો, અને ત્રીજો નવમી રાશિનો હોય છે. અને જે જે રાશિનો દ્રેષ્કાણ હોય છે તેના પતિઓ તે દ્રેષ્કાણના પતિઓ થાય છે. જેમકે—વૃષરાશિમાં વૃષભ કન્યા અને મકર નામવાળા દ્રેષ્કાણ આવે છે, અને તેના પતિ શુક્ર બુધ અને શનિ છે. દ્રેષ્કાણનો પતિ શુભસ્થાનમાં હોય તો તે મુહૂર્ત શ્રેયસ્કર છે.

**સપ્તમાંશ**—રાશિના સાતમાં ભાગનું નામ સપ્તમાંશ છે; જેમાં એકી રાશિમાં પોતાનાથી સાત રાશી સુધીના સપ્તમાંશો આવે છે; અને બેકી રાશિમાં પોતાની સાતમી રાશિથી પોતા સુધીના સપ્તમાંશો આવે છે. એટલે મેષમાં મેષથી તુલા સુધીના, અને વૃષભમાં વૃશ્ચિકથી વૃષભ સુધી સપ્તમાંશો હોય છે. તથા તે તે સપ્તમાંશવાળી રાશિના અધિપતિઓજ સપ્તમાંશના અધિપો થાય છે. આ સપ્તમાંશ બહુ પ્રમાણભૂત મનાતા નથી, તેથી છ વર્ગશુદ્ધિમાં તેની જરૂર મનાતી નથી.

**નવમાંશ**—લગ્નના નવમા ભાગનું નામ નવમાંશ છે, જે ૨૦૦ લિપ્તા પ્રમાણ હોય છે. ( તે નવાંશો દરેક ચતુષ્કમાં પહેલી દસમી સાતમી અને ચોથી રાશિના નામથી શરૂ થાય છે, એટલે–મેષ વૃષભ મિથુન અને કર્ક, એ પહેલું એક ચતુષ્ક છે; સિંહ કન્યા તુલા અને–વૃશ્ચિક બીજું ચતુષ્ક છે, ધન મકર કુંભ અને મીન ત્રીજું ચતુષ્ક છે. ) નક્ષત્રનો એક પાયો એજ રાશિનો નવાંશ છે. તે નવાંશો અનુક્રમે મેષ મકર તુલા અને કર્કથી શરૂ થાય છે. એટલે મેષના નવાંશો મેષથી ધન સુધી છે, વૃષના નવાંશો મકરથી કન્યા સુધીના હોય છે, મિથુનના નવાંશો તુલાથી મિથુન પર્યંતના હોય છે, અને કર્કના નવાંશો કર્કથી મીન સુધીના હોય છે. આજ રીતે સિંહ કન્યા તુલા અને વૃશ્ચિકના નવાંશો પણ મેષથી, મકરથી, તુલાથી અને કર્કથી શરૂ થાય છે, ત્યાર પછી ધનાદિ રાશિચતુષ્કમાં પણ

તેજ રીતે નવાશો આવે છે, અને ઇષ્ટ નવાશની રાશીના સ્વામી તેજ તે નવાશના સ્વામી છે, જેમા બળવાન્ સ્વામીનો નવાશ અને બને ત્યા સુધી સૌમ્ય ગ્રહનો નવાશ શુભકાર્યમા ગ્રહણ કરવો, આ નવાશોમા ત્રીજો, ચોથો, પાચમો, સાતમો અને નવમો અશ જન્મરાશિમા શુભકર છે છઠ્ઠો અશ મધ્યમ છે, અને બીજા અધમ છે, એમ **પૂર્ણભદ્ર** કહે છે રાશિના નામવાળો નવમાશ **વર્ગોત્તમ** કહેવાય છે ચરરાશિમા પહેલો, સ્થિર રાશિમા બીજો, અને દ્વિસ્વભાવમા ત્રીજો નવાશ સ્વનામ વાળો હોય છે, અને તેજ વર્ગોત્તમ છે રાશિનો અન્ત્ય ભાગ અલ્પ બળવાળો હોય છે, તેથી દરેક છેલ્લા નવાશો ત્યાજ્ય છે, પણ છેલ્લો નવાશ વર્ગોત્તમ હોય તો તે શુભ છે, અને તેમા શુભ કાર્ય કરી શકાય છે વર્ગોત્તમા નવમાશમા રહેલો ગ્રહ પણ વર્ગોત્તમ મનાતો હોવાથી અત્યત બળવાન્ છે, અને બાકીના સ્થાનમા તે મિશ્રફળ આપવાવાળો થાય છે

દરેક ગ્રથકારો છ વર્ગમા નવાશની શુદ્ધિનેજ પ્રથમ ગ્રાહ્ય ગણે છે, અને તેની શુદ્ધિથી બીજી કોઇક શુદ્ધિ ન હોય તો પણ દરકાર ગણતા નથી **દૈવજ્ઞ વલ્લભ** કહે છે કે—શુભ લગ્ન હોય, છતા નવાશ ક્રૂર હોય તો તે ઇષ્ટ ફળને આપતુ નથી, અને લગ્ન ક્રૂર હોય પણ અશ સૌમ્ય હોય તો તે સુખકારક છે કેમકે **લલ્લ** કહે છે કે—સૌમ્યગ્રહ ક્રૂરઅશમા ક્રૂર થાય છે, અને ક્રૂરગ્રહ સૌમ્ય અશમા સૌમ્ય થાય છે, તથા તેની દૃષ્ટિ પણ પોતાના નવાશી સ્વભાવ પ્રમાણેજ સૌમ્ય કે ક્રૂર પડે છે સૌમ્ય ગ્રહની ચાર પાચ અને છ વર્ગથી શુદ્ધિ નીચેના નવાશમા આવે છે જે અલ્પાધિક પ્રમાણમા સર્વથા શુભ કાર્યમા ગ્રાહ્ય છે મેષ લગ્નમા ૭–૯, વૃષમા ૩–૫, મિથુનમા ૬, કર્કમા ૧–૩, સિહમા ૬, કન્યામા ૩, તુલામાં ૮–૯, વૃશ્ચિકમા ૪, ધનમા ૬–૭–૯, મકરમા ૫, કુભમા ૬–૮, અને મીનમા ૧–૩, નવાશો શુભ છે

અણહિલ્લપુરમા દરેક લગ્નના નવાશ પળો નીચે મુજબ છે —

| લગ્ન | પળ | અક્ષર | વ્યક્ષર | મિનિટ | સેકન્ડ |
| --- | --- | --- | --- | --- | --- |
| મેષ, મીન | ૨૫ | ૦ | ૦ | ૧૦ | ૦ |
| વૃષ, કુંભ | ૨૮ | ૨૬ | ૪૦ | ૧૧ | ૨૨ ૨/૩ |
| મિથુન, મકર | ૩૩ | ૫૩ | ૨૦ | ૧૩ | ૩૩ ૨/૩ |
| કર્ક, ધન | ૩૭ | ૫૩ | ૨૦ | ૧૫ | ૯ ૧/૩ |
| સિંહ, વૃશ્ચિક | ૩૮ | ૦ | ૦ | ૧૫ | ૧૨ |
| કન્યા, તુલા | ૩૬ | ૪૬ | ૪૦ | ૧૪ | ૪૨ ૨/૩ |

૪ **દ્વાદશાંશ**—રાશિના બારમા ભાગનું નામ દ્વાદશાંશ છે, જે ૧૫૦ લિપ્તાનો હોય છે. દરેક રાશિમાં પ્રથમ પોતાનો દ્વાદશાંશ હોય છે, અને પછી અનુક્રમે પછીની દરેક રાશિના દ્વાદશાંશો આવે છે, જેથી બારમો દ્વાદશાંશ પોતાની પૂર્વ રાશિનો આવે છે, જેમકે વૃષ લગ્નમાં પહેલો દ્વાદશાંશ વૃષનો, બીજો મિથુનનો, પાંચમો કન્યાનો, નવમો મકરનો, અને બારમો મેષનો દ્વાદશાંશ આવે છે. જે રાશિ દ્વાદશાંશના નામમાં હોય તેનો જે પતિ હોય તેજ દ્વાદશાંશનો પતિ મનાય છે. ઇષ્ટ દ્વાદશાંશ પતિ શુભ હોય તો શ્રેષ્ઠ છે. અહીં પહેલા પાંચમા અને નવમા દ્વાદશાંશથી દ્રેષ્કાણ ( લગ્ન ત્ર્યંશ ) નો પ્રારંભ થાય છે, માત્ર ત્યાર પછીના ત્રણ દ્વાદશાંશનો પતિ એકજ હોવાથી તે સંજ્ઞા જુદી પાડી છે.

૫ **સપ્તવિંશત્યંશ**—રાશિના સત્તાવીશમા ભાગનું નામ સપ્તવિંશત્યંશ છે, જેનું બીજું નામ પ્રવૃત્ત્યંશ છે. તે ૬૭ લિપ્તા પ્રમાણ હોય છે, અને તેની જરૂરીયાત લગ્ન બનાવવામાં હોય છે. જો કે અહીં અંશ વિભાગમાં પ્રવત્ત્યંશ ગણાવીએ છીએ, પણ ષડ્વર્ગ શુદ્ધિમાં તેની આવશ્યકતા નથી.

૬ **ત્રીશાંશ**—રાશિના ત્રીશમા ભાગનું નામ ત્રીશાંશ છે, જેનું ૬૦ લિપ્તાનું પ્રમાણ હોય છે. એકી લગ્નમાં પહેલા

પાચ ત્રીશાશનો સ્વામી મગળ છે, બીજા પાચ ત્રીશાંશનો સ્વામી શનિ છે, પછીના આઠ ત્રીશાશનો સ્વામી ગુરૂ છે, સાત ત્રીશાશનો સ્વામી બુધ છે, તથા છેલ્લા પાચ ત્રીશાશનો સ્વામી શુક્ર છે અને બેકી લગ્નમા તેથી ઉલટો ક્રમ છે એટલે–પાચ સાત આઠ પાચ અને પાચ ત્રીશાશના સ્વામી અનુક્રમે શુક્ર, બુધ, ગુરૂ, શનિ અને મગળ છે અહી સામાન્ય રીતે સૌમ્ય ગ્રહના ત્રીશાશમા મુહૂર્ત કરવુ શ્રેષ્ઠ છે આ બારે રાશિના ઉત્તમ ત્રીશાશો આ પ્રમાણે છે–મેષ ૭૧, વૃષ ૧૪–૨૦, મિથુન ૧૭, કર્ક (૪) ૮, સિહ ૧૮, કન્યા ૮, તુલા ૭૪, વૃશ્ચિક ૧૨, ધન ૧૭, મકર ૧૪, કુભ ૨૬, અને મીન (૪) ૮ ત્રીશાશો શુભ છે અણહિલ્લપુર પાટણમા મેષાદિ રાશિનુ ત્રીશાશમાન નીચે મુજબ છે

| રાશી | પળ | અક્ષર | રાશી | પળ | અક્ષર |
|---|---|---|---|---|---|
| મેષ, મીન | ૭ | ૩૦ | કર્ક, ધન | ૧૧ | ૨૨ |
| વૃષભ, કુભ | ૮ | ૩૨ | સિહ, વૃશ્ચિક | ૧૧ | ૨૪ |
| મિથુન, મકર | ૧૦ | ૧૦ | કન્યા, તુલા | ૧૧ | ૨ |

આ હોરા, દ્રેષ્કાણ, નવમાશ, દ્વાદશાશ અને ત્રીશાશની શુદ્ધિ તે પચવર્ગ શુદ્ધિ કહેવાય છે, તેને લગ્ન સાથે ગણતા ષડ્વર્ગ શુદ્ધિ થાય છે છ વર્ગથી શુદ્ધ લગ્ન અતિ શ્રેષ્ઠ કહેવાય છે આ છ વર્ગ પૈકી પાચ વર્ગનો પતિ તો એક ગ્રહ પણ હોય છે, પરતુ કોઈ પણ ગ્રહ એકી સાથે છ વર્ગનો પતિ હોઈ શકતોજ નથી, કેમકે હોરાના પતિ સૂર્ય અને ચદ્ર છે, અને ત્રીશાશના પતિ મગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિજ છે એટલે સાતે ગ્રહોને એકેક વર્ગનુ સ્વામિત્વ નથી વર્ગફળ માટે કહ્યુ છે કે—

" लग्ने नून चिन्तयेद्देहभाव, होराया वै संपदाय सुख च ।
स्याद् द्रेष्काणे भ्रातृजं भावरूपं, सप्तांशे स्यात् सन्ततिः पुत्र–पुत्री

नूनं नवांशेऽपि कलत्रभावं, स्याद्द्वादशांशे पितृ-मातृ सौख्यम् ।
त्रिंशांशके कष्टफलं विलोक्यं, होरागमे होरविदो विदन्ति ॥ २ ॥

**અર્થ**—" જ્યોતિર્વિદો લગ્નમાં દેહભાવ, હોરામાં લક્ષ્મી અને સુખ, દ્રેષ્કાણમાં બંધુ સ્નેહ, સપ્તાંશમાં પુત્ર-પુત્રીરૂપ સંતતિ, ॥ ૧ ॥ નવાંશમાં સ્ત્રી, દ્વાદશાંશમાં માતા પિતાનું સુખ, અને ત્રીશાંશમાં કષ્ટ સંબંધી વિચાર કરે છે ॥ ૨ ॥ "

એકેક રાશિમાં સવાબે નક્ષત્રનો સમાવેશ થાય છે, અને સવા બે નક્ષત્રના નવ પાયા ( ચતુર્થાંશ ) તે રાશિનો નવાંશ કહેવાય છે. તેનો ક્રમ નીચે મુજબ છે—

| | | | |
|---|---|---|---|
| અશ્વની ૪ | ભરણી ૪ | કૃત્તિકા ૧ | મેષ |
| કૃત્તિકા ૩ | રોહિણી ૪ | મૃગશર ૨ | વૃષભ |
| મૃગશર ૨ | આર્દ્રા ૪ | પુનર્વસુ ૩ | મિથુન |
| પુનર્વસુ ૧ | પુષ્ય ૪ | અશ્લેષા ૪ | કર્ક |
| મઘા ૪ | પૂર્વા ફાલ્ગુની ૪ | ઉત્તરા ફાલ્ગુની ૧ | સિંહ |
| ઉત્તરાફાલ્ગુની ૩ | હસ્ત ૪ | ચિત્રા ૨ | કન્યા |
| ચિત્રા ૨ | સ્વાતિ ૪ | વિશાખા ૩ | તુલા |
| વિશાખા ૧ | અનુરાધા ૪. | જ્યેષ્ઠા ૪ | વૃશ્ચિક |
| મૂળ ૪ | પૂર્વાષાઢા ૪ | ઉત્તરાષાઢા ૧ | ધન |
| ઉષા ૩ (અભીચ) | શ્રવણ ૪ | ધનિષ્ઠા ૨ | મકર |
| ધનિષ્ઠા ૨ | શતભીષા ૪ | પૂર્વાભાદ્રપદ ૩ | કુંભ |
| પૂર્વાભાદ્રપદ ૧ | ઉત્તરાભાદ્રપદ ૪ | રેવતી ૪ | મીન |

બાર રાશિના અક્ષરો માટે કહ્યુ છે કે—

"मेषे स्यात् चुलआ वृषे इव मताः युग्मे कघा ङा छहाः,
कर्के हीड हरौ मटा कनिषु वै टोपाः पणाठा मताः ।

तौलौ रात अलौ नतोय धनुप ये भा धफा ढा मता,
भोना खा ग मृगे घटे गुसद वै मीने दिशा झा थचा ॥१॥"

અર્થ—મેષના ચુ ચે ચો લા લિ લુ લે લો અ, વૃષના ઈ ઉ એ ઓ વ વિ વુ વે વો, મિથુનના ક કિ કુ કે કો ઘ ઙ છ હ, કર્કના હિ હુ હે હો ડ ડિ ડુ ડે ડો, સિંહના મ મિ મુ મે મો ટ ટિ ટુ ટે, કન્યાના ટો પ પિ પુ પે પો ષ ણ ઠ, તુલાના ર રિ રુ રે રો ત તિ તુ તે, વૃશ્ચિકના ન નિ નુ ને નો તો ય યિ યુ, ધનના યે યો ભ ભિ ભુ ભે ધ ફ ઢ, મકરના ભો જ જી જુ જે જો ખ ખિ ખુ ખે ખો ગ ગિ, કુંભના ગુ ગે ગો સ સિ સુ સે સો દ, અને મીનના દ દિ દુ દે દો શ લ થ ચ ચિ, અક્ષરો છે ॥ ૧ ॥"

આ દરેક શબ્દોમા સ્વરોનો સમાવેશ કરતા ઉપરોક્ત શ્લોકમા કહેલ શબ્દક્રમ તૈયાર થાય છે એટલે કે—ચુ-લા-આ મેષ, ઈ-વા વૃષ, કા ઘ ઙ છ હા મિથુન, હી ડા કર્ક, મા ટા સિંહ, ટો પા ષ ણ ઠ કન્યા, રાં તા તુલા, તોનાયા વૃશ્ચિક યે ભા ધ ફા ઢ ધન, ભો જા ખા ગા મકર, ગૂ સા દા કુંભ, અને દિ શા લ થ ચા મીન, આ પ્રમાણે રાશિ અક્ષરો છે. પણ અહીં દર્શાવેલ સ્વરોમા હ્રસ્વ-દીર્ઘનો ભેદ ગણ્યો નથી જેમકે-લ, ઉપરથી લ, અને લા બન્ને આવે છે, વળી પછીના દરેક સ્વરોનો પણ સમાવેશ થાય છે, જેમકે—લા ઉપરથી લી લુ લે લો, એમ દરેક સ્વર આવી જાય છે પરંતુ એકજ શબ્દની બીજી વાર યાદી આવે છે તો પૂર્વનો સ્વરક્રમ પછીના સ્વર સુધી ગણાય છે જેમકે—મિથુનમા હા છે, અને કર્કમા હી છે, તો હા માત્ર મિથુનમા છે, અને કર્કમા હી હૂ હે હો આવી જાય છે

હવે લગ્ન અને રાશિઓનુ સ્વરૂપ વિવરીએ છીએ—

મેષાદિ રાશિઓનો રંગ અનુક્રમે—લાલ, ધોળો, હરિત ( પીળો-લીલો ), લાલ, ધોળો, કાબરચિત્રો, કાળો,

પિંગ ( પીળો–રાતો ), પિંગ, કાબરચિત્રો, પીળો અને ધુથો ( મેલો ) છે. મેષાદિ બારે રાશિઓ પૂર્વાદિ ચાર દિશાના અનુક્રમે પતિ છે. એટલે—મેષ સિંહ અને ધન પૂર્વ દિશાના **પતિ** છે, વૃષભ કન્યા અને મકર દક્ષિણ દિશાના પતિ છે, મિથુન તુલા અને કુંભ પશ્ચિમના પતિ છે, તથા કર્ક વૃશ્ચિક અને મીન ઉત્તર દિશાના **સ્વામી** છે. આનું પ્રયોજન યાત્રામાં હોય છે. મેષાદિ બારે રાશિઓની અનુક્રમે ચર સ્થિર અને દ્વિસ્વભાવ **સંજ્ઞાઓ** છે. એટલે મેષ ચર, વૃપ સ્થિર, અને મિથુન દ્વિસ્વભાવ; એમ દરેકમાં સમજી લેવું. અહીં દ્વિસ્વભાવનો અર્થ મિશ્રસ્વભાવ થાય છે, જેમાં પૂર્વાર્ધ સ્થિર અને ઉત્તરાર્ધ ચર હોય છે. આ સંજ્ઞા જન્મફળ અને ચોરયેલ વસ્તુમાં જરૂરી છે.

દરેક એકી રાશિનો ક્રૂર અને બેકી રાશિનો સૌમ્ય **સ્વભાવ** છે. તેમજ ક્રૂર ગ્રહની રાશિઓ ક્રૂર અને સૌમ્ય ગ્રહની રાશીઓ અક્રૂર છે. આ રીતે મેષ સિંહ મકર વૃશ્ચિક અને કુંભ ક્રૂર છે, બાકીની રાશિઓ સૌમ્ય છે. આ સિવાય સૌમ્ય ગ્રહની દૃષ્ટિવાળી રાશિ સૌમ્ય છે, અને ક્રૂર ગ્રહ યુક્ત તથા ક્રૂર ગ્રહની દૃષ્ટિવાળી રાશિ ક્રૂર છે. એકી રાશિ **પુરૂષ**-રાશિ છે, અને બેકી રાશિ સ્ત્રીરાશિ છે. મેષ વૃષભ મિથુન કર્ક ધનુષ અને મકર રાશિઓ રાત્રિએ **બળવાન્** છે, તથા સિંહ કન્યા તુલા વૃશ્ચિક કુંભ અને મીન રાશિઓ દિવસે બળવાન્ છે. દિવસની બળવાન્ છ રાશિઓનું ઉદય પામતી વખતે મસ્તક પહેલું દેખાતું હોવાથી તે **શીર્ષોદય** રાશિ કહેવાય છે. રાત્રિની બળવાન્ રાશિઓની પુંઠ પ્રથમ ઉગતી હોવાથી તેઓ **પૃષ્ઠોદય** કહેવાય છે. પણ મીન રાશિ બન્ને રીતે ઉગે છે. તેથી તે **શીર્ષપૃષ્ઠોદય** અથવા **ઉભયોદય** રાશિ મનાય છે. શીર્ષોદય રાશિ યાત્રાદિકમાં શુભ છે; અર્થાત્ દિવસની બળવાન્ રાશિએ યાત્રા કરવી, અને તે પણ દિવસે શ્રેયસ્કર છે. રાશિઓના સ્વામીઓ માટે કહ્યું છે કે—

" मेषादीशा' कुज शुक्रो, बुधश्चन्द्रो रविर्बुधः ।
शुक्रः कुजो गुरुर्मन्दो, मन्दो जीव इति क्रमात् ॥ १ ॥ "

અર્થ—" મેષાદિ રાશિઓના સ્વામી અનુક્રમે—મંગળ, શુક્ર, બુધ, ચંદ્ર, રવિ, બુધ, શુક્ર, મંગળ, ગુરૂ, શનિ, શનિ, અને ગુરૂ છે " ॥ ૧ ॥ જે જે રાશિના ગ્રહો અધિપતિ છે તે તે રાશિઓ પોતપોતાના પતિના ઘર (ભુવન) તરીકે ગણાય છે, અને રાહુનુ ઘર કન્યા છે

" सूर्यादीनामुच्चा , अजवृषमृगयुवतिकर्कमीनतुला ।
दिग्गुप्त्यष्टाविंशति–तिथीषु भ विंशतिभिरंशैः ॥ १ ॥ "

અર્થ—" રવિ વિગેરે સાત ગ્રહોના ઉચ્ચ સ્થાનો અનુક્રમે—મેષ, વૃષભ, મકર, કન્યા, કર્ક, મીન અને તુલા છે આ સ્થાન ગ્રહોનુ હર્ષસ્થાન કે વિલાસભુવન છે, તેમા રહેલ ગ્રહો બળવાન્ કે હર્ષી મનાય છે વળી રવિ વિગેરે ગ્રહો પોતપોતાના ઉચ્ચસ્થાનના અનુક્રમે—દશ, ત્રણ, અઠ્યાવીશ, પંદર, પાચ, સત્યાવીશ, અને વિષમા ત્રિશાશ સુધીના અશો પરમ ઉચ્ચ છે એવો સપ્રદાય છે એટલે—મેષનો રવિ ઉચ્ચ છે, પણ તેમા મેષના દસ અશ સુધી રવિ પરમોચ્ચ છે, અને ત્યાર પછીના ૨૦ અશોમા રવિ માત્ર ઉચ્ચ છે, એમ દરેક ગ્રહ માટે સમજી લેવુ " ॥ ૧ ॥ રાહુનુ ઉચ્ચસ્થાન મિથુન છે, અને કેતુનુ ઉચ્ચસ્થાન ધન છે प्रश्नशतक वृत्ति વિગેરેમા તો કહે છે કે—ગ્રહો ઉચ્ચસ્થાનના કથિત અશોમાજ માત્ર ઉચ્ચ છે, પણ કથિત અશ સુધીના દરેક અશોમા ઉચ્ચ નથી જેમકે—સૂર્યનુ ઉચ્ચસ્થાન મેષ છે, અને પરમોચ્ચ સ્થાન મેષનો દસમો અશ છે, તેથી મેષના નવ અશ સુધી સૂર્ય ઉચ્ચ છે, મેષના દસમા ત્રીશાશે સૂર્ય પરમોચ્ચ છે, અને અગીયારથી ત્રીસમા ત્રીશાશ સુધી સૂર્ય ઉચ્ચ છે તાજક ગ્રન્થોમા તો પરમોચ્ચ ત્રીશાશ પછી ગ્રહો તેજહીન થાય છે એવો

निर्देश छे. उच्चस्थान माटे **त्रैलोक्य प्रकाशमां** कह्युं छे के—

" लग्ने तुङ्गे सदा लक्ष्मी-स्तुर्ये तुङ्गे धनागमः ।
तुङ्गजायास्तगे तुङ्गे, खे तुङ्गे राज्यसंभवः ॥ १ ॥
लाभे तुङ्गे महालाभो, भाग्ये तुङ्गे च दीक्षितः ॥ "

**अर्थ**—लग्नकुंडलीमां पहेलुं, चोथुं, सातमुं अने दसमुं स्थान उच्चग्रहयुक्त होय तो; अनुक्रमे—अक्षय धन, धनवृद्धि, सुलक्षणी स्त्री, अने राज्य मळे छे. तथा अगीयारमे भुवने उच्चग्रह होय तो महान् लाभ थाय छे, अने नवमे स्थाने उच्चग्रह होय तो दीक्षा ल्ये छे. "

बीजा ग्रन्थोमां कह्युं छे के—जन्मनारनी जन्मकुंडलीमां एक उंचो ग्रह होय तो ते मांडलिक, त्रण उंचे राजा, पांच उंचे वासुदेव, छ उंचे चक्रवर्ती, अने सात उंचे तीर्थंकर थाय छे. अहीं राहु उच्चनो होय त्यारे केतु पण उच्चनो सनाय छे, तेथी नव ग्रहोमांथी सात ग्रहो उच्चना होवा जोइए एवुं कथन छे. छतां कदाच उच्च ग्रह बहु बळयुकत होय अने स्वग्रही के त्रिकोणस्थ ग्रह पुष्ट होय, अथवा नवमांश कुंडलीमां उच्चनो होय. तेना बळने पण बमणुं कल्पी उच्चनी संख्या ग्रहण करी होय एम समजाय छे. आ सिवाय ८८ ग्रह पैकीना हरकोई उच्चग्रहनो पण समावेश थाय छे, अने तेथीज **कल्पसूत्रमां प्रभु महावीरनी** जन्मराशि पर त्रीशमो **भस्मग्रह** होवानो निर्देश छे. सत्य बीना तत्काळ गम्य छे. बाकी एटलुं तो चोक्कस छे के—नव ग्रहो पैकीना बुध, सिवायना आठे ग्रहो एकी साथे उच्च थई शके तेम छे.

स्वग्रही माटे **जन्मकुंडलीमां** कह्युं छे के—

# લગ્નચક્ર.

| નામ | મેષ મીન | વૃષ કુંભ | મિથુન મકર | કર્ક ધન | સિંહ વૃ૦ | કન્યા તુલા |
|---|---|---|---|---|---|---|
| લંકા લગ્ન પળ | ૨૭૮ | ૨૯૯ | ૩૨૩ | ૩૨૩ | ૨૯૯ | ૨૭૮ |
| મધ્યદેશ પળ | ૨૨૭ | ૨૫૮ | ૩૦૬ | ૩૪૦ | ૩૪૦ | ૩૨૯ |
| જોધપુર ,, | ૨૧૮ | ૨૫૧ | ૩૦૩ | ૩૪૩ | ૩૪૭ | ૩૩૮ |
| ગુજરાત પળો | ૨૩૩ | ૨૬૩ | ૩૦૫ | ૩૪૫ | ૩૨૫ | ૩૨૩ |
| દિલ્લી ,, | ૨૧૪ | ૨૪૦ | ૩૦૧ | ૩૪૧ | ૩૫૧ | ૩૪૨ |
| લગ્ન પળ ( પાટણ ) | ૨૨૫ | ૨૫૬ | ૩૦૫ | ૩૪૧ | ૩૪૨ | ૩૩૧ |
| હોરા પળ | ૧૧૨ | ૧૨૮ | ૧૫૨ | ૧૭૦ | ૧૭૧ | ૧૬૫ |
| વિપળ | ૩૦ | ૦ | ૩૦ | ૩૦ | ૦ | ૩૦ |
| દ્રેષ્કાણ પળ | ૭૫ | ૮૫ | ૧૦૧ | ૧૧૩ | ૧૧૪ | ૧૧૦ |
| વિપળ | ૦ | ૨૦ | ૪૦ | ૪૦ | ૦ | ૨૦ |
| નવાંશ પળ | ૨૫ | ૨૮ | ૩૩ | ૩૭ | ૩૮ | ૩૬ |
| અક્ષર | ૦ | ૨૬ | ૫૩ | ૫૩ | ૦ | ૪૬ |
| વ્યક્ષર | ૦ | ૪૦ | ૨૦ | ૨૦ | ૦ | ૪૦ |
| દ્વાદશાંશ પળ | ૧૮ | ૨૧ | ૨૫ | ૨૮ | ૨૮ | ૨૭ |
| વિપળ | ૨૫ | ૨૦ | ૨૫ | ૨૫ | ૩૦ | ૩૫ |
| ત્રીશાંશ પળ | ૭ | ૮ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ |
| વિપળ | ૩૦ | ૩૨ | ૧૦ | ૨૨ | ૨૪ | ૨ |
| પ્રમાણઘટી | ૨૦ | ૨૪ | ૨૮ | ૩૨ | ૩૬ | ૪૦ |
| ઘટકા | ૨૦૦ | ૨૪૦ | ૨૮૦ | ૩૨૦ | ૩૬૦ | ૪૦૦ |
| લગ્ન મિનિટ | ૯૦ | ૧૦૨ | ૧૨૨ | ૧૩૬ | ૧૩૬ | ૧૩૨ |
| સેકન્ડ | ૦ | ૨૪ | ૦ | ૨૪ | ૪૮ | ૨૪ |
| હોરા મિનિટ | ૪૫ | ૫૧ | ૬૧ | ૬૮ | ૬૮ | ૬૬ |
| સેકન્ડ | ૦ | ૧૨ | ૦ | ૧૨ | ૨૪ | ૧૨ |
| દ્રેષ્કાણ મિનિટ | ૩૦ | ૩૪ | ૪૦ | ૪૫ | ૪૫ | ૪૪ |
| સેકન્ડ | ૦ | ૮ | ૪૦ | ૨૮ | ૩૬ | ૮ |
| નવાંશ મિનિટ | ૧૦ | ૧૧ | ૧૩ | ૧૫ | ૧૫ | ૧૪ |
| સેકન્ડ | ૦ | ૨૨ | ૨૬ | ૯ | ૧૨ | ૪૨ |
| પ્ર૦ | ૦ | ૪૦ | ૨૦ | ૨૦ | ૦ | ૪૦ |
| દ્વાદશાંશ મિનિટ | ૭ | ૮ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ |
| સેકન્ડ | ૨૨ | ૩૨ | ૧૦ | ૨૨ | ૨૪ | ૨ |
| ત્રિંશાંશ મિનિટ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૪ |
| સેકન્ડ | ૦ | ૨૪॥ | ૪ | ૩૨॥ | ૩૩॥ | ૨૪॥ |

# રાશિ-લગ્ન ચક્ર.

| નામ. | મેષ | વૃષ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શુભ ત્રિશાંશો | ૨૭ | ૨૦ | ૧૭ | ૪-૮ | ૧૮ | ૪-૮ | ૨૪ | ૧૨ | ૧૭ | ૨૨ | ૨૬ | ૪-૮ |
| નક્ષત્રપાદ | અશ્વિની ભરણી કૃ૦ ૧ | કૃ૦ ૩ રોહિણી મૃગ૦ ૨ | મૃગ ૨ આર્દ્રા પુન૦ ૩ | પુન૦ ૧ પુષ્ય અશ્લેષા | મધા પૂર્વા ફા૦ ઉ. ફા. ૧ | ઉ. ફા. ૩ હસ્ત ચિત્રા ૨ | ચિત્રા ૨ સ્વાતિ વિશા૦ ૩ | વિ૦ ૧ અનુ૦ જ્યેષ્ઠા | મૂળ પૂ૦ ષા ઉ. ષા. ૧ | ઉ૦ ષા૦ ૩ શ્રવણ ધાન૦ ૨ | ધનિ ૨ શત પૂ૦ભા૦ ૩ | પૂ.ભા. ૧ ઉ૦ભા૦ રેવતી |
| મધ્યાહ્ન-છાયા | ૩ | ૨ | ૧ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૫ | ૪ |
| આંતર-ભુક્તિ | ૧૮૫૭ | ૧૮૮૫ | ૧૮૯૭ | ૧૮૮૮ | ૧૮૬૨ | ૧૮૨૭ | ૧૮૯૩ | ૧૭૬૯ | ૧૭૬૦ | ૧૭૬૭ | ૧૭૮૯ | ૧૮૨૧ |
| સ્થૂલભુ-ક્તિ કળા | ૫૮ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૦ | ૫૯ |
| શુભ નવમાંશો | ૭ ૯ | ૩ ૫ | ૬ | ૧ ૩ | ૬ | ૩ | ૮ ૯ | ૪ | ૬-૭ ૯ | ૫ | ૬-૮ | ૧-૩ |

# રાશિ-લગ્ન ચક્ર.

| નામ | મેષ | વૃષ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચદ્ર દશા દશાશ | પ્રો૦ | હત | મૃત | જય | હામ | હર્ષ | રતિ | નિદ્રા | સ્તુતિ | જગ | ભય | સુખિતા |
| માસ | ચૈત્ર | વૈશાખ | જેઠ | અષાડ | શ્રાવણ | ભાદરવો | આસો | કાર્તિક | માગ૦ | પોષ | મહા | ફાગણ |
| ઋતુ | વસત | ગ્રીષ્મ | ગ્રીષ્મ | વર્ષા | વર્ષા | શરદ | શરદ | હેમત | હેમત | શિશિર | શિશિર | વસત |
| રવિદગ્ધા તિથિ | ૬ | ૪ | ૮ | ૬ | ૧૦ | ૮ | ૧૨ | ૧૦ | ૨ | ૧૨ | ૪ | ૨ |
| ચદ્રદગ્ધા તિથિ | ૪ | ૧૦ | ૪ | ૧૦ | ૬ | ૧૨ | ૬ | ૧૨ | ૨ | ૮ | ૨ | ૮ |
| કૂર તિથિ | ૧-૫ | ૨-૫ | ૩-૫ | ૪-૫ | ૬-૧૦ | ૭-૧૦ | ૮-૧૦ | ૯-૧૦ | ૧૧-૧૫ | ૧૨-૧૫ | ૧૩-૧૫ | ૧૪-૧૫ |
| અક્ષરો ૧ | અ લ ઇ | બા વા ઉ | ક છ ઘ | ડા હા | મા ટા | પા ઠ ણ | ર તા | નો યા | ભ ઢ ફ ધ | ખા જા | ગો સા | દા ચા ક્ષા થા |
| અક્ષરો ૨ | ચૂ લા આ | ઇ વા | કા વા ઠ છ હા | હી ડા | મા ટા | ટો પા ષ ણ | ર તા | તો ના યા | યે ભા ધા ફા ઢા | ભો જા ખા ગા | ગૂ સા દા | દિ શા ઝ થ ચા |

| સ્વરૂપ | અજ | બળદ | દંપતી | કાચબો | શૈલાચારી | કન્યા | ત્રાજવું | વીંછી | અશ્વનર | મૃગ | ઘડાવાળો નર | માછલું |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દેહાંગ | એક | એક | બે | એક | એક | એક | એક | એક | બે | એક | એક | બે |
| ચંદ્રાકાર | સમાન | સમાન | હળ | નિર્મળ | વાંકો | શૂળી | શૂળી | વાંકો | નિર્મળ | હળ | સમાન | અલ્પવાંકો |
| ચંદ્રાકાર | ૬૦ ઉચો | સમાન | ઉ૦ ઉચો | હળ | ધનુષ્ય | શૂળી | શૂળી | ધનુષ્ય | હળ | ઉ૦ ઉચો | સમાન | ૬૦ ઉંચો |
| રંગ<br>„ | લાલ | શ્વેત | હરિત<br>પી૦ લી૦ | લાલ<br>શ્વે૦ લાલ | પાંડુ<br>ધોળો | વિચિત્ર | કાળો<br>મેચક | પિંગ<br>લા૦ પી૦ | પિંગ<br>લા૦પી૦ | ચિત્રો | પીળો<br>બભ્રુ | શુથો<br>મલાઢ્ય |
| દિશાઓ | પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર | પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર | પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર |
| સ્વભાવ | ચર | સ્થિર | દ્વિ૦ | ચર | સ્થિર | દ્વિ૦ | ચર | સ્થિર | દ્વિ૦ | ચર | સ્થિર | દ્વિ૦ |
| સ્વભાવ | ક્રૂર | સૌમ્ય | ક્રૂર | સૌમ્ય | ક્રૂર | સૌમ્ય | ક્રૂર | સૌમ્ય | ક્રૂર | સૌમ્ય | ક્રૂર | સૌમ્ય |
| ગ્રહભાવ | ક્રૂર | | | | ક્રૂર | | | ક્રૂર | | ક્રૂર | ક્રૂર | |
| એકી-બેકી | એકી | બેકી | એકી | બેકી | એકી | બેકી | એકી | બેકી | એકી | બેકી | એકી | બેકી |
| લિંગ | પુ૦ | સ્ત્રી૦ | પુ૦ | સ્ત્રી૦ | પુ૦ | સ્ત્રી૦ | પુ૦ | સ્ત્રી૦ | પુ૦ | સ્ત્રી૦ | પુ૦ | સ્ત્રી૦ |
| કાળબળ | રાત્રિ | રાત્રિ | રાત્રિ | રાત્રિ | દિન | દિન | દિન | દિન | રાત્રિ | રાત્રિ | દિન | દિન |

# રાશિ-લગ્ન ચક્ર.

| નામ | મેષ | વૃષ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઉદય | પૃષ્ઠ | પૃષ્ઠ | શિર | પૃષ્ઠ | શિર | શિર | શિર | શિર | પૃષ્ઠ | પૃષ્ઠ | શિર | ઉભય |
| સ્વામી ગ્રહો | ભોમ | શુક્ર | બુધ | સોમ | રવિ | બુધ | શુક્ર | ભોમ | ગુરૂ | શનિ | શનિ | ગુરૂ |
| ઉચ્ચ ગ્રહો | રવિ | સોમ | રાહુ | ગુરૂ | ૦ | બુધ | શનિ | ૦ | કેતુ | ભોમ | ૦ | શુક્ર |
| નીચ ગ્રહો | શનિ | ૦ | કેતુ | ભોમ | ૦ | શુક્ર | રવિ | સોમ | રાહુ | ગુરૂ | ૦ | બુધ |
| બલી ગ્રહો | ૫ | રવિ સોમ | ૫ | ૨૦ સો૦ | ૫ | ૨૦ સો૦ | ૫ | ૨૦ સો૦ | ૫ | ૨૦ સો૦ | ૫ | ૭ સો |
| ષડષ્ટક ફળ | વૃશ્ચિક પ્રીતિ | ધન શત્રુ | મકર પ્રીતિ | કુંભ શત્રુ | મીન પ્રીતિ | મેષ શત્રુ | વૃષ પ્રીતિ | મિથુન શત્રુ | કર્ક પ્રીતિ | સિંહ શત્રુ | કન્યા પ્રીતિ | તુલા શત્રુ |
| બીયાબાર ફળ | મીન શ્રેષ્ઠ | મેષ અશુભ | વૃષ શ્રેષ્ઠ | મિથુન અશુભતર | કર્ક શ્રેષ્ઠ | સિંહ શુભ | કન્યા શ્રેષ્ઠ | તુલા અશુભ | વૃશ્ચિક શ્રેષ્ઠ | ધન અશુભ | મકર શ્રેષ્ઠ | કુંભ અશુભ |
| નવ પંચક ફળ | સિંહ શુભ | કન્યા શુભ | તુલા શુભ | વૃશ્ચિક મધ્યમ | ધન શુભ | મકર મધ્યમ | કુંભ શુભ | મીન શુભ | મેષ શુભ | વૃષ શુભ | મિથુન મધ્યમ | કર્ક મધ્યમ |

## પ્રશ્ન શતક વૃત્તિ શ્લોક ૧-૧૫

ત્રીશાંશો.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ત્રિકોણ | ઉચ્ચ | | | મૂળ ત્રિકોણ | ઉચ્ચ | ત્રિકોણ | | મૂળ ત્રિ૰ | | ત્રિકોણ |
| ૧ | ત્રિકોણ | ઉચ્ચ | | | ,, | ,, | ,, | | ,, | | ,, |
| ૧ | ત્રિકોણ | પરમોચ્ચ | | | ,, | ,, | ,, | | ,, | | ,, |
| ૨ | ત્રિકોણ | ચંદ્ર ત્રિ૰ | | | ,, | ,, | ત્રિકોણ | | ,, | | ,, |
| ૫ | ત્રિકોણ | ,, | | | ,, | ,, | શુક્રગૃહ | | ,, | | ,, |
| ૨ | ત્રિકોણ | ,, | | | ,, | ,, | ,, | | ગુરૂગૃહ | | ,, |
| ૨ | ભોમ ગૃહ | ,, | | | ,, | ઉચ્ચ | ,, | | ,, | | ,, |
| ૧ | ભો૰ ગૃ૰ | ,, | | | ,, | પરમોચ્ચ | ,, | | ,, | | ,, |
| ૩ | ભો૰ ગૃ૰ | ,, | | | ,, | ત્રિકોણ | ,, | | ,, | | ,, |
| ૨ | ભો૰ ગૃ૰ | ,, | | | ,, | ત્રિકોણ | ,, | | ,, | | ,, |
| ૧૦ | ભો૰ ગૃ૰ | ,, | | | રવિગૃહ | બુધગૃહ | ,, | | ,, | | શનિગૃહ |

# રાશિ–લગ્ન ચક્ર.

| નામ | મેષ | વૃષ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ-પુરુષાંગ | શિર | મોઢું | છાતી | હૃદય | પેટ | કેડ | પેડુ | મેહન | ઉરૂ | જાનુ | જંઘા | પગ |
| માન | હ્રસ્વ | હ્રસ્વ | સમ | સમ | દીર્ઘ | દીર્ઘ | દીર્ઘ | દીર્ઘ | સમ | સમ | હ્રસ્વ | હ્રસ્વ |
| પ્લવત્વ દિશા | દક્ષિણ | અ૦ | ઉ૦ | ના૦ | પૂ૦ | ઉ૦ | અ૦ | દ૦ | પ૦ | પ૦ | પ૦ | પ૦ |
| જાતિ | પશુ | પશુ | મનુષ્ય | કીટ | પશુ | મનુષ્ય | મનુષ્ય | કીટ | મ૦ પ૦ | મ૦ કી૦ | જળચર | જળચર |
| ગાત | ચતુષ્પદ | ચતુષ્પદ | દ્વિપદ | અપદ | ચતુષ્પદ | દ્વિપાદ | દ્વિપાદ | અપદ | દ્વિ૦ ચ૦ | દ્વિ૦ અ૦ | અપદ | અપદ |
| વાસભૂમિ | ક્રોડ | ગોકુળ | નૃત્યભૂ | યુદ્ધ | વન | અંત પુર | સ્વ૦ | રણ | જળ શિ૦ | ભાડ | જળ | ભૂમિ |
| વિશેષ-સ્થાન | કેદરાત્રિ | કૃષ્ણાદિ | શિલ્પ | પુલિન | દુર્ગવન | ગધણીયુ | દુકાન | વાલ્મીક | યજ્ઞ | જળ | દ્વત | તીર્થ |
| ભ્રમણ-સ્થાન | અ૦ ગ્રા૦ | અ૦ ગ્રા૦ | ગ્રામ | જળ | વન | ગ્રામ | ગ્રામ | પ્રવાસી | ગ્રા૦ વ૦ | વ૦ જ૦ | ગ્રામ | જળ |
| | ક્રિય | તાવુરી | જીતુમ | કુલિર | લેય | પાથોન | જુક | કૌર્પ્ય | તૌક્ષિક | આકો | ત્વગ્મે | અંત્યભ |
| વાચા | અવ્યક્ત | અ૦ | વ્યક્ત | મૂક | અ૦ | વ્ય૦ | વ્ય૦ | અ૦ | વ્ય૦ | અ૦ | અ૦ વ્ય૦ | મંદ |
| દ્રષ્ટિ | સ્વર્ગ | સ્વર્ગ | પાતાળ | પાતાળ | મનુષ્ય | પાતાળ | પાતાળ | મનુ૦ | પા૦ | સ્વર્ગ | મનુ૦ | મનુ૦ |
| પ્રસવકારક | અલ્પ | બહુ | અલ્પ | બહુ | અલ્પ | અલ્પ | - | બહુ | | અલ્પ | | બહુ |
| તત્ત્વ | અગ્નિ | પૃથ્વી | વાયુ | જળ | અગ્નિ | પૃથ્વી | વાયુ | જળ | અગ્નિ | પૃથ્વી | વાયુ | જળ |

હવે **લગ્નશુદ્ધિ** કહીએ છીએ—

ઇષ્ટ કાળ વખતે જે રાશિ ઉદય પામતી હોય તે તાત્કાલિક લગ્ન કહેવાય છે, તેને મુખમાં સ્થાપી પછીની દરેક રાશિઓને વામક્રમથી અનુક્રમે બાર સ્થાને સ્થપાય છે; અને જે જે રાશિમાં જેજે તાત્કાલિક ગ્રહ હોય છે તે તેમાં મૂકાય છે, તેનું નામ **લગ્નકુંડળી** છે.



આ લગ્નકુંડળી માટે એક ચતુષ્કોણમાં ૭ લીંટીથી બાર ખાના તૈયાર કરાય છે. તેમાં ઇષ્ટકાળની ચંદ્રની રાશિ મુખમાં સ્થાપી બાકીના ભાવોમાં તાત્કાલિક ગ્રહયુક્ત બીજી રાશિ ગોઠવવાથી રાશિકુંડળી કે **ચંદ્રકુંડળી તૈયાર** થાય છે. તથા ઇષ્ટ નવાંશરાશિને મુખમાં મૂકી પછીની રાશિઓ વામક્રમે મૂકવાથી તથા તેમાં ગ્રહો સ્થાપવાથી **નવાંશકુંડળી** થાય છે. આ રીતે જન્મ, પ્રશ્ન, પ્રતિષ્ઠા, વિવાહ, વિગેરે માટે લગ્નકુંડળી, ચંદ્રકુંડળી અને **નવાંશ**કુંડળી તૈયાર કરાય છે.

આ સિવાય હોરાદ્રેષ્કાણ વિગેરેની કુંડળીઓ તથા ચલિતકુંડળી (ભાવકુંડળી) પણ વિવિધરીતે તૈયાર થાય છે. લગ્નકુંડળીમાં તૈયાર થતા બાર ભાવોના નામ નિચે સુજબ છે—

" लग्नाद् भावास्तनु–द्रव्य—भ्रातृ–बन्धु–सुता–ऽरयः ।
स्त्री–मृत्यु–धर्म–कर्मा–ऽऽय–व्ययाश्च द्वादश स्मृताः ॥१॥"

**અર્થ**—પ્રથમ સ્થાનથી બાર ભાવો અનુક્રમે–૧ તનુ, ૨ ધન, ૩[1] ભ્રાતૃ, ૪ [2] બન્ધુ, ૫ પુત્ર, ૬ શત્રુ, ૭ સ્ત્રી, ૮ મૃત્યુ, ૯ ધર્મ, ૧૦ કર્મ, ૧૧ લાભ અને ૧૨ વ્યય છે" ॥ ૧ ॥

ભાવોના વિશેષ નામો આ પ્રમાણે છે—

---

૧ સહોદર. ૨ સુહૃદ્–મિત્ર.

" केन्द्रं चतुष्टय कण्टक, च लग्नास्तदशम चतुर्थानाम् ।
सज्ञा परत पणफर–मापोक्लिममस्य यत्परत ॥ १ ॥
त्रिषडेकादशदशमाना–मुपचयं सूतधर्मयोस्त्रिकोणम् ॥ "

અર્થ—" ૧–૪–૭–૧૦ ભુવનના નામો કટક ચતુષ્ટય અને કેન્દ્ર છે, પછીના ચાર ચારના નામો પણ, ફર, અને આપોક્લિમ છે, એટલે ૨–૫–૮–૧૧ ભુવનના નામ પણ ફર છે, તથા ૩–૬–૯–૧૨ ભુવનનુ નામ આપોક્લિમ છે ॥૧॥ ૩–૬–૧૦–૧૧ ભુવનનુ નામ ઉપચય છે, અને ૫–૯ ભુવનનુ, નામ ત્રિકોણ છે " આ દરેકના ફળમાટે કહ્યુ છે કે—

" पणफराट भाविकार्यं, ज्ञेयमापोक्लिमाद गतम् ।
केन्द्रे सर्वग्रहा पुष्टा, त्रैकालिकफलप्रदाः ॥ १ ॥ "

અર્થ—પણ ફરથી ભાવીકાર્ય જણાય છે આપોક્લિમથી ભૂતકાળનુ કાર્ય જણાય છે અને કેન્દ્રમા રહેલા સર્વ પુષ્ટગ્રહો ત્રણે કાળનુ ફળ આપનાર છે

ઉપચય ભુવનો સ્થાનની વૃદ્ધિ કરનારા છે, તેમા પાપગ્રહો પણ શુભ ફળદાયક છે, જ્યારે બાકીના સ્થાનો અપચય નામવાળા હોવાથી હાનિ કરનાર છે, જેમા રહેલ ગ્રહ અતિ પ્રયત્ને પણ કાર્યસિદ્ધિ કરાવી શકતો નથી

૧ લગ્ન, તનુ, કેન્દ્ર, ચતુષ્ટય, મૂર્તિ, કટક, ઉદય કલ્પ, અને આદ્ય, એ પ્રથમ ભાવના નામો છે

૨ ધન, પણ, ફર, કોષ, કુટુબ, એ બીજા ભાવના નામો છે

૩ સહજ, ભ્રાતૃ, વિક્રમ, દુશ્ચિક્ય, ઉપચય, આપોક્લિમ, એ ત્રીજા ભાવના નામો છે

૪ સુખ, અબુ, સુહૃદ, મદિર, પાતાલ, હિબુક, કેન્દ્ર, ચતુષ્ટય કટક,બધુ, માતૃ, ચતુરસ્ર, ગૃહ, અને વાહન, એ ચોથા ભાવના નામો છે

૫ સુત, પણ, ફર, ત્રિકોણ, બુદ્ધિ, વાચા, એ પાચમા ભાવના નામો છે

૬ અરિ, આપોક્લિમ, ઉપચય, દ્વેષ, અને ક્ષત એ છઠ્ઠા ભાવના નામો છે.

૭ સ્ત્રી, કામ, દ્યુન, દ્યૂન, અસ્ત, કેન્દ્ર, ચતુષ્ટય, કંટક, જામિત્ર, ( વિવૃતિ ), અને સ્મર, એ સાતમા ભાવના નામો છે.

૮ મૃત્યુ, છિદ્ર, ચતુરસ્ત્ર, પણ, ફ્રર, આયુષ્ય, યામ્ય, નિધન, અને લય એ આઠમા ભાવનાં નામો છે.

૯ ધર્મ, ત્રિકોણ, ત્રિત્રિકોણ, આપોક્લિમ, ભાગ્ય, (ભવ) ગુરૂ અને તપ, એ નવમા ભાવના નામો છે.

૧૦ મધ્ય, મેષૂરણ, વ્યોમ, ઉપચય, ચતુષ્ટય, કેન્દ્ર, કંટક, પિતૃભુવન, કર્મ, વ્યાપાર, આજ્ઞા, માન, આસ્પદ, અને મધ્ય; એ દસમા ભાવના નામો છે.

૧૧ આય, ઉપચય, સર્વતોભદ્ર, પણ, ફ્રર, ભવ, આગમ, એ અગીયારમા ભાવના નામો છે;

૧૨ વ્યય, આપોક્લિમ, રિષ્ય, અને અંત્ય; એ બારમા ભાવના નામો છે.

આ બાર ભાવના નામોમાં કેટલાક રૂઢ નામો છે, અને કેટલાક અન્વર્થ નામો છે. અન્વર્થ નામો લગ્નકુંડળીમાં પોતાની સંજ્ઞા પ્રમાણેના કાર્યમાં વિચારાય છે.

બાર રાશિના બાર લગ્નોમાં પ્રારંભેલા કયા કયા કાર્યો સિદ્ધ થાય છે, તે માટે દૈવજ્ઞ **વલ્લભ** કહે છે કે—

૧ **મેષ** લગ્નમાં રાજ્યાભિષેક, વિરોધ, સાહસ, કૂટકર્મ અને ધાતુવાદનાં કાર્ય સિદ્ધ થાય છે.

૨ **વૃષ** લગ્નમાં વિવાહ, ગૃહપ્રવેશ, કન્યાનું વાગ્દાન ( વેસ-વાળ ) ક્ષેત્રનો આરંભ, પશુનો ક્રય–વિક્રય અને ધ્રુવકાર્યો સિદ્ધ થાય છે.

૩ **મિથુન**માં વિવાહ, ગૃહપ્રવેશ, કન્યાસંબંધ, ક્ષેત્રારંભ, પશુનો વ્યાપાર, ધ્રુવકાર્યો, વિદ્યા, શિલ્પ, અને અલંકાર વિગેરે કાર્યો સિદ્ધ થાય છે.

૪ કર્કમા મૃદુકર્મ, શુભકર્મ, પૌષ્ટિક કાર્ય, ભોગ, સેવા અને જળ સબધી કાર્યો સિદ્ધ થાય છે

૫ સિહમા ગન્ત્યાભિષેક, વિરોધ, સાહસ, ક્રૂરકર્મ, ધાતુવાદ, વ્યાપાર, શત્રુસધિ, અને રાજસેવા સિદ્ધ થાય છે

૬ કન્યા લગ્નમા—શિલ્પ, ઔષધ, ભૂષણ, વ્યાપાર, વિગેરે ચર અને સ્થિર કાર્યો સિદ્ધ થાય છે

૭ તુલા લગ્નમા સર્વે ચરકાર્યો, સ્થિરકાર્યો, ખેતી, સેવા, યાત્રા, વ્યાપાર શિલ્પ, ઔષધ વિગેરે સિદ્ધ થાય છે

૮ વૃશ્ચિક લગ્નમા—રાજસેવા, ચોરી, વિગેરે દારૂણકર્મ, ઉગ્રકાર્ય, અને ધ્રુવકાર્ય સિદ્ધ થાય છે

૯ ધન લગ્નમા—યાત્રા, યુદ્ધ, વ્રત, વિગેરે શુભકાર્યો સિદ્ધ થાય છે

૧૦ મકર લગ્નમા—સર્વ ચરકાર્ય તથા નીચકાર્ય, ક્ષેત્રનો આશ્રય, જલમાર્ગે ગમન વિગેરે સિદ્ધ થાય છે

૧૧ કુભ લગ્નમા—સમુદ્ર ગમન, વહાણુને તૈયાર કરવુ, બીજ વપન, ભેદ, દભ, વ્રત, તથા દરેક નીચકાર્ય સિદ્ધ થાય છે

૧૨ મીન લગ્નમા—વિદ્યા, અલકાર, શિલ્પ, પશુકર્મ વહાણુયાત્રા, અભિષેક વિગેરે સમસ્ત માગલિક કાર્ય સિદ્ધ થાય છે

પહેલા ભુવનમા મેષાદિક લગ્નસ્થાને હોય અને તે શુદ્ધ હોય તો ઉપરોક્ત કાર્યોને સફળ કરે છે પણ એટલુ વિશેષ છે કે—તે લગ્નમા ક્રૂર ગ્રહ હોય તો ક્રૂરકાર્ય અને શુભ ગ્રહ હોય તો શુભકાર્ય પ્રારભ કરવાથી સિદ્ધ થાય છે

શુભકાર્યોની લગ્નકુડળીની સામાન્ય ગોચરશુદ્ધિ નીચે પ્રમાણે છે, દૈવજ્ઞ વલ્લભ કહે છે કે

"लग्नादुपचयस्थेऽर्के—ऽन्त्यास्तकर्मायगे विधौ ।
क्षोणिपुत्रेऽर्कपुत्रे च, दुश्चिक्यरिपुलाभगे ॥ १ ॥

त्यक्त रिष्याष्टमे सौम्ये, जीवेऽष्टारिव्ययोज्झिते ।
सर्वकार्याणि सिध्यन्ति, त्यक्तषट्सप्तमे सिते ॥ २ ॥"

**અર્થ**—"લગ્નથી ૩–૬–૧૦–૧૧ સ્થાને રવિ, ૨–૭–૧૦–૧૧ સ્થાને સોમ, ૩–૬–૧૧ સ્થાને ભોમ તથા **શનિ**, ૧૨ અને ૮ સિવાયના સ્થાનમાં બુધ, એટલે ૧–૨–૩–૪–૫–૬–૭–૯–૧૦–૧૧ સ્થાને બુધ, ૬–૮–૧૨ સિવાયના સ્થાને ગુરૂ, એટલે ૧–૨–૩–૪–૫–૭–૯–૧૦–૧૧ સ્થાને ગુરૂ, તથા ૬ અને ૭ સિવાયના ભુવનમાં શુક્ર, એટલે–૧–૨–૩–૪–૫–૮–૯–૧૦–૧૧–૧૨ સ્થાને શુક્ર સર્વ કાર્યને સાધે છે. રાહુ કેતુનું ફળ શનિ જેવુંજ મનાય છે. એટલે ૩–૬–૧૧ સ્થાને રાહુ અને કેતુ શુભ છે."

**ઉદયપ્રભસૂરિ** કહે છે કે—

"त्रिकोणकेन्द्रायगतैः शुभग्रहैः, विसप्तमेनाऽसुरपूजितेन ।
स्युः क्रूरचंद्रे रिपुविक्रमायगैः, कर्तुः श्रियः सन्निहिताश्च देवताः १"

**અર્થ**—"સૌમ્યગ્રહો ત્રિકોણ, કેન્દ્ર, અને લાભમાં હોય, સાતમા સિવાય કોઇ પણ સ્થાનમાં શુક્ર હોય, રિપુ સહજ અને આયસ્થાનમાં ક્રૂરગ્રહ હોય, તો કાર્ય કરનારને લક્ષ્મી મળે છે અને પ્રતિષ્ઠા કરી હોય તો પ્રતિમાના સાન્નિધ્યમાં દેવતા રહે છે." ॥ ૧ ॥ શ્રીમાન **હરિભદ્રાચાર્ય** કહે છે કે—

"छट्ठे दुगे अ छट्ठे, आइमपणदसमयम्मि अतिअट्ठे ।
चउनवदसगे तिच्छगे, सव्वेगारे न वारसमे ॥ १ ॥"

**અર્થ**—"૬–ભુવને રવિ, ૨–ભુવને ચંદ્ર, ૬–ભુવને ભૌમ, ૧–૨–૩–૪–૫–૧૦ ભુવને બુધ, ૩–૮ વર્જીને એટલે–૧–૨–૪–૫–૬–૭–૯–૧૦–૧૧ (૧૨) ભુવને ગુરૂ, ૪–૯–૧૦ મે ભુવને શુક્ર, અને ૩–૬ ભુવને શનિ સારા છે. સર્વ ગ્રહો અગ્યારમે સ્થાને સારા છે, અને સર્વ ગ્રહો બારમે ભુવને અશુભ છે ॥ ૧ ॥"

"अहवा इगदुगचउपच–नवमदसमा सुहा सोमा ।
कूरा छट्टा चदो, बीओ सव्वेवि इक्कारा , ॥ १ ॥"

અર્થ—"અથવા ૧-૨-૪-૫-૯-૧૦ સ્થાને સૌમ્યગ્રહો, ૬ ઠ્ઠે સ્થાને ક્રૂરગ્રહો, બીજે સ્થાને ચદ્ર, અને ૧૧ સ્થાને સર્વ ગ્રહો શુભ છે

"पापोऽपि कर्तृजन्मेश , केन्द्रस्थ शस्यते ग्रह ।
अशून्यानि च केन्द्राणि, मूर्तौ जीवज्ञभार्गवा ॥ १ ॥"

અર્થ—"કર્ત્તા-પ્રતિષ્ઠાચાર્ય, પ્રતિષ્ઠાપક શ્રાવક, શિષ્ય અને ગુરૂ વિગેરેના જન્મનો ક્રૂર સ્વામી પણ કેન્દ્રમા હોય તો શુભ છે કેન્દ્રસ્થાનો ખાલી ન હોય તો શુભ છે, તથા ગુરૂ બુધ અને શુક્ર લગ્નમા હોય તો શ્રેષ્ઠ છે ॥ ૧ ॥"

"पञ्चभि शस्यते लग्न, ग्रहैर्बलसमन्वितै ।
चतुर्भिरपि चेत्केन्द्रे, त्रिकोणे वा गुरुर्भृगु: ॥ १ ॥
त्रय सौम्यग्रहा यत्र, लग्ने स्युर्बलवत्तरा ॥"

અર્થ—"પાચ બળવાન્ ગ્રહોવાળુ લગ્ન શ્રેષ્ઠ છે, અથવા કેન્દ્ર અને ત્રિકોણમા ગુરૂ અને શુક્ર હોય તો ચાર બળવાન ગ્રહોવાળુ લગ્ન પણ વખાણ કરવા લાયક છે જે લગ્નમા ત્રણ સૌમ્યગ્રહો બળવાન હોય તે લગ્ન પણ શ્રેષ્ઠ છે"

હવે અશેષ **ગોચરશુદ્ધિ** કહીએ છીએ

જે વિલગ્ન શુદ્ધિ, ઉદયાસ્તશુદ્ધિ, ગ્રહોનુ નૈસર્ગિક બળ, ચેષ્ટા વિગેરે બળ, વામવેધ, જન્મરાશિ, ગોચર, ગ્રહોની નિર્બળતા, પરસ્પર બળાબળ, રેખાવર્ગ અને શુભયોગો વિગેરેથી શોભિત લગ્ન તે **સપૂર્ણ શુદ્ધ** લગ્ન કહેવાય છે અને તેમા વિલગ્નો વગેરે જેટલા પ્રકારની પ્રતિકુળતા હોય તેટલા પ્રમાણમા તે **દુષિત** લગ્ન કહેવાય છે જેમા લગ્ન કુડળીને દૂષિત કરનાર **વિલગ્નો** નીચે મુજબ છે

"न जन्मराशौ नो जन्म, राशिलग्नेऽन्तमाष्टमे ।
न लग्नाशाधिपे लग्नात्, षष्टाष्टमगते विदु ॥ १ ॥"

**અર્થ**—" જન્મરાશિ, જન્મરાશિનું લગ્ન, જન્મરાશિથી આઠમું લગ્ન, જન્મરાશિથી બારમું લગ્ન, છઠ્ઠે સ્થાને રહેલ ઈષ્ટ લગ્નાધિપતિ, આઠમે સ્થાને રહેલ ઈષ્ટ લગ્નાધિપતિ, છઠ્ઠે સ્થાને રહેલ ઇષ્ટ નવાંશાધિપતિ અને આઠમે સ્થાને રહેલ નવાંશાધિપતિ હોય તો તે લગ્ન લેવું નહિ ॥ ૧ ॥" આ પ્રમાણે **નરચંદ્રસૂરિ** કહે છે.

**ઉદયપ્રભસૂરિ** કહે છે કે-જન્મકુંડળીનું લગ્ન અને તેથી આઠમું તથા બારમું લગ્ન ત્યજવું.

**ગર્ગ** તો કહે છે કે—ચોથું લગ્ન પણ ત્યાજ્ય છે.

" चतुर्थद्वादशे कार्ये, लग्ने बहुगुणे यदि ।
अष्टमं तु न कर्तव्यं, यदि सर्वगुणान्वितम् ॥ १ ॥ "

**અર્થ**—" બહુગુણ યુક્ત ચોથું અને બારમું લગ્ન લેવું. પણ સર્વ ગુણ યુક્ત આઠમું લગ્ન તો અવશ્ય લેવું નહીં. ॥ ૧ ॥ "

**બૃહસ્પતિ** કહે છે કે—લગ્નેશ અને અષ્ટમેશ મિત્ર હોય તો લગ્નરાશિ અને અષ્ટમરાશિનો દોષ નથી. **સારંગ** કહે છે કે—ચોથું અને આઠમું લગ્ન મિત્ર હોય, અને પુષ્ટ ગુરૂ-શુક્રથી દેખાતાં હોય તો શુભ છે. છઠ્ઠે સ્થાને લગ્નપતિ કે નવાંશપતિ હોય તો લગ્નસ્થ ગુરૂ પણ દોષને ભાંગી શકતો નથી. તથા આઠમે સ્થાને રહેલ લગ્નાધિપતિ ઇષ્ટ લગ્નદ્રેષ્કાણથી બાવીશમે દ્રેષ્કાણે હોય તો તે વધારે અશુભ છે, અને તેઓ પ્રાયઃ સ્થાનરાશિના અંકવાળા વર્ષે ફળ આપે છે. બારમા સ્થાનમાં રહેલ લગ્નાધિપતિ પણ અશુભ છે. નવાંશાધિપતિ છઠ્ઠે, આઠમે, કે બારમે સ્થાને સ્વગૃહી હોય તો તે નવાંશો શુભ છે.

**રત્નમાલાના ભાષ્યમાં** તો કહ્યું છે કે-જન્મરાશિ અને જન્મલગ્નથી આઠમી અને બારમી રાશિના સ્વામીઓ પણ વર્જવા. **મુહૂર્ત ચિંતામણિકાર** કહે છે કે—

" जन्मलग्नोभयोः मृत्यु-राशौ नेष्टः करग्रहः ।
एकाधिपत्ये राशीशे, मैत्रे वा नैव दोषकृत् ॥ १ ॥ "

" क्रूरैस्तनुगैर्मर्म, पञ्चमनवमे कण्टक भवति ।
दशमचतुर्थे शल्य, जामित्रे भवति तच्छिद्रम् ॥ १ ॥
मर्मणि वेधे मरण, कण्टकविद्धे च रोगपरिवृद्धि ।
शल्ये शस्त्रविघातं, छिद्रे छिद्र भवेत् त्रिगुणम् ॥ २ ॥ "

અર્થ—ક્રૂરગ્રહો ૧ સ્થાને હોય તો મર્મ, ૫-૯ સ્થાને કંટક, ૪-૧૦ સ્થાને શલ્ય, અને ૭ સ્થાને છિદ્રયોગ થાય છે ॥ ૧ ॥ મર્મના વેધથી મૃત્યુ, કંટકના વેધથી રોગની વૃદ્ધિ, શલ્ય યોગથી શસ્ત્રવિઘાત, અને છિદ્રયોગથી ત્રણ ગણા છિદ્રો થાય છે ॥ ૨ ॥ " લલ્લ કહે છે કે—

" क्रूरग्रह न लग्ने, कुर्यान्नवपञ्चमधने वा । "

અર્થ—" ૧-૯-૫-૨ ભુવનમા ક્રૂર ગ્રહ હોય તો લગ્ન કરવુ નહિ, ( લેવુ નહિ ) " ઉદયપ્રભ સૂરિ કહે છે કે—

" लग्नाम्बुम्मरगो राहु , सर्व कार्येषु वर्जित । "

અર્થ—" ૧-૪-૭ ભુવનમા રહેલ રાહુ સર્વ કાર્યમા વર્જ્ય છે "

મિત્રથી જોવાયેલ બળવાન્ મંગલકેન્દ્ર ૮-૯-૧૨ મા સ્થાનમા હોય તો તે ભદ્રને ભાગી નાખે છે

" निधनव्ययधर्मस्थ , केन्द्रगो वा धरासुत ।
अपि सौख्यसहस्राणि, विनाशयति पुष्टिमान् ॥ १ ॥ "

અર્થ—" નિધન, વ્યય, ધર્મ, અને કેન્દ્રમા રહેલ પુષ્ટ મંગળ હજારો સુખોનો પણ નાશ કરે છે ॥ ૧ ॥ "

" बलीयसि सुहृद्दृष्टे, केन्द्रस्थे रविनन्दने ।
त्रिकोणके च नेष्यन्ते, शुभारम्भा मनीषिभि ॥ १ ॥ "

અર્થ—" મિત્રની દ્રષ્ટિવાળો, બળવાન્, શનિ કેન્દ્ર કે ત્રિકોણમા હોય તો બુદ્ધિવાનો શુભકાર્યનો આરંભ ઈચ્છતા નથી ॥ ૧ ॥ " ત્રિવિક્રમ કહે છે કે—

" त्याज्या लग्नेऽब्धयो मन्दात्, षष्ठे शुक्रेन्दुलग्नपाः ।
रन्ध्रे चन्द्रादयः पञ्च, सर्वेऽस्तेऽब्जगुरू समौ ॥ १ ॥ "

**અર્થ**—" લગ્નમાં શનિ વિગેરે ચાર ગ્રહો એટલે–શનિ, રવિ, સોમ, ભોમ, છઠે ભુવને શુક્ર ચંદ્ર અને લગ્નપતિ, આઠમે સ્થાને ચંદ્ર વિગેરે પાંચ ગ્રહો એટલે—સોમ, ભોમ, બુધ, ગુરૂ અને શુક્ર, તથા સાતમા સ્થાનમાં સર્વ ગ્રહો ત્યજવા; પરંતુ કેટલાક વિદ્વાનોની એવી માનીનતા છે કે—સાતમા સ્થાનના ચંદ્ર અને ગુરૂ સરખા છે ॥ ૧ ॥ **શૌનક** કહે છે કે—

" लग्नस्थो वरमरणं, राहुर्दिशति द्युने कनीमरणम् । "

**અર્થ**—વિવાહ કુંડળીના લગ્નસ્થાનમાં રાહુ હોય તો વર મરે છે, અને સાતમે સ્થાને રાહુ રહ્યો હોય તો કન્યા મૃત્યુ પામે છે. " લગ્નનો સ્વામી અસ્ત ક્રૂર ગ્રહયુકત, અથવા ક્રૂર ગ્રહની દૃષ્ટિવાળો હોય તો તે અશુભ છે. તેમજ—

" अरिगय नीए वक्के, अत्थमिए लग्गरासिनिसिनाहे ।
अबले रविगुरुसुक्के, सामिअदिट्ठं चयह लग्गं ॥ १ ॥ "

**અર્થ**—" જો લગ્નપતિ અને ચંદ્ર શત્રુઘરના નીચ, વક્રી, કે અસ્ત પામેલા હોય; તથા રવિ ગુરૂ અને શુક્ર નિર્બળ હોય, તથા લગ્નમાં સ્વામીની દૃષ્ટિ ન પડતી હોય તો તે લગ્નનો ત્યાગ કરવો ॥ ૧ ॥ " **લગ્નમાં ચંદ્ર** હોય તે પણ લગ્ન દુષ્ટ મનાયેલ છે. **લલ્લ** તો કહે છે કે—

" सौम्यग्रहयुक्तमपि प्रायः शशिनं वर्जयेल्लग्ने । "

**અર્થ**—સૌમ્ય ગ્રહ સાથે પણ રહેલ ચંદ્રને સામાન્યતયા પ્રાયઃ લગ્નમાં વર્જવો " લગ્નભુવનમાં જે જે ગ્રહોનો નિષેધ છે તેના **નવાંશોનો** પણ ત્યાગ કરવો. એટલે—ચંદ્ર મંગલ શનિ રાહુ અને રવિ જે રાશિમાં હોય તે રાશિના નામનો અંશ પણ ત્યાજ્ય છે.

નવાંશની શુદ્ધિમાં એ લક્ષ્ય રાખવું કે—લગ્નકુંડળીમાં

વિશેષમા જણાવે છે કે—રાહુ અને મગળની વચ્ચે ચન્દ્ર હોય તો ચદ્રની ક્રૂરકર્તરી થાય છે, અને રાહુ તથા શનિની મધ્યમા રવિ હોય તો રવિની ક્રૂરકર્તરી થાય છે

**જામિત્ર**—લગ્ન કે ચન્દ્રથી સાતમુ ભુવન શુક્ર કે ક્રૂર ગ્રહ યુકત હોય તો તે જામિત્ર દોષ કહેવાય છે સાતમા ભુવનનુ નામ જામિત્ર છે, તેથી તે સબધીનો દોષ પણ **જામિત્ર** એવી સજ્ઞાથી ઓળખાય છે, અને તે પણ મહા દુષ્ટ છે **સારગ** કહે છે કે—સાતમા ભુવનમા રવિ, શુક્ર, શનિ, અને રાહુ હોય તો વિવાહિત કન્યા વિધવા થાય છે, અને મગળ હોય તો કન્યા મૃત્યુ પામે છે બીજે સ્થાને કહ્યુ છે કે—તે કન્યા હરકોઇ રીતે દુખી થાય છે **હરિભદ્રસૂરિ** ફરમાવે છે કે—દીક્ષાકુડળીમા મગળ શુક્ર કે શનિ ચદ્રથી સાતમા હોય તો દીક્ષિત માણસ કુશીલ, શસ્ત્રઘાત, અને રોગથી પીડાય છે **શ્રીમાન્ ઉદયપ્રભસૂરિ** તો દીક્ષા અને વિવાહ માટે લગ્નથી સાતમા સ્થાનના હરકોઇ શુભાશુભ ગ્રહથી જામિત્ર દોષ થયાનુ જણાવે છે **સપ્તર્ષિ** કહે છે કે—

" वैधव्य सापत्न्य, वन्ध्यात्व निष्प्रजत्व दौर्भाग्यम ।
वेश्यात्व गर्भच्युति–रर्काद्या लग्नतोऽस्तगा कुर्युः ॥ १ ॥ "

**અર્થ**—" લગ્નથી સાતમે ભુવને રહેલ સૂર્ય વિગેરે ગ્રહો-વિધવાપણુ, શોક્ય, વાઝીયાપણુ, સતતિનાશ, દુર્ભાગ્ય, વેશ્યાકર્મ, અને ગર્ભપાતના દુખો કરે છે ॥ ૧ ॥ " **શૌનક** કહે છે કે—વિવાહકુડળીમા બુધ આઠમો હોય તો ત્રણ માસમા કન્યા મરે છે, અને બુધ સાતમો હોય તો કન્યાજ સાત વર્ષમા પતિને મારે છે **દેવલ ઋષિ** કહે છે કે—સાતમે સ્થાને ગુરૂ અને શુક્ર હોય તો અનુક્રમે પુરૂષના તથા કન્યાના આયુષ્ય અને સૌભાગ્યનો નાશ થાય છે, **દૈવજ્ઞ વલ્લભમાં** કહ્યુ છે કે—જો જામિત્ર સ્થાનમા બે ક્રૂર ગ્રહ અને બે સૌમ્ય ગ્રહ હોય તો કન્યા ત્રણ વર્ષમા ભયકર દારિદ્રય પામે છે **ઉદયપ્રભસૂરિ** કહે છે કે—કેન્દ્રમા રહેલ સૌમ્યો જામિત્ર દોષનો નાશ કરે છે,

તથા સાતમા સ્થાન સિવાય કેન્દ્ર અને ત્રિકોણમાં રહેલ બુધ અથવા ગુરૂ પાદોન કે સંપૂર્ણ દૃષ્ટિથી ચંદ્રને દેખે તો ચંદ્રના જામિત્ર દોષનો ભંગ થાય છે. ઇષ્ટ નવમાંશથી પંચાવનમા નવમાંશે શુક્ર કે ક્રૂર ગ્રહ હોય તો **પરમ જામિત્ર** દોષ થાય છે, જે સર્વથા ત્યાજ્ય છે. સ્ત્રીઓના જામિત્ર સ્થાન માટે એવો નિયમ છે કે—સાતમા સ્થાનમાં ક્રૂર ગ્રહો હોય, પણ લગ્નપતિ કે સૌમ્યગ્રહની દૃષ્ટિ કે યુતિ ન થતી હોય, તો તે યુવતિ પુત્ર વગરની થાય છે. તથા સપ્તમેશ, શુક્ર અને રવિ તે યુવતિના સ્વામી, સાસુ અને સસરો છે, તો તે ત્રણ કુંડળીમાં ઉચ્ચ હોય તો પતિ વગેરેને સુખકર છે.

**યુતિ**—ચન્દ્રની સાથે બીજો ગ્રહ હોય તો **યુતિદોષ** થાય છે.

" विवाह दीक्षयोर्लग्ने, द्यूनेन्दू ग्रहवर्जितौ ।"

**અર્થ**—" વિવાહ અને દીક્ષાની લગ્નકુંડળીમાં સાતમું સ્થાન તથા ચન્દ્ર ગ્રહ વિનાના હોય તો શ્રેયસ્કર છે."

' चन्द्रे सूर्यादि संयुक्ते, दारिद्र्यं मरणं शुभम् ।
सौख्यं सापत्न्य-वैराग्यं, पापद्वययुते मृतिः ॥ १ ॥ "

**અર્થ**—" વિવાહ કુંડળીમાં રવિ વિગેરે ગ્રહોની સાથે રહેલો ચન્દ્ર કન્યાને અનુક્રમે દરિદ્રતા, મૃત્યુ, શુભ, સુખ, શોકયની પીડા, અને વૈરાગ્ય આપે છે. અને જો બે પાપગ્રહની સાથે ચન્દ્ર હોય તો મૃત્યુ થાય છે ॥ ૧ ॥ " એમ **મુહૂર્ત ચિંતામણિમાં** કહ્યું છે **દેવજ્ઞવલ્લભ** તો કહે છે કે—એકથી અધિક ક્રૂર કે સૌમ્ય ગ્રહ સાથે રહેલો ચન્દ્ર દીક્ષિતને મૃત્યુ આપે છે.

" चन्द्रः क्रमाद् ग्रहैः साक-मग्निभयमग्निभयं ।
संपदं महिमानं च, सौख्यं मृत्युं करोति हि ॥ १ ॥ "

**અર્થ**—" ગ્રહો સાથે રહેલ ચંદ્ર અનુક્રમે અગ્નિભય,

રાશ્યંક આવે તો ઇષ્ટકાળે ક્રાન્તિસામ્ય છે, પણ જો વધારે અંશ કળા આવે તો તેની વિકળા કરવી બીજી તરફ સાયન સૂર્યની ગતિ કળા વિકલા અને ચન્દ્રની ગતિ કળા વિકળાનો સરવાળો કરી ૩૫૫ કળા કરવી, પછી આ ગતિ વિકળાવડે ઉપરોકત વિકળાને ભાગ દેવો, જેથી ભાગમા ગત દિવસ આવશે વળી શેષને ૬૦ થી ગુણી ગતિવિકળાથી ભાગવાથી ગત ઘડી વિગેરે આવશે અને જો છ કે બારથી ઓછા અંશ હોય તો તેની પણ વિકલા કરી તેને ગતિવિકળાવડે ભાગવાથી ક્રાન્તિસામ્યના શેષ દિન ઘડી પલ વિગેરે આવશે જેમકે—સંવત ૧૫૧૨ ના વૈશાખ શુદિ ૧૦ ગુરૂવારે મઘા નક્ષત્રમા ઘડી ૧ પળ ૪૫ પછી ધ્રુવનો પ્રથમ પાદ ભોગવાયેલ છે તે કાળે સૂર્ય ૦–૧૮–૫૦–૨૬ છે, સાયન સૂર્ય ૧–૪–૨૪–૨૬ છે, ગતિ કળા વિકળા ૫૭–૫૮ છે, ચન્દ્ર ૪–૧૧–૭–૩૦ છે, સાયન ચન્દ્ર ૪–૨૬–૩૯–૩૦ છે, અને ગતિકળા ૭૫૦ છે, તેમને એકઠા કરવાથી ૬–૧–૦–૫૬ થાય છે, તો અહીં ક્રાન્તિસામ્ય વીતી ગયુ છે તેમા ભુક્ત વિકળા ૩૬૫૬ છે, અને સૂર્ય–ચન્દ્રની ગતિવિકળા ૪૮૪૭૮ છે, એટલે ૩૬૫૬ ને ૪૮૪૭૮થી ભાગતા દિન ૦ ઘડી ૪ અને પળ ૩૧ આવે છે તો ઘડી ૪ અને પળ ૩૧ પહેલા ક્રાન્તિસામ્ય થયુ હતુ

**બુધપંચક**—સદ્યોરિષ્ટ યોગ પણ ત્યજવો, જેનુ નામ **બુધપંચક અને બાણપંચક છે**

ઉદયથી ગયેલુ લગ્નનુ પ્રમાણ, સંક્રાન્તિ ભુક્ત દિવસ, અને એક મેળવી બુધને પાચ સ્થાને જુદાજુદા લખવો પછી તેમા અનુક્રમે ૯–૩–૧–૮ અને ૭ ઉમેરી ૯ થી ભાગ દેવો જો શેષમા પાચ વધે તો બાણપંચક થાય છે, જે પાચેનુ ફળ અનુક્રમે કંકાસ, અગ્નિભય, નૃપભય, ચોર ઉપદ્રવ, અને મૃત્યુ છે, માટે પ્રતિષ્ઠા તથા વિવાહમા તેનો ત્યાગ કરવો

બીજે સ્થાને કહ્યુ છે કે–તિથિ, વાર, નક્ષત્ર અને લગ્નના આકને એકઠા કરી તેમા જુદા જુદા ૧–૩–૪–૬ અને ૮ ઉમેરી

૯ થી ભાગ દેવો. જો શેષમાં ૫ વધે તો **દિનત્યાજ્ય** બુધપંચક થાય છે. જેમાં કાર્ય કરવાથી અનુક્રમે—રોગ, અગ્નિભય, નૃપભય, ચોર પીડા, અને મૃત્યુ થાય છે; તેથી તે દિવસે ત્યજવું.

પાંચે રાશિના શેષ સરવાળાને નવથી ભાગતાં શેષમાં પાંચ રહે તો **રાત્રિત્યાજ્ય** બાણપંચક થાય છે; અને તે વખતે કાર્ય કરવાથી સર્પનો ભય થાય છે. અહીં લગ્ન ઇષ્ટકાળનું રાત્રિનું લેવું.

**નારચંદ્ર**માં તો કહ્યું છે કે—ભાગમાં આવેલ આંકના સરવાળાને ૯ થી ભાગતાં શેષ ૫ વધે તો રાત્રિત્યાજ્ય પંચક થાય છે.

**જ્યોતિષ** હીરમાં કહ્યું છે કે—પુરૂષનામ, નક્ષત્ર અને રવિ નક્ષત્રના સરવાળો કરી ૯ થી ભાગ દેવો. જે શેષ આંક રહે છે તેનાં નામ અનુક્રમે—ખર, હય, ગજ, મેષ, જંબુક, સિંહ, કાક, મોર અને હંસ છે. આમાં ખર, મેષ, જંબુક સિંહ, અને કાક; એ પાંચયોગો દુષ્ટ છે. આવીજ રીતે ઇષ્ટ ચંદ્રનક્ષત્ર અને પુરૂષનામ નક્ષત્રના સરવાળાને ૧૨ થી ભાગ દેવો. જે શેષ રહે તેનાં નામ અનુક્રમે-હાથી, બળદ, પાડો, હંસ, શ્વાન, કાગડો, હંસ, મેષ, ગધેડો, જંબુક, નાગ અને ગરૂડ છે. આ દરેકનું ફળ નામ પ્રમાણે છે.

વળી પણ કહ્યું છે કે—ચૈત્રાદિ ગત માસને બમણા કરી તેમાં વર્તમાન મહિનાના દિવસો મેળવી સાતે ભાગ દેવો. તેમાં જે શેષ રહે તેનું ફળ—લક્ષ્મી, કલહ, આનંદ, મૃત્યુ, ધર્મ, સમ અને વિજય છે. **આરંભસિદ્ધિ**માં સમને બદલે ક્ષય ફળ દર્શાવ્યું છે.

રવિનક્ષત્રથી ચાલુ દિનાંક તિથિ વાર અને નક્ષત્રના સરવાળાને ૯ થી ભાગતાં શેષમાં સાત વધે તો **હિંબર** નામનો નિંદ્ય યોગ થાય છે. આ યોગની વિશેષ પ્રવૃત્તિ દક્ષિણમાં છે અન્યસ્થળે કહ્યું છે કે—

" गततिथ्यायुतलग्ने, नन्दहतेः पंचकं क्रमाज्ज्ञेयम् !
मृतिरग्निर्नो नृपति–र्नो चोरो नो गदो नेति ॥ १ ॥ "

અર્થ—" શુદિ ૧ થી ચાલુ તિથિ સુધીમા ગતતિથિ અને લગ્નનો સરવાળો કરી તેને ૯ થી ભાગ દેવો શેષમાં ૧ થી ૯ સુધીના આક રહે તેના નામ અનુક્રમે—૧ મૃત્યુપચક, ૨ અગ્નિપચક, ૩ નોપચક, ૪ નૃપપચક ૫ નિષ્પચક, ૬ ચોરપચક, ૭ નિષ્પચક,૮ રોગપચક, અને ૯ નિષ્પચક છે ॥૧॥"

" याने चौर व्रते रोग, ग्रहारम्भेऽग्निपञ्चकम् ॥
चतुर्थं राजसेवाया, मृत्यु सर्वत्र वर्जयेत् ॥ २ ॥"

અર્થ—" પ્રયાણમા ચોરપચક, વ્રતમા રોગપચક, ઘર વાસ્તુમા અગ્નિપચક, રાજકાર્યમા રાજપચક, અને સર્વ કાર્યમા મૃત્યુપચક વર્જવા ॥ ૨ ॥"

જેમકે—૧૯૪૮ ના કાર્તિક શુદિ ૧૫ સુધીમા તિથિ ૧૩ ગઇ છે અને પુનમના સવારે સાતમુ તુલાલગ્ન છે તેનો સરવાળો ૨૦ થાય છે તેને ૯ થી ભાગતા શેષમા ૨, રહે છે તો કાર્તિક શુદિ ૧૫ ના સવારે અગ્નિ ૫ચક છે, તેથી તે દિને ઘરનુ હરકોઇ કાર્ય કરવુ નહીં તથા કૃત્તિકાદિ નક્ષત્ર અને પાચથી ભાંગતા શેષ રહેલ તિથિ, તેને ભેગા કરી બારથી ભાગ દેવો, જો શેષમા ૨–૫ અને ૯ આવે તો તે દિવસે કાર્ય કરવુ નહિ

લગ્નના ઇષ્ટ નવાશના નામવાળી રાશિ સ્વામિયુક્ત કે સ્વામિદૃષ્ટ ન હોય અને ઇષ્ટ નવાશથી ૫ચાવનમા નવાશના નામવાળી રાશિ સ્વામિયુક્ત કે સ્વામિદૃષ્ટ ન હોય તો તેનો ત્યાગ કરવો પણ ઇષ્ટ નવાશ અને જામિત્ર નવાશની રાશિઓ સ્વામિયુકત કે સ્વામીની દૃષ્ટિવાળી હોય તો શુભ છે

- લગ્નપતિ, નવાશપતિ, અને ચન્દ્ર, નીચ સ્થાનના, અસ્ત, ક્રૂરની સાથે રહેલા, ક્રૂરથી જોવાયલા, અથવા શત્રુ ઘરના હોય તો તેનો પણ શુભકાર્યમા ત્યાગકરવો હિતકારક છે

આ પ્રત્યેક વિલગ્નો લગ્નને નિર્બળ કરી નાખે છે આ સિવાય ક્રૂરવાર, ક્રૂરગ્રહયુક્તનક્ષત્ર, વિષ્ટિ, કટક, કુલિક, વ્યતિપાત, વૈધૃત, અને વેધ વિગેરે પણ લગ્નને નિર્બળ કરી

નાંખે છે. ઉપરોક્ત પ્રત્યેક દોષો **એકસત્તાક** છે, એટલે તેઓ નિર્બળ ન હોય તો એકાકીજ લગ્નબળને હણી નાંખે છે.

અને **ગણસાત્તાક** વિલગ્નો નીચે મૂજબ છે. જે પૈકીના બે ત્રણ સાથે મળીને લગ્નને દૂષિત કરી નાખે છે—

૧ **ચન્દ્રની મૃતાવસ્થા**—યમ, સર્પ, રાક્ષસ અને અગ્નિના મુહૂર્તો, એટલે—૨–૧૨–૨૦–૨૧–૨૨–૩૦ મુહૂર્તો અન ક્ષયતિથિ કે વૃદ્ધિતિથિ; આ ત્રણનો યોગ થાય તો લગ્ન અશુભ ફળ આપે છે.

૨ ક્રૂર ગ્રહની **લત્તા** હોય, ઉપગ્રહ હોય, અને બૃહદ્ આયુધવાળો પાત હોય, તો તે લગ્નમાં કરેલ કાર્ય અશુભને માટે થાય છે.

૩ લગ્નમાં કર્તરી દોષ હોય, લગ્નેશ સાથે ક્રૂર ગ્રહ હોય અને સૌમ્ય ગ્રહો પણ ક્રૂર કે આપોકિલમમાં હોય, તો લગ્ન અશુભને માટે થાય છે.

૪ જન્મરાશિ, સૌમ્ય ગ્રહયુકત કે સૌમ્યગ્રહથી જોવાયેલી ન હોય, લગ્ન પણ સૌમ્યગ્રહની દૃષ્ટિવાળું ન હોય, અને કેન્દ્રમાં સૌમ્યગ્રહો ન હોય, તો આ ત્રણ યોગથી થયેલ વિલગ્ન લગ્નશુદ્ધિને નષ્ટ કરે છે.

૫ શુદ્ધિને વિષે સૂર્ય અને ગુરૂ સમરેખાવાળા હોય; અને લગ્નમાં પણ મધ્યમ ફળવાળા હોય, તથા કેન્દ્રમાં બે સૌમ્યગ્રહો ન રહ્યા હોય, તો પણ શુભકાર્યમાં વર્જ્ય વિલગ્ન થાય છે.

૬ ચન્દ્ર શુક્ર સાથે હોય, નવમે ભુવને એકલો પાપગ્રહ હોય, અને બારમે સ્થાને શનિ હોય, તો દુષ્ટ યોગ થાય છે.

૭ ફાગણ માસમાં મીનસંક્રાન્તિ હોય, જન્મતિથિ હોય, જન્મમાસ હોય, અને બારમું કે ચોથું લગ્ન હોય, તો તે વખતનું લગ્ન અશુભ ફળ આપે છે.

આ હરેક દોષોમા ગંડાત વિષ્ટિ પગ્ગમજામિત્ર વેધ વિગેરે કેટલાક દોષો અસાધ્ય છે, જે મિષ્ટાન્નમા પડેલા ગરલ ( વિષ ) ની પેઠે વિશાળ ગુણસમૂહને પણ દૂષિત કરી નાખે છે તથા કેટલાક દોષો સાધ્ય છે, જેનો પ્રતિકાર થઈ શકે છે, એ સવિસ્તર બીના આરંભસિદ્ધિની ટીકામા છે

**વિલગ્નશુદ્ધિ** નીચે પ્રમાણે છે—

" तिथिवासर नक्षत्र–योगलग्नक्षणादिजान् ।
सबलान् हरतो दोषान्, गुरुशुक्रौ विलग्नगौ ॥ १ ॥
त्रिकोणकेन्द्रगावापि, भङ्ग दोषस्य कुर्वते ।
वक्रनीचारिगावापि, ज्ञजीवभृगुभानव ॥ २ ॥"

અર્થ—" લગ્નમા રહેલ ગુરૂ અને શુક્ર–તિથિ, વાર નક્ષત્ર, યોગ, લગ્ન, અને ક્ષણાદિથી થયેલા બળવાન્ દોષોને હણે છે ॥૧॥ તથા ત્રિકોણ અને કેન્દ્રમા રહેલા બુધ ગુરૂ શુક્ર પણ દોષનો નાશ કરે છે, તેમજ વક્રી, નીચ, કે શત્રુગૃહી બુધ ગુરૂ શુક્ર અને રવિ શુભ હોય તો દોષનો નાશ કરે છે ॥૨॥ "

વક્રી નીચ કે શત્રુગૃહિ ગુરૂ પણ પોતાના ઉચ્ચમાં સ્વગૃહમા, અને બુધ શુક્રની સાથે રહ્યો હોય તો શુભ છે

" एकार्गलोपग्रहपातलत्ता जामित्रकर्तर्युदयादिदोषा ।
लग्नेऽर्कचन्द्रेज्यबले विनश्यन्त्यर्कोदये यद्वदहो तमासि ॥१॥"

અર્થ—" જેમ સૂર્યોદય થતા અંધકારનો નાશ થાય છે, તેમ સૂર્ય, ચન્દ્ર અને ગુરૂવડે બળવાન્ લગ્ન હોય તો–એકાર્ગલ, ઉપગ્રહ, પાત, લત્તા જામિત્ર, કર્તરી અને ઉદય વિગેરે દોષો નાશ પામે છે ॥૧॥

**ઉદયપ્રભસૂરિ** કહે છે કે—

" लग्नजातान्नवांशोत्थान्, क्रूरदृष्टिकृतानपि ।
हन्याज्जीवस्तनौ दोषान्, व्याधीन् धन्वन्तरिर्यथा ॥ १ ॥"

અર્થ—" જેમ ધન્વંતરિ વ્યાધિઓને દૂર કરે છે તેમ

લગ્નમાં રહેલ ગુરૂ, લગ્નથી થયેલા નવાંશથી થયેલા અને ક્રૂર દૃષ્ટિથી થયેલા સમસ્ત દોષોને હણે છે. ॥ ૧ ॥"

કેન્દ્ર અને ત્રિકોણમાં રહેલ ગુરૂની દૃષ્ટિથી ક્રૂર ગ્રહો પણ સૌમ્ય થાય છે.

" सौम्यवाक्पतिशुक्राणां, य एकोऽपि बलोत्कटः ।
क्रूरैरयुक्तः केन्द्रस्थः, सद्योऽरिष्टं पिनष्टि सः ॥ १ ॥

**અર્થ**—" બુધ, ગુરૂ અને શુક્ર પૈકીનો હરકોઇ એક ગ્રહ બળવાન્ હોય, ક્રૂર ગ્રહની સાથે ન હોય, અને કેન્દ્રમાં રહ્યો હોય, તો તે તત્કાળના અરિષ્ટનો નાશ કરે છે ॥ ૧ ॥"
**વ્યવહાર પ્રકાશ**માં કહ્યું છે કે—

" हन्ति शतं दोषाणां, शशिजः समुदायिनां हि केन्द्रस्थः ।
शुक्रो हन्ति सहस्रं, बली गुरुर्लक्षमेकं हि ॥ १ ॥"

**અર્થ**—" કેન્દ્રમાં રહેલ બુધ એક સાથે રહેલા સો દોષોને, શુક્ર હજાર દોષોને, અને બળવાન્ ગુરૂ લાખ દોષોને હણે છે." ॥ ૧ ॥

૩–૬–૧૧ ભૂવનમાં રહેલ રવિ પણ સામાન્ય દોષોનો નાશ કરે છે, સર્વ ગ્રહોવડે બળવાન્ લગ્ન ન મળે તો.

" त्रयः सौम्यग्रहा यत्र, लग्ने स्युर्बलवत्तराः ।
बलवत्तदपि विज्ञेयं, शेषैर्हीनबलैरपि ॥ १ ॥"

**અર્થ**—" જે લગ્નમાં ત્રણ સૌમ્યગ્રહો બળવાન્ હોય, તે લગ્ન બીજા હીન બળવાળા ગ્રહો હોવા છતાં બળવાન્ છે. ॥૧॥

પ્રથમ ભુવનનું નામ **ઉદય** છે, અને સાતમા ભુવનનું નામ **અસ્ત** છે; તેથી તેના ઉદિત અને અસ્તગત નવાંશથી જે શુદ્ધિ નિશ્ચિત કરાય છે તે **ઉદયાસ્તશુદ્ધિ** કહેવાય છે.

" पश्यन्नंशाधिपो लग्नं, भवेदुदयशुद्धये ।
अस्तांशेशस्तु लग्नास्त–मस्तशुद्ध्यै विलोकयन् ॥ १ ॥"

**અર્થ**—" લગ્નકુંડળીમાં ઉદિત નવમાંશનો પતિ નવમાંશને જુવે તો તે ઉદયશુદ્ધિને માટે થાય છે, અને સાતમા નવમાંશનો પતિ સાતમા સ્થાનને જોતો હોય તો તે અસ્તશુદ્ધિ માટે થાય છે ॥ ૧ ॥"

**યતિવલ્લભ**માં તો કહ્યું છે કે—ઇષ્ટરાશિનો ઇષ્ટ નવમાંશ તે **ઉદયાંશ**, અને ઇષ્ટરાશિથી સાતમી રાશિનો તેટલામોજ નવમાંશ, અર્થાત ઇષ્ટ નવમાંશથી સાતમો કે પંચાવનમો નવમાંશ તે **અસ્તાંશ** કહેવાય છે પોતપોતાના પતિવડે આ ઉદયાંશ અને અસ્તાંશના તુલ્ય નામવાળી રાશિ જોવામાં કેટલાક આચાર્યો ઉદયાસ્તની શુદ્ધિ કહે છે તથા લગ્નકુંડળીમાં ઇષ્ટ નવમાંશનો પતિ લગ્નને જોતો હોય, અને સપ્તમ નવાંશપતિ અસ્તભુવનને જોતો હોય, તો પણ ઉદયાસ્તની શુદ્ધિ છે, એમ **વ્યવહાર પ્રકાશ**માં કહ્યું છે **ભાસ્કર** કહે છે કે—

" नाथाऽयुक्तेक्षिता लग्न–भार्या पुत्र नवांशका ।
क्रमात् पुस्त्रीसुतान् घ्नन्ति, न घ्नन्ति युतवीक्षिता ॥१॥"

**ભાવાર્થ**—" નવમાંશ કુંડળીમાં લગ્ન કલત્રભુવન અને પુત્રભુવનના અંશો પોતપોતાના પતિ સાથે જોડાયેલા કે પતિથી જોવાયેલા ન હોય તો ક્રમે પુરૂષ, સ્ત્રી અને પુત્રનો નાશ કરે છે પણ પોતાના પતિ સાથે જોડાયેલા કે પતિની દૃષ્ટિવાળા હોય તો પુરૂષનો, સ્ત્રીનો કે પુત્રનો નાશ કરતા નથી" આ ઉદયાસ્તની શુદ્ધિ દરેક કાર્યમાં તપાસવી

**નારચન્દ્ર**માં કહ્યું છે કે—કેવલ અસ્તશુદ્ધિની જરૂર છે, પણ અસ્તશુદ્ધિ હોવી જ જોઇએ એવો કાંઇ નિયમ નથી, માત્ર સ્ત્રીને અસ્તશુદ્ધિ જોઇએ

**ઉદયપ્રભ સૂરિ** કહે છે કે—પ્રતિષ્ઠા અને દીક્ષામાં અસ્તશુદ્ધિ હોવી જોઇએ એવો આગ્રહ નથી, જ્યારે **હરિભદ્ર સૂરિ** તો કહે છે કે—વ્રત અને પ્રતિષ્ઠામાં ઉદય અને અસ્તની શુદ્ધિ વગરનું લગ્ન પણ કેટલાક આચાર્યો શુભ માને છે આ મત ઘણાને સમ્મત છે

અસ્તશુદ્ધિનો પ્રસંગ હોવાથી **ગ્રહોની અસ્તદશા** પણ વિચાર્ય છે. સૂર્યના ૧૨-૧૭-૧૩-૧૧-૯ અને ૧૪ ત્રિશાંશ મધ્યે ચન્દ્રાદિ ગ્રહો અસ્ત પામે છે, અને સૂર્ય રાત્રિના ચાર પહોર આથમે છે. અહીં સૂર્યાસ્ત હોય તો દીક્ષા અને પ્રતિષ્ઠા વર્જ્ય છે. સૂર્યના કિરણોમાં ચન્દ્ર અસ્ત પામે તે દિવસો પણ શુભ કાર્યમાં વર્જ્ય છે, અને ચન્દ્ર નિર્બળ હોય તો તારાબળથી કામ ચાલે છે.

ગુરૂ અને શુક્રનો અસ્ત હોય તો લગ્ન અશુભ છે, કેમકે ગુરૂ-શુક્રના અસ્તમાં વિવાહ કરવાથી પુરૂષ અને સ્ત્રીનું મૃત્યુ થાય છે.

" जीर्णः शुक्रोऽहानि पञ्च प्रतीच्यां,
प्राच्यां बाल स्त्रीण्यहानि स हेयः ।
त्रिघ्नान्येवं तानि दिग्वैपरीत्ये,
पक्षं जीवोऽन्ये तु सप्ताहमाहुः ॥ १ ॥ "

**અર્થ**—" શુક્ર પશ્ચિમમાં પાંચ દિવસ વૃદ્ધ હોય છે, અને પૂર્વમાં ત્રણ દિવસ બાળક હોય છે; તેથી વિપરીત ઉદયાસ્તમાં ત્રણ ગુણી અવસ્થા હોય છે. એટલે શુક્ર પૂર્વમાં પંદર દિવસ વૃદ્ધ, અને પશ્ચિમમાં નવ દિવસ બાળક હોય છે. તે બાળ અને વૃદ્ધ શુક્ર પ્રતિષ્ઠા ઉદ્યાપન વિગેરે સમસ્ત શુભ કાર્યમાં વર્જવો. તથા ગુરૂ પંદર દિવસ બાળક અને પંદર દિવસ વૃદ્ધ રહે છે, તેનો શુભ કાર્યમાં ત્યાગ કરવો. કેટલાક તો ગુરૂ અને શુક્રના બાળક અને વૃદ્ધપણાના સાત સાત દિવસ કહે છે. ॥ ૧ ॥ "

અન્યસ્થાને બાળક ગુરૂના ત્રણ દિવસ અને વૃદ્ધ ગુરૂના પાંચ દિવસ વર્જ્ય કહ્યા છે. **ઉદયપ્રભ સૂરિના** મત પ્રમાણે અસ્તદિન સાથે ગણતાં ગુરૂના દિન ૬૨, શુક્રના દિન ૧૩, અને પૂર્વાસ્ત શુક્રના દિન ૧૦૧ શુભ કાર્યમાં ત્યાજ્ય છે.

દીક્ષામાં બળવાન્ શુક્રને અશુભ માન્યો છે, તેથી શુક્રાસ્તમાં કે શુક્રના નિર્બળપણામાં દીક્ષા દેવી શુભકારક છે.

તથા **સારંગ** કહે છે કે—ગુરૂ અથવા શુક્ર અસ્ત પામે, અને તેજ કાળે જો બુધનો ઉદય થાય, તો આવા વખતમા વિવાહિત થયેલ કન્યા આઠ પુત્રની માતા થાય છે અસ્ત પામેલો બુધ શુભ કાર્યમા મધ્યમ ફળવાળો છે

**દૈવજ્ઞ વલ્લભ**મા કહ્યુ છે કે—

" राहौ दृष्टे शुभं कार्यं, वर्जयेद् दिवसाष्टकम् ।
त्यक्त्वा वेतालससिद्धिं, पापदं भयदं तथा ॥ १ ॥ "

**અર્થ**—" રાહુના દર્શન થાય ત્યારથી આઠ દિવસ સુધી ભૂત સાધના, પાપ દેનાર, તથા ભય કરાવનાર કાર્ય સિવાયના શુભકાર્યો કરવા નહી ॥ ૧ ॥ " અને કેતુના ઉદયના દિવસે પણ શુભ કાર્ય સફળ થતુ નથી અસ્તગ્રહના રાશિ લગ્ન અને નવાંશ શુભ કાર્યમા વર્જ્ય છે

હવે **જન્મ રાશિ ગોચર** અને **વામવેધ** કહીએ છીએ—

" शिष्य स्थापक कन्याना, जीवेन्द्वर्कबलानि च । "

**અર્થ**—ઇષ્ટ લગ્નકાળે દીક્ષા લેનાર શિષ્ય, પ્રતિષ્ઠા કરાવનાર, તથા પરણનાર કન્યાના ગુરૂ, ચન્દ્ર અને સૂર્યના બળ જોવા " અને ગુરૂ વર અને પ્રતિમાનુ ચન્દ્રબળ જોવુ, જે જન્મ રાશિથી જોવાય છે

ઇષ્ટકાળની ગ્રહકુંડલી તૈયાર કરવી, પછી જન્મ રાશિને લગ્નમા સ્થાપી શુદ્ધિ તપાસવી, જે નીચે મુજબ છે—

જન્મ રાશિથી ૩–૬–૧૦–૧૧ સ્થાને રવિ હોય, ૧–૩–૬–૭–૧૦–૧૧ મે સ્થાને ચન્દ્ર હોય, ૩–૬–૧૧ સ્થાને મંગળ હોય, ૨–૪–૬–૮–૧૦–૧૧ સ્થાને બુધ હોય, ૨–૫–૭–૯–૧૧ સ્થાને ગુરૂ હોય, ૧–૨–૩–૪–૫–૮–૯–૧૧–૧૨ મે સ્થાને શુક્ર હોય, ૩–૬–૧૧ મે સ્થાને શનિ હોય, અને ગત ગ્રહની ગ્રહની રાશીથી ૩–૬–૧૦–૧૧ ભુવને રાહુ હોય તો શુભ છે

વળી શુક્લપક્ષ હોય તો જન્મ રાશિથી ૨-૫-૯ મા સ્થાને રહેલ ચન્દ્ર પણ શુભ છે. **પૂર્ણભદ્ર** કહે છે કે—૮ મે સ્થાને રહેલ શુક્ર શુભ નથી. કેટલાક આચાર્યો તો કહે છે કે—ઇષ્ટિકાળનો સ્પષ્ટ રાહુ પણ જન્મ રાશિથી ૩-૬-૭-૧૦-૧૧ ભુવને હોય તો શુભ છે.

તથા મેષ વિગેરે બાર રાશવાળાને અનુક્રમે ૧-૫-૯-૨-૬-૧૦-૩-૭-૪-૮-૧૧ અને ૧૨ મો ચન્દ્ર **ઘાતચન્દ્ર** કહેવાય છે, તેનો દરેક કાર્યમાં ત્યાગ કરવો.

"त्रिषष्टदशमे चैवै-कादशमे विशेषतः ।
शरीरे पुष्टिकर्ता च, शनिः प्रोक्तो न संशयः ॥ १ ॥"

**અર્થ**—"જન્મરાશિથી ૩-૬-૧૦ અને ૧૧મે સ્થાને રહેલ શનિ શરીરને પુષ્ટ કરે છે, તેમાં સંશય નથી ॥ ૧ ॥"

જન્મરાશિથી ૫-૭-૯ સ્થાને રહેલ શનિ મધ્યમ છે, અને જન્મરાશિથી ૧-૨-૪-૮ અને ૧૨ મા સ્થાને રહેલ શનિ દુષ્ટ છે.

શનિ એક રાશિમાં ૨॥ વરસ રહે છે, તેથી જ્યારે જન્મરાશિથી ૧-૨-૪-૮ કે ૧૨ મી રાશમાં શનિ હોય ત્યારે **પનોતી** બેઠી કહેવાય છે. તેમાં જન્મરાશિથી ૧૨-૧ અને ૨ ભુવનમાં શનિ ફરે છે ત્યારે ૭॥ વરસ જાય છે, તે સાડસાત (સાર્ધસપ્ત, હાડહતી) વર્ષની પનોતી એવા નામથી પ્રસિદ્ધ છે.

જે દિવસે શનિની પનોતી બેસે તે દિવસે જન્મરાશિથી ૧-૬-૧૧ સ્થાને ચન્દ્ર હોય તો **સોનાને** પાયે, ૨-૫-૯ સ્થાને ચન્દ્ર હોય તો રૂપાને પાયે, ૩-૭-૧૦ મે સ્થાને ચન્દ્ર હોય તો ત્રાંબાને પાયે, અને ૪-૮-૧૨ મે સ્થાને ચન્દ્ર હોય તો લોઢાને પાયે પનોતી બેઠેલી જાણવી. આ રીતે લોઢાને અને સોનાને પાયે બેઠેલી પનોતી દુઃખકારક છે.

જન્મના **રાશિગોચર**ની પેઠે જન્મના **નક્ષત્રગોચર**ની શુદ્ધિ પણ જરૂરી છે, તેમાં શનિની ગોચરશુદ્ધિ માટે ઉદયપ્રભસૂરિ કહે છે કે—તાત્કાલિક શનિનક્ષત્રથી જન્મનક્ષત્ર સુધી

ગણુવુ, અને જેટલામુ નક્ષત્ર થાય તેનુ ફળ તપાસવુ, જે આ પ્રમાણે છે—

૧–પીડાકારક, ૪–ધનકારક, ૬ ૫થકારક, ૪ બધનકારક ૫–ધર્મ કરાવનારા, ૩–લાભ દેનારા, ૨–સન્માન કરાવનારા, ૧–પરાભવ કરાવનાર, અને ૧–મૃત્યુ કરાવનાર નક્ષત્રો મનાય છે

આ પ્રમાણે પોતાની જન્મરાશિથી અને તે ન મળે તો અવકહડા ચક્ર અનુસારે નામરાશિથી ગ્રહેગોચર શુદ્ધિ તપાસવી, પણ તેમા રવિ સોમ અને ગુરૂની ગોચર શુદ્ધિ અતિ આવશ્યક છે

જન્મરાશિથી શુભાશુભ ગ્રહની પેઠે મહાદશા અને અ તરદશાથી પણ ગ્રહોનુ ફળ જોવાય છે, પણ તે અહીં આવશ્યક નથી, તેથી મહાદશાનુ સ્વરૂપ દેખાડેલ નથી પરતુ યાત્રાદિકમા જરૂરી દિનદશા સ્થૂલદષ્ટિએ બતાવીએ છીએ

પોતાના નામની રાશિમાં જે દિવસે સૂર્યનુ સ ક્રમણુ થાય તે દિવસથી આર ભીને ચાલતા દિવસો સુધીના દિવસો ગણુવા જેટલા દિવસો ગયા હોય તેમા અનુક્રમે—દિન ૨૦ રવિની, દિન ૫૦ ચ દ્રની, દિન૨૮ મ ગળની, દિન ૫૬ બુધની દિન ૩૬ શનિની, દિન ૩૩ ગુરૂની, દિન ૩૩ રાહુની, દિન ૩૪ કેતુની, અને દિન ૭૦ શુક્રની દિનદશા છે આ દિનદશાનો જે ગ્રહ હોય તે ગ્રહ **દશાપતિ** કહેવાય છે તેનુ ફળ અનુક્રમે હાનિ, ધન પ્રાપ્તિ, રોગ, લક્ષ્મી, દીનતા, લક્ષ્મી, બધન, ભય અને ધન પ્રાપ્તિ છે

રવિ સોમ અને ગુરૂનુ ગ્રહગોચર અનુકૂળ ન હોય તો ગ્રહોથી અષ્ટવર્ગની શુદ્ધિ જોવી. **નારચ દ્ર**મા કહ્યુ છે કે—

" रविशशिजीवे सबले, शुभद स्याद् गोचरोऽथ तदभावे ।
ग्राह्याऽष्टवर्गशुद्धि—र्जननविलग्नग्रहेभ्यस्तु ॥ १ ॥"

**અર્થ**—" બળવાન્ રવિ, ચન્દ્ર અને ગુરૂ વડે ગોચર શુભદાયી થાય છે, પણ તેમ ન હોય તો જન્મથી, લગ્નથી અને ગ્રહોથી કરાયેલ અષ્ટવર્ગની શુદ્ધિ લેવી ॥ ૧ ॥ "

સૂર્યાદિ ગ્રહમાં હરકોઇ ગ્રહ નિર્બળ, પ્રતિકૂળ, કે નેષ્ટ હોય તો અનુક્રમે—પદ્મપ્રભસ્વામી, ચન્દ્રપ્રભસ્વામી, વાસુપૂજ્યસ્વામી, વિમલનાથ, આદિનાથ, સુવિધિનાથ, મુનિસુવ્રતસ્વામી, નેમિનાથ, અને પાર્શ્વનાથ પ્રભુની પરિકર ( પરઘર ) વાળી પ્રતિમાની પૂજા કરવાથી શાંતિ થાય છે.*

**વેધ** વિના કાર્ય કરનાર મનુષ્ય પાછો પડે છે, માટે ગોચરશુદ્ધિ કર્યા પછી દરેક ગ્રહોની વેધથી થયેલ અશુદ્ધિ અને વામવેધથી થયેલ શુદ્ધિ તપાસવી. ગોચરથી શુભ થયેલો હરકોઈ ગ્રહ વેધકસ્થાનમાં રહેલ ગ્રહવડે વિંધાયાથી અશુભ થાય છે, અને ગોચર વડે દુષ્ટ થયેલ ગ્રહ વેધ્યસ્થાનમાં રહેલ ગ્રહથી વામવેધે વીંધાયાથી શુભ થાય છે, તથા દુષ્ટગ્રહ પણ સૌમ્ય થાય છે.

## ગ્રહોના શુભસ્થાનો અને વેધક સ્થાનો આ પ્રમાણે છે—

રવિનું શુભસ્થાન ૩–૬–૧૦–૧૧ છે, અને અનુક્રમે વેધક સ્થાન ૯–૧૨–૪–૫ છે.

ચન્દ્રનું શુભસ્થાન ૧–૩–૬–૭–૧૦–૧૧ છે, અને અનુક્રમે વેધકસ્થાન ૫–૯–૧૨–૨–૪–૮ છે.

મંગળનું શુભસ્થાન ૩–૬–૧૧ છે, અને અનુક્રમે વેધક સ્થાન ૧૨–૪–૯ છે,

બુધનું શુભસ્થાન ૨–૪–૬–૮–૧૦–૧૧ છે, અને અનુક્રમે વેધકસ્થાન ૫–૩–૯–૧–૮–૧૨ છે.

ગુરૂનું શુભસ્થાન ૨–૫–૭–૯–૧૧ છે, અને અનુક્રમે વેધકસ્થાન ૧૨–૪–૩–૧૦–૮ છે.

શુક્રનું શુભસ્થાન ૧–૨–૩–૪–૫–૮–૯–૧૧–૧૨ છે, અને અનુક્રમે વેધકસ્થાન ૮–૭–૧–૧૦–૯–૫–૧૧–૩–૬ છે.

---

* પરિકરવાળી પ્રતિમાના આસનમાં નવગ્રહનાચિન્હો હોય છે તો તેની પૂજા કરવી, પણ તે ન મળે તો પછી પરિકરથી રહિત પ્રતિમાની પૂજા કરવી.

શનિનુ શુભ-સ્થાન ૩-૬-૧૧ છે, અને અનુક્રમે વેધક સ્થાન ૧૨-૯-૪ છે

આ રીતે શુભસ્થાનમા રહેલો ગ્રહ તેટલામા વેધકસ્થાનમા રહેલ હરકોઇ ગ્રહે વીંધાવાથી અશુભ થાય છે, અને વેધક સ્થાનમા રહેલો અશુભ ગ્રહ શુભસ્થાનના ગ્રહથી વીંધાતા મંગળ થાય છે પણ પિતા ગ્રહ અને પુત્રગ્રહોનો પરસ્પર વેધ થતો નથી જેમકે—

ત્રીજા સ્થાનમા શુભ રવિ હોય, અને નવમા સ્થાનમા મંગળ હોય, તો રવિનો વેધ થાય છે અને અશુભ બને છે તથા નિર્બળ રવિ નવમા ભુવનમા હોય તો ત્રીજા સ્થાનમા રહેલ મંગળના વામવેધથી શુભ બને છે પણ મંગળને સ્થાને શનિ હોય તો આ ફેરફાર થતો નથી, તથા સોમ અને બુધનો પણ વેધ થતો નથી ( જુઓ-વામવેધ ચક્ર )

## વામવેધ ચક્ર.

| શુભ સ્થાનો | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | | ૫ | | | | ૮ | |
| ૨ | | | | ૫ | ૧૨ | ૭ | |
| ૩ | ૯ | ૯ | ૧૨ | | | ૧ | ૧૨ |
| ૪ | | | | ૩ | | ૧૦ | |
| ૫ | | | | | ૪ | ૯ | |
| ૬ | ૧૨ | ૧૨ | ૪ | ૯ | | | ૯ |
| ૭ | | ૨ | | | ૩ | | |
| ૮ | | | | ૧ | | ૫ | |
| ૯ | | | | | ૧૦ | ૧૧ | |
| ૧૦ | ૪ | ૪ | | ૮ | | | |
| ૧૧ | ૫ | ૮ | ૯ | ૧૨ | ૮ | ૩ | ૪ |
| ૧૨ | | | | | | ૬ | |

**હવે ગ્રહોનું બળાબળ કહીએ છીએ—**

પૂર્વદિશાનો પતિ સૂર્ય છે. ત્યાર પછીની—અગ્નિ, દક્ષિણ, નૈઋત્ય, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર અને ઇશાનના અધિપતિ અનુક્રમે—શુક્ર, મંગળ, રાહુ, શનિ, ચન્દ્ર, બુધ અને ગુરૂ છે. તથા બ્રાહ્મણ વર્ણના સ્વામી ગુરૂ અને શુક્ર છે, ક્ષત્રિય વર્ણના સ્વામી રવિ અને મંગળ છે, વૈશ્ય વર્ણનો સ્વામી ચન્દ્ર છે, શૂદ્રોનો સ્વામી બુધ છે, અને સૂત્રધાર વિગેરે સંકર જાતિનો સ્વામી શનિ છે.

લગ્નભુવનમાં બારમું, પહેલું અને બીજું સ્થાન પૂર્વદિશામાં છે, તેમાં ગુરૂ અને બુધ બળવાન્ છે. ત્રીજું ચોથું અને પાંચમું ભુવન ઉત્તરદિશામાં છે, તેમાં શુક્ર અને ચન્દ્ર બળવાન્ છે. છઠું, સાતમું અને આઠમું ભુવન પશ્ચિમ દિશામાં છે, તેમાં શનિ બળવાન્ છે. તથા નવમું, દસમું અને અગ્યારમું ભુવન દક્ષિણ દિશામાં છે. તેમાં રવિ અને મંગળ બળવાન્ છે.

ચન્દ્રથી ઉપચય સ્થાનમાં રહેલ ગ્રહોની ચન્દ્ર સાથે **તાન** સંજ્ઞા થાય છે, તથા પરસ્પર એક—બીજાથી ઉપચય સ્થાનમાં રહેલ ગ્રહોની **તાન** સંજ્ઞા થાય છે. આ તાન સંજ્ઞાવાળા ગ્રહો એક બીજાના કાર્યને વિસ્તારે છે.

કેન્દ્રમાં રહેલા સ્વગૃહી ઉચ્ચસ્થ અને ત્રિકોણસ્થ ગ્રહો પરસ્પર **કારક** હોય છે, જેમાંનો દસમા ભુવનમાં રહેલ ગ્રહ **આતકારક** હોય છે. ચન્દ્રની દ્રષ્ટિથી આ કારક ગ્રહો વિશેષ બળવાન્ છે. આ સિવાય બીજી રીતે પણ કારક ગ્રહો હોય છે. **ઉદયપ્રભસુરિ** કહે છે કે—જન્મપતિ અથવા લગ્નપતિ ક્રૂર હોય, લગ્નમાં હોય, પણ જો તાન કે કારક હોય તો શુભ છે. આ સિવાયનો સૌમ્યગ્રહ પણ અશુભ છે. બીજે કહ્યું છે કે—

" शुभराशौ शुभांशे वा, कारके धनवान् भवेत् ।
तदंशके शुभे केन्द्रे, राजा नूनं प्रजायते ॥ १ ॥

અર્થ—" જેની જન્મકુંડલીમા શુભરાશિ અને શુભ નવાશવાળો કારક હોય તે ધનવાન્ થાય છે તથા કેન્દ્રનો શુભ કારકાશ હોય તો તે નિશ્ચયે રાજા થાય છે ॥ ૧ ॥ "

ગ્રહોનુ હર્ષસ્થાન ચાર પ્રકારે છે પહેલુ હર્ષસ્થાન પોતપોતાનુ ઉચ્ચ સ્થાન છે બીજુ હર્ષસ્થાન સાતે ગ્રહોનુ અનુક્રમે—નવમુ, ત્રીજુ, છઠ્ઠુ, પહેલુ, અગીયારમુ, પાચમુ અને બારમુ ભુવન છે ત્રીજુ હર્ષસ્થાન—સ્ત્રીગ્રહોનુ રાત્રિ કે સધ્યા, તથા પુરુષ અને નપુસક ગ્રહોનુ દિવસ છે ચોથુ હર્ષસ્થાન પુરુષ નપુસક ગ્રહોનુ કેન્દ્ર પાચ, છ, અગ્યાર અને બારમુ ભુવન છે, તથા સ્ત્રીગ્રહોનુ કેન્દ્ર બીજુ, ત્રીજુ, આઠમુ અને નવમુ ભુવન છે આ ચારે પ્રકારના હર્ષસ્થાનમા રહેલો ગ્રહ હર્ષી મનાય છે

દરેક ગ્રહો પોતાના તાત્કાલિક ભુવનથી ત્રીજે અને દસમે સ્થાને એક પાદ દ્રષ્ટિથી, પાચમે અને નવમે ભુવને બે પાદ દ્રષ્ટિથી, ચોથે અને આઠમે ભુવને ત્રણ પાદદ્રષ્ટિથી, તથા સાતમે સ્થાને સપૂર્ણ દ્રષ્ટિથી જુએ છે વળી શનિને એક પાદદ્રષ્ટિ, ગુરૂને બે પાદદ્રષ્ટિ, અને મગળને ત્રણ પાદદ્રષ્ટિ હોતી નથી, એટલે તેઓ તે સ્થાનને પણ સપૂર્ણ દ્રષ્ટિથી જુએ છે જ્યોતિષસારમાં દ્રષ્ટિપાતના સ્થાનો બીજા દેખાડેલ છે, પણ તે માન્યતા અત્યારે પ્રસિદ્ધ નથી સૌમ્યગ્રહ વડે દેખાયેલો કે મિત્રગ્રહની દ્રષ્ટિવાળો ગ્રહ બળવાન્ છે

પ્રશ્ન પ્રકાશમા કહ્યુ છે કે—

" पाप शीघ्रं शुभो वक्री, बालो वृद्धोऽरिभोऽस्तगः ।
नीचः पापान्तरेऽष्टस्थ, इत्युक्तो चलवर्जित ॥ १ ॥ "

અર્થ—અતિચારી ક્રૂરગ્રહ, વક્રી શુભગ્રહ, બાળ, વૃદ્ધ, શત્રુના ઘરમા રહેલો, અસ્ત પામેલો, નીચ સ્થાને રહેલો, ક્રૂર ગ્રહ સાથે જોડાયેલો, (બે ક્રૂર ગ્રહની મધ્યમા રહેલો) અને આઠમા ભુવનમા રહેલો ગ્રહ નિર્બળ છે ભુવનદીપકની વૃત્તિમા છે કે—

" स्वे-मित्रेनीचगो वक्रः, स्वराश्यस्ताऽरिवर्गगः ।
लग्नाद् द्वादशगः षष्ठः, क्रूरैर्युक्तोऽथ वीक्षितः ॥ १ ॥
याम्यो राह्वास्य-पुच्छस्थो, बालो वृद्धोऽस्तगो जितः ।
मुथुशिले मूशरिफे, पापैरित्यबलो ग्रहः ॥ २ ॥

**અર્થ**—" સ્વનીચ સ્થાનમાં રહેલો, મિત્રના નીચ સ્થાનમાં રહેલો, વક્રી, પોતાના ઘરથી સાતમા સ્થાનમાં રહેલો, શત્રુના છ વર્ગમાં રહેલો, બારમે ભુવને રહેલો, છઠ્ઠે સ્થાને રહેલો, ક્રૂર ગ્રહોથી જોડાયેલો ક્રૂર ગ્રહોથી જોયેલો ॥ ૧ ॥ દક્ષિણાયનમાં રહેલો, રાહુના મુખ નક્ષત્રમાં રહેલો, રાહુના નક્ષત્રથી પંદરમાં નક્ષત્રમાં રહેલો, બાલ ગ્રહ, વૃદ્ધ ગ્રહ, અસ્ત પામેલો ગ્રહ, યુદ્ધમાં જીતાયેલો તથા શીઘ્ર ગતિવાળા ક્રૂર ગ્રહથી થયેલ મુથુશિલ અને મૂશરિફ યોગવાળો ગ્રહ નિર્બળ છે. ॥ ૨ ॥ ( आ० ४-४७ )

આ ઉપરથી એટલું પણ સ્પષ્ટ થાય છે કે—પોતાના કે મિત્રના નીચ નવાંશમાં રહેલો ગ્રહ, અધિ શત્રુના છ વર્ગમાં રહેલો ગ્રહ, અલ્પ બિંબવાળો, રૂક્ષ બિંબવાળો, કાંતિ રહિત, યુદ્ધમાં દક્ષિણગામી, અને ઉત્તર ગામી શુક્ર પણ નિર્બળ છે, આપોક્લિમમાં રહેલા ગ્રહો નિર્બળ છે; અને પણ ફરમાં રહેલા ગ્રહો મધ્યમ બલી છે. **લલ્લે** દેખાડેલી અગ્યાર અવસ્થાવાળા ગ્રહો પૈકીના વિકલ, ખલ, પીડીત અને દીન ગ્રહ નિર્બળ છે.

**દૈવજ્ઞવલ્લભ** કહે છે કે—સૌમ્યદૃષ્ટ અશુભ ગ્રહ તથા શત્રુદૃષ્ટ કે ક્રૂરદૃષ્ટ સૌમ્ય ગ્રહ પણ નિષ્ફળ છે.
ગ્રહોનું બળ વીશ પ્રકારે છે

" स्वे-मित्र- क्षोच्चे-मार्गस्थे-स्वे-मित्रवर्गगो-दिर्तः ।
जयी चोत्तरचारी च, सुहृत्-सौम्यावलोकितः ॥ १ ॥
त्रिकोणा-ऽऽयगतो लग्नाद्, हर्षी वर्गोत्तमांशगः ।
मुथुशिलं मूशरिफं, यदि सौम्यैर्ग्रहैः सह ॥ २ ॥

सर्वयोगे भवेदेव, बलाना विंशतिर्ग्रहे ।
यावद्बलयुता' खेटा—स्तावद्विंशोपका फलम् ॥ ३ ॥

અર્થ—'સ્વગૃહી મિત્રગૃહી, પોતાના નક્ષત્રમા રહેલો, ઉચ્ચનો હોય, માર્ગી, પોતાના છ વર્ગમા રહેલો, મિત્રના વર્ગમા રહેલો, ઉદય પામેલો, જય પામેલો, ઉત્તર ચારી, મિત્રની દૃષ્ટિવાળો સૌમ્ય ગ્રહની દૃષ્ટિવાળો ॥૧॥ ત્રિકોણમા રહેલો, લગ્નથી આય (૧૧) ભુવનમા રહેલો, હર્ષી, વર્ગોત્તમનવાશમા રહેલો, સૌમ્ય ગ્રહો સાથે મુથુશિલ યોગવાળો, અને સૌમ્ય ગ્રહોસાથે મૃશરિફ યોગવાળો ગ્રહ સપૂર્ણ બળવાન છે ॥ ૨ ॥

આ પ્રમાણે સર્વ યોગ થવાથી ગ્રહમા વીશવસા બળ થાય છે, તેથી જેટલા ગ્રહ બળવાન્ હોય તેટલા વના ફળ મનાય છે ॥ ૩ ॥ ૯ ૬૪

આ ઉપરથી મિત્રના નવાશમા રહેલો, અધિમિત્રની રાશિમા રહેલો, અધિમિત્રના નવાશમા રહેલો, લગ્નના ઉદિતાશમા રહેલો, ઘણા દિવસથી ઉદય પામેલો, સ્થૂલ બિબવાળો, વિપુલ, સ્પષ્ટ કિરણવાળો, અને સ્નિગ્ધ ગ્રહ પણ બળવાન્ છે તથા વર્ષેશ, માસેશ, દિનેશ, હોરેશ, કારક, તાન, અને સદ્ય-સફલ ગ્રહ પણ બળવાન્ છે

લલ્લે કહેલા દીપ્ત, સ્વસ્થ, મુદિત, શાત, શક્ત, પ્રવૃદ્ધવીર્ય, અને અધિવીર્ય ગ્રહ પણ બળાવન્ છે

સ્રી રાશિમા સ્રી ગ્રહો બળવાન્ છે, પુરૂષ રાશિમા અસ્રી ગ્રહો બળવાન્ છે, શુક્લ પક્ષમા સૌમ્ય ગ્રહો બળવાન છે, અને કૃષ્ણપક્ષમા ક્રૂર ગ્રહો બળવાન્ છે ત્રણ ત્રણ લગ્નથી થયેલ ચાર દિશામા ઉપર દર્શાવેલ ગ્રહો પણ બળવાન્ છે ગુરૂ શુક્ર અને રવિ દિવસે બળવાન્ છે, ચદ્ર મંગળ અને શનિ રાત્રે બળવાન્ છે, બુધ અહોરાત્રિમા બળવાન્ છે, રવિ અને ચદ્ર ઉત્તરાયણમા બળવાન છે, તથા બીજા પાચ ગ્રહો વક્રી હોય તો બળવાન્ છે કેટલા એકના મતે વક્રી ગ્રહ નેષ્ટ છે, કેમકે બળવાન્ વક્રી ગ્રહ દુષ્ટ છે, અને બળવાન સ્નિગ્ધ ગ્રહ શુભ છે.

પણ **પાકશ્રી**માં તો મૂળ ત્રિકોણ અને વક્ર ગતિનું સમાન ફળ દેખાડેલ છે. અને **નરપતિજયચર્યામાં** કહે છે કે— સૌમ્ય ગ્રહો વક્રી થાય તો અતિશુભ છે, તથા ક્રૂર ગ્રહો વક્રી થાય તો અધિક ક્રૂર છે.

ગ્રહોના નૈ:સર્ગિક બળ માટે કહ્યું છે કે—

" मन्दारसौम्यवाक्पति–सितचन्द्रार्का यथोत्तरं बलिनः ।
नैःसर्गिकबलमेतद्, बलसाम्ये स्यादधिकचिन्ता ॥ १ ॥"

**અર્થ**—" શનિ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, ચંદ્ર અને સૂર્ય ઉત્તરોત્તરપણે અધિક બળવાળા છે; આ નૈ:સર્ગિક બળ છે, તેનો વિચાર બલ સામ્યતામાં આવશ્યક છે ા ૧ ા

**પૂર્ણભદ્રમાં** કહ્યું છે કે—

" लग्नस्याद्यन्तमध्येषु, बलं पूर्णाल्पमध्यमम् । "

**અર્થ**—" લગ્નના આદિ અંત અને મધ્યમમાં અનુક્રમે પૂર્ણ અલ્પ અને મધ્યમબળ છે." **લલ્લ** કહે છે કે—

" लग्नफलं त्वंशके स्पष्टम् "

**અર્થ**—" લગ્નનું ફળ અંશમાં સ્પષ્ટ છે, એટલે લગ્નથી નવાંશ અધિક બળવાન્ છે. "

ગ્રહોનું એક પાદ દૃષ્ટિથી પાંચ વસા, બે પાદ દૃષ્ટિથી દસ વસા, ત્રણ પાદ દૃષ્ટિથી પંદર વસા, અને સંપૂર્ણ દૃષ્ટિથી વીશ વસા ફળ છે. **મુહૂર્તસારમાં** કહ્યું કે—

" वर्ष-मास-द्यु-होरेशै–र्वृद्धिः पञ्चोत्तरा फले । "

**અર્થ**—" વર્ષેશ, માસેશ, દિનેશ અને હોરેશ ગ્રહથી ફળમાં પાંચ પાંચ વસાની વૃદ્ધિ થાય છે, એટલે વર્ષેશ પાંચ વસા માસેશ દસ વસા, દિનેશ પંદર વસા અને હોરેશ વીશ વસા ફળ આપે છે. તથા **ત્રૈલોક્ય પ્રકાશમાં** કહ્યું છે કે—

" रूपा २० र्घ १० पाद ५ वीर्याः स्युः केन्द्रादिस्था नभश्चराः । "

**અર્થ**—" આપોક્લિમમાં રહેલા ગ્રહો પાંચ વસા, પણ

કેન્દ્રમા રહેલા ગ્રહો દસ વર્ષ, અને કેન્દ્રમા રહેલા ગ્રહો વીશ વર્ષે ફળ આપે છે ”

“ अब्धुट्ठवीसा रविणो, पण ससिणो तिन्नि हुन्ति तह गुरुणो ।
दो दो बुह–सुक्काण, सड्ढा सणि–भोम–राहूण ॥ १ ॥ ”

અર્થ—“ સૂર્યના સાડાત્રણ, ચંદ્રના પાચ, ગુરૂના ત્રણ, બુધ તથા શુક્રના બે, અને શનિ મંગળ તથા રાહુના દોઢ દોઢ વર્ષે હોય છે ॥૧॥ આ સર્વ મળીને વીશ વર્ષ થાય છે સર્વ કાર્યમા દરેક રેખાવાળા ગ્રહોવડે વીશ વસાવાળુ લગ્ન થાય છે

જન્મરાશિ ગોચર કરતા ગ્રહની અષ્ટવર્ગ શુદ્ધિ વધારે બળવાન્ છે —

“ स्वक्षेत्रस्थे बल पूर्ण, पादोन मित्रभे गृहे ।
अर्धं समगृहे ज्ञेय, पाद शत्रुगृहे स्थिते ॥ १ ॥
वक्रगृहे फल द्विघ्न, त्रिगुण स्वोचसस्थिते ।
स्वभावज फलं शीघ्रे, नीचस्थोऽर्धं फल ग्रह: ॥२॥ ” (स० ४४)

અર્થ—“ ગ્રહોનુ પોતાના ક્ષેત્રમા સંપૂર્ણ, મિત્રની રાશિમા પોણુ, સમાન ગ્રહની રાશિમા અર્ધુ, શત્રુના ઘરમા ચોથા ભાગનુ બળ છે ॥ ૧ ॥ તથા વક્રી ગ્રહનુ બમણુ, ઉચ્ચ ગ્રહનુ ત્રણગણુ, અતિચારીનુ સ્વાભાવિક હોય. તેટલુ, અને નીચ ગ્રહનુ અર્ધ ફળ મળે છે ॥ ૨ ॥ ” આ વક્રી ગ્રહોનુ સ્વાભાવિક ફળ શુભ હોય તો શુભફળ બમણુ, અને સ્વાભાવિક અશુભ ફળ હોય તો તે બમણુ થાય છે, તે પ્રમાણે દરેકમા જવાનુ છે **પ્રશ્ન પ્રકાશમાં** કહ્યુ છે કે—

“ त्रिद्व्येकगुणार्धबल स्वग उचगवक्रशीघ्रनीचस्थ । ”

અર્થ—“ઉચ્ચ, વક્રી, શીઘ્ર અને નીચ સ્થાને રહેલા ગ્રહોનુ બળ અનુક્રમે ત્રણગણુ, બમણુ, એકગણુ અને અર્ધુ છે ”

**ત્રૈલોક્ય પ્રકાશમા** કહ્યુ છે કે—

“ मित्र–स्वर्क्ष–त्रिकोणोच्चे, फल दत्तेऽङ्घ्रिवृद्धित । ”

અર્થ—" મિત્ર સ્થાનમાં, પોતાના ઘરમાં, ત્રિકોણમાં, અને ઉચ્ચ સ્થાનમાં રહેલ ગ્રહ એકેક પાદની વૃદ્ધિથી ફળ આપે છે."

**બૃહજ્જાતની વૃત્તિ**માં કહ્યું છે કે—તિથિથી ચંદ્ર સો ગણું, અને ચંદ્રથી લગ્ન હજાર ગણું બળવાન્ છે. તેનાથી પણ હોરા, દ્રેષ્કાણ, નવાંશ, દ્વાદશાંશ, અને ત્રીશાંશ ઉત્તરોત્તર પાંચ પાંચ ગણા વધારે બળવાન્ છે. **શૌનક** કહે છે કે—

" रूपं ग्रहस्य वर्गे, स्वदिने द्विगुणं स्वकालहोरायाम् ।
त्रिगुणमरिवर्गयोगे, फलस्य पात्यस्तृतीयांशः ॥ १ ॥ "

અર્થ—" ગ્રહનું ફળ પોતાના વર્ગમાં સરખું છે, પોતાને દિવસે બમણું છે, પોતાની કાળહોરામાં ત્રણ ગણું છે, અને શત્રુના વર્ગને યોગે ત્રીજા ભાગનું છે ॥ ૧ ॥ "

**લલ્લ** કહે છે કે—

" बलिनः कण्टकसंस्था, वर्षाधिपमासदिवसहोरेशाः ।
द्विगुणशुभाशुभफलदा, यथोत्तरं ते परिज्ञेयाः ॥ १ ॥ "

અર્થ—" કેન્દ્રમાં રહેલા વર્ષેશ, માસેશ દિનેશ, અને હોરેશ બળવાન્ છે; તથા ઉત્તરોત્તર બમણા બમણા શુભાશુભ ફળને આપનારા છે ॥ ૧ ॥ "

" पूर्णं खेटाष्टकबलं २०, ऊनं पादेन गोचरं १५ प्रोक्तम् ।
वेधोत्थमर्धबलं १०, पादबलं द्रष्टितः खचरे ॥ १ ॥ "

અર્થ—"ગ્રહોનું આઠ ગ્રહોમાં સંપૂર્ણ, ગોચરનું પોણું, વેધનું અર્ધું, અને દ્રષ્ટિનું એક પાદ બળ હોય છે ॥ ૧ ॥ "

**દૈવજ્ઞ વલ્લભ** કહે છે કે—

" बलवानुदितांशस्थः, शुद्धं स्थानफलं ग्रहः ।
दद्याद् वर्गोत्तमांशे च, मिश्रं शेषांशसंस्थितः ॥ १ ॥ "

અર્થ—" ઉદયના નવાંશમાં અને વર્ગોત્તમ નવાંશમાં રહેલો ગ્રહ બળવાન્ છે. અને તે સ્થાનનું ફળ પૂર્ણ આપે છે; તથા બીજા નવાંશોમાં રહેલો ગ્રહ મધ્યમ ફળ આપે છે ॥૧॥ "

સમરાશિમા શુક્ર તથા ચન્દ્રનુ અને વિષમ રાશિમા બાકીના ગ્રહોનુ પાંચ વસા બળ છે પહેલા મધ્યમ અને છેલ્લા દ્રેષ્કાણમા ક્રમે પુરૂષ ગ્રહો, નપુસક ગ્રહો, અને સ્ત્રી ગ્રહોનુ એક ચતુર્થાંશ બળ છે બીજે સ્થાને તો કહ્યુ છે કે–ગ્રહોનું પોતાના ઘરમા અર્ધુ, મિત્રગ્રહની રાશિમા ચોથા ભાગનુ, અધિમિત્રની રાશિમા દોઢ ચોથા ભાગનુ, સમગ્રહ મિત્ર તથા અધિમિત્રની રાશીમા આઠમા ભાગનુ, શત્રુરાશિમા સોળમા ભાગનુ, અને અધિશત્રુ ગ્રહની રાશિમા બત્રીશમા ભાગનુ બળ હોય છે વળી કહ્યુ છે કે–દરેક ગ્રહોનું ઉચ્ચમા ૬૦ વસા ત્રિકોણમા ૪૫ વસા, પોતાના ઘરમા ૩૦ વસા, અધિમિત્રની રાશીમા ૨૨ાા વસા, મિત્રના ઘરમા ૧૫ વસા, સમના ઘરમા ૭ાા વસા, શત્રુના ઘરમા ૩ાા વસા, અધિશત્રુના ઘરમા ૨ ( ૧૩⁄૧૬ સાઠમાથી બત્રીશમા ભાગ જેટલુ ) વસા, અને નીચ સ્થાનમા ૦ વસા બળ હોય છે આ દરેક વસાને ૬૦ માથી બાદ કરવાથી અશુભ ફળના વસા આવે છે દરેક બળ લખી સરવાળો કરવાથી તાત્કાલિક લગ્નનુ સ્થાનબળ તૈયાર થાય છે

હવે પ્રત્યેક ગ્રહનુ વિશિષ્ટ સામર્થ્ય કહીએ છીએ. **નારચન્દ્ર**મા કહ્યુ છે કે—

" न तिथिर्न नक्षत्र, न वारो न च चन्द्रमा ।
लग्नमेक प्रशसन्ति, त्रिषडेकादशे रवौ ॥ १ ॥

**અર્થ**—" ત્રીજે છઠ્ઠે અને અગ્યારમે ભુવને રવિ હોય તો તે લગ્ન પ્રશસાપાત્ર છે, પછી તિથિ નક્ષત્ર વાર કે ચન્દ્રની જરૂરી રહેતી નથી ॥ ૧ ॥ "

" कर्तुरनुकूलयोगिनि, शुभेक्षिते शशिनि वर्धमाने च ।
तारायोगेऽभीष्टे, सर्वेऽर्था सिद्धिमुपयान्ति ॥ १ ॥ "

**અર્થ**—" કર્તાને અનુકૂલ યોગવાળો, શુભ ગ્રહે જોયેલો અને વૃદ્ધિ પામતો ચન્દ્ર હોય, તથા શુભ તારાનો યોગ હોય તો સર્વ કાર્યો સિદ્ધ થાય છે ॥ ૧ ॥ "

" सर्वत्राऽमृतरश्मे-र्बलं प्रकल्प्याऽन्यखेटजं पश्चात् ।
चिन्त्यं, यतः शशाङ्के, बलिनि समस्ता ग्रहाः सबलाः ॥१॥"

**અર્થ**—" પ્રથમ સર્વત્ર ચન્દ્રનું બળ કલ્પીને પછી બીજા ગ્રહોનું બળ ચિંતવવું, કેમકે—ચન્દ્ર બળવાન્ હોય તો સર્વ ગ્રહો બળવાન્ હોય છે. ॥ ૧ ॥ "

શ્રીમાન્ **ઉદયપ્રભસૂરિ** કહે છે કે—

" सौम्य-वाक्पति-शुक्राणां, य एकोऽपि बलोत्कटः ।
क्रूरैरयुक्तः केन्द्रस्थः, सद्योऽरिष्टं पिनष्टि सः ॥ १ ॥ "

**અર્થ**—" બુધ ગુરૂ અને શુક્ર પૈકીનો હરકોઈ એક ગ્રહ બળવાન્ હોય, ક્રૂર ગ્રહ તેની સાથે ન રહેલો હોય, અને પોતે કેન્દ્રમાં હોય તો તાત્કાલિક દુષ્ટ યોગનો નાશ કરે છે. ॥ ૧ ॥ " (૯-૨૪)

" बलिष्ठः स्वोच्चगो दोषा-नशीतिं शीतरश्मिजः ।
वाक्पतिस्तु शतं हन्ति, सहस्रं चाऽसुरार्चितः ॥ २ ॥ "

**અર્થ**—" બળવાન્ અને ઉચ્ચ સ્થાનમાં રહેલો બુધ એંશી દોષોને, ગુરૂ સો દોષોને, અને શુક્ર હજાર દોષોને હણે છે. ॥ ૨ ॥ "

" बुधो विनाऽर्केण चतुष्टयेषु, स्थितः शतं हन्ति विलग्नदोषान् ।
शुक्रः सहस्रं विमनोभवेषु, सर्वत्र गीर्वाणगुरुस्तु लक्षम् ॥३॥ "

**અર્થ**—" સૂર્ય સાથે નહીં રહેલો અને ચાર કેન્દ્રસ્થાનમાં રહેલો બુધ લગ્નના સો દોષોને, સૂર્ય સાથે નહીં રહેલો અને સાતમા ભુવન સિવાયના ત્રણ કેન્દ્રસ્થાનમાં રહેલો શુક્ર હજાર દોષોને, તથા સૂર્ય વિનાનો અને ચાર કેન્દ્રસ્થાનમાં રહેલો ગુરૂ લાખ દોષોને હણે છે. ॥ ૩ ॥ "

**વ્યવહાર પ્રકાશ**માં કહ્યું છે કેઃ—

" त्रिकोण-केन्द्रगा वाऽपि, भङ्गं दोषस्यकुर्वते ।
वक्र-नीचा-ऽरिगा वाऽपि, ज्ञ-जीव-भृगवः शुभाः ॥१॥ "

**અર્થ**—" બુધ ગુરૂ અને શુક્ર ત્રિકોણ કે કેન્દ્રમાં હોય

તો દોષોનો નાશ કરે છે, અને તેઓ વક્ર નીચ કે શત્રુ સ્થાનના હોય તો પણ શુભ છે ॥ ૧ ॥ ”

લગ્નમા રહેલા ગુરૂ અને શુક્ર તિથિ, વાર, નક્ષત્ર, યોગ, લગ્ન અને મુહૂર્તના બળવાન્ દોષોનો નાશ કરે છે

“ वक्रा-ऽरि-नीचराशिस्थ , शुभकृत् प्रोच्यते गुरु ।
स्वोचांशस्थ स्ववर्गस्थो, भृगुणा ज्ञेन वा युत ॥ १ ॥ ”

અર્થ—“ ગુરૂ વક્રી હોય, શત્રુના ઘરનો હોય, અથવા નીચ સ્થાનનો હોય, પણ તે ઉચ્ચ અંશમા હોય, પોતાના વર્ગમા હોય, અને બુધ કે શુક્રની સાથે રહ્યો હોય તો શુભ છે ॥ ૧ ॥ ” શ્રી હરિભદ્રસૂરિ કહે છે કે —

“ लग्गगओ चउ–सत्तम—दसमो अ गुरु भवे बलव । ”

અર્થ—“ પહેલે, ચોથે, સાતમે તથા દસમે ગુરૂ હોય તો બળવાન્ છે ”

હવે ગ્રહોની રેખા કહીએ છીએ.

શ્રી ઉદયપ્રભસૂરિ કહે છે કે.—

“ गोचरेण ग्रहाणा चेद्, आनुकूल्य न दृश्यते ।
जन्म-लग्न-ग्रहेभ्योऽष्ट—वर्गेणालोकयेत्तदा ॥ १ ॥ ”

અર્થ—“ જો ગ્રહોનુ ગોચર વડે કરીને અનુકૂલપણુ ન દેખાતુ હોય તો જન્મથી લગ્નથી તથા ગ્રહોથી થતા અષ્ટવર્ગ વડે જોવુ ॥ ૧ ॥ ” એક સ્થાને કહ્યુ છે કે–ગ્રહ ગોચર અને અષ્ટવર્ગ પૈકીની એક શુદ્ધિ તો જોઇએ, પણ વિવાહ અને દીક્ષામા અષ્ટવર્ગ વધારે બળવાન્ છે

“ तस्मादष्टकशुद्धि–गुरोर्विलोक्या रवेश्च चन्द्रस्य ।
निधनान्त्याम्बुगतेष्वपि, रेखाधिक्यात् सुशुद्धि स्यात् ॥१॥”

અર્થ—“ તેથી ગુરૂ રવિ અને ચન્દ્રની અષ્ટવર્ગશુદ્ધિ જોવી, કેમકે–તેઓ ચોથે આઠમે અને બારમે સ્થાને રહ્યા હોય તો પણ રેખાની અધિકતાથી સારી શુદ્ધિ થાય છે ॥૧॥”
આ રેખા જન્મકુંડળીના લગ્ન અને સૂર્યાદિથી જોવાય છે

લગ્નથી ૩–૪–૬–૧૦–૧૧–૧૨, સૂર્યથી૧–૨–૪–૭–૯–૧૦–૧૧, ચન્દ્રથી ૩–૬–૧૦–૧૧, મંગળથી ૧–૨–૪–૭–૯–૧૦–૧૧, બુધથી ૩–૫–૬–૯–૧૦–૧૧–૧૨, ગુરૂથી ૩–૫–૯–૧૧, શુક્રથી ૬–૭–૮, અને શનિથી ૧–૨–૪–૭–૯–૧૦–૧૧ સ્થાને તાત્કાલિક **સૂર્ય** હોય તો શુભ રેખા આવે છે.

લગ્નથી ૩–૬–૧૦–૧૧, સૂર્યથી ૩–૬–૮–૧૦–૧૧, ચન્દ્રથી૧–૩–૬–૧૦–૧૧, મંગળથી ૨–૩–૫–૬–૯–૧૦–૧૧, બુધથી ૧–૩–૪–૫–૭–૮–૧૦–૧૧ ગુરૂથી ૧–૪–૭–૮–૧૦–૧૧–૧૨, શુક્રથી ૩–૪–૫–૭–૯–૧૦–૧૧, અને શનિથી ૩–૫–૬ સ્થાને તાત્કાલિક **ચન્દ્ર** હોય તો શુભ રેખા આપે છે.

લગ્નથી ૧–૩–૬–૧૦–૧૧, રવિથી ૩–૫–૬–૧૦–૧૧, સોમથી ૩–૬–૧૦–૧૧, મંગળથી ૧–૨–૪–૭–૮–૧૦–૧૧, બુધથી ૩–૫–૬–૧૧, ગુરૂથી ૬–૧૦–૧૧–૧૨, શુક્રથી ૬–૮–૧૧–૧૨, અને શનિથી ૧–૪–૭–૮–૯–૧૦–૧૧ સ્થાને તાત્કાલિક **મંગળ** હોય તો શુભ રેખા આવે છે.

લગ્નથી ૧–૨–૪–૬–૮–૧૦–૧૧, રવિથી ૫–૬–૯–૧૧–૧૨ સોમથી ૨–૪–૬–૮–૧૦–૧૧, મંગળથી ૧–૨–૩–૪–૫–૭–૮–૯–૧૦–૧૧, બુધથી ૧–૩–૫–૬–૯–૧૦–૧૧–૧૨, ગુરૂથી ૬–૮–૧૧–૧૨, શુક્રથી ૧–૨–૩–૪–૫–૮–૯–૧૧, અને શનિથી ૧–૨–૩–૪–૫–૭–૮–૯–૧૦–૧૧ આ સ્થાને તાત્કાલિક **બુધ** હોય તો શુભ રેખા આપે છે.

લગ્નથી ૧–૨–૪–૫–૬–૭–૯–૧૦–૧૧, સૂર્યથી ૧–૨–૩–૪–૭–૮–૧૦–૧૧, સોમથી ૨–૫–૭–૯–૧૧, મંગળથી ૧–૨–૪–૭–૮–૧૦–૧૧, બુધથી ૧–૨–૪–૫–૬–૯–૧૦–૧૧, ગુરૂથી ૧–૨–૩–૪–૭–૮–૧૦–૧૧, શુક્રથી ૨–૫–૬–૯–૧૦–૧૧ અને શનિથી ૩–૫–૬–૧૨ આ ભુવને તાત્કાલિક **ગુરૂ** હોય તો શુભ રેખા આવે છે.

લગ્નથી ૧–૨–૩–૪–૫–૮–૯–૧૧, અર્કથી ૮–૧૧–૧૨, સોમથી ૧–૨–૩–૪–૫–૮–૯–૧૧–૧૨, મંગળથી ૩–૫–૬–૯–૧૧–૧૨, બુધથી ૩–૫–૬–૯–૧૧, ગુરૂથી ૫–૮–૯–

૧૦-૧૧, શુક્રથી ૧-૨-૩-૪-૫-૮-૯-૧૦-૧૧, અને શનિથી ૩-૪-૫-૮-૯-૧૦-૧૧મા સ્થાને રહેલ તાત્કાલિક શુક્ર શુભછે.

લગ્નથી ૧-૩-૪-૬-૧૦-૧૧, રવિથી ૧-૨-૪-૭-૮-૧૦-૧૧, ચંદ્રથી ૩-૬-૧૧, મંગળથી ૩-૫-૬-૧૦-૧૧-૧૨, બુધથી ૬-૮-૯-૧૦-૧૧-૧૨, ગુરૂથી ૫-૬-૧૧-૧૨, શુક્રથી ૬-૧૧-૧૨, અને શનિથી ૩-૫-૬-૧૧ મા સ્થાને રહેલ તાત્કાલિક શનિ શુભ રેખા આપે છે

લગ્નથી ૩-૫-૭-૯-૧૨, રવિથી ૧-૨-૩-૪-૭-૮-૧૦, સોમથી ૧-૩-૫-૭-૮-૯-૧૦-૧૨, મંગળથી ૧-૩-૫-૧૨, બુધથી ૨-૪-૭-૮-૧૨, ગુરૂથી ૧-૨-૪-૭-૮-૧૨, શુક્રથી ૬-૭-૧૧-૧૨, અને શનિથી ૩-૫-૭-૧૧ મા સ્થાને તાત્કાલિક રાહુ રહ્યો હોય તો શુભ રેખા આપે છે કેટલાએક આચાર્યોના મત પ્રમાણે રાહુની રેખા બીલકુલ નથી, તેથી તે રેખા ન ગણીએ તો ઉત્કૃષ્ટ છપ્પન રેખાઓ આવે છે અને રાહુની રેખા ગણીએ તો ઉત્કૃષ્ટ ચોસઠ રેખાઓ હોય છે રાહુને પોતાના સ્થાનથી રેખા આવતી નથી

| | | |
|---|---|---|
| IIIII<br>oo ooo<br>IIIIII | ધન લગ્ન<br>oooo<br>IIII | III oooooo<br>શનિ<br>III<br>ooooo |
| શુક્ર રાહુ<br>IIII<br>oooo | તાત્કાલિક<br>સૂર્યનો અષ્ટક<br>વર્ગ ૪૮ | II-II<br>oooo |
| બુધ મેષ<br>II oo<br>oooo | ooo<br>IIIII | ગુરૂ ચંદ્ર<br>મંગળ IIII<br>II ooo<br>oooooo |

આ રેખા લાવવા માટે એવી રીત છે કે—પ્રથમ જન્મ કુંડળીને સ્થાપન કરી લગ્નાદિથી તાત્કાલિક સૂર્યને આશ્રીને જેટલા સ્થાનમાં રેખા પડતી હોય તેટલા સ્થાનમાં સીધી રેખા મૂકવી, અને બાકીના સ્થાનમાં ૦ મૂકવી. આ રીતે જન્મકુંડળીમાં સૂર્યની કુલ રેખા ૪૮ થાય છે. એજ પ્રમાણે જન્મકુંડળીને જુદી જુદી સ્થાપી દરેક ગ્રહોની રેખા લાવવી તે જન્મકુંડળીમાં રવિ આદિ ગ્રહોના ૪૮–૪૯–૪૦–૫૮–૫૬–૫૨ અને ૫૯ રેખાઓ થાય છે, તથા રાહુની રેખા લાવીએ તો ૪૩ રેખા થાય છે.

હવે રેખાવાળી પોતપોતાની કુંડલીમાં તાત્કાલિક સૂર્યાદિ ગ્રહો સ્થાપવા, તે સ્થાનમાં જેટલી રેખા આવે તે તે ગ્રહોની શુભ રેખા જાણવી. આ રીતે પ્રત્યેક ગ્રહની વધારેમાં વધારે આઠ રેખા આવે છે. દરેક ગ્રહની એકથી આઠ રેખાના ફળ માટે **નારચન્દ્ર ટીપ્પણમાં** કહ્યું છે કે—

" कष्टं स्यादेक रेखायां, द्वाभ्यामर्थक्षयो भवेत् ।
त्रिभिः क्लेशं विजानीयात्, चतुर्भिः समता मता ॥१॥
पञ्चभिश्चित्तसौख्यं स्यात्, षड्भिरर्थागमो भवेत् ।
सप्तभिः परमानन्द–श्चाऽष्टभिः परमं पदम् ॥ २ ॥"

**અર્થ**—"એક ગ્રહની એક રેખા હોય તો કષ્ટ, બે રેખા હોય તો ધનહાનિ, ત્રણરેખા હોય તો ક્લેશ. ચાર રેખા હોય તો સમાનતા, ॥ ૧ ॥ પાંચ રેખા હોય તો ચિત્તનું સુખ, છ રેખા હોય તો ધન પ્રાપ્તિ, સાત રેખા હોય તો પરમાનંદ, અને આઠ રેખા હોય તો પરમ પદની પ્રાપ્તિ થાય છે ॥ ૨ ॥"

આ રીતે ચાર રેખાથી મધ્યમ, ઓછી રેખાથી હીન, અને અધિક રેખાથી અધિક ફળ કહેલ છે. જો અષ્ટવર્ગનું શ્રેષ્ઠ બળ હોય તો ગોચરફળ નિષ્ફળ થાય છે. ॥ ૩ ॥ અર્થાત—ઘણી રેખાઓ હોય તો અશુભગોચર ગ્રહ પણ શુભ થાય

છે, અને ઘણા મીંડાઓ હોય તો શુભગોચર ગ્રહ પણ અશુભ થાય છે

બીજે સ્થાને કહ્યુ છે કે—જો લગ્નપતિની શુભ રેખાઓ હોય તો સર્વ ગ્રહથી થયેલ મધ્યમ શુદ્ધિ પણ શ્રેષ્ઠ છે તેમજ લગ્નપતિની મધ્યમ રેખા હોય અને મિત્રગ્રહની અધિક રેખા હોય તો તે પણ પ્રશસ્ય છે છતા જો લગ્નપતિની રેખાનુ બળ ન હોય તો વેધથી શુભદાયક ગ્રહ આવવાથી પણ તે શુદ્ધ મનાય છે સમાન રેખાવાળો સૂર્ય બીજે પાચમે કે નવમે ભુવને હોય તો તે શ્રેષ્ઠ છે

પ્રત્યેક તાત્કાલિક ગ્રહની જે રેખા હોય તે ભેગી કરવી, તો સોળથી છપ્પન સુધીની રેખાઓ આવે છે અને ગ્રહની ગણીએ તો ચોસઠ રેખાઓ આવે છે આમા સત્તરથી છવીશ સુધીની રેખાઓ અશુભ છે, ત્યાર પછી છપ્પન સુધીની રેખાઓ શુભ શુભતર અને શુભતમ છે

## સર્વ રેખા કુંડળી.

તાત્કાલિક ગ્રહોની રેખા ૩૩



# ગ્રહ રેખા ચક્ર, રેખા પ્રદ ગ્રહ કોષ્ટક.

| ૦ | લગ્ન | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|---|
| રવિ | ૩-૪-૬-૧૦-૧૧-૧૨ | ૧-૨-૪-૭-૯-૧૦-૧૧ | ૩-૬-૧૦-૧૧ | ૧-૨-૪-૭-૯-૧૦-૧૧ | ૩-૫-૬-૯-૧૦-૧૧-૧૨ | ૩-૫-૯-૧૧ | ૬-૭-૮ | ૧-૨-૪-૭-૯-૧૦-૧૧ |
| સોમ | ૩-૬-૧૦-૧૧ | ૩-૬-૮-૧૦-૧૧ | ૧-૩-૬ ૧૦-૧૧ | ૨-૩-૫-૬-૯-૧૦-૧૧ | ૧-૩-૪-૫-૭-૮-૧૦-૧૧ | ૧-૪-૭-૮-૧૦-૧૧-૧૨ | ૩-૪-૫-૭-૯-૧૦-૧૧ | ૩-૫-૬ |
| મંગળ | ૧-૩-૬-૧૦-૧૧ | ૩-૫-૬-૧૦-૧૧ | ૩-૬-૧૦-૧૧ | ૧-૨-૪-૭-૮-૧૦-૧૧ | ૩-૫-૬-૧૧ | ૬-૧૦-૧૧-૧૨ | ૬-૮-૧૧-૧૨ | ૧-૪-૭-૮-૯-૧૦-૧૧ |
| બુધ | ૧-૨-૪-૬-૮-૧૦-૧૧ | ૫-૬-૯-૧૧-૧૨ | ૨-૪-૬-૮-૧૦-૧૧ | ૬-૧૨ સિવાય | ૧-૩-૫-૬-૯-૧૦-૧૧-૧૨ | ૬-૮-૧૧-૧૨ | ૧ થી ૫-૮-૯-૧૧ | ૬-૧૨ સિવાય |

અર્થ—"ચોથા નવમા અને દસમા ભુવનમા શુભ ગ્રહો હોય તો શખયોગ થાય છે ( ૩ ) લગ્નમા સૌમ્ય અને આઠમા ભુવનમા ક્રૂર ગ્રહો રહ્યા હોય તો ધ્વજયોગ થાય છે ( ૪ ) આ બન્ને યોગો અતિ શ્રેષ્ઠ છે ॥ ૨ ॥"

" ५ गुरुर्धर्मे व्यये शुक्रो, लग्ने ज्ञ श्चेत् तदा गज, ।
६ कन्यालग्नेऽलिगे चन्द्रे, हर्प शुक्रेज्ययोर्मृगे ॥ ३ ॥"

"નવમા ભુવનમા ગુરૂ, બારમામા શુક્ર, અને લગ્નમા બુધ હોય, તો ગજયોગ થાય છે રત્નમાલાના મત પ્રમાણે તો બારમા ભુવનના શુક્રને બદલે અગ્યારમા ભુવનમા શનિ રહ્યો હોય તો ગજયોગ કહેલો છે ( ૫ ) લગ્નમા કન્યારાશિ હોય, વૃશ્ચિક રાશિમા ચન્દ્ર હોય, અને મકરમા શુક્ર તથા ગુરૂ હોય તો હર્ષયોગ થાય છે ( ૬ ) આ બન્ને યોગો અતિશ્રેષ્ઠ છે ॥ ૩ ॥"

" ७ धनुरष्टमगै सौम्ये, पापैर्व्ययगतैर्भवेत् ।
८ कुठारो भार्गवे षष्ठे, धर्मस्थेऽर्के शनौ व्यये ॥ ४ ॥
९ मुशलो बन्धुगे भौमे, शनावन्त्येऽष्टमे विधौ ॥
१० चक्र च प्राचि चक्रार्धे, चन्द्रात् पाप-शुभै' क्रमात् ॥५॥
११ कूर्म पुत्रार्थरन्ध्रान्त्ये-ष्वारमन्देन्दुभास्करै ॥
१२ वापी पापैस्तु केन्द्रस्थै-र्योगा स्युर्द्वादशेत्यमी ॥ ६ ॥

અર્થ—"આઠમા સ્થાનમા સૌમ્ય અને બારમા સ્થાનમા-પાપગ્રહો હોય તો ધનુષ યોગ થાય છે. ( ૭ ) છઠ્ઠા સ્થાનમા શુક્ર, નવમા સ્થાનમા સૂર્ય, અને બારમા સ્થાનમા શનિ હોય તો કુઠાર યોગ થાય છે રત્નમાલાના મત પ્રમાણે નવમા સ્થાનના સૂર્યને બદલે ચોથા સ્થાનમા બુધ હોય તો કુઠાર યોગ થાય છે ( ૮ ) ॥ ૪ ॥ ચોથા સ્થાનમા મગળ, બારમા સ્થાનમા શનિ, અને આઠમા સ્થાનમા ચન્દ્ર હોય, તો મુશલયોગ થાય છે રત્નમાલાના મત પ્રમાણે

ચોથા સ્થાનના મંગળને બદલે પહેલા સ્થાનમાં સૂર્ય હોય તો **મુશલ** યોગ કહેલો છે. (૯). ભાવકુંડળીના પૂર્વાર્ધ ચક્રમાં ઇષ્ટ નવાંશવાળા દસમાથી ચોથા ભુવન સુધીમાં પ્રથમ ચન્દ્ર હોય, અને પછીના સ્થાનોમાં એકાંતરે પાપગ્રહો અને સૌમ્ય ગ્રહો હોય તો **ચક્રયોગ** થાય છે. (૧૦) ॥ ૫ ॥ પાંચમા સ્થાનમાં મંગળ, બીજા સ્થાનમાં શનિ, આઠમા સ્થાનમાં ચન્દ્ર, અને બારમા સ્થાનમાં સૂર્ય હોય, તો **કૂર્મયોગ** થાય છે. **રત્નમાલાના** મત પ્રમાણે બીજા સ્થાનમાં શુક્ર, છઠા સ્થાનમાં શનિ, આઠમા સ્થાનમાં ચન્દ્ર, અને બારમા સ્થાનમાં સૂર્ય હોય, તો **કૂર્મયોગ** થાય છે, (૧૧). તથા કેન્દ્રમાં પાપગ્રહો રહ્યા હોય તો **વાપીયોગ** થાય છે. ( ૧૨ ). આ પ્રમાણે બાર યોગો છે ॥ ૬ ॥ જેમાં છેલ્લા ૭ યોગો અતિ દુષ્ટ છે. ”

“ १३-१९ आनन्द-जीव-नन्दन–जीमूत-जय-स्थिरा-ऽमृता योगाः
ज्ञ-गुरु-सितैः प्रत्येकं, द्विकत्रिकैश्चापि लग्न गतैः ॥ ७ ॥
योगा यथार्थनामानः, सर्वेषूत्तमकर्मसु ।
ऐश्वर्य-राज्य-साम्राज्य–विधातारः क्रमादमी ॥ ८ ॥ ”

**અર્થ**—“ બુધ ગુરૂ અને શુક્ર ગ્રહોમાંથી હરકોઈ એક બે કે ત્રણ ગ્રહ લગ્નમાં હોય તો આનન્દ, જીવ, નન્દન, જીમૂત, જય, સ્થિર, અને અમૃત યોગો થાય છે. અર્થાત્–લગ્નમાં બુધ હોય તો **આનંદ**, ગુરૂ હોય તો **જીવ**, શુક્ર હોય તો **નન્દન**, બુધ અને ગુરૂ હોય તો **જીમૂત**, બુધ અને શુક્ર હોય તો **જય** ગુરૂ અને શુક્ર હોય તો **સ્થિર** તથા બુધ, ગુરૂ અને શુક્ર હોય તો **અમૃતયોગ** થાય છે. (૧૩ થી ૧૯) ॥૭॥ આ યોગો સર્વ ઉત્તમ કાર્યમાં યથાર્થ નામવાળા છે, તથા અનુક્રમે ઐશ્વર્ય રાજ્ય અને સામ્રાજ્યને કરનારા છે. અર્થાત્ એકેક ગ્રહવાળા યોગો ઐશ્વર્ય કરે છે, બબ્બે ગ્રહવાળા યોગો રાજ્ય આપે છે, અને ત્રણ ગ્રહવાળો યોગ ચક્રવર્તીની પદવી કે સૂરિપદ આપે છે. ॥ ૮ ॥ ”

પૂર્ણિભદ્ર કહે છે કે—

" उदय-ट्ठमगे मम्मं, नव-पचम्मि कूरकटय भणिय ।
दसम-चउत्थे सल्लं, कूरउदयत्थित छिद्दं ॥ १ ॥
मम्मदोसेण मरण, कटयदोसेण कुलक्खओ होइ ।
सल्लेण राय सत्तू, छिद्दे पुत्तं विणासेइ ॥ २ ॥"

અર્થ—" ક્રૂર ગ્રહો પહેલે અને આઠમે સ્થાને રહ્યા હોય તો મર્મ ( ૧ ), પાચમે અને નવમે ભુવને રહ્યા હોય તો ક્રૂરકંટક ( ૨ ), ચોથે અને દશમે સ્થાને રહ્યા હોય તો શલ્ય ( ૩ ), તથા પહેલે અને છેલ્લે સ્થાને રહ્યા હોય તો છિદ્રયોગ ( ૪ ) થાય છે ॥ ૧ ॥ તેમા મર્મદોષ વડે મરણ, કંટક દોષ વડે કુલનો નાશ, શલ્ય દોષવડે રાજા સાથે વેર અને છિદ્ર દોષ વડે પુત્રનો નાશ થાય છે ॥ ૨ ॥"

" यदि सर्वग्रहदृष्टि-र्लग्ने परिपतति दैवतवशेन ।
तद् भवति नृपतियोग , कल्याण परम्पराहेतु ॥ ३ ॥
अन्योन्यस्यौच्चराशिस्थौ, यदि स्याता ग्रहौ तदा ।
राजयोग जिना प्राहु-र्दर्शने तु महाफलम् ॥ ४ ॥"

અર્થ—" જો સર્વ ગ્રહોની દૃષ્ટિ ભવિતવ્યતાના યોગથી એક સાથે લગ્નમા પડતી હોય, તો કલ્યાણની પરપરાનો સાધનાર રાજયોગ થાય છે ॥ ૩ ॥ જો બે ગ્રહ પરસ્પર એક-બીજાના ઉચ્ચ સ્થાનમા રહ્યા હોય તો રાજયોગ થાય છે, વળી તેમનુ પરસ્પર દર્શન થાય તો તો મહાન્ ફળ મળે છે એમ જિનેશ્વરો કહે છે ॥ ૪ ॥"

પૂર્વે કહેલા કર્તરી, જામિત્ર, ચ્યુતિ, ક્રાન્તિસામ્ય, અને બુધપચક પણ અશુભ યોગો છે, જ્યારે કારક, તાન, અને હર્ષયોગ શુભ છે હેમહંસગણિ કહે છે કે —

" वर्गोत्तम गते लग्ने, चन्द्रे वा चन्द्र वर्जिते ।
चतुराद्यैर्ग्रहैर्दृष्टे, नृपा द्वाविंशति स्मृता ॥ १ ॥"

**અર્થ**—" ચન્દ્ર વિનાના ચાર પાંચ કે છ ગ્રહોની દૃષ્ટિવાળાં લગ્ન કે ચન્દ્ર વર્ગોત્તમ નવાંશમાં હોય તો **બાવીશ રાજયોગો** થાય છે. ॥ ૧ ॥"

તે બાવીશ રાજયોગો આ પ્રમાણે છે—લગ્ન ઉપર ચંદ્ર સિવાયના છ ગ્રહોમાંથી હરકોઈ ચાર ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તો ચૌદ ભેદ થાય છે, હરકોઇ પાંચ ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તો સાત ભેદ થાય છે; અને છએ ગ્રહોની એક સાથે દૃષ્ટિ પડતી હોય તો એક ભેદ થાય છે. આ પ્રમાણે સર્વ ભેદો મેળવતાં વર્ગોત્તમ લગ્નને આશ્રીને બાવીશ રાજયોગો થાય છે. આ યોગોમાં કઇ રાશિનું કયું લગ્ન હોવું જોઇએ ? એવો કાંઇ નિયમ નથી, તેથી હરકોઇ રાશિના વર્ગોત્તમાંશમાં લગ્ન હોય તો **રાજયોગ** થાય છે. આજ રીતે-હરકોઇ રાશિમાં વર્ગોત્તમમાં રહેલો ચન્દ્ર હોય, અને તેને ચાર પાંચ કે છ ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તો પણ બાવીશ **રાજયોગો** થાય છે.

" वक्रा-ऽर्कजा-ऽर्क-गुरुभिः सकलैस्त्रिभिश्च,
स्वोच्चेषु षोडश नृपाः कथितैकलग्ने ।
द्वयेकाश्रितेषु च तथैकतमे विलग्ने,
स्वक्षेत्रगे शशिनि षोडश भूमिपाः स्युः ॥ १ ॥"

**અર્થ**—" મંગળ શનિ સૂર્ય અને ગુરુ, એ ચાર ગ્રહો કે તેમાંના હરકોઈ ત્રણ ગ્રહો ઉચ્ચ સ્થાનમાં હોય, અને તેમાંનો એક ગ્રહ લગ્નમાં હોય, તો સોળ **રાજયોગ** થાય છે. વળી ચન્દ્ર પોતાના ઘરમાં, અને તે ચાર ગ્રહો પૈકીના હરકોઇ બે ગ્રહો કે એક ગ્રહ ઉચ્ચ સ્થાનમાં હોય, અને ચારમાનો એક ગ્રહ લગ્નમાં હોય, તો પણ સોળ રાજયોગ થાય છે. ॥ ૧ ॥"

આ રીતે કુલ **બત્રીશ રાજયોગ** થાય છે. આ દરેક શ્રેષ્ટ રાજયોગો છે, તે સિવાય બીજા શ્રેષ્ઠ તથા મધ્યમ રાજયોગો પણ થાય છે. ( જુઓ **લગ્ન ભુવન** ચક્ર. )

## લગ્ન ભુવન ચક્ર.

| ભુવન | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નામ | લગ્ન | ધન | સહજ | સુખ | સુત | અરિ | સ્ત્રી | મૃત્યુ | ધર્મ | વ્યોમ | આય | વ્યય |
| યાત્રા નામ | તનુ | કોપ | ભટ | યાન | મંત્રી | અગ્નિ | વર્ત્મ | જીવિત | મન | ભાગ્ય | લાભ | મંત્રી |
| દિશા | પૂર્વ | પૂર્વ | ઉત્તર | ઉત્તર | ઉત્તર | પશ્ચિમ | પ૦ | પ૦ | દ૦ | દ૦ | દ૦ | પૂર્વ |
| રોગ પ્રશ્ન | વૈદ્ય | + | + | ઔષધ | ૦ | ૦ | રોગ | ૦ | ૦ | રોગી | ૦ | ૦ |
| ગોચર શુદ્ધિ | બુ૦ ગુ૦ શુ૦ | મો૦ બુ૦ ગુ૦ શુ૦ | ર૦ મ૦ બુ૦ગુ૦શુ રા૦ શ૦ | બુ૦ ગુ૦ શુ૦ | બુ૦ ગુ૦ શુ૦ | ર૦ મ૦ બુ૦ શ૦ રા૦ | મો૦ બુ૦ ગુ૦ શુ૦ | ૦ | બુ૦ ગુ૦ શુ૦ | ર૦ સો૦ બુ૦ ગુ૦ શુ૦ | ર૦સો૦બુ૦ મ૦ગુ૦શ૦ રા૦ શુ૦ | ૦ |
| રાહુ ફળ | અશુભ | મધ્ય | શુભ | અશુભ | મધ્યમ | શુભ | અશુભ | મધ્ય | મધ્ય | અશુભ | શુભ | મધ્ય |
| ગ્રહ દિગ્બળ | ગુરૂ, બુધ | ૦ | ૦ | ચન્દ્ર, શુક્ર | ૦ | ૦ | શનિ | ૦ | ૦ | રવિ,ભોમ | ૦ | ૦ |
| દુષ્ટ યોગ | ગુરૂ | ૦ | ૦ | ૦ | ૦ | શુક્ર | ૦ | ભોમ | ૦ | ૦ | ૦ | ૦ |
| શ્રી વત્સ યોગ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | શનિ | ૦ | ૦ | સૌમ્ય | ૦ | રવિ, મ૦ | ૦ |
| અર્ધેન્દુ યોગ | ૦ | ૦ | શનિ | ૦ | ૦ | ભોમ | ૦ | ૦ | ૦ | ૦ | રવિ | ૦ |
| શંખ યોગ | ૦ | ૦ | ૦ | શુભ | ૦ | ૦ | ૦ | ૦ | શુભ | શુભ | ૦ | ૦ |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધ્વજ યોગ | સૌમ્ય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ક્રૂર | ૦ | ૦ | ૦ | ૦ |
| ગજ યોગ | બુધ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ગુરૂ | ૦ | (શનિ) | શુક્ર |
| હર્ષ યોગ | કન્યા | ૦ | ચંદ્ર | ૦ | શુ૦ ગુ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ધનુષ્ય યોગ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | સૌમ્ય | ૦ | ૦ | ૦ | પાપ |
| કુઠાર યોગ | ૦ | ૦ | ૦ | (બુધ) | ૦ | શુક્ર | ૦ | ૦ | સૂર્ય | ૦ | ૦ | શનિ |
| મૂશળ યોગ | (સૂર્ય) | ૦ | ૦ | મંગળ | ૦ | ૦ | ૦ | ચન્દ્ર | ૦ | ૦ | ૦ | શનિ |
| ચક્ર યોગ | પા૦ સૌ૦ | પા૦ સૌ૦ | પા૦ સૌ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ચં૦ | પા૦ સૌ૦ | પા૦ સૌ૦ |
| કૂર્મ યોગ | ૦ | શનિ | ૦ | ૦ | મંગળ | ૦ | ૦ | ચન્દ્ર | ૦ | ૯ | ૦ | રવિ |
| વાપી યોગ | પાપ | ૦ | ૦ | પાપ | ૦ | ૦ | પાપ | ૦ | ૦ | પાપ | ૦ | ૦ |
| મર્મ યોગ | ક્રૂર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ક્રૂર | ૦ | ૦ | ૦ | [મૃત્યુ કરે] |
| ક્રૂર યોગ | ૦ | ૦ | ૦ | ૦ | ક્રૂર | ૦ | ૦ | ૦ | ક્રૂર | ૦ | ૦ | [કુળ હણે] |
| શલ્ય યોગ | ૦ | ૦ | ૦ | ક્રૂર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ક્રૂર | ૦ | [નૃપ વૈર] |
| છિદ્ર યોગ | ક્રૂર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | [પુત્ર નાશ] | ક્રૂર |

હવે ચન્દ્રની અવસ્થાઓ તથા તેઓના ફળ કહે છે—

गय हरिअ मया मोया हासा किड्डा रई सयणमसणं।
तावा कंपा सुत्था, ससिवत्था बार नामफला ॥२२॥
पइरासि बारसंसा, असुहाउ चए जंओसुहोवि ससी।
एयाहि हवइ असुहो, सुहाहि असुहो त्रि होइ सुहो ॥२३॥

અર્થ—ગતા, હૃતા, મૃતા, મોદા, હાસા, ક્રીડા, રતિ, શયન, અશન, તાપા, કંપા અને સ્વસ્થા; એમ ચન્દ્રની બાર અવસ્થા છે, જે યથાર્થ નામવાળી છે. ॥ ૨૨ ॥

દરેક રાશિના બાર બાર અંશો છે. શુભ ચન્દ્ર હોય તો પણ તેમાંના અશુભ અંશો વર્જવા; કેમકે—અશુભ અંશો વડે શુભ ચન્દ્ર પણ અશુભ થઈ જાય છે, અને શુભ અંશો વડે અશુભ ચન્દ્ર પણ શુભ થઈ જાય છે. ॥ ૨૩ ॥

વિવેચન—ચંદ્રની ભ્રમણ કરવાની બાર રાશિ છે, તેમાં પ્રત્યેક રાશિનો ચન્દ્ર બાર અવસ્થામાં પરિવર્તન પામે છે, એટલે-રાશિના દરેક દ્વાદશાંશનો ભોગ કરતા ચંદ્રની ગતા વિગેરે અવસ્થાઓ હોય છે અહીં વિશેષ એટલું છે કે-બારે અવસ્થા ક્રમે બાર રાશિની પહેલી અવસ્થાઓ છે તેથી મેષના ચંદ્રની પહેલી અવસ્થા મૃતા, વૃષની પહેલી અવસ્થા હૃતા, એમ મીનના ચંદ્રની પહેલી અવસ્થા સ્વસ્થા છે, અને ત્યારપછી દરેક દ્વાદશાંશમાં ચંદ્રની બીજી ત્રીજી અવસ્થાઓ હોય છે તેમાં ગતા (પ્રોષિતા), હૃતા, મૃતા, નિદ્રા, જયા અને કંપા અવસ્થાઓ અશુભ છે, અને બાકીની અવસ્થાઓ

શુભ છે. ચંદ્ર અશુભ હોવા છતાં શુભ અવસ્થાથી શુભ થાય છે, અને ચંદ્ર શુભ હોવા છતાં અશુભ અવસ્થાથી અશુભ થાય છે. તાત્કાલિક લગ્નના દરેક કાર્યમાં ચંદ્રનું બળ અવશ્ય હોવું જોઇએ.

" लग्नं देहः षट्कवर्गोऽङ्गकानि,
प्राणश्चन्द्रो धातवः खेचरेन्द्राः ।
प्राणे नष्टे देहधात्वङ्गनष्टा,
यत्नेनाऽतश्चन्द्रवीर्यं प्रकल्प्यम् " ॥ १ ॥

**અર્થ**—" લગ્ન શરીર છે, છ વર્ગ અંગો છે; ચંદ્ર પ્રાણ છે, અને ગ્રહો ધાતુરૂપ છે. તેઓમાંથી પ્રાણનો નાશ થતાં શરીર, ધાતુ અને અવયવોનો નાશ થાય છે, માટે કાળજીથી ખાસ કરીને ચંદ્રનું બળ લેવું. ॥ ૧ ॥ "

લગ્નબળની પેઠે મુહૂર્તના બળમાં પણ ગ્રહગોચર, વાર, હોરા તથા ચંદ્રની અનુકૂલતા જરૂરી છે. તે ચંદ્રનું બળ પંદર પ્રકારે છે, જેમાંથી હરકોઈ બળ અવશ્ય ગ્રહણ કરવાનું છે. ચંદ્રનું પહેલું બળ રાશિ ગોચર છે. **ઉદયપ્રભસૂરિ** કહે છે કે—

" लग्ने गुरोर्वरस्याऽथ, ग्राह्यं चान्द्रबलं बुधैः ।
शिष्य-स्थापक-कन्यानां, जीवे-न्दु-र्कबलानि च ॥ १ ॥ "

**અર્થ**—" પંડિતોએ લગ્નમાં ગુરૂ અને વરને ચંદ્રનું બળ જોવું. તથા શિષ્ય, પ્રતિષ્ઠા કરાવનાર અને કન્યાને ગુરૂ ચંદ્ર અને સૂર્યનું બળ જોવું. ॥ ૧ ॥ "

જન્મરાશિથી ત્રીજે, છઠ્ઠે, દસને અને અગ્યારમે ભુવને રહેલો સૂર્ય શુભ છે, અને બીજે પાંચમે તથા નવમે ભુવને રહેલો સૂર્ય મધ્યમ છે. **વારાહી સંહિતા**માં કહ્યું છે કે—જન્માદિ સ્થાનમાં રહેલ સૂર્ય અનુક્રમે—સ્થાનનાશ, ભય, લક્ષ્મી, પરાભવ, દીનતા, શત્રુક્ષય, પ્રયાણ, દેહપીડા, અશાંતિ,

સિદ્ધિ ધનપ્રાપ્તિ અને વ્યય આપે છે બીજે પાચમે સાતમે નવમે અને અગ્યારમે ભુવને રહેલો ગુરૂ શુભ છે **વારાહી સંહિતામા** જન્મરાશિથી બાર સ્થાનમા રહેલા ગુરૂ માટે કહ્યું છે કે–જન્મથી પ્રાથમિક સ્થાનોમા રહેલો ગુરૂ અનુક્રમે–રોગ, ધન, ક્લેશ, ખર્ચ, સુખ, ભય, રાજસન્માન, ધનપ્રાપ્તિ, લક્ષ્મી, અપ્રીતિ, લાભ અને હૃદયપીડા વિસ્તારે છે

" चन्द्रो जन्मत्रि-षट्-सप्त—दशै-कादशग शुभ ।
द्वि-पञ्च-नवमोऽप्येवं, शुक्लपक्षे बली यदि ॥ १ ॥ "

**અર્થ**—" જન્મરાશિથી પહેલા, ત્રીજા, છઠ્ઠા, સાતમા, દશમા અને અગ્યારમા સ્થાને રહેલો ચન્દ્ર શુભ છે તથા શુકલપક્ષમા બળવાન્ હોય તો બીજા પાચમા અને નવમા સ્થાનમા રહેલો ચ દ્ર પણ શુભ છે ॥૧॥" **નારચ દ્ર ટીપ્પનમા** ચ દ્રગોચર માટે કહ્યુ છે કે—

" जन्मस्थ कुरुने पुष्टि, द्वितीये नास्ति निर्वृति ।
तृतीये राजसन्मान, चतुर्थे कलहागम ॥ १ ॥
पञ्चमेऽर्थपरिभ्रश , षष्ठे धान्यसमागम ।
सप्तमे राज पूजा च, अष्टमे प्राणसशय ॥ २ ॥
नवमे कार्यहानिच, सिद्धिश्च दशमे भवेत् ।
एकादशे जयो नित्य, द्वादशे मृत्युमादिशत् ॥ ३ ॥ "

**અર્થ**—"ચન્દ્ર જન્મરાશિનો હોય તો પુષ્ટિ, જન્મરાશિથી બીજે હોય તો મનની પીડા, ત્રીજે હોય તો રાજસન્માન, ચોથો હોય તો કલહ, ॥૧॥ પાચમો હોય તો ધનનાશ, છઠ્ઠો હોય તો ધાન્યપ્રાપ્તિ, સાતમો હોય તો રાજસન્માન, આઠમો હોય તો પ્રાણભય, ॥ ૨ ॥ નવમો હોય તો કાર્યનો નાશ, દશમો હોય તો સિદ્ધિ, અગ્યારમો હોય તો વિજય, અને બારમો હોય તો મૃત્યુ કરે છે ॥ ૩ ॥ ( **જુઓ–જન્મરાશિ ચક્ર.** )

# જન્મરાશિ ચક્ર.

| સ્થાન. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શુભગ્રહ સ્થાન | ચંદ્ર શુક્ર | બુ૦ ગુ૦ શુ૦ | ર. ચં. મં. શુ. શ. રા. | બુધ શુક્ર | ગુરૂ શુક્ર | ર. ચં. મં. બુ. શ. રા. | ચં૦ ગુ૦ | બુ૦ શુ૦ | ગુ૦ શુ૦ | ચં૦ બુ૦ રા૦ | દરેક | શુ૦ |
| શુભ રવિ | | મધ્યમ | શુભ | | મધ્ય | શુભ | | | મધ્યમ | શુભ | શુભ | |
| રવિ ફળ | સ્થાનનાશ | ભય | લક્ષ્મી | પરાભવ | દીનતા | શત્રુક્ષય | પ્રયાણ | દેહપીડા | અશાંતિ | સિદ્ધિ | ધનાપ્તિ | વ્યય |
| શુભ ગુરૂ | | શુભ | | | શુભ | | શુભ | | શુભ | | શુભ | |
| ગુરૂ ફળ | રોગ | ધન | કલેશ | ખર્ચ | સુખ | ભય | રાજપ્રેમ | ધન | લક્ષ્મી | અપ્રીતિ | લાભ | છાતીપીડા |
| શુભ ચંદ્ર | શુભ | શુ૦ શુ૦ | શુભ | | શુ૦ શુ૦ | શુભ | શુભ | | શુ૦ શુ૦ | શુભ | શુભ | |
| ચંદ્ર ફળ | પુષ્ટિ | પીડા | રાજમાન | કલહ | ધનનાશ | ધાન્યાપ્તિ | રાજમાન | પ્રાણભય | કાર્યહાનિ | સિદ્ધિ | વિજય | મૃત્યુ |
| આસન ચંદ્ર | માથે | હાથે | માથે | હાથે | માથે | પીઠે | પાદે | પીઠે | પીઠે | હૃદયે | હૃદયે | પાદે |
| ગત ચંદ્ર ફળ | દ્રવ્ય | આશપૂરી | દ્રવ્ય | આશપુરી | દ્રવ્ય | નિરાશા | કલેશ | નિરાશા | નિરાશ | સુખ | સુખ | કલેશ |
| પ્રવેશ ચંદ્ર | આરોગ્ય | ધનહાનિ | ધનાપ્તિ | સુખદ | પુત્રદ | અરિદ | સ્ત્રીદ | પ્રાણદ | વ્યાધિદ | અર્થદ | ધનદ | ભયદ |
| ભાગ ચંદ્ર | ક્ષય | શુભ | ભય | સમ | શુભ | ભય | ભય | સમ | શુભ | શુભ | શુભ | સમ |
| શનિ | દુષ્ટ | દુષ્ટ | ઉત્તમ | દુષ્ટ | મધ્ય | ઉત્તમ | મધ્ય | દુષ્ટ | મધ્યમ | ઉત્તમ | ઉત્તમ | દુષ્ટ |

જન્મનો ચંદ્ર શુભ છે, પણ કેટલાક કાર્યમા તેપણ અશુભ છે લલ્લ કહે છે કે —

" गृहप्रवेशमाङ्गल्य, सर्वमेतत्तु कारयेत ।
क्षौरकर्म विवाद च, यात्रा चैव न कारयेत ॥१॥"

અર્થ—'પોતાના નક્ષત્રમા, પોતાના લગ્નમાં, પોતાના મુહૂર્તમા, અને પોતાની તિથિમા ગૃહપ્રવેશ વિગેરે સમસ્ત માગલિક કાર્ય કરવુ પણ હજામત, વિવાદ અને યાત્રાના કાર્યો કરવા નહી ॥ ૧ ॥" તથા તાત્કાલિક લગ્નમા જન્મ-રાશિનુ લગ્ન વર્જ્ય છે, તેમજ જન્મનુ નક્ષત્ર પણ વર્જ્ય છે નારચંદ્ર ટીપ્પણમા કહ્યુ છે કે—

" यात्रा युद्ध विवाहेषु, जन्मेन्दौ रोगसम्भवे ।
क्रमेण तस्करा भङ्गो, वैधव्य मरण भवेत् ॥ १ ॥"

અર્થ—' જન્મનો ચદ્ર હોય ત્યારે પ્રયાણ કરે, યુદ્ધ-મા જાય, વિવાહ કરે, અને રોગી બને તો તેઓને અનુક્રમે-ચોરનો ભય,પરાજય, વિધવાપણુ, અને મૃત્યુ થાય છે ॥૧॥"

* જન્મનક્ષત્રમા દીક્ષા પ્રતિષ્ઠા યાત્રા વિગેરે વર્જ્ય છે,પણ મધ્યાહ્ન કાળ પછી અથવા ગ્રહોના બળવાળુ લગ્ન હોય તો (મધ્યાહ્ન પહેલા પણ) જન્મનક્ષત્રનો દોષ હણાય છે સ્ત્રીઓના ચદ્રબળ માટે વ્યવહાર પ્રકાશમા કહ્યુ છે કે-કન્યાને પૈતૃક ચન્દ્રબળ, સીમત કે લગ્નવાળીને પોતાનુ ચદ્રબળ અને સધવાને પતિનુ ચન્દ્રબળ શુભ છે

બારમો ચદ્ર પણ કેટલાક કાર્યમા શુભ છે —

" नखच्छेदे च पुण्ये च, राज्ञा च मिलने तथा ।
पाणिग्रहे प्रयाणे च, शशी द्वादशम शुभ ॥ १ ॥

અર્થ—" નખછેદન પુણ્યનુ કાર્ય, રાજાને મળવુ, વિવાહ અને પ્રવાસમા બારમો ચદ્ર શુભ છે ॥ ૧ ॥"

શુભ ચંદ્ર પણ કેટલીક રાશિવાળાને **ઘાતચંદ્ર** હોય છે. દરેક રાશીવાળાનું ઘાતચક્ર આ પ્રમાણે છે—

" चन्द्र-भूत-ग्रहा नेत्रा, रस-दिग्-वह्नि-सागराः ।
वेदा-ऽष्टक-शिवा-ऽऽदित्या, घातचन्द्राः प्रकीर्तिताः ॥१॥"

**અર્થ**—મેષાદિબાર રાશિવાળાને પોતાની રાશિથી અનુક્રમે–પહેલો, પાંચમો, નવમો, બીજો, છઠ્ઠો, દસમો, ત્રીજો, સાતમો, ચોથો, આઠમો, અગ્યારમો, અને બારમો, ચન્દ્ર ઘાતચંદ્ર છે ॥ ૧ ॥ "

તેથી મેષાદિ રાશિવાળા **પુરૂષોને** અનુક્રમે–મેષ, કન્યા, કુંભ, સિંહ, મકર, મિથુન, ધન, વૃષભ, મીન, સિંહ, ધન અને કુંભનો ચંદ્ર **કાળચંદ્ર** છે. મેષાદિ રાશિવાળી **સ્ત્રીઓને** અનુક્રમે–મેષ, ધન, ધન. મીન, વૃશ્ચિક, વૃશ્ચિક, મીન, મકર, કન્યા, ધન, મિથુન અને કુંભનો ચંદ્ર **ઘાતચંદ્ર** છે. મેષાદિ રાશિવાળાને અનુક્રમે–કાર્તિક, માગશર, અષાડ, પોષ, જેઠ, ભાદરવો, મહા, આસો, શ્રાવણ, વૈશાખ, ચૈત્ર, અને ફાલ્ગુન; એ **ઘાતમાસ** છે, મેષાદિ રાશિવાળાને અનુક્રમે–નંદા, પૂર્ણા ભદ્રા, ભદ્રા, જયા, પૂર્ણા, રિક્તા, નંદા, જયા, રિક્તા, જયા અને પૂર્ણા તિથિ **ઘાતતિથિ** છે. મેષાદિ રાશિવાળાને અનુક્રમે–રવિવાર, શનિવાર, ચન્દ્રવાર, બુધવાર, શનિવાર, શનિવાર, ગુરૂવાર, શુક્રવાર, શુક્રવાર, મંગળવાર, ગુરૂવાર; અને શુક્રવાર **ઘાતવારો** છે.

" मघा हस्त-स्वात्यनुराधा, मूल-श्रवण-तारकाः ।
रेवती रोहिणी भरणी–आर्द्रा-ऽश्लेषास्तु घातकाः ॥ १ ॥"

**અર્થ**—" મેષાદિ રાશિવાળાને અનુક્રમે–મઘા, હસ્ત, સ્વાતિ, અનુરાધા, મૂળ, શ્રવણ, શતતારા, રેવતી, રોહિણી ભરણી, આર્દ્રા, અને અશ્લેષા: તે **ઘાતનક્ષત્રો** છે ॥ ૧ ॥ "

અન્ય ગ્રંથોમાં ધન અને મકર રાશિવાળાને અનુક્રમે ભરણી અને રોહીણી ઘાતનક્ષત્ર કહેલ છે.

મેષાદિ રાશિવાળાને અનુક્રમે-બવ, શકુનિ, ચતુષ્પાદ, નાગ, બવ, કૌલવ, તિતિલ, ગર, તૈતિલ, શકુનિ, કિસ્તુઘ્ન અને ચતુષ્પાદ, એ **ઘાતકરણો** છે મેષાદિ રાશિવાળાને અનુક્રમે-વિષ્કંભ, શલ, પરિઘ, વ્યાઘ, ધૃતિ, શલ,શૂલ, વ્યતિપાત વરિયાન, વૈધૃતિ ગંડ અને વૈધૃતિ, એ **ઘાતયોગો** છે

" एतानि मेषादिषु राशिघातान्,
तिथ्यादि वाराणि च ऋक्ष-चन्द्रान् ।
सग्राम–यात्रा–नृपदर्शने च,
वर्ज्येत् शुभे कर्मणि नाऽत्र दोष ॥-१ ॥"

**અર્થ**—" આ મેષાદિની રાશિઘાત-તિથિઓ, વારો, નક્ષત્રો, અને રાશિઘાત ચંદ્રો યુદ્ધ, યાત્રા અને રાજદર્શનમા વર્જવા બાકીના શુભકાર્યોમા તેનો દોષ હોતો નથી ॥૧॥ "

મેષાદિ રાશિવાળાનો અનુક્રમે-પહેલો, ચોથો, ત્રીજો, પહેલો, પહેલો, પહેલો, ચોથો, પહેલો, પહેલો, ચોથો, ત્રીજો અને ચોથો પ્રહર **અશુભપ્રહર** છે મેષાદિ રાશિવાળાના અનુક્રમે-મેષ, મિથુન; કન્યા, મકર, વૃષભ; સિંહ, મીન, મિથુન; સિંહ, વૃશ્ચિક, મેષ અને કર્કના લગ્નો **ઘાતલગ્ન** છે

" रात्रीश सौम्यौ भृगु-सूर्य-भौमाः,
जीवोऽर्कपुत्रोवृषभादिकानाम् ।
एकैक वृद्धया किल कालचन्द्रात्,
प्रोक्ता मुनीन्द्रैरपि कालखेटा ॥ १ ॥"

**અર્થ**—" મુનીન્દ્રોએ કાળચંદ્રથી એકેક સ્થાનની વૃદ્ધિવાળા અનુક્રમે-ચન્દ્ર, બુધ, શુક્ર, રવિ, ભોમ, ગુરૂ, શનિ અને રાહુને **ઘાતીગ્રહ** કહેલા છે ॥ १ ॥ " અહીં એવુ-કહેવાનુ છે કે—જે રાશિને જેટલામો ચંદ્ર કાલચન્દ્ર હોય, તે રાશિ-

વાળાને ત્યારપછીની રાશિમાં રહેલા બુધ વિગેરે પણ **ઘાતક ગ્રહો** છે. આ જ્ઞાન ઘાતચંદ્ર જાણ્યા પછી તુરત જણાય તેમ છે, તેથી "કાલચંદ્રથી" એવું પદ દર્શાવ્યું છે. તેમજ ગ્રહોનાં નામોમાં ચંદ્રને પ્રથમ સ્થાપન કર્યો છે. જેમકે—

મેષરાશિવાળાને મેષનો ચંદ્ર કાળચંદ્ર છે, તો ત્યાર પછીની રાશિનો બુધ અને ત્રીજી રાશિનો શુક્ર **કાળગ્રહ** કહેવાય છે. આ રીતે મેષ રાશિવાળાને—મેષનો ચંદ્ર, વૃષનો બુધ, મિથુનનો શુક્ર, કર્કનો રવિ, સિંહનો મંગળ, કન્યાનો ગુરૂ, તુલાનો શનિ, અને વૃશ્ચિકનો રાહુ કાળગ્રહ છે. તથા વૃષ રાશિવાળાને પોતાની રાશિથી પાંચમાથી બારમા ભુવનમાં રહેલા અનુક્રમે—ચન્દ્ર, બુધ, શુક્ર, રવિ, ભોમ, ગુરૂ, શનિ અને રાહુ **કાળગ્રહો** છે. આ રીતે દરેકમાં સમજી લેવું. અન્ય સ્થાને ત્રીજા શુક્રને સ્થાને શનિ અને સાતમા શનિને સ્થાને શુક્રને ઘાતિગ્રહ જણાવેલ છે.

આ ઘાતચક્ર જન્મરાશિથી તપાસવું, પણ તે ન મળે તો નામ રાશિથી તપાસવું.

" जइ नो नज्जइ जम्मण–रासी तो गणह नामरासीओ ।
अवकहडाचक्काओ, सा नज्जइ तं पुण पसिद्धं ॥ १ ॥

**અર્થ**—" જો જન્મરાશિ ન જણાય તો નામરાશિથી ગણવું, અને તે નામરાશિ **અવકહડા** ચક્રથી જાણવી. વળી તે અવકહડા ચક્ર પણ પ્રસિદ્ધ છે. ॥ ૧ ॥"

જન્મરાશિ અને નામરાશિનો ખુલાસો અમે નક્ષત્રના વિવરણમાં કરી ગયા છીએ, તે ત્યાંથી જોઇ લેવો. (પાન—૮૮)
( જુઓ. **રાશિઘાતચક્ર** )

## રાશિઘાત ચક્ર.

| રા. | ચ. | શ્રી. | મા. | તિ | વા. | ન. | ક. | યો | લ | ર. | ગો | મ | બુ | ગુ. | શુ. | શ. | રા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મે | મે | મે. | ક્રા | ન. | ૨ | મ | ગ | ત્રિ | મે | ૪ | ૧ | ૫ | ૨ | ૬ | ૭ | ૩ | ૮ |
| વૃ | ક | ધ | મા | પ | શ | હ | શ | શ. | મિ | ૮ | ૫ | ૯ | ૬ | ૧૦ | ૧૧ | ૭ | ૧૨ |
| મિ | કુ | ધ | અ | ભ | મો | સ્વા | ગ | પ | ક | ૧૨ | ૯ | ૧ | ૧૦ | ૨ | ૩ | ૧૧ | ૮ |
| ક | સિ | મી | પો | ભ | બુ | પુ | ના | વ્યા | મિ | ૫ | ૨ | | ૩ | ૭ | ૮ | ૪ | ૯ |
| સિ | મ | વી | જે | જ | શ | મૃ | ગ | [illegible] | [illegible] | ૯ | ૬ | ૧૦ | ૭ | ૧૧ | ૧૨ | ૮ | ૧ |
| ક | મિ | વી | ભા. | પૃ | શ | અ | ડો | ગૃ | મિ | ૧ | ૧૦ | ૨ | ૧૧ | ૩ | ૪ | ૧૨ | ૫ |
| તુ | ધ | મી | મ | રિ | ગુ | શ | તિ | શ | મી | [illegible] | ૩ | ૭ | ૬ | ૮ | ૯ | ૫ | ૧૦ |
| વૃ | વૃ. | મ. | આ | ન | શુ | રે | ન | વ્ય | મિ | ૧૨ | ૭ | ૧૧ | ૮ | ૧૨ | ૧ | ૯ | ૨ |
| ધ | મી. | ક | શ્રા | જ | શુ | રે | તિ | વ | મિ | ૭ | ૪ | ૮ | ૫ | ૯ | ૧૦ | [illegible] | ૧૧ |
| મ | મિ. | ધ | વૈ | ત્રિ, | મ | ભ | શ. | વૈ | વી | ૧૧ | ૮ | ૧૨ | ૯ | ૧ | ૨ | ૧૦ | ૩ |
| કું | ધ | મિ | ચૈ | જ | શુ. | આ | ક્રિ | ગ | મે | ૨ | ૧૧ | ૩ | ૧૨ | ૪ | ૫ | ૧ | ૬ |
| મી | ક | કું | ફા | પૂ. | શુ | શ્લે | ગ | વૈ | [illegible] | ૩ | ૧૨ | ૪ | ૧ | ૫ | ૬ | ૨ | ૭ |

ચંદ્રનું બીજું બળ **નવાંશ ગોચર** છે. શુભ નવાંશમાં રહેલો ચંદ્ર શુભ છે, અને અશુભ અંશમાં રહેલો ચંદ્ર અશુભ છે.

ચંદ્રનું ત્રીજું બળ **વામવેધ** છે.

" इन्दोस्तनौ त्रि-रिपु-मन्मथ-खाऽऽयगस्य,
धी-धर्म-रिष्य-धन-बन्धु-मृतौ स्थितैश्च । "

**અર્થ**—" પહેલે, ત્રીજે, છઠ્ઠે, સાતમે, દસમે અને અગ્યારમે ભુવને રહેલ ચંદ્રનો અનુક્રમે–પાંચમે, નવમે, બારમે, બીજે ચોથે અને આઠમે ભુવને રહેલા ગ્રહો વડે **વેધ** થાય છે. " આમાં પહેલું વિગેરે સ્થાનો ચંદ્રના શુભસ્થાનો છે, અને પાંચમું ભુવન વિગેરે ચંદ્રના અશુભ સ્થાનો છે. તો ચંદ્ર પોતાના શુભ સ્થાનમાં હોય તે શુભ છે. પણ તેટલામાંજ અશુભ સ્થાનમાં કોઇ ગ્રહ હોય તો તેથી ચંદ્ર વીંધાય છે, અને અશુભ બને છે. હવે ચંદ્ર પોતાના અશુભ સ્થાનમાં હોય, અને તેટલામાંજ ચંદ્રના શુભ સ્થાનમાં કોઇ ગ્રહ પડયો હોય, તો તે ચંદ્રને **વામવેધ** કરે છે. આ રીતે વીંધાયેલ અશુભ ચંદ્ર પણ શુભ બને છે.

ચંદ્રનું ચોથું બળ **ચંદ્રનો અષ્ટવર્ગ** છે.

" शश्युपचयेषु लग्नात्, साऽऽद्यमुनिस्वात् कुजात्सनवधीस्वे ।
सूर्यात् साष्टस्मरगः, त्रिषडायसुतेषु सूर्यसुतात् ॥ १ ॥
ज्ञात् केन्द्रत्रिसुताया–ऽष्टगो गुरोर्व्ययायमृत्युकेन्द्रेषु ।
त्रिचतुःसुतनवदश–सप्तमायगः चन्द्रमाः शुक्रात् ॥ २ ॥ "

**અર્થ**—" જન્મકુંડળીના લગ્નથી ઉપચયમાં રહેલો, ચંદ્રથી ઉપચય, આદ્ય, અને મુનિભુવનમાં રહેલો, મંગળથી ઉપચય, નવમ, ધી, અને સ્વભુવનમાં રહેલો, સૂર્યથી ઉપચય, અષ્ટમ, અને કામભુવનમાં રહેલો, શનિથી ત્રિજું, છઠ્ઠું, આય, અને સુતભુવનમાં રહેલો, ॥ ૧ ॥ બુધથી કેન્દ્ર. ત્રિજું, સુત, આય અને અષ્ટમ ભુવનમાં રહેલો, ગુરૂથી વ્યય, આય, મૃત્યુ,

**અર્થ**—" શુદિ એકમથી દસ દિવસ ચંદ્ર મધ્યમ બળ વાળો જાણવો, પછીના દસ દિવસ ઉત્તમ બળવાળો જાણવો, અને ત્રીજા દસ દિવસમાં અલ્પ બળવાળો જાણવો ॥ ૧ ॥ "

" हीन–मध्यो–च्चबलता, तिथिवत्तु हिमद्युतेः । "

**અર્થ**—ચંદ્રનું હીન બળ, મધ્યમ બળ, અને ઉચ્ચબળ તિથિની પેઠે જાણવું." જેમ શુકલપક્ષનો ચંદ્ર બળવાન્ છે, તેમ શુભ ચંદ્રનું બળ પણ શુકલપક્ષને મળે છે.

" सितपक्षादौ चन्द्रे, शुभे शुभः पक्षकोऽशुभे त्वशुभः ।
बहुले गोचरशुभदे, न शुभः पक्षोऽशुभे तु शुभः ॥ १ ॥ "

**અર્થ**—" જો શુકલપક્ષના પ્રારંભમાં ચંદ્ર શુભ હોય, તો આખું પખવાડીયું શુભ જાણવું, અને અશુભ ચંદ્ર હોય તે અશુભ જાણવું. તથા કૃષ્ણ પક્ષમાં ગોચરથી શુભ ચંદ્ર હોય તો આખું પખવાડીયું અશુભ અને અશુભ ચંદ્ર હોય તો શુભ જાણવું ॥ ૧ ॥ "

ચંદ્રનું સાતમું બળ **તારા** છે. કૃષ્ણપક્ષમાં ચંદ્રને બદલે તારાનું બળ આવશ્યક છે, તેમાં છઠ્ઠી, ચોથી અને નવમી તારા હોય તો તે શ્રેષ્ઠ છે.

ચંદ્રના **આઠબળ** મિત્રગ્રહ તથા સૌમ્યગ્રહના યોગથી થાય છે. ચંદ્ર ૮ મિત્રની સાથે હોય, ૯ મિત્રના ઘરમાં હોય, ૧૦ મિત્રના નવાંશમાં હોય, અથવા ૧૧ મિત્રની દૃષ્ટિવાળા સ્થાનમાં હોય, તો બળવાન્ છે. તેમજ ૧૨ સૌમ્યગ્રહના ઘરમાં; ૧૩ અથવા સૌમ્ય-ની સાથે, ૧૪ અથવા સૌમ્યના નવાંશમાં, ૧૫ અથવા સૌમ્ય-ગ્રહની દૃષ્ટિવાળા ભુવનમાં રહેલ ચંદ્ર બળવાન્ છે. મિત્રની પેઠે અધિમિત્રના યોગથી પણ ચંદ્રબળ મનાય છે.

" अशुभोऽपि शुभश्चन्द्रः, सौम्य मित्रगृहांशके ।
स्थितोऽथवाऽधिमित्रेण, बलिष्ठेन विलोकितः ॥ १ ॥ "

**અર્થ**—" સૌમ્યગ્રહના કે મિત્રગ્રહના સ્થાનમાં અથવા

નવાશમા રહેલ અશુભ ચદ્ર પણ શુભ છે અથવા બળવાન અધિમિત્રની દૃષ્ટિવાળો પણ અશુભચદ્ર શુભ છે ॥ ૧ ॥

અહીં પક્ષબળ, વેધબળ, તારાબળ, ગોચરબળ, અને અષ્ટકવર્ગ ઉત્તરોત્તરપણે બળવાન છે, અને ચન્દ્ર બલિષ્ટ હોય તો સર્વગ્રહો બળવાન છે

લલ્લ કહે છે કે—

" शशिवल मयुत सक्रमाद् वल भानो
सूर्यवले सति सर्वेऽप्यशुभा खेचरा शुभदा । "

અર્થ—સૂર્યનુ બળ ચદ્રના બળવાળી સક્રાન્તિ થવાથી હોય છે અને સૂર્ય બળવાન હોય ત્યારે સર્વ અશુભ ગ્રહો પણ શુભ ફળ દેવાવાળા થાય છે ( आ० २—४= नी टिका )

નિર્બળ ચદ્ર માટે કહ્યુ છે કે—

" नीच क्रूरग्रहैर्युक्तो, अस्तगो रिपुक्षेत्रग ।
वक्री चन्द्रो विवलो, वर्जितोऽयं शुभे समे ॥ १ ॥ "

અર્થ"—નીચ, ક્રૂર ગ્રહ સાથે જોડાયેલો, અસ્ત સ્થાનમા ગયેલો, રિપુના ઘરમા ગયેલો, અને વક્રી ચદ્ર નિર્બળ છે, તે શુભ કાર્યમા વર્જેલ છે ॥ ૧ ॥' ચદ્રનુ વિશેષ બળાબળ સર્વગ્રહના અધિકારથી જાણવુ

ઉપરોક્ત પદર બળના પ્રકારથી નિર્બળ ચદ્રની અનુકૂળતા સર્વથા ન થાય તો શિવચક્રનુ બળ લેવુ કેમકે શિવચક્ર ચદ્રાદિકના પ્રતિકૂળપણાને હણે છે, જે સબધે અમે આગળ કહીશુ

આ સિવાય **પથારાહુથી** પણ ચદ્ર જોવાનુ સમજી શકાય છે તે આ પ્રમાણે છે—એક ચતુર્નાડી ચક્ર કરવુ, તેમા અનુક્રમે અઠયાવીસ નક્ષત્રની સ્થાપના કરવી આ નાડીના નામ અનુક્રમે **ધર્મમાર્ગ, અર્થમાર્ગ, કામમાર્ગ** અને **મોક્ષમાર્ગ** છે તેની સ્થાપના આ પ્રમાણે છે-

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **ધર્મ**— | અ | પુ | અ | વિ | અ | ધ | શ |
| **અર્થ**— | ભ | પુ | મ | સ્વા | જ્યે | શ્ર | પૂ |
| **કામ**— | કૃ | આ | પુ | ચિ | મૂ | અ | ઉ |
| **મોક્ષ**— | રે | મૃ | ઉ | હ | પૂ | ઉ | રે |

આ ચાર માર્ગમાં રહેલ સૂર્ય અને ચંદ્ર ઉપરથી જે યોગ ઉત્પન્ન થાય છે તેની સંજ્ઞા **પંથારાહુ** થાય છે તેનું ફળાફળ નીચે મુજબ છે—

" धर्ममार्गगते सूर्ये, अर्थांशे चन्द्रमा यदि ।
तत्र यातुर्भयं तस्य, दुष्टग्रह स्थितो यदि ॥ १ ॥
धर्ममार्गस्थिते सूर्ये, कामांशे चन्द्रमा यदि ।
विग्रहं दारुणं चैव, चौराकुलसमुद्भवम् ॥ २ ॥
धर्ममार्गगने सूर्ये, मोक्षे चन्द्रगते यदि ।
महालाभो भवेत्तस्य, शुभग्रह स्थितो यदि ॥ ३ ॥
धर्ममार्गगते सूर्ये, चन्द्र तत्रैव संस्थिते ।
संहारं च भवेत्तत्र, भङ्गजातः प्रजायते ॥ ४ ॥ "

**અર્થ**—" ધર્મમાર્ગમાં સૂર્ય હોય અને અર્થમાર્ગમાં ચંદ્ર હોય તો, તથા દુષ્ટ ગ્રહનો યોગ હોય તો જનારને ભય કરે છે ા ૧ ા ધર્મમાં સૂર્ય હોય અને કામમાં ચંદ્ર હોય તો વિશાળ યુદ્ધ તથા ચોરનો ભય થાય છે ા ૨ ા ધર્મમાર્ગમાં સૂર્ય હોય અને મોક્ષમાર્ગનો ચંદ્ર હોય, તથા શુભ ગ્રહનો યોગ હોય તો મહાન્ લાભ થાય છે ા ૩ ા ધર્મમાર્ગમાં સૂર્ય રહ્યો હોય અને ચન્દ્ર પણ તેજ માર્ગમાં હોય તો સંહાર તથા નાસ ભાગ થાય છે ા ૪ ા "

" अर्थमार्गगते सूर्ये, चन्द्रे कामांशसंस्थिते ।
सर्वसिद्धिर्भवेत्तस्य, सौ(म्य)म्यग्रह स्थितो यदि ॥ ५ ॥
अर्थमार्गगते सूर्ये, चन्द्रे मोक्षांशसंस्थिते ।
सर्वसिद्धिर्भवेत्तस्य, प्रियं हर्षश्च संभवेत् ॥ ६ ॥

अर्थमार्गगते सूर्ये, चन्द्रो धर्मस्थितो यदि ।
गजलाभो भवेत्तत्र, तस्य श्री सर्वतोमुखी ॥ ७ ॥
अर्थमार्गगते सूर्ये, चन्द्रे तत्रैव संस्थिते ।
प्रथम जायते तस्य, तत्र भङ्गो भविष्यति ॥ ८ ॥"

અર્થ—"અર્થમા સૂર્ય હોય અને કામાગમા ચદ્ર હોય તથા સૌમ્યગ્રહનો યોગ હોય તો સર્વ સિદ્ધિ મળે છે ॥ ૫ ॥ અર્થમા સૂર્ય હોય અને મોક્ષમા ચદ્ર હોય તો સિદ્ધિ મળે છે, પ્રિય મળે છે, અને હર્ષ થાય છે ॥૬॥ અર્થમાર્ગમા સૂર્ય હોય અને ધર્મમાર્ગમા ચદ્ર હોય તો હાથીનો લાભ થાય છે તથા ચારે તરફથી લક્ષ્મી આવે છે ॥ ૭ ॥ અર્થમાર્ગમા સૂર્ય હોય અને ચદ્ર પણ તેજ માર્ગમા હોય તો પ્રાગ ભેલ=શરૂઆતનુ કાર્ય નાશ પામે છે ॥ ૮ ॥

"काममार्गगते सूर्ये, चन्द्रे मोक्षगते नवा ।
रत्नलाभो भवेत्तस्य, काञ्चन तत्र पश्यते (दृश्यते) ॥ ९ ॥
काममार्गगते सूर्ये, चन्द्रो धर्मस्थितो यदि ।
गजा वाजी च लभ्यन्ते, राजसन्मान संभवेत् ॥ १० ॥
काममार्गगते सूर्ये, वित्ताशे चन्द्रमा यदि ।
जायते शम्बल तत्र, विघ्नभङ्गो भविष्यति ॥ ११ ॥
काममार्गगते सूर्ये, चन्द्रे तत्रैव संस्थिते ।
विग्रह दारुण चैव, हतसैन्य विनिर्दिशेत् ॥ १२ ॥"

અર્થ—"કામમાર્ગમા સૂર્ય હોય અને મોક્ષમાર્ગમા ચદ્ર હોય તો રત્નનો લાભ થાય છે, તથા સોનુ જોવાય છે ॥ ૯ ॥ કામમા સૂર્ય હોય અને ધર્મમા ચદ્ર હોય તો હાથી ઘોડા તથા રાજસન્માન મળે છે ॥ ૧૦ ॥ કામમા સૂર્ય હોય અને અર્થાશમા ચદ્ર હોય તો ભોજનની સહાય મળે છે, તથા વિઘ્નોનો નાશ થાય છે ॥ ૧૧ ॥ કામાશમા સૂર્ય હોય અને તેજ માર્ગમા ચદ્ર હોય તો મહાન યુદ્ધ તથા સૈન્યની

હાર થાય છે. ॥ ૧૨ ॥ ”

“ मोक्षमार्गगते सूर्ये, चन्द्रो धर्मस्थितो यदि ।
हेमलाभो भवेत्तस्य, सर्वकामः(र्यं) प्रशस्यते ॥ १३ ॥
मोक्षमार्गे गते सूर्ये, वित्तांशे चन्द्रमागते ।
निष्फलं च भवेत् कार्यं, चौर-राज्य-रिपुभयम् ॥ १४ ॥
मोक्षमार्गगते सूर्ये, कामांशे चन्द्रमा यदि ।
सर्वसिद्धिमवाप्नोति, कार्यं विजयवर्धनम् ॥ १५ ॥
मोक्षमार्गगते सूर्ये, चन्द्रे तत्रैव संस्थिते ।
विग्रहं दारुणं चैव, विघ्नं भङ्गो भविष्यति ॥ १६ ॥ ”

**અર્થ**—“ મોક્ષમાર્ગમાં સૂર્ય હોય અને ધર્માંશમાં ચંદ્ર હોય તો સોનાનો લાભ થાય છે, તથા સર્વકાર્ય પ્રશંસા પામે છે ॥૧૩॥ મોક્ષમાં સૂર્ય હોય અને ધનમાં ચંદ્ર હોય તો તેમાં કરેલ કાર્ય નિષ્ફળ થાય છે, તથા ચોર, રાજા અને શત્રુનો ભય થાય છે ॥ ૧૪ ॥ મોક્ષ માર્ગમાં સૂર્ય હોય અને કામાંશમાં ચંદ્ર હોય તો કાર્ય સર્વ સિદ્ધિને પામે છે, તથા વિજયની વૃદ્ધિ થાય છે ॥ ૧૫ ॥ મોક્ષ માર્ગમાં સૂર્ય હોય અને ચંદ્ર પણ તેજ માર્ગમાં હોય તો મોટું યુદ્ધ, વિઘ્ન અને કાર્યનો નાશ થાય છે ॥ ૧૬ ॥

જો કે ઉપરોક્ત ફળ સામાન્ય રીતે યાત્રા અને યુદ્ધ માટેનું છે, પણ તેજ રીતે **પંથારાહુ** દરેક કાર્યમાં ફળ આપે છે. કહ્યું છે કે—

“ यात्रा–युद्ध विवाहे च, वाणिज्ये कृषिकर्मणि ।
प्रवेशे सर्वव्यापारे, पन्थाराहुः प्रशस्यते ॥ १७ ॥ ”

**અર્થ**—“ યાત્રા, યુદ્ધ, વિવાહ, વ્યાપાર, ખેતી, પ્રવેશ અને સર્વકાર્યમાં પંથારાહુ પ્રશંસાય[1] ॥ ૧૭ ॥ ”

---

૧ જે હસ્ત લિખિત પ્રતિમાં પંથારાહુની નોંધ હતી તેજ પ્રતિમાં સુક્ષ-

હવે શ્રેષ્ઠ ચંદ્રદર્શન કહે છે—

**दाहिणुच्चो समो चंदो, उत्तरुच्चो हलोवमो**
**धणु वक्को अ सूलाभो, मेसासु अ कमुक्कमा ॥१४॥**

મેષાદિ રાશિમાં અનુક્રમે અને ઉત્ક્રમે દક્ષિણ તરફ ઉંચો, સમાન, ઉત્તર દિશામાં ઉંચો, હળ જેવો, ધનુષ્ય જેવો, વાંકો અને શૂલ જેવો નવિન ચંદ્ર ઉદય પામે તે શુભ છે ॥ ૨૪ ॥

**વિવેચન**—ચંદ્ર શુભ હોય તો દરેક પ્રકારની શુદ્ધિ થાય છે, તેમજ ચંદ્રનો ઉદય શુભ હોય તો તે ઉપરથી પણ

---

જાગૃત, ચંદ્રની પૃચ્છા હતી એટલે હરકોઈ પ્રશ્ન પૂછે કે—આ ધાડપાડુ ગામ ભાગશે ? ત્યારે સૂર્ય નક્ષત્રથી ચંદ્રનક્ષત્ર સુધી ગણવું, પછી પ્રથમ નક્ષત્ર ત્રિશૂળની અણીએ મૂકી બીજા નક્ષત્રો ત્રિશૂળમાં ગોઠવવા તે દરેક નક્ષત્રોનું ફળ આ પ્રમાણે છે—સૂતે ચંદ્રે ધાડપાડુ ફાવે નહીં જાગતે ચંદ્રે જાણ થાય, યુદ્ધ થાય, અને માર ખાય તથા ગર્ભના ચંદ્રે વગર મહેનતે ગામને લુટી જાય એમ જાણવું



ભવિષ્યનું સત્ય જ્ઞાન થાય છે. આ ચંદ્ર ઉપરથી બે પ્રકારની અનુકૂળતા જોવાય છે, તે માટે કહ્યું છે કે—

" यादृशेन शशाङ्केन, संक्रान्तिर्जायते रवेः ।
तन्मासि तादृशं प्राहुः, शुभाऽशुभं फलं नृणाम् ॥ १ ॥ "

**અર્થ**—" સૂર્યની સંક્રાન્તિ જેવા ચંદ્ર વડે થતી હોય, તે માસમાં મનુષ્યોનું તેવું શુભાશુભ ફળ પંડિતોએ કહ્યું છે. ॥ " એટલે—ગોચર તારાબળ કે શુભ અવસ્થાથી ચંદ્ર બળવાન્ હોય ત્યારે સૂર્ય બારમા વિગેરે અશુભ સ્થાનમાં સંક્રમે તોપણ તે શુભ છે. તેમજ શુદિ એકમની શરૂઆત થાય ત્યારે શુભ ચંદ્ર હોય તો તે આખું પખવાડીયું શુભ જાય છે. તથા દરેક શુદિ બીજે ઉદય પામતો ચંદ્ર જુદી જુદી આકૃતિમાં હોય છે. તેમાંથી કઇ આકૃતિ શુભ છે ? અને કઇ આકૃતિ અશુભ છે ? તેનો મેળ સૂર્યની સંક્રાન્તિથી જોવાય છે, આ અનુકૂળતા માટે મૂળ ગ્રન્થકારે ગાથામાં ચંદ્રની આકૃતિઓજ બતાવી છે. એટલે કે—નવીન ઉદય પામતો ચંદ્ર મેષ સંક્રાન્તિમાં દક્ષિણમાં ઉંચો હોય, વૃષ સંક્રાન્તિમાં સમ હોય, મિથુન સંક્રાન્તિમાં ઉત્તર તરફ ઉંચો હોય, કર્ક સંક્રાન્તિમાં હળ સમાન હોય, સિંહ સંક્રાન્તિમાં ધનુષ્ય જેવો વાંકો હોય, અને કન્યા સંક્રાન્તિમાં શૂળ જેવો હોય; તો તે શુભ છે. અને ત્યારપછીની છ સંક્રાન્તિમાં ઉલટા ક્રમેની આકૃતિવાળો હોય, એટલે—નવીન ઉદય પામતો ચંદ્ર સૂર્યની તુલા સંક્રાન્તિમાં શૂળ સમાન, વૃશ્ચિકમાં ધનુષ્ય સમાન, ધનમાં હળ સમાન, મકરમાં ઉત્તર તરફ ઉંચો, કુંભમાં સમાન, અને મીનમાં દક્ષિણ તરફ ઉંચો હોય તો તે શુભ છે. અમુક કાળના ચંદ્રોદયના ફળ માટે **નારચંદ્ર ટીપ્પણમાં** કહ્યું છે કે—

" विड्वरं स्यात् समे चन्द्रे, सुभिक्षं चोत्तरोन्नते ।
ईति-राजभयं शूले, दुर्भिक्षं दक्षिणोन्नते ॥ १ ॥
उत्तरे शृङ्गोन्नते वृष्टि--र्दक्षिणे राजविड्वरम् ।
समे महार्घतां याति, ज्ञातव्यं चन्द्रमोदये ॥ २ ॥

અર્થ—"સમાન ચદ્રે વિઙ્વર, ઉત્તર તરફ ઉચી અણીવાળા ચદ્રે સુભિક્ષ, શૂળ મમાન ચદ્રે ઈતિભય અને રાજભય, તથા દક્ષિણુ તરફ ઉંચા ચદ્રે દુર્ભિક્ષ થાય છે ॥૧॥ વળી ઉત્તર તરફ ઉચી અણીવાળા ચદ્રે વૃષ્ટિ, દક્ષિણુ તરફ ઉચી અણીવાળા ચદ્રે રાજાનો ભય, અને સમ ચદ્રે અનાજ મોઘુ થાય છે એ પ્રમાણે ચદ્રના ઉદયનુ ફળ જાણુવુ ॥૨॥"

જે જે સક્રાન્તિમા ચદ્રની જે જે આકૃતિ હોવી જોઈએ તે કરતા બીજી આકૃતિ થતા શુ ફળ મળે છે? તે ઉપરના શ્લોકોથી સમજી શકાય છે વળી કહ્યુ છે કે—

" रक्ते रसा क्षय यान्ति, शुक्ले वृष्टि समागम ।
कृष्णे मृत्यु विजानीयात, सुभिक्षं पीतवर्णके ॥ ३ ॥
श्वेतवर्णे भवेद वृष्टि–धूम्रे लोको विनश्यति ।
शान्त रक्ते तु ज्ञातव्य, अपि (पीत) कृष्णे महद्र भयम्॥४॥"

અર્થ—"નવીન ઉદય પામતો ચદ્ર લાલ હોય તો રસનો ક્ષય, ધોળો હોય તો વૃષ્ટિ, કાળો હોય તો મૃત્યુયોગ, અને પીળો હોય તો સુભિક્ષ થાય છે ॥ ૩ ॥ વળી બીજા મત પ્રમાણે કહે છે કે—ધોળો ચદ્ર હોય તો વૃષ્ટિ, ધુમાડા જેવો હોય તો લોકોનો નાશ, લાલ હોય તો શાતતા (મદતા), અને (પીળો) કૃષ્ણુ ચદ્ર હોય તો મહાન્ ભય થાય છે ॥૪॥"

"अद्द भरणी असलेसा जिट्ठा, अन्नइ साइ सइभिस छट्ठा ।
एहे रिक्खे जइ उग्गमइ मयका, तो महिमडल रुलइक रका ॥५॥"

અર્થ—"આર્દ્રા, ભરણી, અશ્લેષા, જ્યેષ્ઠા, સ્વાતિ અને શતભીષા, એ છ નક્ષત્રોમા જો નવિન ચદ્ર ઉદય પામે તો મહીમડલમા ભયકર હાહાકાર પ્રવર્તે છે, અને પ્રજા રાકની જેમ રઝળે છે ॥૫॥" વળી મેષ અને તુલા સક્રાન્તિ માટે કહ્યુ છે કે—

" भानूदये विपुवती जगता निपत्ति,
मध्यदिने सकलसस्यविनाशहेतु ।

अस्तंगते सकल सस्य समृद्धि वृद्धि;
क्षेमं सुभिक्षमतुलं निशि चाऽर्ध रात्रे ॥ ६ ॥ "

**અર્થ**—"વિષુવતી સંક્રાન્તિ સૂર્યોદય કાળે થાય તો જગતને વિપત્તિ કરે છે, મધ્યાહ્નકાળે થાય તો સકલ ધાન્યનો નાશ કરે છે, સૂર્યાસ્તકાળે થાય તો દરેક વનસ્પતિ અને અન્નને નીપજાવે છે, તથા મધ્યરાત્રે થાય તો અતુલસુખ અને સુભિક્ષ [1]કરે છે ।। ૬ ।। (સક્રાન્તિ ફળ માટેજુઓ પાન–૭૭)

" ग्रहनिर्मुक्ते चन्द्रे, सप्ताहान्तर्यदा प्रचुरवृष्टिः ।
क्षेमंसुभिक्षमतुलं, भूपाः सुस्थाः सुवृष्टिश्च ॥ ७ ॥"

**અર્થ**—"ચંદ્ર ગ્રહની યુતિથી જુદો પડે, ત્યાર પછી સાત દિવસમાં જો પ્રચુર વૃષ્ટિ થાય તો જગતમાં અતુલ સુખ અને સુભિક્ષ થાય છે, રાજાઓ આનંદિત થાય છે અને વૃષ્ટિ પણ અનુકૂળ થાય છે ।। ૭ ।। "

---

૧ ચંદ્રનો પ્રસંગ હોવાથી ગ્રહણને માટે પણ **નારચંદ્ર ટીપ્પણ ના પ્રથમ પ્રકીર્ણકમાં** કહ્યું છે કે—

" उपचयसंस्थं शस्तं, मध्यं द्विपञ्चनवमेषु ।
शेषैरशुभं विद्यात्, नूनं रवि–चन्द्रयोर्ग्रहणम् ॥ ४०० ॥
इतिग्रहण राहुफलम् ।
पश्यन् ग्रस्तं सौम्यो, घृत–मधु–तैल क्षयाय राज्ञांच ।
भौमः समरविमर्द, शशिरविकोपं तस्कर भयं च ॥ ४०१ ॥
शुक्रः सस्य विनाशं, नाना क्लेशांश्च जनयति धरित्र्याम् ।
रविजः करोत्यवृष्टिं, दुर्भिक्षं संक्षयं च सस्यानाम् ॥ ४०२ ॥
यदशुभमवलोकनाभि—रुक्तं ग्रहयुक्त ग्रहणे प्रमोक्षणे वा ।
सुरपति गुरुणा विलोकितेन, शममुपयाति जलैरिवाऽग्निरिद्धः ॥४०३॥
ग्रहनिर्मुक्ते चन्द्रे० ॥ ४०४ ॥"
ईति ग्रहणदिनफलम् ।

અહીં કહેલ ગ્રસ્ત શબ્દ ઉપરથી હરકોઇ રાહુ સાથે રહેલો ગ્રહ સમજાય છે. પણ જો શ્લો૦ ૪૦૧ માં शशिरवि ને બદલે शरीर–वि, એવો પાઠ હોય તો વધારે ઠીક છે.—

હવે પ્રસ ગ હોવાથી ત્રૈલોક્ય પ્રકાશમા કહેલ દિવ્ય-કાળનો અલ્પ નિર્દેશ કરીએ છીએ—

" शुक्रास्ते भाद्रमासे शुभभगणगते वाक्पतौ सौख्यहेतौ,
ज्येष्टाद्याहे सुवारे ग्रगिसितभगणेपूदिते निश्यगस्ते ।
क्रूरेभूपादिवर्गे विघटिनि समये मङ्गले वक्रितेऽपि,
चापाद्या पूर्वधिष्ण्ये प्रहरवसुगते जायते दिव्यकाल ॥१॥"

અર્થ—' ભાદ્ર માસમા શુક્રાસ્ત, શુભ રાશિમા ગમન, અનુકૂળ ગુરૂ, જ્યેષ્ઠાના પ્રથમ દિવસના વાર ચ દ્ર શુક્ર નક્ષત્ર, રાત્રે ઉગેલો અગસ્તિ, વર્ષનો ક્રૂર રાજા વિગેરે વધતો-ઘટતો કાળ, વક્રી મ ગળ, અષાઢી પૂર્ણિમાનુ પૂર્વા નક્ષત્ર, અને પૂર્ણ પ્રહરનો ભોગ, આ સ યોગો હોય તો દિવ્યકાળ થાય છે ॥ ૧ ॥"

વિશેષ આ પ્રમાણે છે—

" शुक्रस्याऽस्तमने वृष्टि-रुदये च बृहस्पतौ ।
चलिताङ्गारके वृष्टि-स्त्रिधा वृष्टि शनैश्चरे ॥ १ ॥"

અર્થ—" શુક્રના અસ્તમનમા, ગુરૂના ઉદયમા, મ ગળના રાશિના ત્યાગમા, અને શનિના ઉદય અસ્તમન વક્રતા કે માર્ગીપણામા અવશ્ય વૃષ્ટિ થાય છે ॥ ૧ ॥" પણ અષાઢમા બુધનો ઉદય થતા, શ્રાવણમા શુક્રાસ્ત થાય તો દુષ્કાળ પડે છે અને એક રાશિ ઉપર શુક્ર થતા શનિ અસ્ત પામે તો પણ તે અશુભ છે

ચોમાસામા આર્દ્રાદિ સાત નક્ષત્રમા હરકોઇ ગ્રહ આવે ત્યારે વૃષ્ટિ થાય છે તથા ચોમાસામા ચિત્રા સ્વાતિ તથા વિશાખા, નક્ષત્રમા વૃષ્ટિ ન થાય તો તે માસમા વૃષ્ટિ થતી નથી અશ્લેષા નક્ષત્રમા બુધ શુક્ર અને મ ગળ હોય ત્યારે વૃષ્ટિ થાય છે તુલા રાશિમા એક સાથે મ ગળ અને શુક્ર સ ક્રમે તો તે અશુભ છે રેવતી કે ભરણી નક્ષત્રમા જ્યારે જ્યારે શનિ આવે છે ત્યારે ત્યારે અનાજ મોઘુ થાય છે સિંહ રાશિમા બુધ શુક્ર અને ચ દ્ર, એ ત્રણ ભેગા થાય

તો તે દિવસોમાં વૃષ્ટિ થાય છે. શ્રવણમાં ક્રૂર ગ્રહ આવે ત્યારે અનાજ મોંઘું થાય છે, બૃહસ્પતિના ઉદયકાળે વૃષ્ટિ થાય છે; પણ કર્કમાં ગુરૂ હોય ત્યારે તુલાનો મંગળ અને મીનનો શનિ હોય તો જગત્ પીડાય છે.

જેઠ શુદિ એકમ, દિવાળી, અને સૂર્યના આર્દ્રા પ્રવેશને દિને સૌમ્યવાર હોય તો શુભ છે, આર્દ્રા પ્રવેશ પણ રાત્રિકાળે થાય તે વધારે શુભ છે. અને તેમાં વૃષલગ્ન તથા બુધનો સંયોગ હોય તો અત્યંત લાભકારક છે.

ચોમાસામાં જે જે દિવસે ચંદ્ર અને મંગળ એક રાશિમાં મળે તે તે દિવસે વૃષ્ટિ થાય છે. ચંદ્ર મંગળ અને ગુરૂ એક રાશિમાં મળે તો બહુ વૃષ્ટિ થાય છે. એક નક્ષત્રમાં રાહુ અને ચંદ્ર મળે તો પણ વૃષ્ટિ થાય છે. સૂર્યની પછીની રાશિમાં શુક્ર હોય, અને તે અરસામાં જેટલો વખત ચંદ્રનો યોગ રહે તેટલો વખત અનાજ સસ્તું થાય છે. ચિત્રા, અનુરાધા, જયેષ્ઠા, કૃત્તિકા, રોહિણી, મઘા, મૃગશીર્ષ, મૂલ, અષાઢા અને વિશાખાની ઉત્તરમાં ચંદ્ર ચાલે તો વર્ષભરમાં સારો વરસાદ થાય છે. શુક્રનું અસ્તમન અને પછી ઉદય એ બન્ને શુકલપક્ષમાંજ થાય તો અશુભ છે.

આષાઢમાં શુભવારે રોહિણી, અખાત્રીજનું રોહિણી, માગશર ( પોષ ) અમાસનું મૂલ, શ્રાવણી પૂનમે શ્રવણ, અને કાર્તિકી પૂર્ણિમાએ કૃત્તિકા નક્ષત્ર હોય તો શુભ છે. જેઠ શુદિ અગ્યારશ બારશ અને તેરશને દિને ચિત્રા, સ્વાતિ કે વિશાખા નક્ષત્ર હોય, તથા વરસાદની તૈયારી દેખાય, તો ચોમાસામાં સારો વરસાદ પડે છે.

જે સાલમાં અગસ્તિનો તારો રાત્રિએ ઉગે તે વર્ષ શુભ જાણવું. મંગળ વક્રી થાય તો તે શુભ છે, મંગળ ચલિત થતાં અવશ્ય વૃષ્ટિ થાય છે, બુધ વક્રી થાય તો જગત્માં મહોદય થાય છે, શુક્ર વક્રી થતાં જગત ચેન કરે છે, અને શનિ વક્રી થતાં જગત્માં રોગ ફેલાય છે. શનિ કે મંગળ—હસ્ત મઘા, રેવતી કે આર્દ્રામાં વક્રી હોય તો પૃથ્વીમાં યુદ્ધ જામે છે.

નારચંદ્ર ટીપ્પનના (ભાષાંતર) મા કહ્યુ છે કે—જો બુધ ગુરૂ અને શુક્રમાના બે ગ્રહોનો મેળાપ થાય તો તે જગતને આનંદ આપે છે, શનિ અને રાહુ હરકોઇ એક રાશિ પર આવે તો અનાજ મોઘુ થાય છે, અને લોકો પીડા પામે છે સૂર્ય, મંગળ, બુધ બૃહસ્પતિ અને શનિ જોએક રાશિમા આવે તો રાજા-પ્રજા પીડા પામે છે. તથા રાહુ અને શનિ વિનાના દરેક ગ્રહો એક રાશિ પર આવે તો બહુ નુકશાનકારક નથી, પણ જો સાત ગ્રહ એક રાશિમા ભેગા મળે તો લાખો કાળ સુધી જગતમા અસંતોષ, બેકારી, યુદ્ધ અને મનુષ્યોનો નાશ થાય છે

આ પ્રમાણે સામાન્ય રીતે દિવ્યાદિવ્ય કાળ સંબંધી ભવિષ્યનુ સામાન્ય જ્ઞાન થાય છે, જેનુ અશેષ સ્વરૂપ બીજા ગ્રન્થોથી તપાસવુ

હવે તારાનુ દ્વાર કહે છે—

**जम्मा कम्मं च आहाणं, तारा अट्ठट्ठ अंतरे**
**सस्स नाम फला सव्वा, अंतरा नामिआ ॥२५॥**

**અર્થ—જન્મ કર્મ અને આધાન એ ત્રણ તારાઓ આઠ આઠ તારાઓના આંતરે આવે છે, તે પોતપોતાના નામ પ્રમાણે ફળ દેનારી છે. અને મધ્યની તારાઓનાં નામ આ પ્રમાણે છે—**

**વિવેચન**—તારા નવ છે, તેને જાણવાની રીત આ પ્રમાણે છે—

જન્મનક્ષત્રથી અને તેની ખબર ન હોય તો નામનક્ષત્રથી આરંભીને નવ નવ નક્ષત્રની એક, એમ સત્યાવીશ નક્ષત્રના ત્રણ ઓળી કરવી તેમા ત્રણે નવકના પહેલા નક્ષત્રો પહેલી તારા, બીજા નક્ષત્રો બીજી તારા, એમ આગળ ત્રણે ઓળીના નવમા નક્ષત્રે અને નવમી તારા ગણાય છે એટલે-સત્યાવીશ

નક્ષત્રમાંથી નવ–નવના આંતરે રહેલ ત્રણ ત્રણ નક્ષત્રોની એકેક તારા હોય છે.

( તારા કોષ્ટક )

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | પુ<br>જન્મ-<br>૧ | અ<br>૨ | મ<br>૩ | પૂ૦ ફા<br>૪ | ઉ૦ ફા૦<br>૫ | હ<br>૬ | ચિ<br>૭ | સ્વા<br>૮ | વિ<br>૯ |
| ૨ | અ<br>કર્મ–<br>૧૦ | જ્યે<br>૧૧ | મૂ<br>૧૨ | પૂ૦ષા.<br>૧૩ | ઉ૦ ષા૦<br>૧૪ | શ્ર<br>૧૫ | ધ<br>૧૬ | શ<br>૧૭ | પૂ. ભા.<br>૧૮ |
| ૩ | ઉભા૦<br>આધાન<br>૧૯ | રે<br>૨૦ | અ<br>૨૧ | ભ<br>૨૨ | કૃ<br>૨૩ | રો<br>૨૪ | મૃ<br>૨૫ | આ<br>૨૬ | પુ૦<br>૨૭ |
| નામ | <br>૧ | સંપત<br>૨ | વિપત્<br>૩ | ક્ષેમા<br>૪ | યામા<br>(પ્રત્યંશા) | સાધના<br>૬ | નિધના<br>મૃતિ | મૈત્રી<br>૮ | પરમ-<br>મૈત્રી |

જેમકે—જન્મનક્ષત્ર પુષ્પ હોય તો તેમાં પહેલા નવકની આઠ આઠ નક્ષત્રના આંતરે રહેલી પહેલી, દસમી અને ઓગણીશમી તારાનું નામ અનુક્રમે જન્મ, કર્મ અને આધાન છે, જે પોતપોતાનાં નામ સદૃશ ફળ આપે છે. જન્મનક્ષત્રથી કે નામ નક્ષત્રથી ઇષ્ટ નક્ષત્ર સુધી ગણતાં જે સંખ્યા આવે, તેને નવથી ભાગતાં જે શેષ રહે તેટલામી તારા ઇષ્ટ દિવસે છે. આ રીતે પણ તારા શોધી શકાય છે.

ગુરૂ–શિષ્ય વર--સ્ત્રી રાજા–નોકર ગામ–રહેવાસી વિગેરેમાં પરસ્પરની તારા શોધવી હોય, તો એકના જન્મ નક્ષત્રથી બીજાના જન્મનક્ષત્ર સુધીની સંખ્યાને નવથીભાગી શેષ રહેલ અંકથી પરસ્પરની તારા શોધી શકાય છે, જે પૈકીની પરસ્પરની ત્રીજી પાંચમી અને સાતમી તારા નેષ્ટ કહી છે. તેમજ **સારંગે**પણ ઘરધણીની અને ઘરની તારા શોધવામાં આજ નિયમ સ્વીકાર્યો છે.

"गणयेत् स्वामिनक्षत्राद, यावद्धिष्ण्य ग्रहस्य च ।
नवभिस्तु हरेद भाग, शेष तारा प्रकीर्तिता ॥ १ ॥"

અર્થ—"ગ્રહ સ્વામીના નક્ષત્રથી ગ્રહનક્ષત્ર સુધી ગણી તેને નવથી ભાગવા, અને શેષ રહે તે તારા જાણવી ॥૧॥"

આ તારા વાસ્તુશાસ્ત્રમા ઉપયોગી છે આ વાસ્તુશાસ્ત્રની નવ તારાના નામ—શાતા, મનોરમા, ક્રૂરા, વિજયા, કલહોદ્ભવા, પાદ્મીની, રાક્ષસી, વીરા અને આનદા છે

જન્મ, કર્મ અને આધાનની મધ્યમા રહેલ બીજીથી નવમી સુધીની આઠ તારાઓના નામ આ પ્રમાણે છે—

**संपई आवई खेमा, जामा साहण निद्धणा ।**
**मित्ती परममित्ती अ, दुट्ठा ति सग पंचमा ॥२६॥**
**जम्माहाणा विवज्जिज्जा, गमे एयाहिं वाहिओ,**
**कट्ठेण जीवई किण्हे, पक्खे चंदुत्तरा इमा ॥२७॥**

અર્થ—સંપત, આપત્, ક્ષેમા, યામા, સાધના નિર્ધના, મૈત્રી અને પરમમૈત્રી; એ બાકીની આઠ તારાઓ છે. નવ તારામાંથી ત્રીજી સાતમી અને પાંચમી તારા દુષ્ટ છે. ॥ ૨૬ ॥ જન્મ અને આધાન તારા ગમનમાં વર્જ્ય છે, તથા ત્રીજી પાંચમી સાતમી જન્મ અને આધાન તારામાં રોગી થયો હોય તે કષ્ટે જીવે છે, આ તારાઓ કૃષ્ણપક્ષમાં ચદ્ર કરતા વધારે શ્રેષ્ઠ હોય છે ॥ ૨૭ ॥

**વિવેચન**—ત્રણે નવકની પહેલી તારાઓ ઉપર કહ્યા પ્રમાણે જેમ જન્મ, કર્મ અને આધાનના નામથી ઓળખાય છે તેમ ત્રણે નવકની બીજીથી નવમી સુધીની આઠે તારાઓ જુદા જુદા ત્રણ નામથી ઓળખાતી નથી, પણ ત્રણે તારા

એકસરખા નામથીજ ઓળખાય છે. એટલે સત્યાવીશ નક્ષત્રની નવ તારાઓજ થાય છે. તેમાંથી બીજીથી નવમી તારાઓનાં નામ આ પ્રમાણે છે.

જન્મનક્ષત્રથી ૨–૧૧–૨૦ મું નક્ષત્ર તે બીજી સંપત્ તારા, ૩–૧૨–૨૧ મું નક્ષત્ર તે ત્રીજી વિપદ્ તારા, ૪–૧૩–૨૨ મું નક્ષત્ર તે ચોથી ક્ષેમા, ૫–૧૪–૨૩ મું નક્ષત્ર તે પાંચમી યામા, ૬–૧૫–૨૪ મું નક્ષત્ર તે છઠ્ઠી સાધના, ૭–૧૬–૨૫ મું નક્ષત્ર તે સાતમી નિર્ધના, ૮–૧૭–૨૬ મું નક્ષત્ર તે આઠમી મૈત્રી, અને ૯–૧૮–૨૭ મું નક્ષત્ર તે નવમી **પરમમૈત્રી** તારા કહેવાય છે.

આ નવ તારાઓમાં જન્મ, આધાન, વિપદ્, યમા અને નિધના તારાઓ દુષ્ટ છે. તે તારામાં ગમન કરવું શ્રેષ્ઠ નથી, તેમજ તે તારા વિષે જેને રોગ ઉત્પન્ન થયો હોય તે કષ્ટે જીવે છે; એટલે–બીજા ગ્રહોની અનુકૂળતા હોય તો લાંબું દુઃખ ભોગવે છે, અને બીજા ગ્રહોની પ્રતિકૂળતા હોય તો રોગી મૃત્યુ પામે છે.

**લલ્લ** તો કહે છે કે—

"યદ્યપિ સ્યાદ્ બલી ચન્દ્ર–સ્તારા તથાપ્યનિષ્ટદા ।"

**અર્થ**—"જો ચંદ્ર બળવાન્ હોય તો પણ દુષ્ટ તારાઓ અનિષ્ટ કરે છે." **ઉદયપ્રભ સૂરિ** કહે છે કે–જન્મ, આધાન, વિપદ્, યમા અને નિધનાના અગ્યાર નક્ષત્રમાં ક્ષૌરકર્મ અને યાત્રાનો ત્યાગ કરવો. અને શુકલપક્ષમાં પણ આ તારાને વિષે રોગ થાય તે રોગી બહુ કલેશ ભોગવે છે કે મૃત્યુ પામે છે, તો પછી કૃષ્ણપક્ષ માટે તો પૂછવુંજ શું ?

આધાન માટે **લલ્લ** કહે છે કે—

"યાત્રા–યુદ્ધ વિવાહેષુ, જન્મતારા ન શોભના ।
શુભાન્યશુભકાર્યેષુ, પ્રવેશે ચ વિશેષતઃ ॥ ૧ ॥"

**અર્થ**—જન્મતારા યાત્રા, યુદ્ધ અને વિવાહમાં સારી નથી, પણ બીજાં શુભ કાર્યોમાં શુભ છે, અને પ્રવેશકાર્યમાં

વિશેષ શુભ છે ॥ ૧ ॥ " અર્થાત્-જન્મના ચદ્રની પેઠે જન્મની તારા ગૃહપ્રવેશ અને માગલિક કાર્યોમા શુભ છે પણ ક્ષુરકર્મ, વિવાદ, યુદ્ધ, યાત્રા, વિવાહના કાર્યોમા અને રોગોત્પત્તિમા અશુભ છે જન્મનક્ષત્રની પેઠે **આધાન** નક્ષત્ર માટે પણ જાણવુ, એટલે-જન્મનક્ષત્રના વર્જ્ય કાર્યો આધાનમા પણ વર્જવા, અને જન્મનક્ષત્રના પ્રશસ્ત કાર્યો આધાનમા પણ પ્રશસ્ત છે, માટે કરવા

કર્મ સપત્ અને મૈત્રી તારાઓ મધ્યમ છે, તથા ક્ષેમા સાધના અને પરમમૈત્રી તારાઓ શ્રેષ્ઠ છે તે માટે કહે છે કે—

" शेषासु तारासु व्याधिः, साध्यो नृणा भवति जात' ।
व्याधिवदवबोद्धव्या', सर्वारम्भाश्च तारासु ॥ २ ॥ "

અર્થ—" મનુષ્યને બાકીની તારાઓમા ઉત્પન્ન થયેલો વ્યાધિ સાધ્ય થાય છે દરેક તારાને વિષે કરેલા સમસ્ત કાર્યોના આરભો વ્યાધિની પેઠે ( શુભાશુભ ) ફળવાળા જાણવા ॥ ૨ ॥ "

" नक्षत्रं न्यून तिथिर्न्यूना, क्षपानाथोऽपि चाऽष्टम ।
तत्सर्वं समयेत्तारा, षट्-चतुर्थ-नवस्थिता ॥ ३ ॥ "

અર્થ—" નક્ષત્ર અશુભ હોય, તિથિ અશુભ હોય, અને ચદ્ર પણ આઠમો હોય, તે સર્વને છઠ્ઠી, ચોથી, અને નવમી તારા શમાવી દે છે ॥ ૩ ॥ "

લલ્લ દુષ્ટતારા માટે કહે છે કે—

" प्रत्यरे जन्मनक्षत्रे, मध्याह्नात् परत शुभम् । "

અર્થ—" સાતમી તારા અને જન્મનક્ષત્રમા મધ્યાહ્ન પછીનો કાળ શુભ છે " આ ઉપરથી ત્રીજી પાચમી જન્મતારા અને આધાનતારા પણ મધ્યાહ્ન પછી દુષ્ટ ફળ આપી શકતી નથી એમ જાણવુ

શુક્લપક્ષમા ચદ્રનુ બળ જોવાય છે જ્યારે કૃષ્ણપક્ષમા ચદ્રને બદલે તારાનુ બળ જોવાય છે તે માટે કહ્યુ છે કે—

" चन्द्राद् बलवती तारा, कृष्णपक्षे तु भर्तरि ।
विकले प्रोषिते च स्त्री, कार्यं कर्तुं यतोऽर्हति ॥ १ ॥ "

**અર્થ**—"કૃષ્ણપક્ષમાં ચંદ્ર કરતાં તારા બળવાન્ છે, કારણ કે—સ્વામી વિકલાંગ હોય કે સ્વામી હાજર ન હોય તો તેનું કાર્ય સ્ત્રી કરી શકે છે. ॥ ૧ ॥" **વ્યવહાર પ્રકાશમાં** કહ્યું છે કે—

"कृष्णस्याऽष्टम्यर्धा-दनन्तरं तारकाबलं योज्यम् ।
प्रतिपत्प्रान्तोत्पन्नं, सन्ध्याकालोदयं यावत् ॥ १ ॥"

**અર્થ**—"કૃષ્ણપક્ષની અષ્ટમીના અર્ધભાગથી પ્રારંભીને શુદિ એકમના અંતે આવતા સંધ્યાકાળનો ઉદય થાય ત્યાં સુધી તારાનું બળ ગ્રહણ કરવું. ॥ ૧ ॥" એટલે બળવાન તારા ચંદ્રનીજ ગરજ સારે છે, કેમકે જો બલિષ્ઠ તારા હોય તો કૃષ્ણપક્ષનો ચંદ્ર પણ બળવાનજ મનાય છે. માત્ર જો શુકલ-પક્ષ હોય તો તારાનું બળ જોવાનું નથી. ॥ ૨૭ ॥

હવે યોગદ્વાર કહે છે—

**चउ छट्ठ नवम दसमं, तेरस वीसं च सूररिक्खाओ।**
**ससिरिक्खं होइ तया, रविजोगो असुहसयदलणो २८**

**અર્થ—સૂર્યના નક્ષત્રથી ચોથું, છઠ્ઠું નવમું, દસમું, તેરમું અને વીશમું ચંદ્ર નક્ષત્ર હોય તો રવિયોગ થાય છે; આ યોગ સેંકડો અશુભનો નાશ કરનાર છે.**

વિવેચન—સૂર્યથી ભોગવાતું નક્ષત્ર **રવિનક્ષત્ર** કહેવાય છે. અને ચંદ્રથી ભોગવાતું નક્ષત્ર **દિનનક્ષત્ર** કે **ચંદ્રનક્ષત્ર** કહેવાય છે, તેમાંથી સૂર્યનક્ષત્ર ચંદ્રનક્ષત્ર તિથિ અને વાર પૈકીના બે ત્રણ કે ચારનો સંયોગ થવાથી નવા નવા યોગો તૈયાર થાય છે. આજ રીતે લગ્ન કુંડળીમાં પણ લગ્ન ગ્રહ અને રાશિના સંયોગથી યોગો થાય છે, જે પૂર્વે કહી ગયા છીએ.

**ત્રિવિક્રમ** કહે છે કે—યોગોમાં દુષ્ટયોગ, સામાન્યયોગ, સુયોગ, સિદ્ધિયોગ, અને અમૃતસિદ્ધિયોગ એ પાંચ વર્ગ છે.

જેનુ ફળ અનુક્રમે—અત્યત અસિદ્ધિ, દૈવયોગે સિદ્ધિ, વિલબે સિદ્ધિ, ઇચ્છિત સિદ્ધિ, અને ઇચ્છાધિક સિદ્ધિ છે

અહી આચાર્ય મહારાજ પ્રથમ મહા બળવાન્ એવા રવિયોગને દેખાડે છે તે લાવવાની એવી રીત છે કે—સૂર્યનક્ષત્રથી ચદ્રનક્ષત્ર સુધી ગણુવુ, અને જેટલામુ ચદ્રનક્ષત્ર આવે તેટલામો તે યોગ કહેવાય છે, આ રીતે અભીચ્ નક્ષત્રને નહીં ગણવાથી સત્યાવીશ યોગો થાય છે જેનાના કેટલાક યોગો શુભ છે જ્યારે કેટલાક યોગો અશુભ છે

**નારચદ્ર ટીપ્પણમાં** રવિનક્ષત્રથી સત્યાવીશ નક્ષત્રમા કરેલ કાર્યનુ ફળ નીચે મુજબ આપ્યુ છે

रविरिक्खम्मि अ मरण, वीए कलह भय च तह तइए ।
होइ चउत्थे सुकख, पुत्तवहं पचमे रिक्खे ॥ १ ॥
छट्ठे जिणेइ सत्तु, मित्तविणास च सत्तमे रिक्खे ।
मरण अट्ठमरिक्खे, पूआलाहो अ नवमम्मि ॥ २ ॥
दसमम्मि लाभसिद्धि, इक्कारसमे पडेइअ पयाओ ।
बारसमे अइदुहिओ, तेरसमे अइसुही होइ ॥ ३ ॥
चउद्दसमे नाइमेओ, वज्जपाओ भवेइ पन्नरसमे ।
सोलसमे धनहाणी, सत्तरमाइ तिन्निओ ॥
॥ धणहरणाईणि कुव्वन्ति ॥ ४ ॥
वीसइमो रविभोगो, रज्ज पकरइ हीणवंसस्स ।
सम्ममिण मुणिऊण, जइअव्व सुकलपक्खम्मि ॥ ५ ॥
अइआइं सत्र वज्जह, दिणमग्गेण तिव्वदुक्खाइ ।
सो तेण होइ दुहिओ, जो ठावइ कीलमात्तपि ॥ ६ ॥
इति रवियोग फलम् ।

અર્થ—"સૂર્ય નક્ષત્રમા મૃત્યુ ૧ સૂર્ય નક્ષત્રથી બીજા નક્ષત્રમા કલહ ૨, ત્રીજામા ભય ૩ ચોથામા સુખ ૪ પાચમામા પુત્રવધ ૫ ॥ ૧ ॥ છટ્ઠામા શત્રુને જીતે ૬, સાતમામા

મિત્રની હાનિ ૭. આઠમામાં મૃત્યુ ૮. નવમામાં પૂજાલાભ ૯. ॥ ૨ ॥ દશમામાં લાભસિદ્ધિ ૧૦, અગ્યારમામાં સ્થાનભ્રંશ ૧૧. બારમા નક્ષત્રમાં અતિદુઃખ ૧૨. તેરમામાં સુખ ૧૩. ॥ ૩ ॥ ચૌદમામાં જ્ઞાતિભેદ ૧૪. પંદરમામાં વજ્રપાત ૧૫. સોળમામાં ધનહાનિ ૧૬. સત્તર અઢાર તથા ઓગણીશમામાં ધનહરણ વિગેરે ૧૭–૧૮–૧૯. ॥ ૪ ॥ વીશમા નક્ષત્રમાં હીનવંશવાળાને પણ રાજ્યલાભ, તેમજ શુકલપક્ષમાં વીશમા નક્ષત્રમાં કાર્ય કરવાથી અતિશય લાભ ૨૦. ॥ ૫ ॥ તથા સૂર્યનક્ષત્રથી એકવીશ બાવીશ ત્રેવીશ ચોવીશ પચ્ચીશ છવ્વીશ અને સત્યાવીશમા નક્ષત્રમાં કાર્ય કરવાથી તીવ્ર દુઃખ વિગેરે ફળ મળે છે એટલે ખીલો માત્ર ઠોકે તોપણ તે દુઃખી થાય છે, ૨૧–૨૭ ॥ ૬ ॥

સુર્યનક્ષત્રથી ઇષ્ટ ચંદ્રનક્ષત્ર સુધી થનારા સત્યાવીશ યોગોમાં ચોથા, છટ્ઠા, નવમા, દસમા, તેરમા અને વીશમા ચંદ્રનક્ષત્રથી થનાર યોગ મહા સિદ્ધિને કરનાર રવિયોગ કહેવાય છે. આ યોગના બળ માટે **યતિવલ્લભ**માં કહ્યું છે કે–શુદ્ધ લગ્નના બળ જેવું રવિયોગનું બળ છે. **નારચંદ્ર ટીપ્પણ**માં કહ્યું છે. કે—સિંહના ભયથી નાસેલા હજારો ગજોની પેઠે રવિયોગથી નાશ પામેલા ગ્રહો આકાશમાં દેખાતા નથી.

આ છએ રવિયોગના ફળ માટે **હર્ષપ્રકાશ**માં કહ્યુ છે કે–

" एयाणं फलं कमसो, विउलं सुक्खं ४ जयं च सत्तूणं ६ ।
लाभं च ९ कज्जसिद्धि १०, पुत्तुप्पत्ती अ १३ रज्जं च २० ॥१॥"

**અર્થ**—" આ છએ રવિયોગોનું ફળ અનુક્રમે—ચોથે વિપુલ સુખ, છટ્ઠે શત્રુજય, નવમે લાભ, દસમે કાર્ય સિદ્ધિ, તેરમે પુત્રજન્મ, અને વીશમે રાજ્યપ્રાપ્તિ છે. ॥ ૧ ॥ "

બાકીના યોગોમાં કેટલાક દુષ્ટ યોગો છે, અને કેટલાક મધ્ય યોગો છે. તે માટે **આરંભસિદ્ધિ**માં કહ્યું છે કે—સૂર્યનક્ષત્રથી ચંદ્રનું નક્ષત્ર–પહેલું, પાંચમું, સાતમું, આઠમું, અગ્યારમું, પંદરમું અને સોળમું હોય તો મૃત્યુ ( પ્રાણહર ) યોગ થાય છે. નારચંદ્ર સૂરિ કહે છે કે—

१ २ ३ ४ ५ ६ ७ ८
"विद्युन्मुख शूलाऽशनि, केतू-ल्का वज्र-कम्प-निर्घाता ।
५ ८ १४ १८ १९ २२ २३ २४
क ज ढ द घ फ ब म सङ्ख्ये रविपुरत उपग्रहा धिष्ण्ये ॥१॥"

અર્થ—" આ શ્લોકમા કક્કાવળીના સ કેતથી આકની સૂચના કરેલ છે તો સૂર્યનક્ષત્રથી પાચમા, આઠમા, ચૌદમા, અઢારમા, ઓગણીશમા, બાવીશમા ત્રેવીશમા અને ચોવીશમા ચ દ્રનક્ષત્ર ઉપગ્રહ સ જ્ઞાવાળા છે તેના નામ અનુક્રમે વિદ્યુન્મુખ, શૂલ, અશનિ, કેતુ, ઉલ્કા, વજ્ર, ક પ અને નિર્ઘાત છે ॥ ૧ ॥"

વિવાહાદિક કાર્યમા આ આઠે ગ્રહોનુ અનુક્રમે–પુત્ર મરણ, પતિ મરણ, વજ્રપાત, પતિનાશ, ધનનાશ, દુ શીલતા, સ્થાનભ્રંશ અને કુલક્ષયછે **ઉદયપ્રભસૂરિ** તો સૂર્યનક્ષત્રથી–સાતમા, પ દરમા, એકવીશમા અને પચ્ચીશમા ચ દ્રનક્ષત્રને પણ ઉપગ્રહ તરીકે ઓળખાવે છે આ ઉપગ્રહો પણ અનિષ્ટ ફળને આપનારા છે

**નારચ દ્ર ટીપ્પનમા** પણ સાતમા ઉપગ્રહને અતિદુષ્ટ માને છે—

" सूर्यक्षात् सप्तम ऋक्षं, भस्मयोग तु तद् भवेत् ।
यत्किञ्चित् क्रियते कार्य, तत्सर्वं भस्मसाद् भवेत् ॥ १ ॥"

અર્થ—' સૂર્યનક્ષત્રથી સાતમુ નક્ષત્ર હોય તે **ભસ્મયોગ** કહેવાય છે, આ યોગમા જે જરાપણ કાર્ય કરાય તો તે સર્વકાર્ય નાશ પામે છે ॥ ૧ ॥"

**જ્યોતિષ હીરમા** કહ્યુ છે કે–" સૂર્યનક્ષત્રથી પ દરમુ નક્ષત્ર હોય તે **દ ડયોગ** બને છે, અને તે અશુભ છે "

સૂર્યનક્ષત્રના આકને દસ, અગીયાર, પદર, અઢાર, ત્રેવીશ અને એકમાથી બાદ કરતા જે આક આવે તેટલામા અશ્વિની વિગેરે નક્ષત્રો દુષ્ટ છે, બીજી રીતે ગણીયે તો–સત્યાવીશમાથી બાદ કરેલ સૂર્યનક્ષત્રના આકમા અથવા સૂર્યનક્ષત્રથી અશ્વિની નક્ષત્ર જેટલામુ હોય તે આકમા પણ દસ વિગેરે છ સ ખ્યા

મેળવતાં જે જે આંક આવે તેટલામું ચંદ્રનક્ષત્ર અશુભ છે. જે દરેકનું નામ **પાતયોગ** થાય છે. ( **ગાથા ૧૩૯** )

**અભિજિત્** નક્ષત્ર જુદું ગણતાં સૂર્યનક્ષત્રથી ચંદ્રનક્ષત્ર સુધીના અઠયાવીશ યોગો થાય છે, તેમાંનો **આડલયોગ** નેષ્ટ છે. **નરપતિ જયચર્યા**માં કહ્યું છે કે—

" सूर्यभाद् गणयेन्दोर्भं, सप्तभिर्भागमाहर ।
शून्यं द्वौ वा न शेषौ चे-**दाडलो** नास्ति निश्चितम् ॥१॥"

**અર્થ**—" સૂર્યનક્ષત્રથી ચંદ્રનક્ષત્ર સુધીના આંક ગણી તેને સાતથી ભાગ દેવો, જો શેષમાં શૂન્ય કે બેનો આંક ન રહેતો **આડલયોગ** નથી એમ સમજવું. આ ઉપરથી એવું સૂચન છે કે—જો શેષમાં બે કે શૂન્ય રહેતો તે દિવસે આડલયોગ હોય છે ॥ ૧ ॥" આ રીતે ગણીએ તો સૂર્યનક્ષત્રથી બીજે, સાતમે, નવમે, ચૌદમે, સોળમે, એકવીશમે, ત્રેવીશમે અને અઠયાવીશમે સ્થાને રહેલ ચંદ્રનક્ષત્રમાં આડલયોગ છે. આ યોગનો પણ શુભકાર્યમાં ત્યાગ કરવો, પણ યાત્રામાં તો આ યોગ વિશેષે કરીને વર્જવો.

સૂર્યનક્ષત્રથી બારમું નક્ષત્ર પણ સૂર્યની લાતથી દૂષિત છે. **મુહૂર્તચિંતામણિ**માં કહ્યું છે કે—સૂર્ય નક્ષત્રથી છઠ્ઠું, તેરમું, વીશમું અને સત્યાવીશમું નક્ષત્ર **ભ્રમણયોગ** છે; તે યાત્રામાં ત્યાજ્ય છે. અને આડલયોગ દરેક શુભકાર્યમાં વર્જ્ય છે.

ઉપર જેમ સૂર્યનક્ષત્રથી ચંદ્રનક્ષત્રમાં શુભાશુભ યોગો થાય છે, તેમ દરેક ગ્રહના યોગોથી પણ શુભાશુભ યોગો થાય છે. પૂર્ણિમાના ચંદ્રનક્ષત્રથી આઠમું. મંગળના નક્ષત્રથી પહેલું, બીજું, ત્રીજું, અને અઠયાવીશમું, બુધના નક્ષત્રથી ત્રેવીશમું, ગુરૂના નક્ષત્રથી છઠ્ઠું, શુક્રના નક્ષત્રથી પચ્ચીશમું અને સત્યાવીશમું, શનિના નક્ષત્રથી પહેલું, બીજું, આઠમું, અને અઠ્યાવીશમું તથા રાહુ નક્ષત્રથી પહેલું, બીજું, નવમું, પંદરમું, એકવીશમું અને સત્યાવીશમું નક્ષત્ર દુષ્ટ છે; કેમકે—

આ નક્ષત્રોમા ધૂમિત આલિંગિત દગ્ધ લત્તા અને પાત વિગેરે યોગો થાય છે, જેના શુભકાયમા સર્વથા ત્યાગ કરવો લત્તા અને પાત સબંધે વિશેષ વર્ણન ( **ગાથા ૧૩૫-૧૩૬** મા ) આગળ કહેવાશે, તથા **સદ્યોરિષ્ટના** બુધપચક વિગેરે યોગો પૂર્વે કહેવાઈ ગયા છે ( પાને ૧૫૪ ) ચાર વસ્તુના સયોગથી જે યોગો થાય છે તેવા યોગો દરેક ગ્રન્થોમા દૃષ્ટિગોચર થતા નથી, પણ **આરભસિદ્ધિમા પાઠશ્રી** ગ્રન્થના આધારે નીચે મુજબ શુભાશુભ યોગો કહેલ છે

" વદિ એકમથી શરૂ થતા પૂર્ણિમા પર્યંત કાર્તિક કે માગશરમા પાચમ દિને ગુરૂવાર અને પુનર્વસુ નક્ષત્ર હોય, પોષ કે મહાની છઠ્ઠ દિને શુક્રવાર અને ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર હોય, ફાગણ કે ચૈત્રની તેરશે બુધવાર અને વિશાખા નક્ષત્ર હોય, વૈશાખ કે જેઠની એકમે ઉત્તરા ફાલ્ગુની કે મૂલ નક્ષત્ર હોય આષાઢ કે શ્રાવણની બીજે સોમવાર અને ઉત્તરભાદ્રપદ નક્ષત્ર હોય, તથા ભાદરવો કે આસો માસની સાતમ દિને શનિવાર અને રોહિણી નક્ષત્ર હોય તો તે દરેક શુભયોગો છે "

" અને કાર્તિક કે માગશરની દશમે મગળવાર અને આર્દ્રા હોય, પોષ કે મહામાસની અગીયારશે ગુરૂવાર અને પૂર્વાફાલ્ગુની નક્ષત્ર હોય, ફાગણ કે ચૈત્રની બારશે શુક્રવાર અને સ્વાતિ નક્ષત્ર હોય, વૈશાખ કે જેઠની તેરશે શનિવાર અને શ્રવણ નક્ષત્ર હોય, આષાઢ કે શ્રાવણની ચૌદશે બુધવાર અને પૂર્વાફાલ્ગુની નક્ષત્ર હોય, તથા ભાદરવો કે આસો માસની પૂર્ણિમા દિને રવિવાર અને કૃત્તિકા નક્ષત્ર હોય, તો તે દરેક યોગો અશુભ છે "

કેટલાક આચાર્યો તિથિવાર રાશિ અને સમયના શુભ-**કુલ્યયોગ** કહે છે તે આ પ્રમાણે છે

નન્દાતીથિએ સવારે મગલવાર અને મેષ કે વૃશ્ચિક લગ્ન હોય, ભદ્રા તીથિએ પ્રથમ પ્રહરના અતે બુધવાર અને મિથુન, કર્ક કે કન્યા લગ્ન હોય, જયા તીથિમા મધ્યાન્હે

ગુરૂવાર અને સિંહ ધન કે કુંભ લગ્ન હોય, રિકતા તીથિ દિને ત્રીજા પ્રહરના અંતે શુક્રવાર અને વૃષ કે તુલારાશિ હોય, તથા પૂર્ણા તીથિએ સૂર્યાસ્તકાલે શનિવાર અને મકર કે મીન રાશિ હોય તો તે તીથિઓ **કુલજા** કહેવાય છે.

તથા રવિ નક્ષત્રથી ચંદ્રનક્ષત્રનો આંક–શુકલ એકમથી ચાલુ તીથિ. વાર, અને નક્ષત્રનો સરવાળો કરી નવથી ભાગતાં શેષ સાત રહેતો **હિંબરયોગ** થાય છે તે દૂષ્ટયોગ છે. (**મૂ૰**)

હવે તિથિ વાર અને નક્ષત્ર, એ ત્રણ મળવાથી જે જે યોગો થાય તે નીચે મુજબ છે. તેમાં પ્રથમ **કુમારયોગ** કહે છે.—

**सोमे भोमे बुहे सुक्के, अस्सिणाइं बिइंतरा ।**
**पंचमी दसमी नंदा, सुहो जोगो कुमारओ ॥२९॥**

**અર્થ—સોમ મંગળ બુધ કે શુક્રમાંથી એક વાર હોય, બબ્બેના આંતરે રહેલાં અશ્વિની વિગેરે નક્ષત્રોમાંથી એક નક્ષત્ર હોય, અને પાંચમ દશમ કે નંદામાંથી એક તિથિ હોય; તો [1]કુમારયોગ થાય છે.**

**વિવેચન**—કુમારયોગ તિથિ વાર અને નક્ષત્ર, એ ત્રણથી થાય છે. તેમાં જે દિવસે સોમ મંગળ બુધ કે શુક્ર, એ ચાર વાર પૈકીનો એક વાર હોય; અને તેજ દિવસે એકમ પાંચમ છઠ દશમ અને અગીયારશ એ પાંચ તિથિમાંથી હરકોઇ એક તિથિ હોય; તથા અશ્વિની નક્ષત્રથી પ્રારંભીને બબ્બે નક્ષત્રો મૂકીને ત્રીજા ત્રીજા નક્ષત્ર હોય; તો **કુમાર** નામે શ્રેષ્ઠ

---

૧ योग: कुमारनामा, शुभ: कुजज्ञेन्दुशुक्रवारेषु ।
अश्वाद्यैर्द्व्यन्तरितै–र्नन्दादशपञ्चमीतिथिषु ॥ ( आरंभ० १।३५ )
राजयोगो भरण्याद्यै–र्द्व्यन्तरैर्मैः शुभावहः ।
भद्रा तृतीयाराकासु, कुजज्ञभृगुभानुषु ॥ ( आरंभ० १।३६ )
त्रयोदश्यष्टमी रिक्ता, स्थविरे स्याद् गुरुशनी ॥ ( नार० )

" गृहप्रवेशो मैत्री च, विद्यारम्भादिसत्क्रिया ।
राजपट्टाभिषेकादि, राजयोगेऽभिधीयते ॥ १ ॥ "

અર્થ—" ગૃહપ્રવેશ, મૈત્રી, વિદ્યારંભ વિગેરે સત્કાર્યો અને રાજાનો પટ્ટાભિષેક, વિગેરે રાજયોગમા કરાય છે ॥૧॥ "

હવે સ્થવિરયોગ કહે છે—

**थविरो गुरु सणि तेरसि, रित्तट्ठमि कित्तिआ दुगंतरिआ**
**रुअच्छेआणसणाई, अपुणकरणं इहं कुज्जा ॥ ३१ ।**

અર્થ—ગુરૂવાર કે શનિવાર, રિક્તા કે આઠમ તિથિ, અને બબ્બેના આંતરે રહેલ કૃત્તિકા વિગેરે નક્ષત્રો એકજ દિવસે આવે તો સ્થવિરયોગ થાય છે. આ યોગમાં ફરીથી નહીં કરવાનાં—વ્યાધિનો ઉપચાર અને અનશન વિગેરે કાર્યો કરવાં.

**વિવેચન**—એકજ દિવસે ગુરૂવાર હોય કે શનિવાર હોય, ચોથ આઠમ નોમ કે ચૌદશમાથી એકતિથિ હોય, તથા કૃત્તિકાથી ત્રીજા ત્રીજા, એટલે-કૃત્તિકા, આર્દ્રા, અશ્લેષા, ઉત્તરાફાલ્ગુની, સ્વાતિ, જ્યેષ્ઠા, ઉત્તરાષાઢા, શતભીષા અને રેવતી, એ નવ નક્ષત્રમાથી એક નક્ષત્ર હોય, તો **સ્થવિર** નામનો યોગ થાય છે, જેનુ બીજુ નામ **સ્થિરયોગ** છે આ યોગમા કરેલ કાર્યોનુ પુનરાવર્તન રહેતુ નથી, માટે જે જે કાર્ય એકજ વાર કરવાના હોય તે કાર્ય સ્થવિર યોગમા કરાય છે કેમકે આ યોગમા કરેલ કાર્ય બીજી વાર તેજ કાર્ય કરવાની જરૂર ન રહે એવુ સ્થિર થાય છે તે માટે **પાકશ્રી** ગ્રન્થમા કહ્યુ છે કે—

" अणसणखिलवाहिरिण, रिउरणदिव्व जलासए बंधो । "

અર્થ—" સ્થિવિર યોગમા અનશન, ખળુ, વ્યાધિ છેદ, ઋણ વાળવુ, શત્રુવધ, યુદ્ધ, દિવ્યપરિક્ષા, અને જલાશય

બાંધવું વિગેરે કાર્યો કરવા." કુમારયોગ રાજયોગ અને સ્થવિરયોગ એ ત્રણે યોગો શુભ છે.

તિથિવાર અને નક્ષત્રથી થનારા બીજા શુભાશુભ યોગો નીચે મુજબ છે. **મુહૂર્ત ચિંતામણિ**માં કહ્યું છે કે—

" वर्जयेत् सर्वकार्येषु, हस्तार्कं पञ्चमीतिथौ ।
भौमाऽश्विनीं च सप्तम्यां, षष्ठयां चन्द्रैन्दवं तथा ॥१॥
बुधानुराधां चाष्टम्यां, दशम्यां भृगुरेवतीम् ।
नवम्यां गुरुपुष्यं चै-कादश्यां शनिरोहिणीम् ॥ २ ॥

**અર્થ**—" પાંચમ ને રવિવારે હસ્ત નક્ષત્ર હોય, સાતમને ભોમવારે અશ્વિની નક્ષત્ર હોય, છઠ્ઠને સોમવારે મૃગશીર્ષ નક્ષત્ર હોય, આઠમ ને બુધવારે અનુરાધા નક્ષત્ર હોય, દશમ ને શુક્રવારે રેવતી નક્ષત્ર હોય, નોમને ગુરૂવારે પુષ્પ નક્ષત્ર હોય, તથા અગીયારશને શનિવારે રોહિણી નક્ષત્ર હોય તો **મૃત્યુ**યોગ થાય છે. આ મૃત્યુયોગમાં શુભકાર્યનો ત્યાગ કરવો."

અમૃતસિદ્ધિ યોગમાં પાંચમ વિગેરે સાત તિથિ અનુક્રમે આવતાં આ યોગ થાય છે, તેથી તે અમૃતસિદ્ધિ યોગનો ઘાતક છે, એમ **હેમહંસગણિ** કહે છે.

**આરંભસિદ્ધિ**ની ટીકામાં કહ્યું છે કે:—

" कत्तियपभइ चउरो, सणिबुहससिसूरवारजुत्त कमा ।
पंचमि बीइ इगारसी, बारसि अबला सुहे कज्जे ॥ १ ॥ "

**અર્થ**—" શનિવાર, બુધવાર, સોમવાર અને રવિવારે અનુક્રમે પાંચમ, બીજ, અગીયારશ અને બારશ તિથિ હોય; તથા કૃત્તિકા, રોહિણી, મૃગશર અને આર્દ્રા; એ કૃત્તિકાદિ ચાર નક્ષત્ર હોય તો શુભ કાર્યને નિર્બળ કરનારો **અબલાયોગ** થાય છે ॥૧॥ **નારચંદ્ર**માં જન્મવિષયોગ માટે કહ્યું છે કે—

" शन्यश्लेषा द्वितीयाभिः, सप्तमी भोमवारुणी ।
कत्तिका द्वादशीसूर्ये, रेवत्यां विषसंज्ञकम् ॥ १ ॥ "

**અર્થ**—"બીજ ને શનીવારે અશ્લેષા હોય, સાતમ ને ભોમવારે શતભિષા નક્ષત્ર હોય, તથા બારશ ને રવિવારે કૃત્તિકા નક્ષત્ર હોય અથવા રેવતીનો ગંડાત યોગ હોય તો **વિષયોગ** થાય છે"

બીજે કહ્યુ છે કે—આ ત્રણ તિથિ વાર અને નક્ષત્રો ગમે તે રીતે પરસ્પર યોગ પામે તો **કન્યાવિષયોગ** થાય છે આ જન્મવિષયોગ, ત્રણ ગંડાત, ભોમવાર, ચૌદશ, અભિજિત્, મૂલ, જ્યેષ્ઠા અને અશ્લેષામા જન્મેલ બાલક **વિષબાલક** કહેવાય છે, જે ઘણે ભાગે કુટુંબનો નાશ કરે છે

**જ્યોતિષહીર**મા કહ્યુ છે કે—

तिथिवार रिक्खइक्क, मिलिअंकाइ कहिय सव्वक ।
पण इगारस तेरस, सत्तर ओगणिस तेवीस ॥ १ ॥
पणवीस गुणतीसा, इगतीस सइत्तीस एगयालीसा ।
तेयाली सइताला, पमुहा सव्वेहिं मगल ॥ २ ॥

**અર્થ**—"તિથિ વાર અને નક્ષત્ર એ ત્રણેનો સરવાળો કરતા **સર્વાંક યોગ** થાય છે તેમા પાચ, અગીયાર, તેર, સત્તર, ઓગણીશ, ત્રેવીશ, પચ્ચીશ, ઓગણત્રીશ, એકત્રીશ, સાડત્રીશ, એકતાળીશ, તેતાલીશ, અને સુડતાલીશનો આંક આવે તો તે મંગલકારણ સર્વાંકયોગ છે ॥ ૧-૨ ॥"

વળી પણ કહ્યુ છે કે—વાર તિથિ અને નક્ષત્રના સરવાળાને બેથી ગુણી છથી ભાગતા શેષમા શૂન્ય આવે તો **દુઃખપ્રદયોગ** થાય છે ત્રણથી ગુણી સાતથી ભાગતા શેષમા શૂન્ય આવે તો **ધનનાશકયોગ** થાય છે, અને ચારથી ગુણી આઠથી ભાગતા શેષમા શૂન્ય આવે તો **મૃત્યુયોગ** થાય છે આ ત્રણે યોગો અશુભ છે

હવે શુભાશુભ કાર્યને વધારનારા દ્વિપુષ્કર ત્રિપુષ્કર અને પચક કહે છે—

**मंगल गुरु सणि भद्दा,**
**मिग चित्त धणिट्ठिश्रा जमलजोगो ।**
**किति पुण उ–फ विसाहा,**
**पू-भ-उ-खाहिं तिपुक्करश्रो ॥ ३२ ॥**
**पंचग धणिट्ठश्रद्धा,**
**मयकिश्र वज्जिज्ज जामदिसि गमणं ।**
**एसु तिसु सुहं श्रसुहं,**
**विहिश्रं दुति पण गुणं होइ ॥ ३३ ॥**

અર્થ—ભદ્રા તિથિવાળા મંગળ, ગુરૂ કે શનિવારે મૃગશર, ચિત્રા અને ધનિષ્ઠા નક્ષત્ર હોય તો યમલયોગ, થાય છે અને કૃત્તિકા, પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુની, વિશાખા, પૂર્વા ભાદ્રપદ કે ઉત્તરાષાઢા નક્ષત્ર હોય તો ત્રિપુષ્કર યોગ થાય છે. ॥ ૩૨ ॥

ધનિષ્ઠાના અર્ધા ભાગથી રેવતી પર્યંત પંચક કહેવાય છે, તેમાં મૃતક કાર્ય અને દક્ષિણ દિશામાં ગમન વર્જવું. આ ત્રણે યોગમાં કરેલાં શુભ કે અશુભ કાર્યો બમણાં, ત્રણ ગણાં અને પાંચ ગણાં થાય છે. ॥ ૩૩ ॥

**વિવેચન**—મંગળવાર ગુરૂવાર કે શનિવારમાંથી એક વાર હોય, બીજ સાતમ કે બારશમાંથી એક તિથિ હોય, અને તેજ દિવસે મૃગશર ચિત્રા કે ધનિષ્ઠામાંથી એક નક્ષત્ર હોય તો **યમલયોગ** થાય છે. આ યોગ કરનારાં મૃગશર ચિત્રા અને ધનિષ્ઠા નક્ષત્રો બે પાદવાળાં છે, તેથી આ યોગનું બીજું નામ

**દ્વિપુષ્કર** પણ છે અર્થાત્—મંગળ ગુરૂ શનિ ભદ્રા અને દ્વિપાદ નક્ષત્રમાં દ્વિપુષ્કર યોગ થાય છે યમલ યોગમાં જે હાનિ–વૃદ્ધિવાળુ કાર્ય કરાય છે તે બમણુ થાય છે, તેથી આ યોગમાં અનિષ્ટ કાર્ય કરવું નહિં, પણ ઈષ્ટજ કાર્ય કરવુ

મંગળવાર, ગુરૂવાર કે શનિવારમાંથી એક વાર હોય, બીજ સાતમ કે બારશ પૈકીની એક તિથિ હોય, અને તેજ દિવસે કૃત્તિકા પુનર્વસુ ઉત્તરાફાલ્ગુની વિશાખા પૂર્વાભાદ્રપદ કે ઉત્તરાભાદ્રપદ એ છ નક્ષત્રોમાંથી એક નક્ષત્ર હોય, તો **ત્રિપુષ્કર** યોગ થાય છે અહીં આવેલ કૃત્તિકા વિગેરે છ નક્ષત્રો ત્રણ પાદવાળા છે ત્રિપુષ્કર યોગમાં પણ ઇષ્ટ કાર્ય કરવુ, કેમકે આ યોગમાં કરેલું કાર્ય ત્રણ ગણુ થાય છે

ધનિષ્ઠા નક્ષત્રના બે પાયાથી પ્રારંભીને રેવતી સુધીના નક્ષત્રો **પંચક** કહેવાય છે એટલે–ધનિષ્ઠા નક્ષત્રના છેલ્લા બે પાયા, શતભીષા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ અને રેવતી, આ પાંચ નક્ષત્રનુ નામ પંચક છે બીજા ગ્રન્થોમાં ધનિષ્ઠાથી પ્રારંભીને રેવતી સુધીના પાંચ નક્ષત્રને પંચક કહેલ છે અને કેટલાક ગ્રન્થોમાં શ્રવણથી ઉત્તરા ભાદ્રપદ સુધીના પાંચ નક્ષત્રોને પંચક તરીકે ઓળખાવેલ છે આ નક્ષત્રોમાં કાર્ય કરવાથી પાંચ ગણુ થાય છે તેથી પંચકમાં દક્ષિણ દિશામાં ગમન કરવુ નહિ, અને મૃત્યુ સંબંધીના કાર્યો પણ કરવા નહિં પણ **આરંભસિદ્ધિની ટીકા**માં કહ્યુ છે કે—અકસ્માત કોઇ મૃત્યુ પામે તો શબની સાથે દર્ભના ચાર પૂતળા રાખવા, અને તેઓનો પણ શબની સાથે અગ્નિ સંસ્કાર કરવો, જેથી મરનારના ગોત્રમાં બીજા કોઇનો નાશ થતો નથી, એમ **ગરૂડપુરાણ**માં દહનવિધિનો પાઠ છે

**પંચક**માં ઈષ્ટ કાર્ય કરવાનો નિષેધ નથી, કેમકે— પંચકના નક્ષત્રોમાં દીક્ષા આપી શકાય છે વળી જિનમંદિરનુ ખાત મુહૂર્ત, જિનબિંબનો પ્રવેશ, જિનેશ્વરની પ્રતિષ્ઠા, અને યાત્રા પણ કરી શકાય છે, એમ આ ગ્રન્થમાંજ કહેલ છે તથા

પંચકમાં દક્ષિણ દિશામાં જવાનો નિષેધ છે, પણ આજ ગ્રંથમાં શ્રવણ અને રેવતી નક્ષત્રમાં સર્વ કાળે સર્વ દિશામાં ગમન કરવાનું સ્વીકાર્યું છે. **વ્યવહાર સાર**માં તો કહ્યું છે કે—

" धनिष्ठा धननाशाय, प्राणघ्नी शततारका ।
पूर्वायां दण्डयेद् राजा, उत्तरा मरणं ध्रुवम् ॥ १ ॥
अग्निदाहश्च रेवत्या–मित्येतत् पञ्चके फलम् ॥ "

**અર્થ**—" ધનિષ્ઠામાં કાર્ય કરવાથી ધનનો નાશ થાય, શતતારામાં કાર્ય કરવાથી પ્રાણનો નાશ થાય, પૂર્વાભાદ્રપદમાં કાર્ય કરવાથી રાજદંડ થાય, ઉત્તરામાં કાર્ય કરવાથી નિશ્ચયે મૃત્યુ થાય, અને રેવતીમાં કાર્ય કરવાથી અગ્નિદાહ થાય; એ પ્રમાણે પંચકનું ફળ જાણવું. "

એક[1] લગ્નવિચારમાં કહ્યું છે કે—મકર અને કુંભનો ચંદ્ર હોય ત્યારે, એટલે કે–ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, શતભીષા અને પૂર્વા ભાદ્રપદ નક્ષત્ર એ **શરણ પંચક** છે. આ શરણ પંચકનો અવશ્ય ત્યાગ કરવો.

## યોગ યંત્રક.

| યોગ નામ. | વાર | તીથિ. | નક્ષત્ર. |
|---|---|---|---|
| કુમાર યોગ | સોમ, ભોમ, બુધ, શુક્ર. | ૧–૫–૬ ૧૦–૧૧ | અ૦ રો૦ પુન૦ મ૦ હ૦ વિ૦ મૂ૦ શ્ર૦ પૂ–ભા૦ |
| રાજયોગ | રવિ, ભોમ, બુધ, શુક્ર. | ૨–૩–૭ ૧૨–૧૫ | ભ૦ મૃ૦ પુષ્ય પૂ–ફા૦ ચિ૦ અનુ૦ પૂષા૦ ધ૦ ઉભા૦ |
| સ્થવિર યોગ | ગુરૂ, શનિ. | ૪–૮–૯ ૧૩–૧૪ | કૃ૦ આ૦ શ્લે૦ ઉફા૦ સ્વા૦ જ્યે૦ ઉષા૦ શ૦ રે૦ |
| દ્વિપુષ્કર | મં૦ ગુ૦ શ૦ | ભદ્રા | મૃ૦ ચિ૦ ધનિ૦ |
| ત્રિપુષ્કર યોગ | મંગલ, ગુરૂ, શનિ. | ૨–૭–૧૨ | કૃ૦ પુન૦ ઉફા૦ વિ૦ પૂભા૦ ઉષા૦ |

૧ ભારતવર્ષ ૫/૨/૬ ( વર્ષ ૫, અંક ૧૨ ) બંગાળી જુના હસ્તલિખિત પત્રના આધારે.

| અમૃત સિદ્ધિને મૃત્યુયોગ | | |
|---|---|---|
| રવિ | ૫ | હસ્ત |
| સોમ | ૬ | મૃગશર |
| મંગળ | ૭ | અશ્વીનિ |
| બુધ | ૮ | અનુરાધા |
| ગુરૂ | ૯ | પુષ્ય |
| શુક્ર | ૧૦ | રેવતી |
| શનિ | ૧૧ | રોહિણી |

| અબલા યોગ. | | |
|---|---|---|
| રવિ | ૧૨ | આદ્રા |
| સોમ | ૧૧ | મૃગશર |
| બુધ | ? | રોહિણી |
| શનિ | ૫ | કૃતિકા |

| વિષયોગ. | | |
|---|---|---|
| શનિ | ? | અશ્લેષા |
| મંગળ | ૭ | શતભિષા |
| રવિ | ૧૨ | કૃતિકા |

હવે વિષ્કભાદિક યોગની વર્જ્ય ઘડીયો કહે છે—

**पण छस्सग नव घडिआ,**
**विक्खंभ दुगंड सूल वाघारं ।**
**परिहद्धदिणं वज्जे,**
**विहिइ विईपाय सयलदिणं ॥ ३८ ॥**

અર્થ—વિષ્કંભ બેગંડ ગૂલ અને વ્યાઘાતની પાંચ છ સાત અને નવ ઘડીઓ વર્જ્ય છે, પરિઘનો અર્ધ દિવસ વર્જ્ય છે, તથા વૈધૃતિ અને વ્યતિપાતનો આખો દિવસ વર્જ્ય છે.

વિવેચન—નિરંતર વિષ્કંભ વિગેરે સત્યાવીશ યોગો વારાફરતી આવ્યા કરે છે તેમના નામ આરંભસિદ્ધિમાં નીચે મુજબ છે—

" विष्कम्भः प्रीतिरायुष्मान् , सौभाग्यः शोभनस्तथा ५ ।
अतिगण्डः सुकर्मा च, धृतिः शूलं तथैव च ९ ॥ १ ॥
गण्डो वृद्धिर्ध्रुवश्चैव, व्याघातो हर्षणस्तथा १४ ।
वज्रं सिद्धिर्व्यतिपातो, वरियान् परिघः शिवः २० ॥ २ ॥
सिद्धः साध्यः शुभः शुक्लो, ब्रह्मा चैन्द्रोऽथ वैधृतिः २७ ।
इति सान्वयनामानो, योगाः स्युः सप्तविंशतिः ॥३॥ "

**અર્થ**—" વિષ્કંભ, પ્રીતિ, આયુષ્માન્, સૌભાગ્ય, શોભન, અતિગંડ, સુકર્મા, ધૃતિ, શૂલ ( ॥ ૧ ॥ ), ગંડ, વૃદ્ધિ, ધ્રુવ, વ્યાઘાત, હર્ષણ, વજ્ર, સિદ્ધિ, વ્યતિપાત, વરિયાન્, પરિઘ, શિવ ( ॥ ૨ ॥ ), સિદ્ધ, સાધ્ય, શુભ, શુક્લ, બ્રહ્મા, ઐન્દ્ર અને વૈધૃતિ; એ પ્રમાણે નામ પ્રમાણે ગુણવાળા સત્યાવીશ યોગ છે. ( ॥ ૩ ॥ ) તેમાંના વિષ્કંભ અતિગંડ શૂલ ગંડ વ્યાઘાત વજ્રપાત વ્યતિપાત પરિઘ અને વૈધૃતિ, એ નવ યોગો અશુભ છે; તેઓનો શુભ કાર્યમાં ત્યાગ કરવો.

આ યોગોની વિશેષ ક્રૂરતા માટે **નારચન્દ્રટીપ્પણ**માં કહ્યું છે કે—

" विक्खंभ सूल गंडे, अइगंडे वज्ज तहय वाघाए ।
वइधिइ सूराइकमा, अइदुट्ठा मूलजोगाओ ॥ १ ॥ "

**અર્થ**—" રવિવાર વિગેરે સાત વારોની સાથે અનુક્રમે–વિષ્કંભ શૂલ ગંડ અતિગંડ વજ્રપાત વ્યાઘાત અને વૈધૃતિ, એ સાત યોગ આવે તો તે મૂળ સ્વભાવથી પણ અતિ દુષ્ટ છે. ॥ ૧ ॥

પણ કદાચ અશુભયોગો લેવા પડે તો તેની આદિની જે અવશ્ય વર્જવાની ઘડીઓ છે તેનો તો અવશ્ય ત્યાગ કરવો. તેથી મૂળ શ્લોકમાં કહ્યું છે કે—વિષ્કંભની પાંચ ઘડી, ગંડ અને અતિગંડની છ ઘડી, શૂલની સાત ઘડી, અને વ્યા-

ઘાતની નવ ઘડીઓ વર્જ્ય છે પરિઘ યોગનો અર્ધભાગ વર્જ્ય છે વૈધૃતિની દરેક ઘડીઓ અને વ્યતિપાતની પણ દરેક ઘડીઓ વર્જ્ય છે

ઉદયપ્રભસૂરિ વિશેષ કહે છે કે-વજ્રયોગ પણ દુષ્ટ છે, તેની નવ ઘડીઓ અતિ દુષ્ટ છે તથા વ્યતિપાત વૈધૃતિ અને પરિઘ સિવાયના બીજા અશુભ યોગોનો આદિનો ચોથો ભાગ વર્જ્ય છે

વ્યતિપાત અને વૈધૃતિના નિવારણ માટે લલ્લ કહે છે કે-

"विष्टयामङ्गारके चैव, व्यतिपातेऽथ वैधृते + मध्याह्नात्परतः शुभ"

અર્થ—"વિષ્ટિ અંગારક, વ્યતિપાત અને વૈધૃત યોગમા મધ્યાન્હ પછીનો કાળ શુભ છે એટલે કે—આવશ્યક કાર્યમાજ આ રીતિએ શોધેલો કાળ ઉપયોગમા લેવાય છે"

હવે આનંદાદિક ઉપયોગો અને તેઓનુ ફળ કહે છે—

अस्सिणि मिग अस्सेसा,
हत्थऽणुराहा य उत्तरासाढा ।
सयभिस कमेण एए,
सूराइसु हुन्ति मुहरिक्खा ॥ ३५ ॥
निअवारे निअरिक्खे,
मुहगणिए जत्तियं ससिरिक्खं ।
तावंतिमोवओगो,
आनंदाई सनामफलो ॥ ३६ ॥

અર્થ—અશ્વિની, મૃગશિર, અશ્લેષા, હસ્ત, અનુરાધા, ઉત્તરાષાઢા અને શતભીષા; આ સાત નક્ષત્રો અનુક્રમે-રવિ આદિ વારોને વિષે ( આન-

**દાદિક ઉપયોગો માટે ) મુખ નક્ષત્રો છે ॥ ૩૫ ॥ તેમાં પોતાના વારે પોતાના મુખ નક્ષત્રથી જેટલામું ચંદ્ર નક્ષત્ર આવે, તેટલામો આનંદાદિક ઉપયોગ જાણવો. તે ઉપયોગો પોતાના નામ પ્રમાણે ફળ આપનારા છે ॥ ૩૬ ॥**

**વિવેચન**—અભીજિત્ સાથેના અશ્વિની વિગેરે અઠ્યાવીશ નક્ષત્ર સાત વારની સાથે હોય ત્યારે **આનંદ** વિગેરે અઠ્યાવીશ **ઉપયોગ** થાય છે. રવિવાર વિગેરે સાત વારોમાં અશ્વિનીથી પાંચમા પાંચમા નક્ષત્રો મુખમાં મૂકવા. આ નક્ષત્રો તે વારે હોય તો પહેલો આનંદ નામનો ઉપયોગ થાય છે. ભરણી વિગેરે પાંચમા પાચમા નક્ષત્રો સાત વારોમાં અનુક્રમે હોય તો બીજો **કાલદંડ** ઉપયોગ થાય છે. આ પ્રમાણે અઠ્યાવીશ ઉપયોગો થાય છે, મૂળ ગાથામાં આ રીતિ બહુ સ્પષ્ટ કરી છે. એટલે કે–રવિવારે અશ્વિની, સોમવારે મૃગશર, ભોમવારે અશ્લેષા, બુધવારે હસ્ત, ગુરૂવારે અનુરાધા, શુક્રવારે ઉત્તરાષાઢા, અને શનિવારે શતભીષા મુખનક્ષત્ર છે. આ મુખનક્ષત્ર પોતાના વાર સાથે હોય ત્યારે આનંદ નામનો પહેલો યોગ થાય છે. ત્યાર પછી ઇષ્ટ વારે તેના મુખ નક્ષત્રથી જેટલામું દિનનક્ષત્ર હોય તેટલામો યોગ આવે છે. અર્થાત્–રવિવારનું મુખનક્ષત્ર અશ્વિની છે, તે રવિવારે અશ્વિની હોય, તો પહેલો યોગ, ભરણી હોય તો બીજો યોગ; એમ રવિવારે અશ્વનીથી જેટલામું નક્ષત્ર આવે તેટલામો યોગ જાણવો. તથા સોમવારે મૃગશર નક્ષત્ર હોય તો પહેલો યોગ, આર્દ્રા હોય તો બીજો યોગ, હસ્ત હોય તો નવમો વજ્રયોગ; એમ સોમવારે મૃગશરથી જેટલામું નક્ષત્ર હોય તેટલામો ઉપયોગ જાણવો. આજ રીતે દરેક વારે પોતપોતાના મુખનક્ષત્રથી જેટલામું નક્ષત્ર હોય તેટલામો યોગ હોય એમ જાણવું.

અથવા ઉપયોગ લાવવાની બીજી રીત એવી છે કે–રવિવારે આનંદ, સોમવારે રાક્ષસ. મંગળવારે અમૃત, બુધવારે

મૃત્યુ, ગુરૂવારે મનોજ્ઞ, શુક્રવારે વજ્રપાત, અને શનિવારે સૌમ્ય, એ સાત અશ્વિની નક્ષત્રથી થનારા મૂળયોગ છે, અને ભરણી વિગેરે નક્ષત્રોની સાથે ત્યાર પછીના યોગો અનુક્રમે આવે છે આ રીતે દરેક વારે અઠ્યાવીશ નક્ષત્ર સાથે પોતાના મૂળ યોગથી આરંભીને અઠ્યાવીશ ઉપયોગો થાય છે, અઠયાવીશ ઉપયોગના નામ આ પ્રમાણે છે

" आणद कालदड, परिजा शुभ सोम घस धज वच्छो ।
वज्जो मुग्गर छत्तो, मित्तो मणुन्नो य कपो य ॥ १ ॥
लुपक पवास मरण, वाही सिद्धि सूल अमिअ मुसल ।
गज मातग खय खिप्प, थिरो य वद्धमाण परियाण ॥२॥ "

અર્થ—આનંદ, કાલદંડ, પ્રજા ( પ્રાજાપત્ય ), શુભ, સૌમ્ય, ધ્વાક્ષ, ધ્વજ, શ્રીવત્સ વજ્ર, મુગ્દર, છત્ર, મિત્ર મનોજ્ઞ, કંપ ॥ ૧ ॥ લુંપક, પ્રવાસ, મરણ, વ્યાધિ, ( કાણ ) સિદ્ધિ, શુલ, અમૃત, મુશલ, ગજ, માતંગ, ક્ષય, ક્ષિપ્ર (ચર), સ્થિર અને વર્ધમાન, એ અઠયાવીશ ઉપયોગો જાણવા ॥૨॥

આ યોગોમા પ્રજા શબ્દથી પ્રજાપતિ કે પ્રાજાપત્ય નામ લેવુ , પ્રજાયોગનુ બીજુ નામ ધુમ્ર છે ક્ષિપ્ર શબ્દથી ચર યોગ લેવો શુભ યોગના સુરોત્તમ અને પ્રજાપતિ એવા બે નામો છે મનોજ્ઞાદિ આઠ યોગોની અનુક્રમે—માનસ, પક્ષ, લંબક, ઉત્પાત, મૃત્યુ, કાણ, સિદ્ધિ અને શુભ, એવી પણ સંજ્ઞાઓ છે ગજ યોગનુ બીજુ નામ ગદ છે, અને ક્ષય યોગનુ બીજુ નામ રાક્ષસ છે, આ દરેક યોગો પોતાના નામ પ્રમાણે ફળ આપે છે [1]

---

१ आनन्दो धनलाभाय, कालदण्डे महद् भयम् ।
प्राजापत्यस्तु पुत्राय, शुभे सर्व शुभ भवेत ॥ १ ॥
सौम्ये सर्व क्रिया सिद्धि , ध्वाङ्क्षो क्षुद्राय मानसे ।
ध्वजेन कोटिरर्थ स्यात्, श्रीवत्साद् रत्नसचय ॥ २ ॥
वज्रो वज्रभय दद्याद्, मुद्गरान्मरण ध्रुवम् ।
छत्र नृपमुख दद्याद्, मित्रे मित्रसमागम ॥ ३ ॥

આ અઠયાવીશ યોગમાં—કાલદંડ, ધ્વાંક્ષ, વજ્ર, મુદ્દગર, કંપ, લુંપક, પ્રવાસ, મરણ, વ્યાધિ, શૂલ, મુશલ. માતંગ અને ક્ષય યોગો અશુભ છે; બાકીના યોગો શુભ છે. આ દરેક યોગો પોતપોતાનાં નામ પ્રમાણે ફળ આપે છે.

નારચંદ્ર ટીપ્પનમાં કહ્યું છે કે—અશુભ યોગોનો સર્વથા ત્યાગ ન થઇ શકે તેમ હોય તો સર્વ કુયોગની બે ઘડી વર્જવી; તથા ઉત્પાત મૃત્યુ અને કાણની સાત છ અને પાંચ ઘડી વર્જવી. બીજા ગ્રન્થમાં કહ્યું છે કે—કાલદંડની ૬૦ ઘડી, કાણની ૬૦ ઘડી, ઉત્પાતની ૬૦ ઘડી, મૃત્યુની ૬૦ ઘડી, ગદની ૭ ઘડી, ધ્વાંક્ષની ૫ ઘડી, વજ્રની ૫ ઘડી, મુદ્દગરની ૫ ઘડી, લુંબકની ૪ ઘડી, પદ્મની ૪ ઘડી ચરની ૩ ઘડી, મુશલની ૨ ઘડી, અને ધુમાક્ષની ૧ ઘડી અશુભ છે,

આ યોગો, વાર અને નક્ષત્ર એ બેના મેળાપથી થાય છે. પહેલાના શ્લોકોમાં ત્રણ વસ્તુના મેળાપથી થનારા યોગ દર્શાવ્યા છે, તેથી ક્રમશઃ બે વસ્તુના યોગ દર્શાવતાં વિષ્કંભાદિક તથા આનંદાદિક યોગ દર્શાવ્યા છે.

જોકે વાર તિથિ કે નક્ષત્રથી થનારા યોગો પ્રસિદ્ધ છે, પણ **જ્યોતષહીર**માં લઘુ દિનશુદ્ધિ દેખાડતાં માસ અને તિથિનો **સર્વાંકુયોગ** આપેલ છે; તે આ પ્રમાણે—

---

मनोज्ञो मनसः सौख्यं, कम्पः सभयमापदम् ।
लुम्पको लुम्पते चौरान्, प्रवासाच्च जनच्युतिः ॥ ४ ॥
मरणे मृत्यु माप्नोति, व्याधौ व्याधिं सदाऽऽपदा ।
सिद्धौ सर्वक्रियासिद्धिः, शूले शूलसमुद्भवः ॥ ५ ॥
अमृतो हरते पापं, मूशलो बन्धुनाशनः ।
गजेन धनलाभः स्यात्, मातङ्गेनाऽनलाद् भयम् ॥ ६ ॥
क्षये क्षयो नरेशस्य, क्षिप्रे क्षिप्रं शुभाशुभम् ।
स्थिरे स्थिराणि कार्याणि, वर्धमानेन वर्धनम् ॥ ७ ॥

[ नारचन्द्र टिप्पन. ]

# યોગચક્ર. આનંદાદિ

| | નામ | રવિ | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | આનંદ | અશ્વિ | મૃગ | અશ્લે | હસ્ત | અનુ | ઉષા | શત |
| ૨ | કાલદંડ | ભ | આ | મ | ચિ | જ્યે | અભિ | પૂભા |
| ૩ | પ્રાજાપત્ય | કૃ | પુન | પૂફા | સ્વા | મૂ | શ્ર | ઉભા |
| ૪ | સુરોત્તમ | રો | પુ | ઉફા | વિ | પૂષા | ધ | રે |
| ૫ | સૌમ્ય | મૃગ | અશ્લે | હ | અનુ | ઉષા | શત | અશ્વિ |
| ૬ | ધ્વાંક્ષ | આ | મ | ચિ | જ્યે | અ | પૂભા | ભ |
| ૭ | ધ્વજ | પુન | પૂફા | સ્વા | મૂ | શ્ર | ઉભા | કૃ |
| ૮ | શ્રીવત્સ | પુ | ઉફા | વિ | પૂષા | ધ | રે | રો |
| ૯ | વજ્ર | અશ્લે | હ | અનુ | ઉષા | શત | અશ્વિ | મૃ |
| ૧૦ | મુદગર | મ | ચિ | જ્યે | અ | પૂભા | ભ | આ |
| ૧૧ | છત્ર | પૂફા | સ્વા | મૂ | શ્ર | ઉભા | કૃ | પુન |
| ૧૨ | મિત્ર | ઉફા | વિ | પૂષા | ધ | રે | રો | પુ |
| ૧૩ | મનોજ્ઞ | હસ્ત | અનુ | ઉષા | શત | અશ્વિ | મૃ | શ્લે |
| ૧૪ | કંપ | ચિ | જ્યે | અ | પૂભા | ભ | આ | મ |
| ૧૫ | લુંપક | સ્વા | મૂ | શ્ર | ઉભા | કૃ | પુન | પૂફા |
| ૧૬ | પ્રવાસ | વિ | પૂષા | ધ | રે | રો | પુ | ઉફા |
| ૧૭ | મરણ | અનુ | ઉષા | શત | અશ્વિ | મૃ | શ્લે | હ |
| ૧૮ | વ્યાધિ-કાણ | જ્યે | અભિ | પૂભા | ભ | આ | મ | ચિ |
| ૧૯ | સિદ્ધ | મૂ | શ્ર | ઉભા | કૃ | પુન | પૂફા | સ્વા |
| ૨૦ | શૂલ (ભ) | પૂષા | ધ | રે | રો | પુ | ઉફા | વિ |
| ૨૧ | અમૃત | ઉષા | શત | અશ્વિ | મૃ | શ્લે | હ | અનુ |
| ૨૨ | મુશલ | અભિ | પૂભા | ભ | આ | મ | ચિ | જ્યે |
| ૨૩ | ગજ | શ્ર | ઉભા | કૃ | પુન | પૂફા | સ્વા | મૂ |
| ૨૪ | માતંગ | ધ | રે | રો | પુ | ઉફા | વિ | પૂષા |
| ૨૫ | રાક્ષસ | શત | અશ્વિ | મૃ | શ્લે | હ | અનુ | ઉષા |
| ૨૬ | ચર | પૂભા | ભ | આ | મ | ચિ | જ્યે | અ |
| ૨૭ | સ્થિર | ઉભા | કૃ | પુન | પૂફા | સ્વા | મૂળ | શ્ર |
| ૨૮ | વર્ધમાન | રે | રો | પુ | ઉફા | વિ | પૂષા | ધ |

ચૈત્રાદિ ગત માસને બમણા કરી તેમાં ચાલુ માસના ગત દિવસો મેળવવા, અને આ સંખ્યાને સાતથી ભાગ દેવો. ભાગ આપતાં જે શેષમાં રહે તેનાં આ પ્રમાણે નામો છે—

" सिरियं कलहे य आणंदं, मिय धम्म तपस विजयं । "

**અર્થ**—" શ્રી, કલહ, આનંદ, મૃત્યુ, ધર્મ, તપસ અને વિજય. " આ સાતે યોગોનાં પોતાનાં નામ પ્રમાણે ફળ છે, જે પૈકીના તપસનું ફળ સમભાવવાળું છે.

પ્રથમ વાર અને તિથિના શુભયોગ કહે છે—

**नवमेगट्ठमी सूरे, सोमे बीश्रा नवमिश्रा ।**
**भोमे जयाय छट्ठी श्र, बुहे भद्दा तिही सुहा ॥३७॥**
**गुरु एगारसी पुन्ना, सुक्के नंदा य तेरसी ।**
**सणिम्मि श्रट्ठमी रित्ता, तिही वारेसु सोहणा ॥३८॥**

અર્થ—રવિવારે નોમ એકમ અને આઠમ, સોમવારે બીજ અને નોમ, ભોમવારે જયા અને છઠ્ઠ, બુધવારે ભદ્રા, ગુરૂવારે અગીયારશ અને પૂર્ણા, શુક્રવારે નંદા અને તેરશ, તથા શનિવારે આઠમ અને રિક્તા તિથિ શોભન છે.

**વિવેચન**—આ ગાથાઓમાં તિથિ અને વારથી થનારા સિદ્ધિયોગો દર્શાવ્યા છે, તે આ પ્રમાણે—રવિવારે એકમ આઠમ કે નોમ હોય, સોમવારે બીજ કે નોમ હોય, મંગળવારે ત્રીજ છઠ્ઠ આઠમ કે તેરશ હોય, બુધવારે બીજ સાતમ કે બારશ હોય, ગુરૂવારે પાંચમ દશમ અગ્યારશ કે પુનમ હોય, શુક્રવારે એકમ છઠ્ઠ અગ્યારશ કે તેરશ હોય, અને શનિવારે ચોથ આઠમ નોમ કે ચૌદશ હોય તો **શુભયોગ** થાય છે.

**લગ્નશુદ્ધિ**માં તો રવિવાર અને સોમવારના યોગમાં માત્ર આઠમ અને નોમ એમ એકેક તિથિઓજ કહી છે.

જે જે તિથિ અને વારના શુભયોગો કહ્યા છે તે પોતપોતાની તિથિ કે વારના ઇષ્ટકાર્યના સાધક છે પણ પોતપોતાના તિથિ કે વારમા નિષેધેલ કાર્યને તે સફળ કરતા નથી કેમકે-સૌમ્ય તિથિ કે વારથી થયેલ શુભયોગ સૌમ્ય કાર્યને સાધે છે, જ્યારે ક્રૂર તિથિ અને વારથી થયેલ શુભયોગ ક્રૂરકાર્યને સાધે છે જેમકે-મગળવારે સિદ્ધિયોગ થાય તો તેમા મગળવારના આરભ-સમારભના ક્રૂર કામો સિદ્ધ થાય છે, પણ એતી વ્યાપાર વિગેરે સોમવારના, વિદ્યા યાત્રા વિગેરે ગુરૂવારના, કે દીક્ષા વિગેરે શનિવારના કાર્યો સિદ્ધ થતા નથી

આજ રીતે તિથિ વાર કે નક્ષત્રથી થતા દરેક શુભાશુભ યોગમા અનુકૂળ અને પ્રતિકૂળ કાર્યની પ્રસગાનુકૂલ સામાન્ય સફળતા અને વિફળતા જાણવી શનિવાર અને રિક્તાના સિદ્ધિયોગ માટે આ નિયમ દેખાતો નથી, તેને માટે નારચદ ટીપ્પણમા કહ્યુ છે કે—

" नवमी चउत्थीइ चउद्दसींइ, जइ सणिवार लहिज्ज ।
एकइ कज्जइ निग्गया, कज्जसयाइ करिज्ज ॥ १ ॥ "

અર્થ—"નોમ ચોથ અને ચૌદશે જો શનિવાર હોય તો એક કાર્ય માટે નીકળેલ મનુષ્ય સે કડો કાર્ય સાધી શકે છે ૧"

હવે વારને આશ્રીને શુભયોગકારક નક્ષત્રો કહે છે—

**रेवस्सिणी धणिट्ठा य, पुण पुस्स तिउत्तरा ।**
**सूरे, सोमम्मि पुस्सो अ, रोहिणी अणुराहया ॥३९॥**
**भोमे मिगं च मूलं च, अस्सेसा रेवई तहा ।**
**बुहे मिगसिरं पुस्सा,-सेसा सवण रोहिणी ॥४०॥**
**जीवे हत्थऽस्सिणी पू-फ, विसाहादुग रेवई ।**
**सुक्के उ-फा उ-खा हत्थं, सवणाणु पुणस्सिणी ॥४१॥**

**सणिम्मि सवणं पू-फा, महा सयभिसा सुहा ।**
**पुव्वत्ततिहिसंजोगे, विसेसेण सुहावहा ॥ ४२ ॥**

અર્થ—રવિવારે રેવતી અશ્વિની ધનિષ્ઠા પુનર્વસુ પુષ્ય અને ત્રણ ઉત્તરા, સોમવારે પુષ્ય રોહિણી અને અનુરાધા, ભોમવારે મૃગશાર મૂળ અશ્લેષા અને રેવતી, બુધવારે મૃગશાર પુષ્ય અશ્લેષા શ્રવણ અને રોહિણી, ગુરૂવારે હસ્ત અશ્વિની પૂર્વાફાલ્ગુની વિશાખાદ્વિક કે રેવતી, શુક્રવારે ઉત્તરાફાલ્ગુની ઉત્તરાષાઢા હસ્ત શ્રવણ અનુરાધા પૂનર્વસુ અને અશ્વિની, તથા શનિવારે શ્રવણ પૂર્વાફાલ્ગુની મઘા અને શતભીષા નક્ષત્ર શુભ છે. અને ઉપર કહેલ તિથિનો સંયોગ થાય તો વિશેષ શુભ છે.

**વિવેચન**—સાતે વારમાં સિદ્ધિયોગ કરનારાં નક્ષત્રો આ ચાર ગાથામાં ગણાવ્યાં છે. તેમાં ત્રિઉત્તરા શબ્દથી ઉત્તરા ફાલ્ગુની ઉત્તરા ભાદ્રપદ અને ઉત્તરાષાઢા એ ત્રણ નક્ષત્ર લેવાનાં છે, તથા વિશાખાદ્વિક શબ્દથી વિશાખા અને અનુરાધા એ બે નક્ષત્રો લેવાનાં છે. વિશેષ અર્થ સુગમ છે.

**આરંભસિદ્ધિ**માં તો સાત વારના શુભયોગમાં આ પ્રમાણે ઘણાં નક્ષત્રોની નામાવલી આપી છે—રવિવારે આશ્વની રોહિણી મૃગશાર પુનર્વસુ પુષ્ય ઉત્તરાફાલ્ગુની હસ્ત મૂલ ઉત્તરાષાઢા ધનિષ્ઠા ઉત્તરાભાદ્રપદ અને રેવતી નક્ષત્ર હોય, સોમવારે—રોહિણી મૃગશાર પુષ્ય ઉત્તરાફાલ્ગુની હસ્ત અનુરાધા શ્રવણ અને શતતારા નક્ષત્ર હોય, મંગળવારે—અશ્વિની કૃત્તિકા મૃગશાર પુષ્ય અશ્લેષા ઉત્તરાફાલ્ગુની વિશાખા મૂલ ઉત્તરાભાદ્રપદ અને રેવતી હોય, બુધવારે—કૃતિકા રોહિણી મૃગશાર પુષ્ય ઉત્તરાફાલ્ગુની હસ્ત અનુરાધા જ્યેષ્ઠા પૂર્વાષાઢા અને

શ્રવણ નક્ષત્ર હોય, ગુરૂવારે—અશ્વિની પુનર્વસુ પુષ્ય અશ્લેષા પુર્વફાલ્ગુની સ્વાતિ વિશાખા અનુરાધા પૂર્વાષાઢા ધનિષ્ઠા પૂર્વાભાદ્રપદ અને રેવતી નક્ષત્ર હોય, શુક્રવારે—અશ્વિની મૃગશર પુનર્વસુ પૂર્વાફાલ્ગુની હસ્ત અનુરાધા પૂર્વાષાઢા ઉત્તરાષાઢા શ્રવણ ધનિષ્ઠા અને રેવતી હોય, તથા શનિવારે—અશ્વિની રોહિણી પુષ્ય મઘા સ્વાતિ અનુરાધા શ્રવણ ધનિષ્ઠા અને શતતારા નક્ષત્ર હોય તો તે શુભ છે આ શુભયોગમા અમૃતસિદ્ધિયોગ, સિદ્ધિયોગ અને દરેક સામાન્ય શુભયોગનો સમાવેશ થાય છે,

લગ્નશુદ્ધિ અને નારચન્દ્રના શુભયોગોમા પણ કેટલાક નક્ષત્રનો ફેરફાર છે આરંભસિદ્ધિમા તો કહ્યુ છે કે—એક સાથે શુભયોગ અને અશુભયોગ થાય તો તેમા અશુભ યોગનુ બળ હણાય છે વાર તિથિનો અને વાર નક્ષત્રનો સિદ્ધિયોગ એક દિવસે આવે તો તે બમણુ ફળ આપનારો વિશેષ સિદ્ધિયોગ કહેવાય છે

હવે અમૃતસિદ્ધિયોગ કહે છે—

**हत्थं मिगऽसिणी चेवा-ऽणुराहा पुस्स रेवई**
**रोहिणी वारजोगेणा-ऽमिअसिद्धिकरा कमा ॥४३॥**

**અર્થ—હસ્ત મૃગશર અશ્વિની અનુરાધા પુષ્ય રેવતી અને રોહિણી અનુક્રમે સાતવારની સાથે અમૃતસિદ્ધિયોગ કરનારા છે.**

**વિવેચન**—રવિવારે હસ્ત નક્ષત્ર હોય, સોમવારે મૃગશર હોય, મગળવારે અશ્વિની હોય, બુધવારે અનુરાધા હોય ગુરૂવારે પુષ્ય નક્ષત્ર હોય શુક્રવારે રેવતી નક્ષત્ર હોય, અને શનિવારે રોહિણી નક્ષત્ર હોય તો અમિતસિદ્ધિને દેવાવળો અમૃતસિદ્ધિ યોગ થાય છે તેના બળમાટે **હર્ષપ્રકાશમાં** કહ્યુ છે કે—

" भद्रा संवर्तकाद्यैश्चेत्, सर्वदुष्टेऽपि वासरे ।
योगोऽस्त्यमृतसिद्ध्याख्य, सर्व दोषक्षयस्तदा ॥ १ ॥

**અર્થ**—ભદ્રા અને સંવર્તક વિગેરેથી દુષ્ટ થયેલ દિવસે પણ જો અમૃતસિદ્ધિયોગ હોય તો સર્વ દૂષણોને ક્ષય થાય છે ॥ ૧ ॥

**રત્નમાલા** ભાષ્યમાં પણ કહ્યું છે કે—અમૃતયોગમાં કરેલ કાર્યની અવશ્ય સિદ્ધિ થાય છે. કેટલાક આચાર્ય કહે છે કે— આ સાતે અમૃતસિદ્ધિ યોગમાં અનુક્રમે પાંચમથી અગ્યારશ સુધીની સાત તિથિઓ હોય તો મૃત્યુયોગ થાય છે. જે અમે તિથિ વાર અને નક્ષત્ર એ ત્રણના યોગમાં દેખાડી ગયા છીએ વળી મુહૂર્ત ચિંતામણીમાં પણ કહ્યું છે કે—

" गृह प्रवेशे यात्रायां, विवाहे च यथाक्रमम् ।
भौमेऽश्विनी शनौ ब्राह्मं, गुरौ पुष्यं च वर्जयेत् ॥ १ ॥

**અર્થ**—ગૃહપ્રવેશ યાત્રા અને વિવાહમાં અનુક્રમે-સોમવારે અશ્વિની હોય, શનિવારે રોહિણી હોય, અને ગુરૂવારે પુષ્ય હોય તો તે વર્જ્ય છે. વિવાહની પેઠે **દિક્ષા**માં પણ ગુરૂ-વારે પુષ્ય નક્ષત્ર હોય તો શુભ નથી. આ રીતે અમુક કાર્યોમાં નિષેધેલ અમૃતસિદ્ધિયોગ અશુભ છે.

હવે ઉત્પાતાદિ ચાર યોગ કહે છે—

**वारेसु कमसो रिक्खा, विसाहाइ चऊ चऊ**
**उप्पाय मच्चुकाणाक्ख–सिद्धिजोगावहा भवे ॥४४॥**

**અર્થ**—વારોની સાથે રહેલ અનુક્રમે વિશાખાદિ ચાર ચાર નક્ષત્રો અનુક્રમે ઉત્પાત મૃત્યુ કાણાક્ષ અને સિદ્ધિયોગવાળા થાય છે.

**વિવેચન**—આનંદાદિ અઠ્યાવીશ ઉપયોગમાં દેખાડેલ પ્રવાસ, મરણ, વ્યાધિ, અને સિદ્ધિયોગોનું બીજુ નામ ઉત્પાત મૃત્યુ કાણાક્ષ અને સિદ્ધિ છે. અને તે દરેક કાર્યમાં વિશેષ

મહત્તાવાળા હોવાથી ફરીવાર ગણાવેલ છે તે લાવવા મૂળ ગાથામાં કહ્યુ છે કે—વિશાખાથી સ્વાતિ સુધીના અઠ્યાવીશ નક્ષત્રોમાથી એકેક વારની નીચે ચાર ચાર નક્ષત્રો સ્થાપવા તેમા પહેલા નક્ષત્રો સાથે ઉત્પાત, બીજા નક્ષત્રો સાથે મૃત્યુ ત્રીજા નક્ષત્રો સાથે કાણુ, અને ચોથા નક્ષત્રોસાથે સિદ્ધિયોગ થાય છે

એટલે રવિવારને વિશાખાએ ઉત્પાત, રવિવાર ને અનુરાધાએ મૃત્યુ, રવિવાર ને જેષ્ઠાએ કાણુ, તથા રવિવાર ને મૂળ નક્ષત્રે સિદ્ધિયોગ થાય છે આ રીતે દરેક વારમા ચાર ચાર નક્ષત્રના યોગે ઉત્પાત વિગેરે ચાર ચાર યોગો તૈયાર થાય છે, જેમા ઉત્પાત મૃત્યુ અને કાણુયોગો અશુભ છે. જ્યારે સિદ્ધિયોગ શુભ છે જેમાથી અશુભ યોગનો શુભ કાર્યમા સર્વથા ત્યાગ કરવો કાર્ય કર્યા વિના ન ચાલી શકે તેવુ હોય ત્યારે **નારચંદ્ર ટીપ્પણુ**મા કહ્યુ છે કે—

" सर्वेषा हि कुयोगाना, वर्जयेद् घटिकाद्वयम्।
उत्पातमृत्युकाणाना, सप्त षट् पञ्च नाडिका. ॥१॥"

અર્થ—" સર્વ કુયોગની બે ઘડી વર્જવી, તથા ઉત્પાત મૃત્યુ અને કાણુ યોગની અનુક્રમે સાત છ અને પાચ ઘડી વર્જવી ॥૧॥ " સિદ્ધિયોગ સર્વ કાર્યમા શુભ જ છે,

હવે યમઘંટ અને જન્મ નક્ષત્ર કહે છે—

**म वि अा मू कि रो ह,**
**सुराइसु वज्जणिज्ज जमघंटा ।**
**म चि उ-ख ध उ-फा जे रे,**
**इअ असुहा जम्मरिक्खा य ॥ ४५ ॥**

અર્થ રવિ આદિ સાત વારની સાથે અનુક્રમે-મઘા વિશાખા આર્દ્રા મૂળ કૃતિકા રોહિણી અને હસ્ત નક્ષત્રો હોય તો યમઘંટ નામનો વર્જ્ય યોગ

**થાય છે. તથા ભરણી ચિત્રા ઉત્તરાષાઢા ધનિષ્ઠા ઉત્તરાફાલ્ગુની જયેષ્ઠા અને રેવતી નક્ષત્રો હોય તો અશુભ છે. અને રવિ આદિના જન્મ નક્ષત્રો પણ અશુભ છે.**

**વિવેચન**—રવિવારે મઘા, સોમવારે વિશાખા, મંગળવારે આર્દ્રા, બુધવારે મૂળ, ગુરૂવારે કૃત્તિકા. શુક્રવારે રોહિણી અને શનિવારે હસ્ત નક્ષત્ર હોય તો **યમઘંટ** યોગ થાય છે. આ યોગ અતિ દુષ્ટ છે, તેની દુષ્ટતા માટે લલ્લ કહે છે કે—

" यमघन्टे गते मृत्युः, कुलोच्छेदः करग्रहे ।
कर्तुर्मृत्युः प्रतिष्ठायां, पुत्रो जातो न जीवति ॥१॥ "

**અર્થ**—" યમઘંટમાં ગમન કરવાથી મૃત્યુ થાય છે, વિવાહ કરવાથી કુલનો ઉચ્છેદ થાય છે, પ્રતિષ્ઠા કરવાથી પ્રતિષ્ઠાકારનું મૃત્યુ થાય છે, તથા પુત્રનો જન્મ થયો હોય તો તે જીવતો નથી. ॥ ૧ ॥ "

અતિ જરૂરી કાર્ય હોય, અને યમઘંટના દોષ વિના બીજી દરેક રીતે સાનુકૂલતા હોય, તો યમઘંટની અમુક અતિ-દુષ્ટ ઘડીઓ વર્જવાથી યમઘંટના દોષનો પરિહાર થાય છે; એવું જ્યોતિર્વિદોનું મંતવ્ય છે. તેમાં કેટલાક આચાર્ય કહે છે કે—અતિ આવશ્યકતામાં યમઘંટની આદિની નવ ઘડીઓનો ત્યાગ કરવો. બીજા તો કહે છે કે—બુધવાર અને શનિવારના યમઘંટની અંત્યની ત્રીશ ત્રીશ ઘડીઓ, તથા બાકીના રવિ વિગેરે પાંચ વારના યમઘંટમાં આદિની અનુક્રમે પંદર, છ, અગીયાર, સાડાસાત અને સાઠ ઘડીઓનો ત્યાગ કરવો.

**લગ્નશુદ્ધિ**માં યમઘંટની દૂષિત ઘડીઓ માટે કહ્યું છે કે-

" पनरस तेरऽट्ठारस, एगा सग सत्त अट्ठ घडिआओ ।
जमघंटस्स उ डुट्ठा, रविमाइसु सत्तवारेसु ॥ १ ॥ "

**અર્થ**—રવિવાર વિગેરે સાત વારે અનુક્રમે યમઘટની

દુષ્ટ ઘડીઓ–૫૬૨, તેર, અઢાર, એક, સાત, આત અને આઠ છે ॥ ૧ ॥"

આ શ્લોકોમા યમઘટનો પરિહાર કહ્યો છે, પરતુ વ્યતિપાત વૈધૃત અને યમઘટનો સર્વથા ત્યાગ કરવો એ વધારે હિતકર છે બીજા ગ્રથોમા તો સોમવારે અશ્વિની, મગળવારે મઘા, બુધવારે આર્દ્રા અને પૂર્વા ફાલ્ગુની, ગુરૂવારે શ્રવણ, શુક્રવારે સ્વાતિ, તથા શનિવારે પૂર્વાષાઢા ઉત્તરાષાઢા અને રેવતી હોય તો પણ યમઘટ યોગ કહ્યો છે

મૂળ ગાથામા ઉત્તરાર્ધથી બે અશુભ યોગો કહ્યા છે તે કથન પ્રમાણે રવિવારે ભરણી સોમવારે ચિત્રા, મગળવારે ઉત્તરાષાઢા, બુધવારે ધનિષ્ઠા, ગુરૂવારે ઉત્તરાફાલ્ગુની, શુક્રવારે જ્યેષ્ઠા, અને શનિવારે રેવતીનક્ષત્ર હોય તો કુયોગ થાય છે અન્ય ગ્રથોમા આ યોગનુ નામ **વજ્રમુશળ** કહેલ છે તેના ફળ માટે હીરજ્યોતિષમા કહ્યુ છે કે—

" गह जम्मरिसी एए, वज्जे विवाह किरिए विहव ।
गमणारंमे मरण, चेइयठवणेविद्धंस ॥ १ ॥
सेवाइ हवइ निप्फल, करसण अफलो य दाहं गिहपवेसे ।
विज्जारमे य जडे, वत्थुवावरइ भसमसाय ॥ २ ॥"

**અર્થ**—" શુભ કાર્યમા આ ગ્રહ જન્મનક્ષત્રનો ત્યાગ કરવો કેમકે—તેમા વિવાહ કરે તો વિધવા થાય છે, ગમન કરે તે મૃત્યુ પામે છે ચૈત્યની પ્રતિષ્ઠા કરે તો મદિરનો ધ્વસ થાય છે, સેવા કરે તો નિષ્ફળ જાય છે, ખેતી કરે તો નકામી થાય છે, ઘરમા પ્રવેશ કરે તો અગ્નિ ઉત્પન્ન થાય છે, વિદ્યાનો આરભ કરે તો જડ થાય છે, અને જે વસ્તુ વાપરે તે વસ્તુ ભસ્મસાત્ થાય છે ॥ ૧–૨ ॥" આ યોગમા દીક્ષા લેનાર પણ મનથી પડે છે, જેમ નારચદ્ર ટીપ્પણમા કહ્યુ છે,

જે ગ્રહનુ જે જન્મ નક્ષત્ર હોય તે પોતપોતાના ગ્રહના

વારે આવે તો **જન્મગ્રહ** નામનો કુયોગ થાય છે.

[1]ગ્રહોના જન્મ નક્ષત્રો આ પ્રમાણે છે

विशाखा कृतिकाप्यानि, श्रवणो भाग्य मिज्यभम् ॥
येवतियाम्यमश्लेषा.जन्मर्क्षाण्यर्कतः क्रमात् ॥ १ ॥

**અર્થ**—રવિ વિગેરે નવ ગ્રહના જન્મનક્ષત્રો અનુક્રમે વિશાખા, કૃતિકા, ઉત્તરાષાઢા, શ્રવણ, પુર્વાફાલ્ગુની. મૃગશર, રેવતી, ભરણી, અને અશ્લેષા છે. ( ૪૨ )

લલ્લ કહે છે કે કૂરગ્રહ ઉલ્કા વિગેરેથી પીડાતા નક્ષત્રનો ગ્રહ યાત્રા કુંડળીના લગ્નમાં આવે તો તે અશુભ છે.

અન્ય ગ્રંથોમા વાર અને નક્ષત્રના બીજા પણ કુયોગો કહેલા છે, જે આ પ્રમાણે છે–રવિ વિગેરે સાત વારોમાં અનુક્રમે ભરણી, પુષ્ય, ઉત્તરાષાઢા, આર્દ્રા, વિશાખા. રેવતી અને શતભીષા નક્ષત્ર હોય તો **શત્રુયોગ** થાય છે; પ્રીતિના કાર્યમાં આ યોગ વર્જવો.

રવિ વિગેરે સાત વારોમાં અનુક્રમે–ઉત્તરાષાઢા, આર્દ્રા, વિશાખા, રોહિણી, શતભીષા, મઘા અને મૂલ નક્ષત્ર હોય તો **ચરયોગ** થાય છે; જે સ્થિર કાર્ય માટે અશુભ છે.

રવિવારે મઘા કે ધનિષ્ઠા, સોમવારે મૂળ કે વિશાખા, મંગળવારે કૃત્તિકા કે ભરણી, બુધવારે પુનર્વસુ કે રેવતી, ગુરૂવારે અશ્વિની કેઉત્તરાશાઢા, શુક્રવારે રોહિણી કે અનુરાધા, અને શનિવારે શ્રવણ કે શતતારા નક્ષત્ર હોય તો **યમદંષ્ટ્રાયોગ** થાય છે; આ યોગ દરેક કાર્યમાં અશુભ છે, **આરંભસિદ્ધિ** વિગેરે ગ્રંથોમાં જે સાત વારના અશુભ નક્ષત્રોની નામાવલી આપી છે તેમાં આ દરેક કુયોગોનો સમાવેશ થઇ જાય છે.

હવે એક વર્જ્યયોગ તથા કર્ક યોગ કહે છે.

---

૧ ગ્રહો જન્મ નક્ષત્રમાં મહોન્મત્ત રહે છે, તેથી સ્વકાર્ય કરી શકતા નથી. આ પણ ગ્રહનું એક નિર્બળ સ્થાન છે. એમ સમજાય છે.

**गुरि सयभिस सणि उत्तर-साढा एया विवज्जए पायं।**
**वारसि एगेगहीणा, सूराइसु कक्कजोगु चए ॥४६॥**

**અર્થ—ગુરૂવારે શતભીષા અને શનિવારે ઉત્તરાષાઢા નક્ષત્ર હોય તો તે પ્રાયઃ વર્જ્ય છે. તથા રવિ આદિ વારને દિવસે બારશ વિગેરે એકેક હીણ તિથિ હોય તો કર્કયોગ થાય છે, તે પણ ત્યાજ્ય છે.**

વિવેચન—મૂળ ગાથામા પૂર્વાર્ધથી—ગુરૂવારે શતભીષા નક્ષત્ર હોય, અને શનિવારે ઉત્તરાષાઢા હોય, એમ બે વારના કુયોગો દેખાડ્યા છે તે બન્ને યોગો શુભકાર્યમા પ્રાય વર્જ્ય છે **આરંભસિદ્ધિમા** તો આ બન્ને યોગોને વર્જ્ય કહેલ છે કેમકે—ગુરૂવારે શતભીષા નક્ષત્ર હોય તો **ચરયોગ** અને શનિવારે ઉત્તરાષાઢા નક્ષત્ર હોય તો **યમઘ ૮** (મતાતર) થાય છે, જે બન્ને યોગો **દિનશુદ્ધિના** પ્રણેતાને માન્ય છે

ગાથાના ઉત્તરાર્ધથી વાર અને તિથિના કુયોગોનો પ્રારભ કહે છે, તેમા અહીં તો માત્ર કર્કયોગજ દેખાડે છે રવિ વિગેરે સાત વારને વિષે અનુક્રમે બારશથી પ્રારભીને એકેક ઓછી તિથિ હોય તો **કર્કયોગ** થાય છે એટલે—રવિવારે બારસ, સોમવારે અગીયારશ, મગળવારે દશમ, બુધવારે નોમ, ગુરૂવારે આઠમ, શુક્રવારે સાતમ, અને શનિવારે છઠ્ઠ તિથિ આવે તો કર્કયોગ થાય છે આ યોગ લાવવાની બીજી એવી રીત છે કે—વાર અને તિથિની સખ્યા ભેગી કરવાથી તેરનો આક આવે ત્યારે કર્કયોગ થાય છે, કર્કયોગનો શુભ કાર્યમા ત્યાગ કરવો તેનુ બીજુ નામ **ક્રકચયોગ** પણ છે

હવે વારને આશ્રીને અશુભ તિથિઓ કહે છે—

**छट्ठि सत्तमि इगार, चउद्दसी**
**सूरि, सोमि सगवार तेरसी ।**

मंगले इग इगारसी,
बुहे वज्जए इग चउद्दसी जया ॥४७॥
छट्ठि चउत्थि सहभद्दया,
गुरु सुक्कि बीअ सह तीइ रित्तया ।
पुन्न सत्तमि सणिम्मि सव्वहा,
वज्जए इअ तिही विसेसओ ॥४८॥

અર્થ—રવિવારે છઠ્ઠ સાતમ અગીયારસ અને ચૌદસ, સોમવારે સાતમ બારશ અને તેરશ, મંગળવારે એકમ અને અગીયારશ, બુધવારે એકમ ચૌદશ અને જયા, ગુરૂવારે છઠ્ઠ ચોથ અને ભદ્રા, શુક્રવારે બીજ ત્રીજ અને રિક્તા, તથા શનિવારે પૂર્ણા અને સાતમ તિથિ વિશેષે કરીને વર્જ્ય છે.

વિવેચન—રવિવારે છઠ્ઠ સાતમ અગીયારશ અને ચૌદશ હોય તો અશુભ છે, સોમવારે—સાતમ બારસ અને તેરશ તિથિ હોય તો અશુભ છે, મંગળવારે—એકમ અને અગીયારશ હોય તો અશુભ છે. બુધવારે—એકમ ત્રીજ આઠમ તેરશ અને ચૌદશ હોય તો અશુભ છે, ગુરૂવારે—બીજ ચોથ છઠ્ઠ સાતમ અને બારશ હોય તો અશુભ છે. શુક્રવારે—બીજ ત્રીજ ચોથ નોમ અને ચૌદશ હોય તો અશુભ છે, તથા શનિવારે પાંચમ સાતમ દશમ અને પુનમ હોય તો અશુભ છે. આ સર્વ અશુભ તિથિઓનો શુભકાર્યમાં સર્વથા ત્યાગ કરવો.

આ વાર અને તિથિઓના સર્વ કુયોગોનાં નીચે પ્રમાણે નામો છે,

**નારચંદ્ર**માં કહ્યું છે કે—રવિવારે નંદા, સોમવારે ભદ્રા, મંગળવારે નંદા, બુધવારે જયા. ગુરૂવારે ભદ્રા, શુક્રવારે રિક્તા

અને શનિવારે પૂર્ણા તિથિ હોય તો **મૃત્યુયોગ** થાય છે રવિ વિગેરે સાત વારને વિષે અનુક્રમે-બારશ અગીયારશ પાચમ ત્રીજ છઠ્ઠ ત્રીજ અને નોમ તિથિ હોય તો **દગ્ધયોગ** થાય છે

રવિવારે સાતમ, સોમવારે છઠ્ઠ, ભોમવારે પાચમ, બુધવારે ચોથ, ગુરૂવારે ત્રીજ, શુક્રવારે બીજ, અને શનિવારે એકમ હોય તો **ફાંકડુ ઘર** નામનો કુયોગ થાય છે એટલે કે-વાર અને તિથિને ભેગા કરતા આઠનો આક આવે તો આ યોગ થાય છે આ યોગનુ બીજુ નામ **ચોથનુ ઘર** પણ છે તે ગ્રામપ્રવેશ, યાત્રા, ચોમાસાનો પ્રવેશ, અને વિહારમા વર્જવો કેટલાક આચાર્યના મત પ્રમાણે ફાકડુ ઘર ચદ્ર કરતા પણ વધારે બળવાન્ છે, માટે અનુકૂળ ચંદ્ર હોય તો પણ ફાકડા ઘરનો અવશ્ય ત્યાગ કરવો

તથા વાર અને તિથિના [1]દિવસો ભેગા કરતા જે આંક આવે, તેને ચારથી ભાગતા શેષમા શૂન્ય આવે તો **ચોથનુ ઘર** નામનો યોગ થાય છે આ યોગ પણ ગમનાગમન પ્રવેશ વિગેરેમા સર્વથા વર્જ્ય છે **નારચદ્ર જ્યોતિષમાં** કહ્યુ છે કે –

“ प्रतिपत् तृतीया सौम्ये, सप्तमी शनिसूर्ययो ।
षष्ठी गुरौ द्वितीया च, शुक्रे सवर्तको भवेत् ॥ १ ॥ ”

અર્થ–બુધવારે એકમ ને ત્રિજ, શનિવારે અને રવિવારે સાતમ, ગુરૂવારે છઠ્ઠ, તથા શુક્રવારે બીજ હોય તો **સવર્તક યોગ** થાય છે ॥ ૧ ॥”

**જ્યોતિષ હીર**મા કહ્યું છે કે–સોમવારે સાતમ કે તેરશ, ભોમવારે ચૌદશ, ગુરૂવારે નોમ, શુક્રવારે ત્રીજ, અને શનિવારે પાચમ હોય તોપણ સવર્તક યોગ થાય છે આ યોગપણ અશુભ છે

---

૧ બે તિથિ ભેગી થતી હોય તો એક દિવસ, અને વૃદ્ધિતિથિ હોય તો બે દિવસ ગણનામા લેવા

# યોગ ચક્ર.

| | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| સિદ્ધિયોગ | અશ્વિ<br>પુન.<br>પુષ્ય<br>ઉત્તરા.<br>રેવતી | રોહિ.<br>પુષ્ય.<br>અનુ. | મૃગ.<br>અશ્લે.<br>મૂલ<br>રેવતી | રોહિણી<br>મૃગ.<br>પુષ્ય<br>અશ્લે.<br>શ્રવણ | અશ્વિ.<br>પૂ. ફા.<br>હસ્ત<br>વિશા.<br>અનુ.<br>રેવતી | અશ્વિ.<br>પુન.<br>ઉ-ફા.<br>હસ્ત<br>અનુ.<br>ઉ-ષા.<br>શ્રવણ | મઘા<br>પૂ. ફા.<br>શ્રવણ<br>શત. |
| સિદ્ધિયોગ (આ૦સિ૦) | અશ્વિ.<br>રોહિ.<br>મૃગ.<br>પુન.<br>પુષ્ય<br>ઉ-ફા.<br>હસ્ત<br>મૂળ<br>ઉ. ષા.<br>ધનિ.<br>ઉ. ભા.<br>રેવતી | રોહિણી<br>મૃગ.<br>પુષ્ય.<br>ઉ-ફા.<br>હસ્ત<br>અનુ.<br>શ્રવણ<br>શત. | અશ્વિ.<br>કૃત્તિ.<br>મૃગ.<br>પુષ્ય<br>અશ્લે.<br>ઉ-ફા.<br>વિશા.<br>મૂલ<br>ઉ-ભા.<br>રેવતી | કૃત્તિ.<br>રોહિ.<br>મૃગ.<br>પુષ્ય<br>ઉ-ફા.<br>હસ્ત<br>અનુ.<br>જ્યે.<br>પૂ-ષા.<br>શ્રવણ | અશ્વિ.<br>પુન.<br>પુષ્ય<br>અશ્લે.<br>પૂ-ફા.<br>સ્વાતિ<br>વિશા.<br>અનુ.<br>પૂ-ષા.<br>ધનિ.<br>પૂ-ભા.<br>રેવતી | અશ્વિ.<br>મૃગ.<br>પુન.<br>પૂ. ફા.<br>હસ્ત<br>અનુ.<br>પૂ. ષા.<br>ઉ. ષા.<br>શ્રવણ<br>ધનિ.<br>રેવતી | અશ્વિ.<br>રોહિ.<br>પુષ્ય<br>મઘા<br>સ્વાતિ<br>અનુ.<br>શ્રવ.<br>ધનિ.<br>શત |
| અમૃતસિદ્ધિ | હસ્ત | મૃગશર | અશ્વિની | અનુરાધા | પુષ્ય | રેવતી | રોહિણી |
| ઉત્પાત | વિશાખા | પૂ-ષા. | ધનિષ્ઠા | રેવતી | રોહિ. | પુષ્પ | ઉ-ફા |
| મૃત્યુ | અનુરાધા | ઉ-ષા. | શત. | અશ્વિ. | મૃગ. | અશ્લે. | હસ્ત |

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | |
|---|---|---|---|---|---|---|---|
| કાણ | જ્યેષ્ઠા | અભિચ | પૂ-ભા | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા |
| સિદ્ધિ | મૂલ | શ્રવણ | ઉ-ભા | કૃત્તિકા | પુન. | પૂ ફા | સ્વાતિ |
| યમઘંટ | મઘા | વિશાખા | આર્દ્રા | મૂલ | કૃત્તિ | રોહિ | હસ્ત |
| (યમઘંટ | | અશ્વિની | મઘા | આ | શ્રવણ | સ્વા | પા રે) |
| | | | • | પૂ. ફા | | | |
| વજ્ર-મુશલ | ભરણી | ચિત્રા | ઉ પા | ધનિ | ઉ ફા | જ્યે | રેવતી |
| ત્યાજ્ય- | | | | | શત | | ઉ-ષા |
| કાનુ | ભરણી | પુષ્ય | ઉ પા | આર્દ્રા | વિના | રેવ | શત. |
| ચર | ઉ પા | આર્દ્રા | વિશા | રોહિ | શત | મઘા | મૂલ. |
| યમ- | મઘા | મૂલ | કૃત્તિ | પુન. | અશ્વિ | રોહિ | શ્રવ |
| દંષ્ટ્રા | ધનિષ્ઠા | વિશા | ભરણી | રેવ | ઉ-ષા | અનુ | શત |
| ક્રકચ દર્દ | ૧૨ | ૧૧ | ૧૦ | ૯ | ૮ | ૭ | ૬ |
| દગ્ધ | ૧૨ | ૧૧ | ૫ | ૩ | ૬ | ૩ | ૯ |
| ચોથ વગ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |
| સંવર્તક | ૭ | (૭-૧૩) | (૧૪) | ૧-૩ | ૬ (૯) | ૨ (૩) | ૭ (૫) |
| મૃત્યુ- | ૬-૭ | ૭-૧૨ | | ૧-૩-૮ | ૪-૬ | ૨-૩ | ૭ |
| યોગ | ૧-૧૪ | ૧૩ | ૧-૧૧ | ૧૩-૧૪ | ભદ્રા | રિક્તા | પૂર્ણા |
| સિદ્ધિ- | ૧૧-૮ | ૨-૯ | ૬ | ભદ્રા | પૂર્ણા | ૧૩ | ૮ |
| યોગ | ૯ | | જયા | | ૧૧ | નંદા | રિક્તા |

## યોગચક્ર.

| | રવિ. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|
| અશ્વિની | સિદ્ધિ | યમ. | અમૃત | મૃત્યુ | દંષ્ટ્રા–સિદ્ધિ | સિદ્ધિ | ... |
| ભરણી | શત્રુ–વજ્ર | ... | દંષ્ટ્રા | કાણ | ... | ... | ... |
| કૃત્તિકા | ... | ... | દંષ્ટ્રા | સિદ્ધિ | યમ. | ... | ... |
| રોહિણી | ... | સિદ્ધિ | ... | ચર–સિદ્ધિ | ઉ. | યમ.–દંષ્ટ્રા | અમૃત |
| મૃગશર | ... | અમૃત | સિદ્ધિ | સિદ્ધિ | મૃત્યુ | ... | ... |
| આર્દ્રા | ... | ચર | યમ. | ( યમ. ) શત્રુ. | કાણ | ... | ... |
| પુનર્વસુ | સિદ્ધિ | ... | ... | દંષ્ટ્રા | સિદ્ધિ | સિદ્ધિ | .. |
| પુષ્ય | સિદ્ધિ | શત્રુ–સિદ્ધિ | ... | સિદ્ધિ | અમૃત | ઉત્પાત | ... |
| અશ્લેષા | ... | ... | સિદ્ધિ | સિદ્ધિ | ... | મૃત્યુ | ... |
| મઘા | યમ–દંષ્ટ્રા | ... | (યમ.) | ... | ... | કાણ–ચર | સિદ્ધિ |
| પૂ. ફા. | ... | ... | ... | ( યમ.) | સિદ્ધિ | સિદ્ધિ | સિદ્ધિ |
| ઉ. ફા. | સિદ્ધિ | ... | ... | ... | વજ્ર | સિદ્ધિ | ઉત્પાત |
| હસ્ત | અમૃત | ... | ... | ... | સિદ્ધિ | સિદ્ધિ | મૃત્યુ–યમ. |

હવે તિથિના યોગનો પ્રસંગ હોવાથી બે ગાથા વડે ગંડાંતયોગ તથા તેનું ફળ કહે છે.

**चरमाइम तिहिलग्गरिक्ख,मज्झेगश्रद्धदोघडिश्रा ।**
**तिदुसत्ततरि मुत्तुं, पुणो पुणो तिविह गंडंतं॥४९॥**
**नट्ठं न लब्भए अत्थ, अहिदट्ठो न जीवइ ।**
**जाओ वि मरइ पायं, पत्थिओ न निअत्तइ ॥५०॥**

અર્થ—છેલ્લાં અને પહેલાં તિથિ લગ્ન તથા નક્ષત્રની મધ્યે અનુક્રમે એક અરધી તથા બે ઘડીનો ગંડાંતયોગ આવે છે. તથા તિથિ વિગેરેમાં અનુક્રમે ત્રણ ત્રણ, બબ્બે, અને સાત સાતને આંતરે બબ્બેની વચ્ચે પણ તેટલાજ પ્રમાણવાળો ગંડાંતયોગ આવે છે. આ યોગમાં નાશ પામેલ વસ્તુ ફરી મળતી નથી, સર્પથી ડસાયેલો જીવતો નથી, જન્મેલ પ્રાયઃ જીવતો નથી, અને પરદેશ જનાર પાછો આવતો નથી.

વિવેચન—ગંડાંતયોગ, તિથિગંડાંત લગ્નગંડાંત અને નક્ષત્રગંડાંત એમ ત્રણ પ્રકારે છે. તે તિથિ વિગેરેમાં ત્રીજે ત્રીજે ભાગે બબ્બેના આંતરાની સંધિમાં આવે છે. જેમકે—તિથિ પંદર છે, તેને ત્રીજે ત્રીજે ભાગે પાંચમ દશમ અને પૂર્ણિમા છે; તો પાંચમ અને છઠ્ઠ, દશમ અને અગીયારસ, તથા પુનમ અને એકમની સંધિમાં **તિથિગંડાંતયોગ** આવે છે. આવીજ રીતે લગ્ન અને નક્ષત્રમાં પણ ત્રીજે ત્રીજે ભાગે સમજવાનું છે. આજ વાતનું સ્પષ્ટીકરણ કરતાં મૂળ ગાથામાં કહ્યું છે કે—છેલ્લી તિથિ પુનમ કે અમાસની અંતની ત્રીશ પળ, અને પહેલી તિથિ એકમની આદિની ત્રીશ પળ, એમ સંધિની સાઠ પળવાળી એક ઘડી ગંડાંતયોગ છે. પછી ત્રણ ત્રણ તિથિનું

આતરૂ નાખતા જે તિથિ આવે તે અને તેની પછીની તિથિના મધ્યમા ગડાત આવે છે તેથી એકમ પછી ત્રણ તિથિનુ આતરૂ નાખતા પાચમ તિથિ આવે છે, તો પાચમની અને છઠ્ઠની મધ્યની એક ઘડી ગડાતયોગ છે વળી છઠ્ઠથી ત્રણ તિથિનુ આતરૂ લેતા દશમ અને અગીયારશની સધિની એક ઘડી ગડાતયોગ આવે છે

**લગ્નગડાંત** પણ છેલ્લા મીન લગ્નની અતિમ ૫દર પળ, અને પ્રથમ મેષ લગ્નની આદિની ૫દર પળ, એમ મધ્યની અર્ધી ઘડીનો આવે છે, પણ લગ્ન બાર છે, એટલે પછી બે બે લગ્નનુ આતરૂ મૂકતા કર્ક અને સિહ તથા વૃશ્ચિક અને ધન લગ્નની સધિમા પણ અર્ધી અર્ધી ઘડીનો લગ્નગડાત આવે છે

આજ રીતિએ—છેલ્લુ નક્ષત્ર રેવતી અને પ્રથમ નક્ષત્ર અશ્વિનીની મધ્યની બે ઘડી અને પછીના સાત સાત નક્ષત્રો મૂકતા અશ્લેષા અને મઘા તથા જ્યેષ્ઠા અને મૂળ નક્ષત્રની સધિની બબ્બે ઘડી **નક્ષત્ર ગડાંત** આવે છે

| યોગ નામ | ઘડી | મધ્ય સ્થાનો | | |
|---|---|---|---|---|
| લગ્ન ગડાંત | ૦॥ | મીન–મેષ | કર્ક–સિહ | વૃશ્ચિક–ધન |
| તિથિ ગડાત | ૧ | ૧૫–૧ | ૫–૬ | ૧૦–૧૧ |
| નક્ષત્ર ગડાત | ૨ | રેવતી–અશ્વિની | અશ્લેષા–મઘા | જ્યેષ્ઠા–મૂળ |

અન્ય ગ્રન્થોમા ગડાતનુ ઘડી પ્રમાણ વિશેષ પણ મળી શકે છે વળી **કેશવાર્ક** કહે છે કે—નક્ષત્રગડાતની પેઠે વિષ્કભાદિ સત્યાવીશ યોગોમા પણ ત્રીજે ત્રીજે ભાગે પાચ પાચ ઘડીનો ગડાતયોગ આવે છે

**વિવાહ વૃદાવનમા** તો દરેક નક્ષત્રની મધ્યમા ૨ ઘડી ૩૦ પળ, તિથિની મધ્યમા ૨ ઘડી ૪૦ પળ અને યોગની મધ્યમા ૨ ઘડી ૧૬ પળ, શુભકાર્યમા વર્જ્ય **સધિ** નામનો

દોષ કહ્યો છે, ગંડાંતયોગ–જન્મ, ગર્ભાધાન, યાત્રા, વ્રત, વિવાહ ક્ષૌર, ગૃહપ્રારંભ તથા પ્રવેશ વિગેરે સર્વ કાર્યમાં અશુભ છે. કેમકે–મૂળ ગાથામાંજ કહ્યું છે કે, આ યોગમાં જે વસ્તુ ખોવાઇ હોય તે વસ્તુ પાછી મળતીજ નથી, ગંડાંતયોગમાં જેને સર્પડંશ થયો હોય તે માણસ જીવતો નથી, ગંડાંતમાં જન્મેલ બાળક પ્રાયઃ જીવતું નથી, અને પરદેશ ગયેલો મનુષ્ય પાછો આવતો નથી,

અહીં ગંડાંતયોગમાં જન્મેલ બાળક માટે પ્રાયઃ શબ્દનો પ્રયોગ કર્યો છે, તેને માટે બીજે સ્થાને કહ્યું છે કે–જો બાળકના જન્મકાળે ગંડાંત હોય તો તે માતાપિતા કુળ કે બાળકનો નાશ કરે છે, પણ જો ગંડાંતમાં જન્મેલો બાળક જીવતો રહે તો ભવિષ્યમાં રાજ્ય જેવા અતુલ સુખને ભોગવવાવાળો થાય છે. ( જુઓ ગાથા ૩૧ નું વિવેચન )

હવે વજ્રપાતયોગ કહે છે—

**बीआणुराह तीआ, तिगुत्तरा पंचमीइ महरिक्खं ।**
**रोहिणि छट्ठी करमूल, सत्तमी वज्जपाओऽयं ॥५१॥**

**અર્થ—બીજને અનુરાધા, ત્રીજને ત્રણ ઉત્તરા. પાંચમ અને મઘા, છઠ્ઠ ને રોહિણી, તથા સાતમ ને હસ્ત કે મૂળ હોય તો વજ્રપાત યોગ થાય છે.**

**વિવેચન**—આ ગાથાથી તિથિ અને નક્ષત્રનો યોગ દેખાડેલ છે. જો બીજને દિવસે અનુરાધા હોય, ત્રીજને દિવસે ઉત્તરાફાલ્ગુની ઉત્તરાષાઢા કે ઉત્તરાભાદ્રપદ નક્ષત્ર હોય, પાંચમને દિવસે મઘા હોય, છઠ્ઠને દિવસે રોહિણી નક્ષત્ર હોય, અને સાતમને દિવસે હસ્ત કે મૂળ નક્ષત્ર હોય તો **વજ્રપાતયોગ** થાય છે. વજ્રપાત માટે **નારચંદ્ર ટીપ્પણ**માં કહ્યું છે કે—

अनुराधा द्वितीया च, तृतीया उत्तरात्रयम् ।
पञ्चमि मघसंयुक्ता, हस्ते मूले च सप्तमी ॥ १ ॥

षष्ठी च रोहिणी चैव, चित्रा–स्वाती त्रयोदशी ।
एषु योगेषु यत्कार्यं, षष्ठे मासे मृतिर्भवेत् ॥ २ ॥ "

**અર્થ**—બીજે અનુરાધા, ત્રીજે ત્રણ ઉત્તરા, પાચમે મઘા, સાતમે હસ્ત કે મૂળ, છઠે રોહિણી, અને તેરશે ચિત્રા કે સ્વાતિ હોય, આ પ્રમાણેના યોગ હોય, અને તેમા જે મનુષ્ય કાર્ય કરે તે છ માસમા મૃત્યુ પામે છે ॥ ૧-૨ ॥"
**જ્યોતિષ હીરમા** કહ્યુ છે કે—

" अष्टमीसंयुता रोहिणी या "

એટલે—આઠમ યુક્ત રોહિણી હોય તો વજ્રપાત યોગ થાય છે **હર્ષપ્રકાશમા** કહ્યુ છે કે—વજ્રપાતમા કાર્ય કરનારનુ છ માસમા મરણ થાય છે આ યોગનુ બીજુ નામ **યમદંષ્ટ્રા** છે,

તિથિ અને નક્ષત્રના બીજા અશુભ યોગો આ પ્રમાણે છે, **નારચંદ્ર ટીપ્પણમા** કહ્યુ છે કે—

चतु पञ्चनवत्र्यष्ट–दिने कालमुखी क्रमात् ।
त्र्युत्तरामिर्मघाग्नेय–मैत्र्यब्राह्मयोगत ॥ १ ॥ "

**અર્થ**—ચોથને દિવસે ત્રણ ઉત્તરા હોય, પાચમે મઘા હોય, નોમને દિને કૃત્તિકા હોય, ત્રીજને દિવસે અનુરાધા હોય, અને આઠમને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો **કાલમુખી** નામનો યોગ થાય છે ॥ ૧ ॥" **આરંભસિદ્ધિની ટીકામા** કહ્યુ છે કે—કાલમુખીમા કાર્ય કરનારનુ છ માસમા મૃત્યુ થાય છે કાલમુખી યોગનો ત્યાગ ન થઈ શકે તેવુ હોય તો કહ્યુ છે કે—

" यमघण्टे नवाष्टौ च, कालमुख्या विवर्जयेत् । "

**અર્થ**—" યમઘંટમા નવ અને કાલમુખીમા આઠ ઘડીનો અવશ્ય ત્યાગ કરવો "

એકમે મૂળ, પાચમે ભરણી, આઠમે કૃત્તિકા, નોમે

રોહિણી, અને દશમે અશ્લેષા નક્ષત્ર હોય તો **જ્વાલામુખી** યોગ થાય છે. જ્વાલામુખી યોગમાં જન્મે તે મૃત્યુ પામે છે, ચૂડો પહેરે તે વિધવા થાય છે, અને પરણે તે મૃત્યુ પામે છે. વળી કહ્યું છે કે--

एएहि जोगजाला, जम्मं जो हवइ सो मरइ वालो।
उववसइ गेहसाला, परिहरइ वरइ जयमाला ॥ १ ॥

**અર્થ**--" આ જોગજવાલામાં જેનો જન્મ થાય તે બાળક મૃત્યુ પામે છે, ઘર તૈયાર કરે તો તે બેસી જાય છે, અને જ્વાલામુખી યોગનો ત્યાગ કરે તો તે જયમાલા વરે છે ।।૧।।"

**નારચંદ્રટીપ્પણ**માં કહ્યું છે કે--સાતમને દિવસે ભરણી, નોમને દિવસે પુષ્ય, દશમને દિવસે અશ્લેષા, અને તેરશને દિવસે ચિત્રા નક્ષત્ર હોય તો **વજ્ર્યયોગ** થાય છે.

હવે તિથિને વિષે મૃતક અવસ્થાવાળાં નક્ષત્રો કહે છે--

**मूलऽद्दसाइचित्ता,**
**असेससयभिसय किचिरेवइआ**
**नंदाए भद्दाए,**
**भद्दवया फग्गुणी दो दो ॥ ५२ ॥**
**विजयाए मिग सवणा,**
**पुस्सस्सिणि भरणि जिट्ठ रित्ताए,**
**आसाढदुग विसाहा,**
**अणुराह पुणव्वसु महा य ॥ ५३ ॥**
**पुन्नाइ करधणिट्ठा,**
**रोहिणि इअ मयगवत्थ रिक्खाइं ।**

नंदिपइट्ठापमुहे,

सुहकज्जे वज्जए मइमं ॥ ५४ ॥

અર્થ—નંદા તિથિએ મૂળ આર્દ્રા સ્વાતિ ચિત્રા અશ્લેષા શતભિષા કૃત્તિકા કે રેવતી, ભદ્રા તિથિએ–બે ભાદ્રપદ કે બે ફાલ્ગુની, વિજયા-તિથિએ–મૃગશર શ્રવણ પુષ્ય અશ્વિની ભરણી કે જ્યેષ્ઠા, રિક્તા તિથિએ–બે આષાઢા વિશાખા અનુરાધા પુનર્વસુ કે મઘા, અને પૂર્ણા તિથિએ–હસ્ત ધનિષ્ઠા કે રોહિણી હોય તો તે મૃતક અવસ્થાવાળાં નક્ષત્રો કહેવાય છે. મતિમાન પુરૂષે તેમાં નંદિ પ્રતિષ્ઠા પ્રમુખ શુભ કાર્ય વર્જવાં.

વિવેચન—સુગમ છે

આડલ, ભસ્મદડ, ઉત્પાત, મૃત્યુ, કાણ, યમઘંટ, વજ્રમુશલ, શત્રુ, યમદંષ્ટ્રા, કકચ, દગ્ધ, ચોથઘર, સંવર્તક, યમલ, વજ્રપાત, કાલમુખી, જ્વાલામુખી, શૂલ, કાળદંડ વિગેરે અશુભ યોગો છે

સર્વ કુયોગોનો અપવાદ નીચે પ્રમાણે છે—

દરેક યોગની દુષ્ટ ઘડીઓનો અવશ્ય ત્યાગ કરવો તેમા જે યોગની દુષ્ટ ઘડીઓ કહી નથી તે દરેક અશુભ યોગની દુષ્ટ ઘડી બે જાણવી તેને માટે કહ્યુ છે કે—

" सर्वेषा कुयोगाना, वर्जयेद् घटिकाद्वयम् । "

અર્થ—" સર્વ કુયોગોની બે ઘડી અવશ્ય વર્જવી "

ઉદયપ્રભસૂરિ કહે છે કે—

" यत्मातिकूल्य वाराणा, तिथिनक्षत्रसभवम् ।

हूणवङ्गखसेष्वेव, तत् त्यजेदिति केचन ॥ १ ॥ "

અર્થ—" તિથિ અને નક્ષત્રથી ઉત્પન્ન થયેલ વારની

પ્રતિકૂલતા હૂણદેશ બંગદેશ અને ખસદેશમાં ત્યાજ્ય છે, એમ કેટલાએકનો મત છે. ॥ ૧ ॥"

**મુહુર્ત ચિંતામણી**માં પણ આ શ્લોકને મળતું કથન છે.

**હર્ષ પ્રકાશ**માં કહ્યું છે કે—કુતિથિ કુવાર કુયોગ વિષ્ટિ જન્મનક્ષત્ર અને દગ્ધતિથિ, એ સર્વ મધ્યાહ્ન પછી અવશ્ય શુભ થાય છે.

**જ્યોતિષ હીર**માં કહ્યું છે કે—

" थिविरो य राजजोगं, कुमारजोगं य अमिअसिद्धिजोगं ।
सव्वंकं रविजोगं, एए हि हणइ अवजोगं ॥ १ ॥ "

અર્થ—" સ્થવિરયોગ, રાજયોગ, કુમારયોગ, અમૃતસિદ્ધિયોગ, સર્વાંકયોગ અને રવિયોગ. આ સર્વ યોગ વડે અવયોગ હણાય છે. ॥ ૧ ॥"

**ઉદયપ્રભસૂરિ** પણ કહે છે કે–કુયોગ અને સિદ્ધિયોગ એકજ દિવસે આવે તો સિદ્ધિયોગ જય પામે છે.

## તિથિ મૃત્યુયોગ.

| નંદા. | ભદ્રા. | જયા. | રિક્તા. | પૂર્ણા. |
|---|---|---|---|---|
| કૃત્તિકા, આર્દ્રા | પૂર્વાફાલ્ગુની | અશ્વિની | પુનર્વસુ | રોહિણી |
| અશ્લેષા | ઉત્તરાફાલ્ગુની | ભરણી | મઘા, વિશાખા | હસ્ત |
| ચિત્રા, સ્વાતિ | પૂર્વાભાદ્રપદ | મૃગશર | અનુરાધા | ધનિષ્ઠા |
| મૂળ, રેવતી | ઉત્તરાભાદ્રપદ | પુષ્ય, જ્યેષ્ઠા | પૂર્વાષાઢા | |
| શતભીષા | | શ્રવણ | ઉત્તરાષાઢા | |

**આરભવુ, ધ્રુવ નક્ષત્રમાં નગરપ્રવેશ વિગેરે કરવું, અને મિશ્ર નક્ષત્રમાં સધિનુ કાર્ય કરવુ. (૫૯)**

વિવેચન—અર્થ સુગમ છે, માત્ર ત્રણ પૂર્વા શબ્દથી પૂર્વાફાલ્ગુની પૂર્વાષાઢા અને પૂર્વાભાદ્રપદ, શ્રવણાદિ ત્રણથી શ્રવણ, ધનિષ્ઠા, અને શતભીષા, તથા ત્રણ ઉત્તરા શબ્દથી ઉત્તરાફાલ્ગુની ઉત્તરાષાઢા અને ઉત્તરાભાદ્રપદ નક્ષત્રો લેવાના છે

तिक्खे વિગેરે દોઢ ગાથાથી તેનુ કાર્ય કહે છે, તે આ પ્રમાણે છે—

તીક્ષ્ણ નક્ષત્રમા રોગની ચિકિત્સા અને ઔષધનો પ્રારભ કરવો, મૃદુ નક્ષત્રમા લેવુ–મૂકવુ અને શાતિની ક્રિયા કરવી, લઘુ અને ચર નક્ષત્રોમા શુભકાર્યનો પ્રારભ કરવો, ઉગ્ર નક્ષત્રોમા તપસ્યાની શરૂઆત કરવી, ધ્રુવ નક્ષત્રમા નગરપ્રવેશ વિગેરે કાર્ય કરવા, તથા મિશ્ર નક્ષત્રમા સધિનુ કાર્ય કરવુ,

આ નક્ષત્રોની–તીક્ષ્ણ, વિગેરે સંજ્ઞાઓ તથા તેના ફળ માટે વિશેષ જાણવા ઇચ્છનારે નક્ષત્ર દ્વારમાથી જોઇ લેવુ

॥ इति संज्ञाखण्डः समाप्तः ॥

# अथ कार्यखण्डः ॥



હવે ગમનદ્વાર કહે છે,

તેમાં પ્રથમ પ્રસ્થાનની મર્યાદા દેખાડે છે.

**दसधणु उवरिं सयपंच,**
**मज्झि पत्थाणि जाव दिण ति-चऊ ।**
**थायव्वं लग्गातिही-**
**खणरिक्खससिबलं घित्तुं ॥ ६० ॥**

અર્થ—લગ્ન તિથિ ક્ષણ નક્ષત્ર અને ચંદ્રનું બળ ગ્રહણ કરીને દશ ધનુષ્યની ઉપર અને પાંચસો ધનુષ્યની અંદર ત્રણ–ચાર દિવસ સુધી પ્રસ્થાન સ્થાપવું,–સ્થાપી શકાય છે.

**વિવેચન**—યાત્રા માટે લગ્ન તિથિ ક્ષણ અને ચંદ્રબળની જે શુદ્ધિ હોય છે, તેમાંજ યાત્રાનું મુહૂર્ત સાધવાને માટે પ્રસ્થાન ( પસ્તાનું ) સ્થાપી શકાય છે. માટે લગ્ન વિગેરેની અનુકૂળતા જોઇને પ્રસ્થાન મૂકવું, અને તે નજીકમાં નજીક દસ ધનુષ્યની ઉપર અને દૂરમાં દૂર પાંચસો ધનુષ્યની અંદર મૂકાય છે. એટલે દસ ધનુષ્યની અંદર કે પાંચસો ધનુષ્યની હદ બહાર પ્રસ્થાન સ્થાપી શકાતું નથી.

વળી તે પ્રસ્થાન ત્રણ–ચાર દિવસ સુધી રહી શકે છે, અને તે દરમ્યાન અવશ્ય પ્રયાણ કરવું પડે છે. પણ તે દિવસોની અંદર પ્રયાણ ન થાય અને પ્રસ્થાન પાછું લઇ આવે કે ત્યાંજ પડી રહેવા દે તો પ્રસ્થાનના મુહૂર્તનું બળ રહેતું નથી.

એટલે પછી નવુ મુહૂર્ત જોઇ ફરી પ્રસ્થાન કે પ્રયાણુ કરી શકાય છે

**આરભસિદ્ધિમા**—તો સામાન્ય વર્ગ, માડલિક રાજા, અને પૃથ્વીપતિ રાજાને ઉદ્દેશીને પ્રસ્થાનના દિવસો અનુક્રમે પાચ, સાત, અને દસ ગણાવ્યા છે તથા પ્રસ્થાનના દિવસે શ્રવણુ નક્ષત્ર હોય તો તેજ દિવસે, ધનિષ્ઠા પુષ્ય કે રેવતી નક્ષત્ર હોય તો બીજે દિવસે, અનુરાધા કે મૃગશીર્ષ નક્ષત્ર હોય તો ત્રીજે દિવસે, હસ્ત નક્ષત્ર હોય તો ચોથે દિવસે, અને અશ્વિની કે પુનર્વસુ નક્ષત્ર હોય તો પાચમે દિવસે અવશ્ય આગળ પ્રયાણુ કરવુ, એમ પણુ કહ્યુ છે

શુભ મુહૂર્તનો નિશ્ચય કરી ચાલ્યા પછી પાછા ઘેર ન અવાય ત્યા સુધી તે મુહૂર્તનુ બળ ચાલે છે, અને જે કાર્ય-માટે નીકળ્યા હોઇએ તે કાર્ય સફળ કરે છે આ પ્રસ્થાન રાજા આચાર્ય વિગેરેએ પોતાની જાતેજ કરવાનુ છે, અને તેમા ચ દનની પુજા કરવા પૂર્વક શસ્ત્ર, દર્પણુ, અક્ષમાળા, પુસ્તક, તથા શ્વેત વસ્ત્ર વિગેરે સ્થાપી શકાય છે, પણુ શ ખ, દારૂ, ઔષધ, તેલ, મીઠુ ગોળ, જોડા, કાણુ વસ્ત્ર, જીર્ણુવસ્ત્ર, કે જીર્ણુ વસ્તુ સ્થાપવી ઉચિત નથી, એમ **આરભસિદ્ધિની** ટીકામા કહ્યુ છે

પ્રયાણુમા અનુકૂળ લગ્ન વિગેરેનુ ફળ કહે છે

**पहि कुसलु लग्गि तिहि कज्ज**
**सिद्धि लाभं मुहुत्तश्रो होइ ।**
**रिक्खेणं आरोग्गं,**
**चंदेणं सुक्खसंपत्ती ॥ ६१ ॥**

અર્થ—પ્રયાણમાં શુભ લગ્ન હોય તો માર્ગ માં કુશળતા રહે છે, શુભ તિથિ હોય તો કાર્યની સિદ્ધિ થાય છે, શુભમુહૂર્ત હોય તો લાભ થાય છે,

**શુભ નક્ષત્ર હોય તો શરીરે આરોગ્ય રહે છે, અને શુભ ચંદ્ર હોય તો સુખ સંપત્તિ મળે છે.**

**વિવેચન**—પ્રયાણકાળે શુભ લગ્ન હોય તો પ્રયાણ કરનારના શરીરે કુશળતા રહે છે, વ્યાધિ કે શત્રુનો ભય થતો નથી. આ કથનથી ગ્રન્થકાર સૂરિ મહારાજે યાત્રામાં લગ્નની આવશ્યકતા દેખાડી છે, પણ તે યુદ્ધ કરવા જનાર રાજા માટેજ જરૂરી છે; તેથી લગ્નના બલાબલ સંબંધી અહીં જરાય ઉલ્લેખ કર્યો નથી.

**આરંભસિદ્ધિ**—વિગેરે બીજા ગ્રન્થોમાં તે સંબંધી જે જણાવેલ છે, તેનો સંક્ષેપ નીચે મુજબ છે.

પ્રયાણકાળે તાત્કાલિક લગ્ન કુંડળીમાં જન્મનું લગ્ન હોય, જન્મ લગ્નના ઉપચય સ્થાનનું લગ્ન હોય, જન્મકાળની સૌમ્ય ગ્રહવાળી—વેશી કે ક્રૂર ગ્રહના ભોગ પછી ચંદ્રે શુદ્ધ કરેલ રાશિનું લગ્ન હોય, ચોથે કે સાતમે સ્થાને સૌમ્ય ગ્રહવાળી જન્મ લગ્નની રાશિ હોય, જન્મ લગ્નથી છઠ્ઠા આઠમા સ્થાનમાં કોઇ ગ્રહ ન હોય, જન્મના ચંદ્રથી છઠ્ઠી આઠમી રાશિનું લગ્ન ન હોય, જન્મ લગ્નથી છઠ્ઠા આઠમા સ્થાનની રાશિ લગ્નમાં ન હોય, કર્ક વૃશ્ચિક અને મીનનું લગ્ન કે નવાંશ ન હોય, જે દિશામાં પ્રયાણ કરવું હોય તે દિશાનું લગ્ન હોય; એટલે—પુર્વમાં જવામાં મેષ સિંહ અને ધન, દક્ષિણમાં જવામાં વૃષભ કન્યા અને મકર, પશ્ચિમમાં જવામાં મિથુન તુલા અને કુંભ, તથા ઉત્તરમાં જવામાં કર્ક વૃશ્ચિક અને મીનનું લગ્ન હોય; સામાન્ય રીતે મિથુન સિંહ કન્યા અને તુલાનું લગ્ન હોય, ઉર્ધ્વ મુખી હોરા હોય, શુભ દ્રેષ્કાણ હોય, બુધ ગુરૂ અને શુક્રનો **નવાંશ** હોય, મિથુન સિંહ કન્યા અને તુલાનો દ્વાદશાંશ હોય, અને બુધ ગુરૂ કે શુક્રનો ત્રીશાંશ હોય તો તે લગ્ન શુભ છે.

**લલ્લ** કહે છે કે—સ્વલગ્નનો યાત્રામાં ત્યાગ કરવો.

તાત્કાલિક પ્રયાણ કુંડલીમાં—રવિ ૩—૧૦—૧૧ મા બુધ-

નમા હોય, મોમ ૧–૬–૮ સિવાયના હરકોઇ સ્થાનમા હોય, સોમ ૩–૧૦–૧૧ મે ભુવને હોય, બુધ અને ગુરૂ ૬ સિવાયના હરકોઇ સ્થાનમા હોય, શુક્ર ૬–૭ સિવાયના ભુવનમા હોય, અને શનિ ૩–૧૧ મા ભુવનમા હોય, જન્મકુંડળીમા–છઠ્ઠે અગીયારમે સ્થાને રહેલો ગ્રહ લગ્નમા હોય, જન્મ લગ્નપતિનો મિત્રગ્રહ, જન્મરાશિનો મિત્રગ્રહ, દશાપતિનો મિત્ર, સદ્યસફળ, જન્મલગ્નનો બળવાન્ ગ્રહ, જન્મેશનો તાન કે કારક ગ્રહ, લગ્નેશનો તાન અથવા કારક ગ્રહ, તથા દિનપતિગ્રહ લગ્નમા હોય, સૌમ્યગ્રહ બળવાન્ હોય, લગ્ન વીર્યવાળુ હોય, લગ્ન કેન્દ્ર ગ્રહવાળુ હોય, દિક્પતિ કેન્દ્રમા હોય, બળવાન જન્મેશ અને લગ્નેશ કેન્દ્ર કે ઉપચયમા હોય, રવિ મોમ સોમ અને શુક્ર એ ચાચી ગ્રહો બળવાન્ હોય તો ગજાને પ્રયાણ કરવું હિતકારક છે

લગ્ન સિવાયના બીજા તિથિ વિગેરે દરેક બળો દરેકને માટે ઉપયોગી છે

પ્રયાણુમા શુભ તિથિ હોય તો જે કાર્ય કરવા જાય તે કાર્ય સફળ થાય છે, તેથી ૧–૨–૩–૪–૫–૭–૧૦–૧૧–૧૩ એ તિથિઓ નિર્દોષ હોય તો પ્રયાણ કરવું.

શુભ મુહૂર્ત હોય તો પ્રયાણુમા લાભ થાય છે રત્નમાળા ભાષ્યમાં કહ્યુ છે કે—

" अभिजिद् विजयो मैत्र , सावित्रो बलवान् सिते ।
वैराजश्चेति सप्त स्यु , क्षणाः सर्वार्थसाधका ॥१॥ "

અર્થ—" સર્વ મુહૂર્તોમા ૮ અભિજિત્, ૧૧ વિજય, ૩ મૈત્ર, ૫ સાવિત્ર, ૧૦ બળ, ૨ શ્વેત, અને ૬ વૈરાજ, એ સાત મુહૂર્તો સર્વ કાર્યના સાધક છે ॥ ૧ ॥ " આ તથા બીજા શુભ ક્ષણો લેવા, અને તેમા નાક્ષત્રિક સમાનતા મેળવી કાર્યફળ, દિક્શૂળ, પરિઘ દંડ, કાળબળ, નક્ષત્રકાળ, સર્વસુખતા, વિગેરેનો નક્ષત્રની પેઠે વિચાર કરવો, પણ પ્રયાણુમા જન્મ મુહૂર્ત અવશ્ય વર્જવુ

પ્રયાણમાં શુભ નક્ષત્ર હોય તો શરીરમાં આરોગ્ય જળવાઇ રહે છે, પ્રયાણમાં આશ્વની, મૃગશર, પુનર્વસુ, પુષ્ય, હસ્ત અનુરાધા, જયેષ્ઠા, મૂળ, અભિજિત્, શ્રવણ, ધનિષ્ઠા અને રેવતી નક્ષત્રો શુભ છે. **શ્રી ઉદયપ્રભ સૂરિ** તો કહે છે કે—

" चौराणां शकुनैर्यात्रा, नक्षत्रैश्च द्विजन्मनाम् ।
मुहूर्तैः सिद्धयेऽन्येषां, राज्ञां योगैश्च ते त्वमी ॥१॥ "

**અર્થ**—" ચોર શકુન જોઇને પ્રયાણ કરે છે, બ્રાહ્મણો નક્ષત્રનું બલાબલ જોઇને પ્રયાણ કરે છે, બીજા મનુષ્યો મુહૂર્તના બળે યાત્રા કરે છે, અને રાજા યોગનું બળ જોઇને યુદ્ધ યાત્રા કરે છે તે સિદ્ધિને માટે થાય છે ॥ ૧ ॥ અહીં જો કે ' ચાર વિભાગ પાડીને ચોર વિગેરેની યાત્રા કરવાનું સૂચવ્યું છે, પણ સામાન્ય રીતે તો તે દરેકને માટે જોવાય છે.

અહીં કહેલ શકુન તે—મુનિ કુંભ કન્યા ગાય દહીં વિગેરે વસ્તુઓ જાણવી, અને સારા શકુન થયા પછી પ્રયાણ કરવું. પણ જો પહેલું શકુન અશુભ હોય તો અગીયાર શ્વાસોશ્વાસ સુધી રાહ જોઇ પ્રયાણ કરવું, બીજી વાર અપશકુન થાય તો સોળ શ્વાસોશ્વાસ સુધી સ્થિર રહીને ચાલવું, અને ત્રીજી વાર અપશકુન થાય તો પ્રયાણ કરવું જ નહિં. રાજાની યુદ્ધયાત્રા માટેના યોગો જે પ્રથમ રાજયોગો કહ્યા છે ત્યાંથી તથા વિશેષ યોગો બીજા ગ્રંથોથી જાણવા. પણ જો રાજાને દૈવયોગે તુરત યાત્રા કરવાની જરૂર પડી હોય ( અને યાત્રાના યોગોની અનુકૂળતા આવવાનો સંભવ ન હોય ) તો તે કેવળ લગ્નના બળથી પણ યાત્રા કરવાથી સિદ્ધિ પામે છે.

હવે પ્રયાણની અશેષ શુદ્ધિ કહે છે—તેમાં અયન, માસ તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને દિશાની શુદ્ધિ તપાસવી. **અયન** માટે એવો નિયમ છે કે— સૂર્ય મકરાદિ છ રાશિમાં હોય તો ઉત્તર અને પૂર્વદિશામાં દિવસે ગમન કરવું, અને સૂર્ય કર્ક વિગેરે છ રાશિમાં હોય તો દક્ષિણ અને પશ્ચિમ દિશામાં દિવસે ગમન કરવું; તથા ચંદ્ર મકર વિગેરે છ રાશિમાં

હાય તો ઉત્તરમા અને પૂર્વદિશામાં, તથા કર્ક વિગેરે છ રાશિમા હાય તો દક્ષિણ અને પશ્ચિમમા રાત્રે પ્રયાણ કરવુ એમ લલ્લ કહે છે રવિચાર અને ચંદ્રચારથી અયનના દોષનો પરિહાર થાય છે. પુર્વે શુભ કહેલા માસો પ્રયાણુમા વિશેષ શુભ માસો જાણુવા.

હવે પ્રથમ પ્રયાણુની શુભ તિથિઓ અને તેનુ ફળ કહે છે—

पाडिवए पडिवत्ती,
नत्थि विपत्ती भणन्ति वीत्र्राए।
तइत्र्राइ त्र्रत्थसिद्धि,
विजयंगी पंचमी भणित्र्रा ॥६२॥
सत्तमित्र्रा बहुलगुणा,
मग्गा निकंटया दसमित्र्राए।
त्र्रारुग्गित्र्रा इगारसि,
तेरसि रिउणो निविज्जिणइ ॥६३॥

અર્થ—ગમનમાં એકમ લાભ કરાવે છે, બીજ વિપદાઓનો નાશ કરે છે, ત્રીજ અર્થસિદ્ધિ કરાવે છે, પાંચમ વિજય પમાડે છે, સાતમ બહુ ગુણવાળી છે, દશમ માર્ગને નિષ્કંટક કરનાર છે, અગીયારશ આરોગ્ય આપનાર છે, અને તેરશ શત્રુઓનો જય આપનાર છે. ॥ ૬૨–૬૩ ॥

વિવેચન—બન્ને પક્ષની એકમ, બીજ, ત્રીજ, પાચમ. સાતમ, દશમ, અગીયારશ અને તેરશ, એ તિથિઓ પ્રયાણુ માટે શુભ કહેલી છે તેમા પણુ શુદિ એકમ કરતા વદિ એકમ, અને વદિ તેરશ કરતા શુદિ તેરશ વધારે ફળ આપનાર છે

બાકી તો શુકલપક્ષ કે કૃષ્ણપક્ષની દરેક તિથિઓ પોતપોતાનું સમાન ફળ આપે છે. તેનું ફળ આ પ્રમાણે છે—

એકમને દિવસે ગમન કરે તો લાભ થાય છે, બીજે પ્રયાણ કરવાથી વિપદાઓનો નાશ થાય છે. ત્રીજે પ્રયાણ કરવાથી ઇચ્છિત વસ્તુની-ધનની પ્રાપ્તિ થાય છે, પાંચમે જવાથી વિજય મળે છે, સાતમે પ્રયાણ કરવાથી ઘણા લાભો થાય છે, દશમે પ્રયાણ કરવાથી જવાનો માર્ગ શત્રુવગરનો અને અનુકૂળ થાય છે, અગીયારશે પ્રયાણ કરવાથી આરોગ્યતા રહે છે, અને તેરશે ગમન કરવાથી શત્રુઓમાં જય મળે છે.

વર્જ્ય તિથિઓ કહે છે—

**चाउद्दसिं पन्नरसिं, वज्जिज्जा अट्ठमिं च नवमिं च ।**
**छट्ठिं चउत्थिं बार-सिं च दुन्हं पि पक्खाणं ॥६४॥**

**અર્થ—પ્રયાણમાં બન્ને પખવાડિયાની ચૌદશ, પુનમ, આઠમ, નોમ, છઠ્ઠ, ચોથ અને બારશ તિથિ વર્જ્ય છે.**

**વિવેચન**—પ્રયાણમાં ચોથ, છઠ્ઠ, આઠમ, નોમ, બારશ, પુનમ અને અમાસ તિથિઓનો અવશ્ય ત્યાગ કરવો. અહીં બન્ને પક્ષની તે તે તિથિ વર્જ્ય કહી છે. તેથી પુનમની સાથે અમાસનો પણ નિષેધ થઇ જાય છે. આ વર્જ્ય તિથિઓ માટે કહ્યું છે કે—

" स्वीकुर्यान्नवमीं क्वाऽपि, न प्रवेश-प्रवासयोः । "

**અર્થ**—" કોઇક કાર્યમાં નવમી તિથિ ગ્રહણ કરવી, પણ પ્રવેશ અને પ્રવાસમાં તો નોમનો અવશ્ય ત્યાગ કરવો." તેમજ છઠ્ઠ અને બારશ પણ યાત્રામાં વિશેષ અશુભ છે. **શ્રીપતિ** કહે છે કે-ચૌદશ પણ યાત્રામાં વિશેષ અશુભ છે. **વ્યવહારસાર**માં કહ્યું છે કે—

" पूर्णिमायां न गन्तव्यं, यदि कार्यशतं भवेत् । "

અર્થ—"સે કડો કાર્ય હોય તો પણ **પૂર્ણિમાને** દિવસે ગમન કરવુ નહિ કેટલાએક ગ્રન્થોમા શુદિ **એકમ** પણ વર્જ્ય કહેલ છે

આ ઉપગત પક્ષછિદ્ર વૃદ્ધિતિથિ ક્ષયતિથિ ક્રૂરતિથિ, દગ્ધાતિથિ અને જન્મતિથિનો અવશ્ય ત્યાગ કરવો **યતિવલ્લભમા** કહ્યુ છે કે-દગ્ધાતિથિને દિવસે યાત્રા ખેતી અને લગ્ન નિરર્થક જાય છે કરણોમાથી વિષ્ટિનો અને વર્જ્ય પ્રહરનો પણ અવશ્ય ત્યાગ કરવો

હવે પ્રયાણમા વર્જ્ય વાર તથા યોગ કહે છે—

**वज्जे वारातिअं कूरं, पडिवाय चउद्दसी ।**
**नवमट्ठमी इमाहिं तु, बुहो वि न सुहो गमे ॥६५॥**

અર્થ—ગમનમાં ત્રણ ક્રૂરવાર, તથા એકમ ચૌદશ નોમ અને આઠમે આવેલો બુધવાર શુભકારક નથી.

**વિવેચન**—પ્રયાણ કરવામા સોમવાર બુધવાર ગુરૂવાર અને શુક્રવાર શુભ છે, અને રવીવાર મ ગળવાર તથા શનિવાર અશુભ છે તેના ફળ માટે કહ્યુ છે કે—

" गमनेऽर्कादयो वारा , क्रमश कुर्वते फलम् ।
नैस्त्र धनं रुज द्रव्यं, जय चैव श्रिय वधम् ॥ १ ॥"

અર્થ—" પ્રયાણ કરવામા રવિ વિગેરે સાત વારો અનુક્રમે-૧ નિર્ધનતા, ૨ ધન, ૩ રોગ ૪ દ્રવ્ય, ૫ જય, ૬ લક્ષ્મી અને ૭ વધ રૂપી ફળ આપે છે ॥ ૧ ॥ "

અન્યસ્થાને કહ્યુ છે કે—

વિવેચન- રવિ ઉઠતો, મ ગળ ભગતો જાણુ
દશમ, અગ્ગરગુરૂ, જાતો મા કરિશ હાણુ-૧
...યો કહેલી છે । જો ગયા, આઇચ્ચિ વિણુવિત્ત
ભોલો મુદ્ધ કે બાઉલી નાહકિ ચાહઇ વત્ત-૨

અર્થાત્—શનિવારની રાત્રે, રવિવારે સૂર્યોદયકાળે, મંગળવારે મધ્યાન્હ પછી સોમવારે શુક્રવારે કે ગુરૂવારે જા તો ઢીલ કરીશ નહીં અને જાઇશ તો હાનિ થશે નહિં (૧) હે ભોલી ? મુગ્ધ ? જે શનિ મંગળ કે આદિત્યવારે ગયા છે તે ધન વિનાનાજ રહ્યા છે માટે નાહક એઓની વાત શું કહેવી ? (૨)

રાજાના પ્રયાણમાં રવિવાર શુભ છે. એટલે તે ગ્રહણ કરી શકાય છે, પ્રયાણમાં બુધવારનો નિષેધ નથી, પણ જો બુધવારે એકમ આઠમ નોમ અને ચૌદશમાંથી હરકોઇ તિથિ આવે તો ગમનમાં બુધવાર લેવો નહિં. એટલે-તે મિશ્ર ગ્રહ હોવાથી યાત્રામાં વર્જ્ય તિથિઓના સમાગમથી પોતે અશુભ થાય છે. **હર્ષપ્રકાશ**માં તો કહ્યું છે કે-એકમ આઠમ નોમ અને ચૌદશે યાત્રા કરવી, પણ બુધવારે યાત્રા કરવીજ નહિ. અર્થાત્-બુધવાર પણ પ્રયાણ કરવામાં શુભ નથી. ઇષ્ટ લગ્નપતિ અને દિનપતિ એકજ હોય તો તે ગ્રહના વારમાં યાત્રા કરવી વધારે હિતકારક છે. કુલિક, કાળવેળા, વર્જ્ય અર્ધપ્રહર, અને તેની ઇષ્ટ ઘડીઓ વિગેરેમાં અવશ્ય યાત્રા વર્જવી.

હવે શુભયોગો કહે છે—

( द्रुतविलंबित छंद. )

**दसमि पंचमि तेरसि बीअगो,**
**भिगुसुओ गमणोऽतिसुहावहो ।**
**गुरु पुणव्वसु पुस्स विसेसओ,**
**सयभिसा अणुराह बुहे तहा ॥ ६६ ॥**

અર્થ—પ્રયાણમાં દશમ, પાંચમ. તેરશ કે બીજને દિવસે શુક્ર હોય તો અતિ સુખાવહ છે, ગુરૂવારે પુષ્ય કે પુનર્વસુ નક્ષત્ર હોય તો તે વિશેષ સુખાવહ છે, તથા બુધવારે શતભીષા અને અનુરાધા હોય તો તે પણ સુખાવહ છે. ॥ ૬૬ ॥

**વિવેચન**—યોગદ્વારમા જે યોગો કહ્યા છે તે પૈકીના રવિ, કુમાર, રાજ, અમૃતસિદ્ધિ વિગેરે શુભ યોગો પ્રયાણમા શુભ છે, અને એકાર્ગલ, યમદંષ્ટ્રા, કકચ, મૃત્યુ, વજ્રપાત, અમૃતસિદ્ધિઘ્ન વિગેરે દુષ્ટ યોગો યાત્રામા અશુભ છે એમ હોવા છતા પ્રયાણને માટે પૂર્વની ગાથામા બુધવાર અને તિથિના અશુભ યોગ દર્શાવી પ્રસ્તુત ગાથામા કેટલાક વિશેષ શુભયોગ દેખાડે છે, શુક્રવારે બીજ પાચમ દશમ કે તેરશમાથી હરકોઇ એક તિથિ હોય, ગુરૂવારે પુનર્વસુ કે પુષ્ય નક્ષત્ર હોય અને બુધવારે શતભીષા કે અનુરાધા નક્ષત્ર હોય તો તે પ્રયાણમા સુખકર યોગો થાય છે

બીજા ગ્રથમા તો **આડલયોગ** માટે કહ્યુ છે કે—"डलो यात्रासु रोधकृत्" એટલે–આડલ યોગ યાત્રામા રોધ કરનાર છે અને શનિવાર તથા રોહિણી નક્ષત્રનો **અમૃતસિદ્ધિ** યોગ પણ યાત્રામા અવશ્ય વર્જવાનો છે માટે આ બન્ને યોગમા કોઇપણ કાળે યાત્રા કરવી નહિ **યતિવલ્લભ**મા કહ્યુ છે કે

" चैत्राद्या द्विगुणा मासा, वर्तमानदिनैर्युताः ।
सप्तभिस्तु हरेद् भाग, यच्छेष तद्दिन भवेत् ॥ १ ॥
श्रीदिनः कलहश्चैव, नन्दनः कालकर्णिका ।
धर्म क्षयो जयश्चेति, दिना नामसदृक्फलाः ॥ २ ॥ "

**અર્થ**—ચૈત્રથી પ્રારભીને ગયેલા માસો બમણા કરવા, તેમા રવિવારથી ચાલતા વાર સુધીના દિવસો ઉમેરવા, પછી સાતે ભાગ દેવો, અને જેટલા આક શેષ રહે તેટલામો ઇષ્ટદિન જાણવો અનુક્રમે તે સાતે દિવસના નામ–૧ શ્રીદિન, ૨ કલહ, ૩ નદન, ૪ કાલકર્ણિકા, ૫ ધર્મ, ૬ ક્ષય, અને ૭ જય છે તે દરેક દિવસોનુ પોતાના નામ પ્રમાણે શુભાશુભ ફળ છે આ યોગથી વારની શુદ્ધિ થાય છે, તેથી શુભદિન તપાસીને પ્રયાણ કરવુ

હવે પ્રયાણના નક્ષત્રો કહે છે—

**सव्वदिसि सव्वकालं, सिद्धिनिमित्तं विहारसमयम्मि।**
**पुस्सस्सिणि मिग हत्था, रेवइ सवणा गहेयव्वा॥६७॥**

**અર્થ—વિહારમાં સિદ્ધને માટે સર્વ દિશામાં સર્વ કાળે—પુષ્ય, અશ્વિની, મૃગશર, હસ્ત, રેવતી અને શ્રવણ નક્ષત્ર ગ્રહણ કરવા. ॥ ૬૭ ॥**

**વિવેચન**—કેટલાંક નક્ષત્રો એવા છે કે—જે સર્વ દિશાના મુખવાળા અને સર્વ કાળમાં સાનુકૂળતાવાળા છે. એટલે—તે નક્ષત્રોને પરિઘ નક્ષત્ર શૂળ વિગેરેમાં દિશાના નિમિત્તથી થનારી દુષ્ટતાની અસર થતી નથી પૂર્વાહ્ન મધ્યાહ્ન સંધ્યા વિગેરે કાળથી થનારી દુષ્ટતા અસર કરી શકતી નથી, અને સર્વ કાર્યને સાધે છે આવાં નક્ષત્રો અશ્વિની, મૃગશર, પુષ્ય, હસ્ત, શ્રવણ, અને રેવતી, એમ છ છે. તે નક્ષત્રોમાં હરકોઈ વખતે હરકોઇ દિશામાં પ્રયાણ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે શ્રીમાન્ ઉદયપ્રભસૂરિજી મૃગશર અને શ્રવણને સર્વ કાલિન જણાવે છે. ૧

સર્વતો મુખી નક્ષત્ર માટે વિશેષતા એટલી છે કે—શ્રવણ નક્ષત્રમાં દક્ષિણમાં દિક્શૂળ હોય છે, પુષ્યમાં પશ્ચિમમાં દિક્શૂળ હોય છે, હસ્ત અને રેવતી નક્ષત્રમાં ઉત્તરમાં દુષ્ટયોગ થાય છે, અને શ્રવણ નક્ષત્રમાં પશ્ચિમમાં દુષ્ટયોગ થાય છે. માટે તેનો ત્યાગ કરવો.

જો કે છ નક્ષત્રો સર્વ દિશાના દ્વારવાળા છે. પણ આ નિષેધ નામ ગ્રહણ પૂર્વક કરેલ છે; માટે નિષિદ્ધ નક્ષત્રોનો ત્યાગ કરવો એ વધારે હિતકારક છે.

---

૧ અનુરાધાનો સ્વામી મિત્ર અને રેવતીનો સ્વામી પુષા છે જેથી ભાષાંતર કારે અહીં મૈત્ર શબ્દથી અનુરાધા નક્ષત્રનો સ્વીકાર કર્યો છે પણ મિત્ર અને પુષા એ બન્ને નામો, સૂર્યનાજ છે એટલે અહીં મૈત્રનો અર્થ રેવતી લઇએ તોજ યથાર્થતા સચવાય છે.

હવે પ્રયાણમા શુભ મધ્યમ અને અશુભ નક્ષત્રો ગણાવે છે

पुस्सऽस्सिणिमिगासिर—
रेवइअं हत्था पुणव्वसू चेव ।
अणुराह जिट्ठमूलं,
नव नकखत्ता गमणसिद्धा ॥ ६८ ॥
रोहिणी तिन्नि उ पुव्वा,
सवणधणिट्ठा य सयभिसा चेव ।
चित्ता साई एए,
नव नक्खत्ता गमणि मज्झा ॥६९॥
कित्तिअभरणिविसाहा,
अस्सेसमहउत्तरातिअं अद्दा ।
एए नव नक्खत्ता,
गमणे अइदारुणा भणिया ॥७०॥

અર્થ—પુષ્ય, અશ્વિની, મૃગશર, રેવતી, હસ્ત, પુનર્વસુ, અનુરાધા, જ્યેષ્ઠા, અને મૂળ; એ નવ નક્ષત્રો ગમનમાં સિદ્ધિકારક છે (૬૮) રોહિણી ત્રણ પૂર્વા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, ચિત્રા અને સ્વાતિ; એ નવ નક્ષત્રો ગમનમાં મધ્યમ છે (૬૯) કૃત્તિકા, ભરણી, વિશાખા, અશ્લેષા, મઘા, ત્રણ ઉત્તરા અને આર્દ્રા; એ નવ નક્ષત્રો ગમનમાં અત્યંત દારૂણ છે. ॥ ૭૦ ॥

વિવેચન—સુગમ છે અન્ય સ્થાને તો કહ્યુ છે કે—

अद्दह भरणी सयभिसा जिट्ठह मूल मघाइं
नट्ठो पिट्ठो गामिगयो वत्तजपुच्छइ कांइ ॥ १ ॥

**અર્થ**—આદ્રા, ભરણી, શતભીષા, જ્યેષ્ઠા, મૂળ અને મઘા નક્ષત્રમાં નાશ પામેલ-હણાએલ કે ગામ ગએલની વાતજ શું પુછવી ? ( ૧ )

**મુહૂર્ત્તચિંતામણિ**માં કહ્યું છે કે—યાત્રામાં અવશ્ય જવું હોય તે માટે કૃત્તિકા મઘા અને સ્વાતિનું પૂર્વાર્ધ, તથા ચિત્રા અશ્લેષા અને ભરણીનું ઉત્તરાર્ધ વર્જ્ય છે. અને વર્જ્ય નક્ષત્રની પ્રારંભથી, ભરણીની ઘડી ૭, મઘાની ઘડી ૧૧, સ્વાતિ વિશાખા જ્યેષ્ઠા અને અશ્લેષાની ઘડી ૧૪, ત્રણ પૂર્વાની ઘડી ૧૬, અને કૃત્તિકાની ઘડી ૨૧ અવશ્ય વર્જ્ય છે, પણ **ઉશનસ્‌**ના મત પ્રમાણે મઘા અને સ્વાતિ સર્વથા વર્જ્યજ છે.

આ નક્ષત્રોમાં અભિજિત્ ગણેલ નથી. પણ તે નક્ષત્રમાં યાત્રા શ્રેષ્ઠજ કહી છે. તે માટે કહ્યું છે કે—

" अभिजिति कृतप्रयाणः, सर्वार्थान्साधयेन्नियतम् ।"

" અભિજિત્ નક્ષત્રમાં પ્રયાણ કરનાર સર્વ કાર્યને અવશ્ય સાધે છે." અહીં શ્રવણ નક્ષત્ર મધ્યમ કહેલ છે, પણ પૂર્વોક્ત ગાથા પ્રમાણે તે સર્વમુખી અને સર્વકાલીન હોવાથી શ્રેષ્ઠ છે. વ્યવહારમાં કોઇક એમ માને છે કે-વૃશ્ચિકના ચંદ્રમાં પ્રયાણ ન કરવું, પણ આ ગાથામાં તો અનુરાધા અને જ્યેષ્ઠા નક્ષત્રમાં ગમન કરવાથી સિદ્ધિ કહેલ છે; એટલે પૂર્વોક્ત માન્યતાને કાંઇજ પુષ્ટિ મળતી નથી, તેમજ રેવતી નક્ષત્રમાં પંચકનો બાધ પણ આવતો નથી.

**નવીન દીક્ષિત**ના પ્રથમ વિહાર માટે કહ્યું છે કે—

" आद्याटनं प्राथमिकल्पिकस्य मृदु ध्रुवक्षिप्रचरेषु भेषु । "

**અર્થ**—" નવીન દીક્ષિતનો પ્રથમ વિહાર મૃદુ—મૃગશર ચિત્રા અનુરાધા અને રેવતી, ધ્રુવ—ત્રણ ઉત્તરા અને

રોહિણી, ક્ષિપ્ર—અશ્વિની પુષ્ય હસ્ત અભિજિત્, ચર—પુનર્વસુ સ્વાતિ શ્રવણ ધનિષ્ઠા અને શતભિષામા શુભ છે આ દરેકમા પણ વિહારના નક્ષત્રોજ શ્રેષ્ઠ છે ”

હવે પ્રયાણનો કાળ કહે છે— इन्द्रवज्रा छंद

धुवेहि मिस्सेहि पभायकाले,
उग्गेहि मज्झन्हिलहु परन्हे ।
मिऊपत्रोसे निसिमज्झि तिक्खे,
चरे निसंते न सुहो विहारो ॥ ७१ ॥

**અર્થ**—ધ્રુવ અને મિશ્ર નક્ષત્રમા પ્રભાતકાળે, ઉગ્ર નક્ષત્રમા મધ્યાહ્નને, લઘુ નક્ષત્રમા અપરાહ્ણકાળે, મૃદુ નક્ષત્રમા પહેલી રાત્રે, તીક્ષ્ણ નક્ષત્રમા મધ્યરાત્રે, અને ચર નક્ષત્રમા રાત્રિના અંતે વિહાર કરવો તે સુખકારક નથી ॥ ૭૧ ॥

**વિવેચન**—શ્રેષ્ઠ મધ્યમ કે નિંદ્ય નક્ષત્રોમા આવશ્યક કાર્ય હોય, અને યાત્રા કરવી પડે, પણ અમુકકાળે તો યાત્રા કરવી હિતકરજ નથી એટલે ધ્રુવ–રોહિણી ત્રણ ઉત્તરા મિશ્ર–વિશાખા અને કૃત્તિકા નક્ષત્ર હોય તો દિવસના પૂર્વભાગમા યાત્રા કરવી નહિ, ઉગ્ર નક્ષત્ર—ભરણી મઘા અને ત્રણ પૂર્વામા મધ્યાહ્ન કાળે યાત્રા કરવી નહિ, લઘુ નક્ષત્ર—અશ્વિની પુષ્ય હસ્ત અને અભિજિત્ નક્ષત્ર હોય તો દિવસના ઉત્તર ભાગમા યાત્રા કરવી નહિ, મૃદુ નક્ષત્ર—મૃગશર ચિત્રા અને અનુરાધામા રાત્રિના પૂર્વભાગમા પ્રયાણ કરવુ નહિ, તીક્ષ્ણનક્ષત્ર—આર્દ્રા અશ્લેષા જ્યેષ્ઠા અને મૂળમા મધ્યરાત્રિએ યાત્રા કરવી નહિ, તથા ચર નક્ષત્ર—પુનર્વસુ સ્વાતિ શ્રવણ ધનિષ્ઠા અને શતભિષા નક્ષત્રમા મધ્યરાત્રિથી સવાર સુધીના કાળમા યાત્રા કરવી નહિ લલ્લ કહે છે કે–આ નિષેધેલ કાળમા પ્રયાણ કરવાથી હરકોઇ જાતની નુકશાની થાયજ છે, માટે તેનો અવશ્ય ત્યાગ કરવો શ્રી ઉદયપ્રભસૂર તો કહે છે કે—તીક્ષ્ણ નક્ષત્રમા મધ્યાહ્ને અને

ઉગ્ર નક્ષત્રમાં મધ્યરાત્રે યાત્રા કરવી નહિં. બીજા ગ્રન્થોમાં આથી વિશેષ પણ દિનશુદ્ધિ કહેલ છે.

સવારની સંધ્યા મધ્યાહ્ન અને સાંજની સંધ્યામાં સર્વ કાર્ય કરી શકાય છે, અને આવશ્યક કાર્ય હોય તો તાત્કાલિક લગ્નકુંડલીમાં સાતમે અથવા આઠમે ભુવને સૌમ્ય ગ્રહનો યોગ થતાં મધ્યાહ્ન કાળેજ પ્રયાણ કરવું. **વિજયયોગમાં** દક્ષિણમાં જવું હિતકારક નથી. તિથિ દિવસ બળવાન હોય તો દિવસે, અને તિથિ નિર્બળ હોય પણ નક્ષત્ર બળવાન્ હોય તો રાત્રે પ્રયાણ કરવું. **નક્ષત્રસમુચ્ચય** માં કહ્યું છે કે—

" पूर्वाह्णे चोत्तरां गच्छेत्, प्राच्यां मध्यंदिने तथा ।
दक्षिणामपराह्णे तु, पश्चिमामर्धरात्रके ॥ १ ॥ "

**અર્થ**—" દિવસના પૂર્વકાળે ઉત્તરમાં, મધ્યાહ્ન કાળે પૂર્વમાં, દિવસના પછીના ભાગમાં દક્ષિણમાં, તથા મધ્યરાત્રે પશ્ચિમ દિશામાં પ્રયાણ કરવું ॥ ૧ ॥ " **લલ્લ** કહે છે કે—

" निर्गमात्रवमे चाऽह्नि, प्रवेशं परिवर्जयेत् ।
शुभे नक्षत्रयोगेऽपि, प्रवेशाद् वाऽपि निर्गमम् ॥ १ ॥ "

**અર્થ**—" નક્ષત્રયોગ શુભ છતાં પ્રયાણના દિવસથી નવમે દિવસે પુર પ્રવેશાદિ કરવા નહિં, તેમજ પ્રવેશના દિવસથી નવમે દિવસે પ્રયાણ પણ કરવું નહિં ॥ ૧ ॥ " **મુહૂર્ત ચિંતામણિની ટીકા**માં તો કહ્યું છે કે—પ્રવાસ અને પ્રવેશમાં પરસ્પર નવમો દિવસ, નવમી તિથિ, નવમો વાર, અને નવમું નક્ષત્ર વર્જવું. તથા **ગ્રન્થાંતર** મત પ્રમાણે તો નવમો માસ તથા નવમું વર્ષ પણ ત્યજવું.

પ્રયાણમાં ઉત્પાત વિગેરેથી થયેલ દુર્દિનનો ત્યાગ કરવો. **ઉદયપ્રભસૂરિ** કહે છે કે—

" अकालिकीषु विद्युद्—गर्जितवर्षासु वसुमतीनाथः ।
उत्पातेषु च भौमा—ऽन्तरिक्षदिव्येषु न प्रवसेत् ॥ १ ॥ "

**અર્થ**—" રાજા સામત આચાર્ય વિગેરેએ વિજળી ગર્જના કે વૃષ્ટિ અકાળે થાય તો પ્રયાણ કરવુ નહિ, તેમજ ભૂમિ આકાશ કે દિવ્યના ઉત્પાતમા પણ પ્રયાણ કરવુ નહિ ॥ ૧ ॥ " આવા સમયમા સાત દિવસ પ્રયાણ કરી શકાય નહિ. ભૂમિકપ, ગ્રહણ, ઇંદ્રધનુષ્ય, રજચ્છેદ, અભ્રચ્છેદ વિગેરે ઉત્પાતોનુ વર્ણન તિથિદ્વારમા કહી ગયા છીએ

**તથા**—માન્ય પુરૂષની અવગણના કરીને, વડિલ પુરૂષને દૂભવીને, સ્ત્રીને ગજાડીને, બાળકને રોવરાવીને, કોઇને મારીને, મૈથુન સેવીને, ઋતુવાળી ભાર્યા મૂકીને, અપશકુન દેખીને, કે સુતકમા પ્રયાણ કરવુ નહિ તેમજ–ઉત્સવ, ભોજન, સાધર્મિવાત્સલ્ય, વિગેરે માગલિક કાર્યોની પૂર્ણાહુતિ થયા પહેલા પ્રયાણ કરવુ નહિ ચૈત્ર કે વૈશાખ માસમા કેતુ દર્શન થાય તો શુભ છે, બાકીના માસમા કેતુદર્શન થયુ હોય તો સોળ દિવસ સુધી પ્રયાણ કરવુ નહિ, એમ વરાહ કહે છે

સિદ્ધિ ઇચ્છનાર પુરૂષે ચંદ્ર બળ કે તારાબળ જોઇને પ્રયાણ કરવુ તેમા **ઘાતી** ન હોય તે પૂર્વે કહેલ શુભ ચદ્ર તથા ચદ્રની શુભ અવસ્થા હોય તો પ્રયાણમા લાભકારક છે

અન્ય સ્થાને કહ્યું છે કે–જન્મનો ત્રીજો અને પાચમો ચંદ્ર માથે હોય છે, છઠ્ઠો આઠમો નવમો અને બારમો ચદ્ર છાતીએ હોય છે, તથા બીજો અને ચોથો ચદ્ર કરમા હોય છે તેમા માથાનો ચદ્ર ધાન્ય પ્રાપ્તિ કરાવે છે, છાતીનો ચંદ્ર ધન લાભ કરાવે છે, અને હાથનો ચન્દ્ર સામાન્ય રીતે લાભ કરાવે છે **નારચદ્ર**મા તો કહ્યુ છે કે–યાત્રામા જન્મનો ચદ્ર હોય તો ચોરનો ભય આવે છે **લલ્લ** પણ જન્મનક્ષત્રમા અને જન્મચદ્રમા યાત્રાનો નિષેધ કરે છે

કૃષ્ણપક્ષનો ચદ્ર હોય તો તારાનુ બળ જોવુ **ત્રિવિક્રમ** કહે છે કે,

॥ " त्यजेत् कुतारा म्रस्थाने "

અર્થ—"પ્રયાણમાં કુતારાનો ત્યાગ કરવો." અર્થાત પહેલી ત્રીજી અને સાતમી તારા અવશ્ય ત્યજવી.

લલ્લ કહે છે કે—

" यात्रायुद्धविवाहेषु, जन्मतारा न शोभना ॥ १ ॥ "
" यच्च न जन्मनि कार्यं, वर्ज्जनीयं तदाधाने ॥ १ ॥ "

અર્થ—"યાત્રા યુદ્ધ અને વિવાહમાં જન્મતારા શુભ નથી, તેમજ જન્મતારામાં નિષેધેલ કાર્યને આધાનમાં પણ વર્જવું ॥ ૧ ॥

હવે દિશાની શુદ્ધિ કરવા માટે પરિઘ વિગેરેનું સ્વરૂપ કહે છે—

**पुव्वाइसु सग सग,**
**कित्तिआइं दिसि रिक्ख सदिसि हुन्ति सुहा॥**
**घर दिसि मज्झा वायग्गि,**
**परिहरेहा न लांघिज्जा ॥ ७२ ॥**

અર્થ—પૂર્વાદિ દિશામાં કૃત્તિકાદિ સાત સાત નક્ષત્રો છે તે દિશાનાં નક્ષત્રો કહેવાય છે; જે પોતાની દિશામાં પ્રયાણ કરનારને સુખ કરનારા છે, પાસેની દિશામાં પ્રયાણ કરનારને મધ્યમ છે. તથા વાયવ્ય અને અગ્નિ ખુણાની પરિઘ રેખા દોરવી, અને આ રેખાનું ઉલ્લંઘન કરવું નહિં.

વિવેચન—આ દિશા જાણવા માટે એવી રીત છે કે—

૧ ચિત્રા અને સ્વાતિ નક્ષત્રનો મધ્યભાગ; મેષનો સૂર્ય તુલાનો સૂર્ય, કૃત્તિકા નક્ષત્ર અને શ્રવણ નક્ષત્રનાં ઉદય સ્થાનો; તે બરાબર પૂર્વ દિશા છે.

પૂર્વ

૦ શ્રવણ

ચિત્રા ૦ ૦ સ્વાતિ

૦ કૃતિકા

૨ ધ્રુ૦માકડીના આગળના બે તારા સાથે સમાન લીટીમા આવેલ ધ્રુ તારાનુ સ્થાન તે ઉત્તર દિશા છે આ સમાન લીટી ફાગણ શુદિમા સ્પષ્ટ દેખાય છે

૩ એક વર્તૂલ કરી તેના મધ્યમા શ કુ ખોડવો, અને સવાર તથા સાજે પશ્ચિમ તથા પૂર્વમા વર્તૂલની પડધી ઉપર પડતી શ કુ છાયાના સ્થાને બે છાયાબિ દુ કરવા આ છાયાને મધ્યમા ગણી ગ કુને ઘસીને બે વર્તુલ કરવા આવી રીતે શ કુની પાસે ત્રણ વર્તલની મચ્છાકૃતિ થાય છે તે મચ્છાકૃતિના મધ્યમા શ કુને વીંધીને એક સીધી લીટી દોરવી આ લીટીના બન્ને છેડે ઉત્તર અને દક્ષિણ દિશા આવે છે



| | | |
|---|---|---|
| ઇશાન | પૂર્વ | અગ્નિ |
| ઉત્તર | દિકચક્ર | દક્ષિણ |
| વાયવ્ય | પશ્ચિમ | નૈઋત્ય |

પૂર્વ, અગ્નિ, દક્ષિણ, નૈર્ઋત્ય, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર અને ઇશાન; એ આઠ દિશાઓ છે. તેઓમાં પૂર્વ દક્ષિણ વગેરે ચાર દિશાઓ છે, અને અગ્નિ નૈઋત્ય વિગેરે ચાર વિદિશા-ખુણાઓ છે. આ ખુણાઓ હમેશાં દિશાઓનેજ અનુસરે છે. એટલે-ચાર દિશાને આશ્રીને કોઈ કાર્યનો વિધિ-નિષેધ કર્યો હોય, અને વિદિશા માટે કાંઈ સ્વતંત્ર વિધિ-નિષેધ ન કર્યો હોય, તો તે ખુણાઓ પોતાની દિશાને અનુસરે છે. પૂર્વદિશાનું અગ્નિ કોણમાં, દક્ષિણ દિશાનું નૈઋત્ય કોણમાં, પશ્ચિમ દિશાનું વાયવ્યમાં, અને ઉત્તર દિશાનું ઇશાન કોણમાં કાર્ય કરી શકાય છે. પૂર્વા વિગેરે આઠે દિશાના સ્વામીએ અનુક્રમે સૂર્ય, શુક્ર, ભોમ, રાહુ, શનિ, ચંદ્ર, બુધ અનેગુરૂ ગ્રહો છે.

મેષ સિંહ અને ધન રાશિ પૂર્વદિશાની છે, વૃષ કન્યા અને મકર રાશિ દક્ષિણ દિશાની છે, મિથુન તુલા અને કુંભ રાશિ પશ્ચિમ દિશાની છે, તથા કર્ક વૃશ્ચિક અને મીન રાશિ ઉત્તર દિશાની છે. પૂર્વા વિગેરે ચાર દિશાના ભુવનો અનુક્રમે —પહેલું દસમું સાતમું અને ચોથું છે. તથા અગ્નિ વિગેરે ચાર દિશાના ભુવનો અનુક્રમે-બારમું તથા અગીયારમું, નવમું તથા આઠમું, છઠ્ઠું તથા પાંચમું, અને ત્રીજું તથા બીજું છે. એટલે-દિશાના એકેક ભુવન છે, અને વિદિશાના બબ્બે ભુવન છે.

**સ્થાનાંગ સૂત્રની વૃત્તિ**માં કહ્યું છે કે—પૂર્વદિશામાં કૃત્તકા, રોહિણી, મૃગશર, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય અને અશ્લેષા નક્ષત્રનાં દ્વાર છે. દક્ષિણ દિશામાં મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરા ફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ અને વિશાખા નક્ષત્રનાં દ્વાર છે. પશ્ચિમમાં અનુરાધા, જ્યેષ્ટા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, અભિજિત્ અને શ્રવણ નક્ષત્રનાં દ્વાર છે. તથા ઉત્તર દિશામાં ધનિષ્ટા, શતભિષા, પૂર્વા ભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ, રેવતી, અશ્વિ-

ની અને ભરણી નક્ષત્રના દ્વાર છે જે દિશામા નક્ષત્રનુ દ્વાર હોય તે દિશા તે નક્ષત્રની ગણાય છે. અને પાસેની દિશા તે સ્વજન દિશા મનાય છે

આ દિશાઓમા અમુક નક્ષત્ર વાર વિગેરે હોય ત્યારે પરિઘ. દિક્શૂળ વિગેરે હોય છે, જે પ્રયાણમા વર્જ્ય કહેલા છે તેમાથી પરિઘ લાવવાની રીત આ પ્રમાણે છે—કૃત્તિકાદિ સાત સાત નક્ષત્રો અનુક્રમે પૂર્વ વિગેરે ચાર દિશામા સ્થાપવા, અને અગ્નિ ખુણાથી વાયવ્ય ખુણા સુધી લાંબો પરિઘ કરવો અહીં જે નક્ષત્ર જે દિશામા હોય તે નક્ષત્રમા તે દિશામા પ્રયાણ કરવુ શુભકારક છે એટલે—કૃત્તિકાદિ સાત નક્ષત્ર હોય તો પૂર્વમા, મઘા વિગેરે સાત નક્ષત્રો હોય તો દક્ષિણમા, અનુરાધા વિગેરે સાત નક્ષત્રો હોય તો પશ્ચિમમા, અને ધનિષ્ઠા વિગેરે સાત નક્ષત્રો હોય તો ઉત્તરમા પ્રયાણ કરવુ શ્રેષ્ઠ છે. આજ રીતે કૃત્તિકા મઘા અનુરાધા અને ધનિષ્ઠાથી પ્રારભીને સાત સાત નક્ષત્રોમા અનુક્રમે અગ્નિ નૈઋત્ય વાયવ્ય તથા ઇશાન ખુણામા પ્રયાણ કરવુ હિતકારક છે

પ્રયાણમા વાયવ્ય અને અગ્નિખુણાના પરિઘનુ કોઇરીતે ઉલ્લઘન કરવુ નહિં, પણ પરિઘની એક બાજુની ચાર દિશા અને બીજી બાજુની બીજી ચાર દિશા પોતપોતામા ગૃહદિશા કે **સ્વજનદિશા** છે એ સ્વજનદિશામા પ્રયાણ કરવુ મધ્યમ ફળદાયક છે અર્થાત્ ધનિષ્ઠાથી પ્રારભી અશ્લેષા સુધીના ચૌદ નક્ષત્ર હોય ત્યારે ઉત્તર ઇશાન પૂર્વ અને અગ્નિમા, તથા મઘાથી પ્રારભીને શ્રવણ સુધીના ચૌદ નક્ષત્ર હોય ત્યારે દક્ષિણ નૈઋત્ય પશ્ચિમ અને વાયવ્ય દિશામા પ્રયાણ કરવુ

**પૂર્ણભદ્ર** કહે છે કે—સાત સાત નક્ષત્રમા ફરતો સૂર્ય પૂર્વ વિગેરે દિશાને અસ્ત કરે છે, તેથી તે દિશાઓની યાત્રા લક્ષ્મી પ્રાપ્ત કરાવે છે અને અશ્વિની વિગેરે સાત સાત નક્ષત્રો અનુક્રમે રવિ વિગેરે સાત સાત વારની સાથે હોય તો ) ...ની દિશામા પ્રયાણ કરનારને મહાફળની પ્રાપ્તિ

પરિઘના પરિહાર માટે કહ્યું છે કે—શુભ ગ્રહવાળું બળવાન્ યાત્રાલગ્ન હોય તો પરિઘનું પણ ઉલ્લંઘન કરી શકાય છે. અથવા ઉત્સુકતાથી પરિઘનું ઉલ્લંઘન કરવું પડે, પણ નક્ષત્રદિક્શૂળ અને દિકકીલનો અવશ્ય ત્યાગ કરવો.




હવે દિક્શૂળ કહે છે—

**सूलं पुव्विं सणी सोमो, दाहिणाए दिसा गुरू ।**
**पच्छिमाइ रवी सुक्को, उत्तराए कुजो बुहो ॥७३॥**

**અર્થ**—શનિ અને સોમે પૂર્વમાં, ગુરૂવારે દક્ષિણમાં, રવિ અને શુક્રે પશ્ચિમમાં, તથા મંગળ અને બુધવારે ઉત્તરમાં શૂળ હોય છે.

**વિવેચન**—શનિવાર અને સોમવાર હોય તો પૂર્વમાં શૂળ હોય છે, ગુરૂવારને દિવસે દક્ષિણમાં શૂળ હોય છે, રવિવાર અને શુક્રવારે પશ્ચિમમાં શૂળ હોય છે, તથા મંગળવાર અને બુધવારે ઉત્તરમાં શૂળ હોય છે. વારને આશ્રીને જે દિશામાં શૂળ હોય છે તે **દિક્શૂળ** કહેવાય છે, દિક્શૂળનું બીજું નામ **નાગોકાળ** છે. બીજે ઠેકાણે કહ્યું છે કે—

"પૂર્વ સોમ શનિશ્ચર વારે, દક્ષિણ ગુરૂ એકલો નિવારે;
પશ્ચિમ શુક્ર અર્કે રૂંધી, ઉત્તર મંગળ બુધ વિરોધી. ૧

શૂળ જે દિશામા હોય ત્યા પ્રયાણ કરનારને નુકશાની થાય છે, માટે દિક્શૂળની સામે પ્રયાણ કરવુ નહિ દિક્શૂળ ડાબી બાજુ કે પછવાડે હોય તો પ્રયાણમા લાભ મળે છે તે માટે કહ્યુ છે કે—

"દિશાશૂળ લઈ જાય વામે, ગહુ યોગીની પૃઠ,
મન્મુખ હ્યે જો ચદ્રમા, લાવે લક્ષ્મી લુટ ॥ ૧ ॥

એટલે-ડાબી બાજુનો દિશાશૂળ, પછવાડેની યોગિની, અને મન્મુખનો ચદ્ર અખૂટ લક્ષ્મી આપે છે

**નારચ દ્ર**મા કહ્યુ છે કે—

"न गुरौ दक्षिणा गच्छेद्, न पूर्वां शनिसोमयोः ।
शुक्रार्कयोः प्रतीचीन, नोत्तरा बुधभोमयोः ॥ १ ॥

અર્થ—"ગુરૂવારે દક્ષિણ દિશામા જવુ નહિ, શનિ અને સોમે પૂર્વ દિશામા જવુ નહિ, શુક્ર અને રવિવારે પશ્ચિમ દિશામા જવુ નહિ અને બુધ તથા મગળવારે ઉત્તર દિશામા જવુ નહિ" ૧

પ્રયાણમા વિદિક્શૂળ કરતા દિક્શળની શુદ્ધિ અવશ્ય જોવી પડે છે

હવે વિદિક્શૂળ કહે છે —

**ईसाणे अ बुहो मंदो, अग्गीई अ गुरूरवी ।**
**नेरइए ससी सुक्को, भूमो वाए विवज्जए ॥७४॥**

અર્થ—ઇશાનમાં બુધ અને શનિવાર, અગ્નિમાં ગુરૂ અને રવિ, નૈઋત્યમા સોમ તથા શુક્રવાર, અને વાયવ્યમાં ભોમવાર વર્જવો. ॥ ૭૪ ॥

**વિવેચન**—વારને આશ્રીને ખુણામા જે શૂળ હોય છે તે વિદિક્શૂળ કહેવાય છે તે આ પ્રમાણે છે—બુધવાર અને શનિવારે ઇશાનમા વિદિક્શૂળ હોય છે, રવિવાર અને

ગુરૂવારે અગ્નિખુણામાં વિદિક્શૂળ હોય છે, સોમવાર અને શુક્રવારે નૈઋત્ય કોણમાં વિદિક્શૂળ હોય છે, તથા ભોમવારે વાયવ્ય ખુણામાં વિદિક્શૂળ હોય છે.

**ઉદયપ્રભ સૂરિ** શનિવાર માટે કહે છે કે-શનિવારે વાયવ્ય કોણમાં વિદિક્શૂળ હોય છે. પ્રયાણમાં વિદિક્શૂળ કરાવનાર વારને વર્જવો. વિદિક્શૂળની સામે જવું નહિં. અર્થાત્ જે વારે જે ખુણામાં શૂળ હોય તે વારે તે ખુણામાં પ્રયાણ કરવું નહિં.

| | | |
|---|---|---|
| બુધ<br>શનિ | પૂર્વ<br>સો૦ શ૦<br>પાદા૦ જ્યે૦ | રાગ<br>ગુરૂ |
| મં૦ બુ૦<br>ઉ૦ ફાલ્ગુ૦<br>વિ૦ | દિક્<br>વિદિક્<br>શૂળ | ગુરૂ<br>વિ૦ શ્ર૦ મૂ૦<br>પૂ૦ ભા૦ |
| ભોમ | રવિ, શુક્ર<br>રે૦ પુષ્ય મૂળ | સોમ<br>શુક્ર |

વારના શૂળનો પરિહાર કહે છે-

चंदणं दहि मट्टी अ, तिल्लं पिट्ठं नह...
तिल्लं खलं च चंदिज्जा, मूगाई मूनगु...

અર્થ—
ચંદન, દહીં,
નિલક કરવાર

**વિવેચન**—અવશ્ય જરૂરીયાત હોય, અને દિક્શૂળ કે વિદિક્શૂળમા પ્રયાણ કરવુ પડે, તો રવિવારે ચદનનું, સોમવારે દહીનુ, મગળવારે માટીનુ, બુધવારે તેલનુ, ગુરૂવારે લોટનુ, શુક્રવારે તેલનુ, અને શનિવારે ખોળનુ તિલક કરીને પ્રયાણ કરવુ, જેથી શૂળનો દોષ લાગતો નથી **ઉદયપ્રભ સૂરિ** કહે છે કે–રવિ વિગેરે સાતવારમા દિક્શૂળ અને વિદિક્શૂળનો નાશ કરવા માટે અનુક્રમે–ચદન, દહીં, માટી, તેલ, પિષ્ટ(લોટ), ઘી, અને ખોળનુ ચદન કરવુ **નારચદ્ર ટીપ્પણ**મા કહ્યુ છે કે–

" रवि तबोल मयक दप्पण, धाणा चावउ घरणिनदणु ।
गुलराउत्तह दहि गुरुवारइ, गट चावओ सुक्करवारइ ॥
सणिसर वारड वावडिग चावइ, सव्वे कज्ज करि घर आवइ ।"

**અર્થ**—" જો દિક્શૂળની સામે જવુ હોય તો રવિવારે તબોલ ખાવુ, સોમવારે દર્પણ જોવુ, મગળવારે ધાણા ચાવવા, બુધવારે ગોળ ખાવો, ગુરૂવારે દહી પીવુ, શુક્રવારે રાઇ ચાવવી, અને શનિવારે વાવડિગ ચાવવા આ પ્રમાણે કરવાથી દિક્શૂળ સામે પ્રયાણ કરવા છતા સર્વ કાર્ય સિદ્ધ કરી પાછા ઘરે અવાય છે "

આ ઉપરાત શૂળના હોમ પ્રયોગથી પણ દિક્શૂળની શુદ્ધિ થાય છે, એમ સભળાય છે

હવે નક્ષત્રશૂળ કહે છે– ( **मालीनी छद.** )

**उदयदिसि असूलं दो असाढा य जिट्ठा,**
**धणिसवणविसाहा पुव्वभद्दा जमाए ।**
**अह वरुणदिसाए रोहिणी पुस्स मूलं,**
**सुर गिरिदिसि हत्थो फग्गुणी दो विसाहा ॥७६॥**

**અર્થ**—બે આષાઢા તથા જ્યેષ્ઠા નક્ષત્ર હોય

તો પૂર્વમાં, ધનિષ્ઠા શ્રવણ વિશાખા અને પૂર્વાભાદ્રપદ નક્ષત્ર હોય ત્યારે દક્ષિણમાં, રોહિણી પુષ્ય તથા મૂળ નક્ષત્ર હોય ત્યારે પશ્ચિમમાં, અને હસ્ત બે ફાલ્ગુની કે વિશાખા નક્ષત્ર હોય ત્યારે ઉત્તર દિશામાં નક્ષત્રશૂળ હોય છે. ॥ ૭૬ ॥

**વિવેચન**—નક્ષત્રના નિમિત્તથી ચાર દિશામાં જે શૂળ હોય છે તે **નક્ષત્રશૂળ** મનાય છે. તે આ પ્રમાણે–જ્યેષ્ઠા પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા નક્ષત્ર હોય ત્યારે પૂર્વમાં નક્ષત્રશૂળ હોય છે, વિશાખા શ્રવણ ધનિષ્ઠા અને પૂર્વાભાદ્રપદ નક્ષત્ર હોય ત્યારે દક્ષિણ દિશામાં નક્ષત્રશૂળ હોય છે, રોહિણી પુષ્ય અને મૂળ નક્ષત્ર હોય ત્યારે પશ્ચિમ દિશામાં નક્ષત્રશૂળ હોય છે, તથા પૂર્વાફાલ્ગુની ઉત્તરાફાલ્ગુની હસ્ત અને વિશાખા નક્ષત્ર હોય ત્યારે ઉત્તર દિશામાં નક્ષત્રશૂળ હોય છે **ઉદયપ્રભસૂરિજી** પુષ્ય હસ્ત અને વિશાખામાં નક્ષત્રશૂળ હોવાનું માનતા નથી, **પૂર્ણભદ્રાચાર્ય** શ્રવણ, વિશાખા, પુષ્ય, અને હસ્તમાં શૂળ હોવાનું માનતા નથી, જ્યારે **નરચંદ્રસૂરિ** પુષ્ય અને હસ્તમાં પણ નક્ષત્રશૂળ હોય એમ માને છે. જે દિશામાં નક્ષત્રશૂળ હોય તે દિશાનો અવશ્ય ત્યાગ કરવો. **વ્યવહાર પ્રકાશ**માં કહ્યું છે કે—

" त्यजेल्लग्नेऽपि शूलर्क्षं, शूलर्क्षे नास्ति निवृत्तिः । "

**અર્થ**—" શુદ્ધ લગ્ન હોય છતાં નક્ષત્રશૂળ વર્જવું, અને નક્ષત્રશૂળમાં પ્રયાણ કરવાથી પાછું અવાતું નથી. " **ઉદયપ્રભસૂરિ** કહે છે કે–બળવાન્ લગ્ન હોય તો પરિઘનું ઉલ્લંઘન કરવું, પરંતુ નક્ષત્રશૂળનો ત્યાગ કરવો.

**યતિવલ્લભ**માં કહ્યું છે કે—કદાચ ઉતાવળથી પરિઘદંડને ન વર્જી શકાય, પણ **દિક્કીલ**નો અવશ્ય ત્યાગ કરવો. જ્યેષ્ઠા પૂર્વાભાદ્રપદ રોહિણી અને ઉત્તરા ફાલ્ગુનીનું નક્ષત્ર-

**વિવેચન**—અવશ્ય જરૂરીયાત હોય, અને દિક્શૂળ કે વિદિક્શૂળમા પ્રયાણ કરવુ પડે, તો રવિવારે ચદનનું, સોમવારે દહીનુ, મગળવારે માટીનું, બુધવારે તેલનુ, ગુરૂવારે લોટનુ, શુક્રવારે તેલનુ, અને શનિવારે ખોળનુ તિલક કરીને પ્રયાણ કરવુ, જેથી શૂળનો દોષ લાગતો નથી **ઉદયપ્રભ સૂરિ** કહે છે કે-રવિ વિગેરે સાતવારમા દિક્શૂળ અને વિદિક્શૂળનો નાશ કરવા માટે અનુક્રમે-ચદન, દહીં, માટી, તેલ, પિષ્ટ(લોટ), ઘી, અને ખોળનુ ચદન કરવુ **નારચદ્ર ટીપ્પણ**મા કહ્યુ છે કે-

" रवि तबोल मयक दप्पण, धाणा चावउ धरणिनदणु ।
गुलगउत्तह दहि गुरुवारइ, राइ चावओ सुक्रवारइ ॥
सणिसर वारइ वावडिग चावट, सव्वे कज्ज करि घर आवइ ।"

**અર્થ**—" જો દિક્શૂળની સામે જવુ હોય તો રવિવારે તબોલ ખાવુ, સોમવારે દર્પણ જોવુ, મગળવારે ધાણા ચાવવા, બુધવારે ગોળ ખાવો, ગુરૂવારે દહી પીવુ, શુક્રવારે રાઇ ચાવવી, અને શનિવારે વાવડિગ ચાવવા આ પ્રમાણે કરવાથી દિક્શૂળ સામે પ્રયાણ કરવા છતા સર્વ કાર્ય સિદ્ધ કરી પાછા ઘરે અવાય છે "

આ ઉપરાત શૂળના હોમ પ્રયોગથી પણ દિક્શૂળની શુદ્ધિ થાય છે, એમ સભળાય છે

હવે નક્ષત્રશૂળ કહે છે- ( मालीनी छद. )

**उदयदिसि भसूलं दो असाढा य जिट्ठा,**
**धणिसवणविसाहा पुव्वभद्दा जमाए ।**
**अह वरुणदिसाए रोहिणी पुस्स मूलं,**
**सुर गिरिदिसि हत्थो फग्गुणी दो विसाहा ॥७६॥**

**અર્થ**—બે આષાઢા તથા જ્યેષ્ઠા નક્ષત્ર હોય

**તો પૂર્વમાં, ધનિષ્ઠા શ્રવણ વિશાખા અને પૂર્વાભાદ્રપદ નક્ષત્ર હોય ત્યારે દક્ષિણમાં, રોહિણી પુષ્ય તથા મૂળ નક્ષત્ર હોય ત્યારે પશ્ચિમમાં, અને હસ્ત બે ફાલ્ગુની કે વિશાખા નક્ષત્ર હોય ત્યારે ઉત્તર દિશામાં નક્ષત્રશૂળ હોય છે. ।। ૭૬ ।।**

**વિવેચન**—નક્ષત્રના નિમિત્તથી ચાર દિશામાં જે શૂળ હોય છે તે **નક્ષત્રશૂળ** મનાય છે. તે આ પ્રમાણે—જ્યેષ્ઠા પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા નક્ષત્ર હોય ત્યારે પૂર્વમાં નક્ષત્રશૂળ હોય છે, વિશાખા શ્રવણ ધનિષ્ઠા અને પૂર્વાભાદ્રપદ નક્ષત્ર હોય ત્યારે દક્ષિણ દિશામાં નક્ષત્રશૂળ હોય છે, રોહિણી પુષ્ય અને મૂળ નક્ષત્ર હોય ત્યારે પશ્ચિમ દિશામાં નક્ષત્રશૂળ હોય છે, તથા પૂર્વાફાલ્ગુની ઉત્તરાફાલ્ગુની હસ્ત અને વિશાખા નક્ષત્ર હોય ત્યારે ઉત્તર દિશામાં નક્ષત્રશૂળ હોય છે **ઉદયપ્રભસૂરિજી** પુષ્ય હસ્ત અને વિશાખામાં નક્ષત્રશૂળ હોવાનું માનતા નથી, **પૂર્ણભદ્રાચાર્ય** શ્રવણ, વિશાખા, પુષ્ય, અને હસ્તમાં શૂળ હોવાનું માનતા નથી, જ્યારે **નરચંદ્રસૂરિ** પુષ્ય અને હસ્તમાં પણ નક્ષત્રશૂળ હોય એમ માને છે. જે દિશામાં નક્ષત્રશૂળ હોય તે દિશાનો અવશ્ય ત્યાગ કરવો. **વ્યવહાર પ્રકાશ**માં કહ્યું છે કે—

“ त्यजेल्लग्नेऽपि शूलर्क्षं, शूलर्क्षे नास्ति निवृतिः । ”

**અર્થ**—“ શુદ્ધ લગ્ન હોય છતાં નક્ષત્રશૂળ વર્જવું, અને નક્ષત્રશૂળમાં પ્રયાણ કરવાથી પાછું અવાતું નથી. ” **ઉદયપ્રભસૂરિ** કહે છે કે—બળવાન્ લગ્ન હોય તો પરિઘનું ઉલ્લંઘન કરવું, પરંતુ નક્ષત્રશૂળનો ત્યાગ કરવો.

**યતિવલ્લભ**માં કહ્યું છે કે—કદાચ ઉતાવળથી પરિઘદંડને ન વર્જી શકાય, પણ **દિક્કીલ**નો અવશ્ય ત્યાગ કરવો. જ્યેષ્ઠા પૂર્વાભાદ્રપદ રોહિણી અને ઉત્તરા ફાલ્ગુનીનું નક્ષત્ર-

શૂળ પ્રયાણમા અતિદુષ્ટ છે, જેનુ બીજુ નામ **નક્ષત્રકીલ** છે. તે માટે કહ્યુ છે કે–

" ज्येष्ठा भाद्रपदा पूर्वा, रोहिण्युत्तरफाल्गुनी ।
पूर्वादिषु क्रमात् कीला, गतस्य तेषु नाऽऽगतिः ॥१॥ "

અર્થ—" પૂર્વ દક્ષિણ-પશ્ચિમ અને ઉત્તર દિશામાં અનુક્રમે-જ્યેષ્ઠા પૂર્વાભાદ્રપદ રોહિણી અને ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રો ખીલા જેવા છે, જેથી આ નક્ષત્રકીલમા ગમન કરનાર પાછો વળતો નથી ॥ ૧ ॥ " વળી કહ્યુ છે કે—

" उत्तर हत्था दक्खिण चित्ता, पुव्वा रोहिणी सुणरे मित्ता ।
पच्छिम सवणा म कर गमणा, हरिहर बंभ पुरंदर मरणा ॥१॥"

અર્થ—' હે મિત્ર ! સાભળ, ઉત્તર તરફ હસ્ત નક્ષત્રમા, દક્ષિણ તરફ ચિત્રા નક્ષત્રમા, પૂર્વ તરફ રોહિણી નક્ષત્રમા, અને પશ્ચિમ દિશા તરફ શ્રવણ નક્ષત્રમા ગમન કરીશ નહિ, કેમકે–તેમા ગમન કરે તો વિષ્ણુ શકર બ્રહ્મા અને ઇંદ્ર પણ મૃત્યુ પામે 'છે

અન્યસ્થાને કહ્યુ છે કે —

પુષ્ય પુનર્વસુ પશ્ચિમ ચાલઇ, સર્પ મુખી સો અ ગુલી ઘાલઇ;
ઉત્તર હસ્તવત્ રેવઇ જાવઈ, તે નર નિશ્ચે વલી ન આવઇ ૧
અશ્લેષા મઘ પૂર્વ જ પઇ, જાઈ **લચ્છી** મરસી સ પઇ,
અશ્વિની ભરણી દક્ષિણ ઓછ તો, હક્કારઇ **જમ** મારગજ તો ૨

હવે વત્સવાર કહે છે—

**मीणाइ तिसंकंती, पच्छिमाइसु उग्गइ ।**
**वच्छो गमे पवेसे वि, न सुहो पिट्ठिसंमुहो ॥७७॥**

અર્થ—વત્સ મીન વિગેરે ત્રણ સક્રાંતિમાં પશ્ચિમ વિગેરે દિશામાં ઉગે છે, તે પ્રયાણમાં કે પ્રવેશમાં સન્મુખ કે પછવાડે હોય તો શુભ નથી. ॥૭૭॥

**વિવેચન**—વત્સ એ આકાશમાં ભ્રમણ કરતો એક આકૃતિવિશેષ છે, તે જુદી જુદી દિશામાં ઉદય પામે છે. તેના ઉદય માટે એવો નિયમ છે કે—જ્યારે મીન મેષ અને વૃષ સંક્રાંતિનો સૂર્ય હોય ત્યારે વત્સ પશ્ચિમ દિશામાં ઉગે છે, મિથુન કર્ક અને સિંહનો સૂર્ય હોય ત્યારે વત્સ ઉત્તરમાં ઉદય પામે છે, કન્યા તુલા અને વૃશ્ચિક રાશિનો સૂર્ય હોય ત્યારે વત્સ પૂર્વમાં હોય છે, તથા ધન મકર અને કુંભનો સૂર્ય હોય ત્યારે વત્સ દક્ષિણ દિશામાં ઉદય પામે છે. આ વત્સ પ્રયાણમાં કે પ્રવેશમાં સન્મુખ કે પછવાડે હોય તો શુભ નથી. **ઉદયપ્રભસૂરિ** કહે છે કે—

“ सम्मुखोऽयं हरेदायुः, पृष्ठे स्याद् धननाशकः ।
वामदक्षिणयोः किन्तु, वत्सो वाञ्छितदायकः ॥ १ ॥”

**અર્થ**—“ આ વત્સ સન્મુખ રહ્યો થકો આયુષ્ય હરે છે, પાછળ રહ્યો થકો ધનનો નાશ કરે છે, પરંતુ ડાબો અને જમણો રહ્યો થકો વાંછિત પૂરે છે ॥ ૧ ॥”

શિલ્પ ગ્રંથોમાં વત્સ સન્મુખ હોય ત્યારે વાસ્તુ દ્વાર અને પ્રવેશનો નિષેધ કર્યો છે. તેથી વત્સની અવશ્ય સન્મુખતા વર્જવા માટે કહ્યું છે કે—વત્સવાળી દિશાના સરખા સાત ભાગ કરવા; તે સાતે ભાગોમાં વત્સ અનુક્રમે પાંચ, દસ, પંદર, ત્રીશ, પંદર, દસ, અને પાંચ દિવસ રહે છે. તેમાંથી મધ્યના ચોથા ભાગના ત્રીશ દિવસોમાં વત્સ હોય ત્યારે તેની સન્મુખતાએ બાર મૂકવું નહિં, પણ પાસેના પાંચમા ત્રીજા છઠ્ઠા બીજા સાતમા અને પહેલા ભાગમાં વત્સ હોય, અને ચંદ્ર, વાર, નક્ષત્ર તથા તિથિનું બળ હોય ત્યારે ઘરનું બાર મૂકવામાં હરકત નથી. અર્થાત્—મધ્યની રાશિમાં વત્સ ઉદય પામે ત્યારે તેની સન્મુખતા વર્જવી.

**લલ્લ** તો કહે છે કે—એક નગરમાં કાર્યોમાં દુકાળમાં, રાષ્ટ્રના વિપ્લવમાં વિવાહમાં અને તીર્થયાત્રામાં વત્સ તથા શુક્રનો વિચાર કરવો નહિં.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ઈ૦ | ૫ | ૧૦ | ૧૫ | ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | અ૦ |
| ૫ | કન્યા | | | તુલા | વૃશ્ચિક | | | ૫ |
| ૧૦ | સિંહ | | | પૂર્વ | | | ધન | ૧૦ |
| ૧૫ | | | | | | | | ૧૫ |
| ૩૦ | કર્ક | | | વામ ચક્ર. | | | મકર | ૩૦ |
| ૧૫ | મિથુન | | | | | | કુંભ | ૧૫ |
| ૧૦ | | | | | | | | ૧૦ |
| ૫ | વૃષ | | | મેષ | મીન | | | ૫ |
| વા૦ | ૫ | ૧૦ | ૧૫ | ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | નૈ૦ |

મ ક્રાતિને આશ્રીને દરેક **ગ્રહોનો** જુદી જુદી દિશામા વામ હોય છે **સૂર્ય**—મીન, મેષ, વૃષનો પૂર્વમા, મિથુન, કર્ક અને સિંહનો દક્ષિણમા, કન્યા, તુલા અને વૃશ્ચિકનો પશ્ચિમમા, તથા ધન, મકર અને કુભનો ઉત્તરમા હોય છે **સોમ** મ ગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ ગ્રહો—સિંહ, કન્યા અને તુલા સ ક્રાન્તિના હોય ત્યારે પૂર્વમા, વૃશ્ચિક, ધન અને મકર સ ક્રાન્તિ હોય ત્યારે દક્ષિણમા, કુભ, મીન અને મેષ સ ક્રાન્તિના હોય ત્યારે પશ્ચિમમા, તથા વૃષભ, મિથુન અને કર્ક સ ક્રાન્તિના હોય ત્યારે ઉત્તરમા છે **રાહુ**—ધન, મકર અને કુભનો હોય તો પૂર્વમા, મીન, મેષ અને વૃષનો હોય તો દક્ષિણમા, મિથુન, કર્ક અને સિહનો હોય તો પશ્ચિમમા, તથા કન્યા, તુલા અને વૃશ્ચિકનો હોય તો ઉત્તરમા વમે છે **વત્સ** માટેનુ ઉપર કહેવાઈ ગયુ છે **શિવ** માટે આગલ ગાથા ૮૧ મા કહેવાશે ગ્રહોના ભ્રમણ માટે **નારચદ્રમા** કહ્યુ છે

કે-સર્વ ગ્રહો ઉદયથી પ્રારંભીને અનુક્રમે આઠ પ્રહરમાં આઠે દિશાને સ્પર્શે છે.

હવે યોગિની કહે છે—

**इगनवगाइकमा तिहि,**
**पुव्वुत्तरअग्गिनेरदाहिणए ।**
**पच्छिम वाइ साणे,**
**जोइणि सा वामपिट्ठिसुहा ॥ ७८ ॥**
**दिणदिसि धुरि चउघडिया,**
**परओ पुव्वुत्तदिसिहि कमसो ।**
**तक्कालजोइणी सा,**
**वज्जेयव्वा पयत्तेणं ॥ ७९ ॥**

અર્થ—એકમ અને નોમથી પ્રારંભી આઠ તિથિમાં અનુક્રમે-પૂર્વ, ઉત્તર, અગ્નિ, નૈઋર્ત્ય, દક્ષિણ, પશ્ચિમ, વાયવ્ય અને ઇશાનમાં જોગણી હોય છે. તે પ્રયાણમાં ડાબી બાજુ હોય તો શુભ છે ॥ ૭૮ ॥ તિથિની દિશામાં પહેલી ચાર ઘડી તત્કાળ યોગિની હોય છે, અને પછી તે પૂર્વોક્ત યોગિનીની દિશામાં ચાર ચાર ઘડી ફરે છે, તેનો પણ પ્રયત્નથી ત્યાગ કરવો. ॥ ૭૯ ॥

**વિવેચન**—દિશાઓ આઠ છે અને તિથિઓ પંદર છે; એટલે એક એક દિશામાં બબ્બે તિથિની આવૃત્તિ થાય છે. માત્ર અહિં એક તિથિ ઘટે છે. માટે શુકલ પક્ષમાં ઇશાનમાં અને કૃષ્ણપક્ષમાં વાયવ્ય તિથિની બીજી આવૃત્તિ ન ગણવાથી બરાબર મેળ મળી રહે છે. આ રીતે યોગિની પંદર તિથિમાં વારાફરતી જુદી જુદી દિશામાં વાસ કરે છે.

આ રીતે યોગિની એક તિથિએ એક દિશામા, એમ એ-કમથી પ્રારભીને આઠમ સુધી તથા નોમથી પ્રારભીને પૂર્ણિમા સુધી પૂર્વ વિગેરે આઠ દિશામા વાસ કરે છે તેનો નિવાસક્રમ આ પ્રમાણે છે—એકમ અને નોમે પૂર્વમા, બીજ અને દશમે ઉત્તરમા ત્રીજ અને અગીયારશે અગ્નિમા, ચોથ અને બારશે નૈર્ઋત્યમા પાચમ અને તેરશે દક્ષિણમા છઠ્ઠ અને ચૌદશે પશ્ચિમમા, સાતમ અને પુનમે વાયવ્યમા, તથા આઠમ અને અમાસે ઇશાનમા યોગિની હોય છે તે પ્રયાણમા ડાબી બાજુ રહે તો શુભ છે કેટલાક આચાર્યો બીજી રીતે છ દિશામા યોગિની હોવાનુ સૂચવે છે આ યોગિની સન્મુખ કે જમણી બાજુ હોય તો અશુભ છે અને ડાબી બાજુ કે પછવાડે હોય તો જય આપનાર છે કહ્યુ છે કે—

" योगिनी सुखदा वामे, पृष्टे वाञ्छितदायिनी,
दक्षिणे धनहन्त्रीच, संमुखे मरणप्रदा ॥ १ ॥"

**અર્થ**—"યોગિની ડાબી બાજુ હોય તો સુખ આપે છે પાછળ હોય તો વાછિત પૂરે છે, જમણી બાજુ હોય તો ધન હરે છે, અને સામે હોય તો મૃત્યુ પમાડે છે ॥ ૧ ॥" વ્યવહાર-પ્રકાશ મા તો માત્ર સન્મુખ રહેલી યોગિનીજ દુષ્ટ માનેલ છે **મુહૂર્તચિંતામણિની ટીકા (સ્વરોદય)**મા કહ્યુ છે કે—

" दक्षे पृष्टे योगिनी राहुयुक्ता, गच्छेद् युद्धे शत्रुलक्ष निहन्ति ।"

**અર્થ**—" જમણી અથવા પાછળ રાહુ સાથે યોગિની રહી હોય, અને યુદ્ધમા જાય તો લાખો શત્રુને હણે છે " યોગિનીનો અવશ્ય ત્યાગ કરવો, તેમ **તત્કાળ યોગિની** પણ વર્જ્ય છે યોગિની હમેશા પોતાના નિવાસની દિશાથી પ્રારભીને આઠે દિશામા ભમે છે, તે તત્કાળ યોગિની કહેવાય છે તેના ભ્રમણ માટે સૂરિ મહારાજ કહે છે કે—

યોગિની જે તિથિએ જે દિશામા હોય છે તે તિથિએ તે દિશામા ચાર ઘડી રહે છે ત્યાર પછી પોતાનાથી પછીની

તિથિની દિશામાં, એટલે-પૂર્વે કહેલ અનુક્રમે પૂર્વ, ઉત્તર, અગ્નિ, નૈઋત્ય, દક્ષિણ, પશ્ચિમ, વાયવ્ય અને ઇશાનમાં વારા ફરતી ચાર ચાર ઘડી ફરે છે. આ તત્કાળ યોગિનીનો ત્યાગ કરવો. **નારચંદ્ર**માં તો કહ્યું છે કે--જો અવશ્ય પ્રયાણ કરવું હોય તો યોગિનીની દૃષ્ટિવાળી દિશા વર્જવી. તે દૃષ્ટિ આ પ્રમાણે છે--

" उड्ढं पनरस घडिआ, दसवामे दाहिणे अ दस पासे ।
अहे दस संमुह पनरस, जोइणीदिट्ठिओ वज्जिज्जा ॥ १ ॥ "

" યોગિનીની દૃષ્ટિ ઉંચે પંદર ઘડી, ડાબી બાજુ દશ ઘડી, જમણે પડખે દશ ઘડી, નીચે દશ ઘડી. અને સન્મુખ ભાગમાં પંદર ઘડી હોય છે. આ દૃષ્ટિઓનો પ્રમાણમાં ત્યાગ કરવો ॥ ૧ ॥ "

રાહુ વિચાર—

**उदयत्थमणा चउ चउ,**
**घडियाइं राहु पुव्वदिसि तत्तो ।**
**सिद्धीए दिसि छट्ठिं,**
**गयो सुहो पुट्ठिदाहिणयो ॥ ८० ॥**

અર્થ--રાહુ દરરોજ સૂર્યના ઉદય સમયે અને અસ્તકાળે ચાર ઘડી સુધી પૂર્વ દિશામાં હોય છે, ત્યાર પછી સિદ્ધિને માટે છઠ્ઠી છઠ્ઠી દિશામાં જાય છે, જે પછવાડે તથા જમણી બાજુ હોય તો શુભ છે.

**વિવેચન**—રાહુ હમેશાં દિવસે અને રાત્રે ચાર ચાર ઘડી સુધી એકેક દિશામાં રહે છે. તે પ્રથમ સવારે સૂર્યોદય પછી ચાર ઘડી સુધી પૂર્વ દિશામાં રહે છે, અને ત્યાર પછી અનુક્રમે છઠ્ઠી છઠ્ઠી દિશામાં; એટલે—વાયવ્ય, દક્ષિણ, ઇશાન, પશ્ચિમ, અગ્નિ, ઉત્તર અને નૈઋત્યમાં ચાર ચાર ઘડી રહે છે.

આજ રીતે સૂર્ય અસ્ત થયા પછી રાત્રિની શરૂઆતથીજ વળી પૂર્વ વિગેરે છઠ્ઠી છઠ્ઠી દિશામા ચાર ચાર ઘડી હોય છે અહીં કહેલ ચાર ઘડીથી દિનમાન અને રાત્રિમાનનો **આઠમો ભાગ** યાને એકેક અર્ધપ્રહર લેવાનો છે

દિન–રાત્રિનો રાહુચાર દેખાડવા માટે **નારચંદ્ર**મા આ પ્રમાણે બીજી રીત છે

" अष्टासु प्रथमाद्येषु, प्रहरार्धेष्वहर्निशम् ।
पूर्वस्या वामतो राहु–स्तुर्या तुर्यां व्रजेद दिशम् ॥१॥ "

**અર્થ**—રાહુ હમેશા પહેલાથી પ્રારંભીને આઠે પ્રહરોમા અનુક્રમે–પૂર્વદિશાથી ડાબી બાજુની ચોથી ચોથી દિશામા જાય છે ॥૧॥ " બીજા ગ્રન્થોમા યામાર્ધ રાહુ, કાળરાહુ, ખંડરાહુ, વારરાહુ, અને માસરાહુ એમ રાહુના અનેક ભેદો દર્શાવ્યા છે

**જ્યોતિષ હીર**મા કહ્યુ છે કે–રવિ વિગેરે સાતે વારોમા અનુક્રમે નૈર્ઋત્ય, ઉત્તર, અગ્નિ, પશ્ચિમ, ઇશાન, દક્ષિણ અને પૂર્વ દિશામા રાહુ હોય છે, અને ગુરૂવારે વાયવ્ય કોણમા પણ રાહુ હોય છે આ **વારરાહુ** જમણી બાજુ કે પાછળ રાખવો તે શુભ છે **શિલ્પ દીપક**મા કહ્યુ છે કે—શનિવારે વાયવ્યમા રાહુ હોય છે, જ્યારે પૂર્વરાહુ હોતો નથી રાહુના સ્થાન અને ભ્રમણદિશા પ્રથમ કહેવાઇ ગયા છે, તે માસરાહુ કહેવાય છે

પ્રયાણકાળે રાહુ જમણી બાજુ તથા પછવાડે હોય તો શુભ છે * આરંભસિદ્ધિ અને **મુહુર્ત ચિંતામણિ**મા પણ જમણો અને પાછળનો રાહુ શુભ કહ્યો છે **નારચંદ્ર**મા કહ્યુ છે કે–" **जयाय दक्षिणो राहु** —જમણી તરફનો રાહુ જયને માટે થાય છે "

---

* असमुखवामो આ આરંભસિદ્ધિના મૂળનો અર્થ ભાષાંતરકારે અસંમુખ અને વામ એવો અર્થ કરેલ છે, પરંતુ અનો બન્ને શબ્દમા નિષેધવાચક અર્થ જોડવાથી અસંમુખ અને અવામ એવો અર્થ થાય છે, લેખક

બીજે ઠેકાણે કહ્યું છે કે-રવિ વત્સ અને રાહુ સન્મુખ હોય તો આયુષ્યને હરે છે, અને બીજા ધનને પુષ્ટ કરે છે. જ્યોતિષ હીરમાં કહ્યું છે કે—

" संमुहराहो गमणं, न कीरइ विग्गह होइ पिसुणायं ।
गिहबार पमुहायं, वज्जे किरइ ता असुहायं ॥१॥ "

અર્થ—" સન્મુખ રાહુ હોય તો ગમન કરવું નહિં, અને ગમન કરાય તો લુચ્ચા સાથે કજીયો થાય છે. તેમજ ઘરનું બાર પ્રમુખ વર્જવા, કેમકે તે પણ અશુભ છે ॥૧॥ "

| | | |
|---|---|---|
| ચો૦ ૪<br>ગુરૂવાર | ચો૦ ૧<br>શનિવાર<br>ધન, મકર, કુંભ | ચો૦ ૬<br>મંગળવાર |
| ચો૦ ૭<br>સોમવાર<br>કન્યા, તુલા, વૃષ | પૂર્વ<br>રાહુ ચાર સ્થાપના | ચો૦ ૩<br>શુક્રવાર<br>મીન, મેષ, વૃષ |
| ચો૦ ૨<br>ગુરૂવાર | ચો૦ ૫<br>બુધવાર<br>મિથુન, કર્ક, સિંહ | ચો૦ ૮<br>રવિવાર |

હવે શિવચાર કહે છે-

चितुत्तरिगदुमासा,
दिसि विदिसि विसिट्ठि सिवु तओ उदया।
सिट्ठि अढाई पणि घडि,
दिसि विदिसिं पुट्ठिमुट्ठि सुहो ॥ ८१ ॥

અર્થ—શિવ, ચૈત્રમાસ અને ઉત્તર દિશાથી

પ્રાર બીને અનુક્રમે એકેક અને બબ્બે માસ ઉત્ક્રમે દિશા અને વિદિશામાં હોય છે; અને ઉદય પછી અનુક્રમે અઢી અઢી અને પાંચ પાંચ ઘડી અનુક્રમે દિશા અને વિદિશામાં ફરે છે. તે પાછળ અને જમણો હોય તો શુભ છે ॥ ૮૧ ॥

વિવેચન—શિવની ગતિ સૃષ્ટિક્રમથી અવળી છે તે ચૈત્ર માસમા ઉત્તર દિશામા હોય છે, અને પછી દિશામા એકેક માસ અને વિદિશામા બબ્બે માસ એમ ઉત્ક્રમે આઠે દિશામા વસે છે આ રીતે શિવ ચૈત્રમા ઉત્તરમા, વૈશાખ અને જેઠમા વાયવ્યમા, અષાડમા પશ્ચિમમા, શ્રાવણ અને ભાદરવામા નૈર્ઋત્યમા, આસોમા દક્ષિણમા, કાર્તિક અને માગશરમા અગ્નિમા, પોષમા પૂર્વમા, તથા મહા અને ફાગણ માસમા ઇશાન દિશામા વસે છે વળી આ શિવ હમેશા પોતાના વાસની દિશાથી અનુક્રમે દરેક દિશામા અઢી અઢી ઘડી અને વિદિશામા પાચ પાચ ઘડી ફરે છે અર્થાત્—ચૈત્રનો શિવ હોય તો ઉત્તરમા ૨ાા ઘડી, ઇશાનમા ૫ ઘડી, પૂર્વમા ૨ાા ઘડી, અગ્નિમા ૫ ઘડી, દક્ષિણમા ૨ાા ઘડી, નૈર્ઋત્યમા ૫ ઘડી, પશ્ચિમમા ૨ાા ઘડી અને વાયવ્ય કોણમા ૫ ઘડી રહે છે

બીજે સ્થાને મેષાદિ સક્રાન્તિમા ઉત્તરાદિ દિશામા શિવનિવાસ કહેલ છે, પણ સ્થૂલ રીતે આ બન્ને માન્યતા સરખી છે માત્ર સૂક્ષ્મ રીતિમા જેમ સૂર્યના ત્રિશાશો ભોગવાય છે અને ઉદય લગ્નમા અમુક પળોનો ફેરફાર થાય છે, તેમ શિવના ત્રિશાશો ભોગવાતા દિશાના નિવાસમા હમેશા પાચ પળોનો ફેરફાર પડે છે. એટલે ઉત્તરનો શિવ થતા પહેલે દિવસે પાચ પળ, બીજે દિવસે દસ પળ, ત્રીજે દિવસે ૧૫ર પળ, એમ ઉત્તર દિશાના નિવાસમા પાચ પાચ પળની વૃદ્ધિ થાય છે આખરે ત્રીશમે દિવસે દોઢસો પળ પર્યંત ઉત્તરમા નિવાસ કરે છે આ પાચ પાચ પળનો તફાવત આઠે દિશાના ભ્રમણમા રહ્યા કરે છે આવી રીતે કહેલ શિવભોગ

સૂક્ષ્મ પ્રમાણવાળો મનાય છે, અને આ સૂક્ષ્મ શિવભોગમાં કરેલ કાર્ય સિદ્ધ થાય છે.

આ નિત્ય ભ્રમણ કરતો શિવ પ્રયાણમાં પછવાડે કે જમણી બાજુ હોય તો શુભ છે. અન્ય સ્થાને તો કહ્યું છે કે-દક્ષિણમાં અને પાછળ રહેલો શિવ ચંદ્ર તારા અને ચંદ્રની અવસ્થા વિગેરેની પ્રતિકૂળતાનો નાશ કરે છે; વિવાદ, યુદ્ધ, ઝગડો, જુગાર તથા પ્રવાસમાં જય આપે છે; અને અશુભ સ્વરોદય, અપશકુન, ભદ્રા, કુગ્રહોનુંબળ, યોગિની અને દોષિત થયેલી દિશાઓ વિગેરેના દોષને હણી નાખે છે.

| | | |
|---|---|---|
| મહા ફાગણ ઘ૦ ૫ | પૂર્વ પોષ ઘડી ૨॥ | કાર્તિક માગશર ઘ૦ ૫ |
| ચૈત્ર ઘ૦ ૨॥ | શિવચક્ર | આસો ઘ૦ ૨॥ |
| વૈશાક જેઠ ઘ૦ ૫ | અસાડ ઘ૦ ૨॥ | શ્રાવણ ભાદરવો ઘ૦ ૫ |

હવે રવિચાર કહે છે—

**रवि रत्तिअंतपहराओ,**
**पुव्वाइसु दुन्नि दुन्नि पहर कमा ।**
**दाहिणपुट्ठि विहारे,**
**वामो पुट्ठि पवेसि सुहो ॥ ८२ ॥**

**અર્થ—રવિ રાત્રિના છેલ્લા પ્રહરથી બબ્બે પ્રહર પૂર્વ વિગેરે ચાર દિશામાં રહે છે. તે વિહારમાં જમણો અથવા પાછળ, અને પ્રવેશમાં ડાબો અથવા પાછળ હોય તો શુભ છે ॥ ૮૨ ॥**

**વિવેચન-સૂર્ય** રાત્રિના છેલ્લા પ્રહરે અને દિવસના પહેલા પ્રહરે પૂર્વ દિશામાં ફરે છે, દિવસના બીજા પ્રહરે અને ત્રીજા પ્રહરે દક્ષિણ દિશામાં ભમે છે, દિવસના ચોથા પ્રહરે

અને રાત્રિના પહેલા પ્રહરે પશ્ચિમ દિશામા ચાલે છે, તથા રાત્રિના બીજા અને ત્રીજા પ્રહરે ઉત્તર દિશામા ફરે છે આ રીતે હમેશા આઠ પહોરમા ચારે દિશાનુ ભ્રમણ કરી લ્યે છે અન્ય સ્થાને તો મીન મિથુન કન્યા અને ધનથી ત્રણ ત્રણ રાશિનો સૂર્ય અનુક્રમે પૂર્વ દક્ષિણ પશ્ચિમ અને ઉત્તરમા વસે છે, અને આઠે દિશાનો સ્પર્શ કરે છે, એમ કહ્યુ છે

આ રવિ જમણો અથવા પાછળ રહ્યો હોય તો વિહારમા શુભ છે, તથા ડાબો અથવા પાછળ રહ્યો હોય તો પ્રવેશમા શુભ છે લલ્લ જમણા સૂર્ય માટે કહે છે કે—

" न तस्याऽङ्गारको विष्टि–र्न शनैश्चरज भयम् ।
व्यतिपातो न दुष्येच्च, यस्याऽर्को दक्षिण स्थित ॥१॥"

અર્થ—"જેને પ્રવાસમા જમણો સૂર્ય હોય તેને મગળ, વિષ્ટિ અને શનિનો ભય નડતો નથી, વ્યતિપાત પણ દુષ્ટ રહેતો નથી ॥૧॥"

**અયન વિભાગમા** તો સૂર્ય મકર વિગેરે છ રાશિમા હોય તો ઉત્તરમા તથા પૂર્વમા, અને કર્ક વિગેરે છ રાશિમા હોય તો દક્ષિણ તથા પશ્ચિમ દિશામા દિવસનુ પ્રયાણ શુભ કહેલ છે



હવે ચંદ્રચાર કહે છે—

**उदयवसा अहवा दिसि-**
**दारभवसओ हवे ससीउदओ ।**
**सो अभिमुहो पहाणो,**
**गमणे अमिआइं वरसंतो ॥ ८३ ॥**

**અર્થ—ઉદયના વશથી, અથવા દિશાના વશથી, અથવા દ્વાર નક્ષત્રના વશથી ચંદ્રનો ઉદય કહેવાય છે. તે અમૃતને વરસાવતો ચંદ્ર પ્રયાણમાં સન્મુખ હોય તો પ્રધાન છે. ॥ ૮૩ ॥**

**વિવેચન**—ચંદ્રનો ઉદય ત્રણ પ્રકારે થાય છે; ૧ પૂર્વ દિશામાં ઉગવું, ૨ દિશામાં વાસ કરવો–ભમવું. તથા ૩ પૂર્વાદિ દ્વારવાળા નક્ષત્રો સાથે રહેવું. (આ ત્રણે પ્રકારે ઉદય પામેલો ચંદ્ર ચારે દિશામાં ભમે છે,) આ ત્રણ ઉદયથી સૂરિ મહારાજ એમ જણાવે છે કે—

૧ અસ્ત થયા પછી ઉદય પામતો ચંદ્ર સન્મુખ આવે તો તે **ઉદય સન્મુખ ચંદ્ર** કહેવાય છે.

૨ સિંહાદિ ત્રણ ત્રણ સંક્રાન્તિવડે ચારે દિશામાં ઉદય પામતો ચંદ્ર, તથા ચારે કે આઠે દિશાને સ્પર્શ કરતો ચંદ્ર, સન્મુખ આવે તો તે **દિશાના વશથી સન્મુખ ચંદ્ર** કહેવાય છે.

૩ ચંદ્રથી ભોગવાતું નક્ષત્ર જે દિશાના દ્વારવાળું હોય તે દિશામાં **દ્વાર નક્ષત્રના વશથી ચંદ્રનો** ઉદય મનાય છે.

તેમજ સવા બબ્બે નક્ષત્ર પ્રમાણથી થતી રાશિમાં રહેલ ચંદ્ર નક્ષત્રના વશથી પૂર્વાદિ દિશામાં મનાય છે.

તે માટે કહ્યું છે કે—

ઉદય મનાય છે આ ત્રણ રીતિએ ઉદય પામેલો શુક્ર સન્મુખ આવે છે, પણ તેમા પૂર્વ તથા પશ્ચિમમા ઉદય પામેલો શુક્ર સન્મુખ હોય તો પ્રયાણમા અશુભ છે

કેટલાક મતમા એક પણ સન્મુખ શુક્રને અશુભ કહ્યો નથી, જ્યારે કેટલાએક મતમા ત્રણે પ્રકારનો શુક્ર વર્જેલ છે **ઉદયપ્રભસૂરિ** કહે છે કે--યાત્રામા ત્રણે પ્રકારનો સન્મુખ શુક્ર ત્યાજ્ય છે સન્મુખ શુક્રના ફળ માટે **નારચન્દ્ર**મા કહ્યુ છે કે-

" अग्रतो लोचन हन्ति, दक्षिणो ह्यशुभप्रदः ।
पृष्ठतो वामतश्चैव, शुक्रः सर्वसुखावह ॥ १ ॥

**અર્થ**--" શુક્ર સન્મુખ હોય તો નેત્રનો નાશ કરે છે, જમણો હોય તો નુકશાની કરે છે, અને ડાબો તથા પાછળનો સર્વ સુખ આપે છે, ॥૧॥ " એક **જીર્ણપત્ર**મા કહ્યુ છે કે--

" गर्भिणी च सबाला च, नववधूर्नृप एव च ।
पदमेक न गच्छन्ति, शुक्रे सन्मुख–दक्षिणे ॥ १ ॥
गर्भिणी स्रवते गर्भ, सबाला म्रियते ध्रुवम् ।
नववधूर्भवेद् वन्ध्या, नृप शीघ्र विनश्यति ॥ २ ॥ "

**અર્થ**--" સન્મુખ અને જમણો શુક્ર હોય તો ગર્ભિણી સ્ત્રી, પુત્રવતી સ્ત્રી, નવ પરિણીત વધુ, અને રાજા એક પણ ડગલુ જતા નથી ॥ ૧ ॥ કદાચ પ્રયાણ કરે તો ગર્ભિણીનો ગર્ભ પડે છે, પુત્રવતી મૃત્યુ પામે છે, નવીન પરણેલી સ્ત્રી વાઝણી થાય છે, અને રાજા જલદી નાશ પામે છે ॥ ૨ ॥ "

સન્મુખ શુક્રનો અપવાદ આ પ્રમાણે છે--

" एकग्रामे पुरे वासे, दुर्भिक्षे राजविद्रवे ।
विवाहे तीर्थयात्राया, प्रतिशुक्र न विद्यते ॥ १ ॥ "

**અર્થ**--" એક ગામમા, નગરમા, દુકાળમા, રાજાના ઉપદ્રવમા, વિવાહમા અને તીર્થયાત્રામા શુક્રનો નિષેધ નથી ॥ ૧ ॥ "

" स्रड बोले नहीं दोसं, गामं इग पुर इगेहि वासवसे ।
विवाहे कंतारे विदुर निव देवजाइहिं ॥ १ ॥ "

**અર્થ**—" ૧ એક ગામ, પુર કે પોતાનાં ઘરમાં નિવાસ ૨ વિવાહ, ૩ વન ૪ ભય, ૫ રાજાનું કાર્ય, અને ૬ દેવયાત્રા; એ છ બોલમાં શુક્રદોષ નથી ॥ ૧ ॥" **લલ્લ** કહે છે કે—

" स्वभवन-पुरप्रवेशे, देशानां विभ्रमे तथोद्वाहे ।
नववध्वागमे च, प्रतिशुक्रविचारणा नास्ति ॥ १ ॥"

**અર્થ**-" પોતાનું ઘર અને પોતાના નગરના પ્રવેશમાં, દેશના ઉપદ્રવમાં, વિવાહમાં, અને **નવીન વધૂ**ના આગમનમાં સન્મુખ શુક્રનો વિચાર કરવાનો નથી. ॥ ૧ ॥" **ત્રિવિક્રમ** કહે છે કે—

" यात्रासु च नवोढस्त्री-वर्जं संमुखदक्षिणौ ।"

**અર્થ**—" નવીન વિવાહિત સ્ત્રીને છોડીને બીજાએ ગૃહ પ્રવેશમાં તથા યાત્રામાં સન્મુખ કે જમણા શુક્ર અને બુધને ત્યજવા.

" पौष्णाश्विनीं पादमेकं, यदा वहति चन्द्रमाः ।
तदा शुक्रो भवेदन्धः, संमुखं गमनं शुभम् ॥ १ ॥ "

**અર્થ**—" જ્યારે ચંદ્રમા રેવતી નક્ષત્રથી અશ્વિની નક્ષત્રના પહેલા પાદ સુધી હોય છે ત્યારે શુક્ર **અંધ** થાય છે, માટે તે વખતે સન્મુખ શુક્ર હોય છતાં ગમન કરવું શુભ છે ॥ ૧ ॥ " **ઉદયપ્રભ સૂરિ** તો મંગળ અને બુધની પણ સન્મુખતા અશુભ માને છે.

તેઓશ્રી કહે છે કે—ત્રણે પ્રકારના પ્રતિકૂળ શુક્રથી પ્રતિકૂળ મંગળ વધારે કષ્ટકારક છે, અને ત્રણે પ્રકારનો પ્રતિકૂળ બુધ તેથી પણ અધિક કષ્ટકારક છે. અન્ય સ્થાને ( એક જીર્ણ પત્રમાં ) કહ્યું છે કે—

" प्रतिशुक्र प्रतिबुध, प्रत्यङ्गारकमेव च ।
अपि शुक्रसमो राजा, हृतसैन्यो निवर्तते ॥ १ । "

અર્થ---" પ્રતિકૂળ શુક્ર, પ્રતિકૂળ બુધ અને પ્રતિકૂળ મંગળ હોય તો શુક્ર જેવો રાજા પણ પોતાનુ સૈન્ય હણાવાથી પાછો ફરે છે ॥ ૧ ॥" દૈવજ્ઞ વલ્લભમા કહ્યુ છે કે--પ્રતિકૂળ શુક્રમા પ્રયાણ કરવુ, પણ પ્રતિકૂળ બુધમા પ્રયાણ કરવુ જ નહિ

અયન વિભાગમા તો--શુક્ર ધનિષ્ઠાદિ નક્ષત્રમા હોય ત્યારે દક્ષિણ તથા પશ્ચિમમા, અને મઘા વિગેરે નક્ષત્રોમા હોય ત્યારે ઉત્તરમા તથા પૂર્વમા પ્રયાણ શુભ કહેલ છે

હવે પાશ તથા કાળ કહે છે --

" सियपडिवयाउ पुव्वा---
इसु पासु दसादिसिहिं कालु तयभिमुहो।
कुज्जा विहारि वामो,
पासो कालो उ दाहिणओ ॥ ८५ ॥

અર્થ--શુદિ એકમથી પ્રારંભીને પૂર્વ વિગેરે દસે દિશામાં પાશ હોય છે, અને તેની સન્મુખ કાળ હોય છે. વિહારમાં પાશને ડાબો કરવો, અને કાળને જમણો કરવો. ॥ ૮૫ ॥

વિવેચન---પૂર્વાદિ આઠ તથા ઉર્ધ્વ અને અધો, એમ દિશાઓ દસ છે, અને તિથિ ત્રીશ છે તેથી એક માસમા દરેક દિશામા ત્રણત્રણ વાર પાશ આવે છે તેમા પહેલી વાર શુદિ એકમથી દશમ સુધી બીજી વાર શુદી ૧૧ થી વદિ પાચમ સુધી તથા ત્રીજી વાર વદિ છઠ્ઠથી અમાસ સુધી અનુક્રમે પૂર્વાદિ દસ દિશામા પાશ હોય છે તેની સામેની દિશામા કાળ હોય છે

વિહારમા દિક્પાશને ડાબો કરવો, એટલે---દિક્પાશ

ડાબી બાજુ રહે તે દિશામાં વિહાર કરવો હિતકારક છે, અને કાળ તેની સન્મુખ હોવાથી વિહારમાં જમણી બાજુ આવે છે. તે પણ શુભ છે. **મુહૂર્ત** ચિંતામણીમાં કહ્યું છે કે--

" दक्षिणस्थः शुभः कालः, पाशो वामदिशि स्थितः । "

**અર્થ**--" જમણી બાજુ રહેલ કાળ અને ડાબી બાજુ રહેલ પાશ શુભ છે. "

વાસ્તુ ગ્રન્થોમાં કહ્યું છે કે--શુદિ એકમથી પ્રારંભીને દસ દસ તિથિઓમાં અનુક્રમે--પૂર્વ, અગ્નિ, દક્ષિણ, નૈર્ઋત્ય ઉર્ધ્વ, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર, ઇશાન અને **અધો** દિશામાં **પાશ** હોય છે, અને પાશની સામેની દિશામાં **દિક્કાળ** હોય છે. આ રીતે પૂર્ણા તિથિમાં ઉર્ધ્વ અને અધો દિશામાં પાશ તથા કાળ હોવાથી ખાતમુહૂર્ત તથા ધ્વજારોપણ વિગેરે કાર્યો કરાતાં નથી. **જ્યોતિષ સાર**માં વારને આશ્રીને કાળ અને પાશ આ પ્રમાણે કહ્યા છે.--

" दिणवारं पुव्वाई, कमेण संहारि जत्थ ठाणि सणी ।
काल तत्थ वि आणसु, तत्संमुहु पासो-भणइ इगे ॥१॥"

**અર્થ**--" ઇષ્ટ દિનવારથી પ્રારંભીને સાતે વારો અનુક્રમે પૂર્વ વિગેરે સાત દિશામાં સ્થાપવા. તેમાં જે દિશામાં શનિવાર આવે તે દિશામાં કાળ હોય છે. કેટલાએક કહે છે કે-કાળની સન્મુખ પાશ હોય છે ॥ ૧ ॥ "

બીજી રીતિએ કહીએ તો ઉત્ક્રમે કરીને ઉત્તરાદિ દિશામાં રવિ આદિ સાત વારોમાં કાળ હોય છે. એટલે-શનિવારે પૂર્વમાં, શુક્રવારે અગ્નિમાં, ગુરુવારે દક્ષિણમાં, બુધવારે નૈર્ઋત્યમાં, મંગળવારે પશ્ચિમમાં, સોમવારે વાયવ્ય કોણમાં, અને રવિવારે ઉત્તર દિશામાં કાળ હોય છે. આ મતમાં તિથિને આશ્રીને પાશ અને કાળ હોતો નથી. ઇશાન ખુણામાં પણ **કાળ** હોતો નથી, માત્ર **પાશ** હોય છે. કાલનું બીજું નામ **કાળરાહુ** પણ છે.

પ્રયાણદ્વારમા પ્રવેશ સબધે પણ સામાન્ય અધિકાર જણાવેલ છે, પણ તેનુ સમસ્ત સ્વરૂપ ગૃહ પ્રવેશના પ્રસગથી જાણવુ [ गाथा ८८ ]

હવે હ સચાર કહે છે—

पुण्णनाडि दिसापायं, अग्गे किच्चा सया विऊ।
पवेसं गमणं कुज्जा, कुणन्तो साससंगहं ॥८६॥

અર્થ—વિદ્વાન્ પુરૂષ પૂર્ણ નાડી તરફના પગને આગળ કરીને શ્વાસને રૂધતો પ્રવેશ અને ગમન કરે. ॥ ૮૬ ॥

**વિવેચન**—અહીં સૂરિ મહારાજ નાડી અને શ્વાસ ઉપરથી પ્રાણવાયુ જોઇને પ્રયાણ કરવાનુ જણાવે છે પ્રાણનુ બીજુ નામ હસ છે આ સબધનો સવિસ્તર અધિકાર **સ્વરોદય શાસ્ત્ર**મા છે, જે પૈકીનો કેટલોક અધિકાર નીચે મુજબ છે—

" षट्शताऽभ्यधिकान्याहु , सहस्राण्येकविंशतिम् ।
अहोरात्रे नरे स्वस्थे, प्राणवायोर्गमागम ॥ १ ॥ "

**અર્થ**—" એક રાત્રિ-દિવસમા સ્વસ્થ મનુષ્ય એકવીશ હજાર અને છસો શ્વાસ લ્યે છે ॥ ૧ ॥ "

" प्राणायामो गतिच्छेद', श्वासप्रश्वासयोर्यत ।
रेचक- पूरकश्चैव, कुम्भकश्चेति स त्रिधा ॥ २ ॥ "

**અર્થ**—" શ્વાસ અને ઉચ્છવાસની ગતિનો છેદ તે પ્રાણાયામ કહેવાય છે તે રેચક પૂરક અને કુભક એમ ત્રણ પ્રકારે છે ॥ ૨ ॥

" वायो प्रक्षेपण रेच , पूरण स तु पूरक .
नाभिपद्मे स्थिरीकृत्य, रोधन स तु कुम्भकः ॥ ३ ॥ "

| નામ દિશા. | ઈશાન ખુણો. | ઉર્ધ્વ. | અધો. | વિશેષ. |
|---|---|---|---|---|
| સ્વામ | ગુરૂ | | | |
| સ્થાન | + | | | |
| ભુવન | ૩–૨ | | | |
| નક્ષત્રસુ | + | | | ૧ શુભ |
| શૂળ | ખુ૦ શુ૦ | | | ૩–૪–શુભ |
| શૂળ | + | | | ,, |
| યોગિની | ૮–૦)) | | | ,, |
| ,, | + | ૫–૦ ૧–૧૦ | ૧૦,૫,૦)) | ,, |
| રાહુ | + | | | ૨–૩ શુભ |
| ,, | ગુરૂ | | | |
| ,, | ૪ | | | |
| સૂર્ય | + | | | |
| સૂર્ય | + | ૧ અશુભ | | |
| ગ્રહચાર | + | | | |
| ગ્રહસ્પ | ૮ | | | |
| વત્સચા | + | | | ૧ અશુભ |
| શિવચા | મ૦ ફ૦ | | | ૨–૩ શુભ |
| ,, | ૫ | | | ૧–૨ શુભ |
| ચંદ્રચા | + | | | |
| દિશાપા | –૩–૧૩ | ૯–૪–૧૪ | ૧૦–૫–૦)) | ૪–શુભ |
| દિગ્પાર | –૪–૧૪ | ૫–૧૫–૧૦ | ૧૦–૫–૦)) | ,, |
| દિક્કાળ | –૧૪–૯ | ૧૦–૫–૦)) | ૯–૪–૧૪ | ૨–શુભ |
| દિક્કાળ | + | | | ૨–૩ શુભ |
| વિષ્ટિ | –+૮ | | | ૧ અશુભ |
| ત્યાજ્યઘ | ઘ. ૫=૨ | મધ્યની પળ દિશામાં વર્જ્ય છે. | | ,, |
| વાહન | + | | | |
| દિક્પાળ | ઈશાન | | | |

**અર્થ**—" વાયુને બહાર કાઢવો તે **રેચક**, વાયુ લેવો તે **પૂરક**, અને પવનને નાભિકમળમાં રૂંધવો-સ્થિર કરવો તે **કુંભક** કહેવાય છે ॥ ૩ ॥ "

એ દરેક પ્રાણાયામનું જુદું જુદું ફળ કહ્યું છે—

इडा पिङ्गला सुषुम्णा, वामदक्षिणमध्यगा ।
शशिसूर्यशिवानां या, शान्तिक्रूरत्वशून्यदा ॥ ४ ॥

**અર્થ**—ડાબી નાસિકામાં, જમણી નાસિકામાં, અને મધ્યમાં ચંદ્ર રવિ અને શિવની **ઇડા પિંગલા** અને **સુષુમ્ણા** એમ ત્રણ નાડીઓ છે; જે અનુક્રમે શાંતિ, ક્રૂરતા અને કાર્યની નિષ્ફળતા આપે છે. ॥ ૪ ॥

" ઇડા સુષુમ્ણા પિંગલા, વામ મધ્ય અવામ;
ચંદ્ર શિવ ને સૂર્યની, નાડી ત્રણ સુખધામ ॥ ૧ ॥ "

અહીં બન્ને નાસિકામાં પવન ચાલતો હોય ત્યારે સુષુમ્ણા નાડી કહેવાય છે.

षट्त्रिंशद्गुरुवर्णानां, या वेला भणने भवेत् ।
सैववायोः सुषुम्णायां-नाड्यां संचरतो लगेत् ॥ ५ ॥

**અર્થ**—છત્રીશ ગુરૂવર્ણ બોલવામાં જેટલો વખત (૧૪ સેકંડ ) જાય છે તેટલો વખત વાયુને સુષુમ્ણા નાડીમાં જાય છે, અને એક નાડીથી બીજી નાડીમાં સંચરવાને પણ તેટલોજ વખત લાગે છે. ॥ ૫ ॥

सार्धं घटीद्वयं नाडि-श्चन्द्रार्कयोरर्कोदयात् ।
शुक्लात् त्रीणि त्रीणिदिना-नि तयोरुदयः शुभः ॥ ६ ॥

**અર્થ**—ચંદ્ર અને સૂર્યની નાડી સૂર્યોદયથી અઢી અઢી ઘડી સુધી રહે છે. તેમાં શુકલપક્ષથી ત્રણ ત્રણ દિવસ અનુક્રમે ચંદ્રનાડી અને સૂર્યનાડીનો ઉદય થાય તો તે શુભ છે. ॥૬॥

નાડી તરફનું અંગ **પૂર્ણ** કહેવાય છે. હરકોઇ એક

નાડીમા વાયુ ચાલતો હોય, પણ આવશ્યક પ્રસગે બીજી નાડીમા પણ અમુક રીતે નાડીનો સચાર કરી શકાય છે

निरुत्सेद वहन्तीं या, वामा वा दक्षिणामथ ।
तदङ्ग पीडयेत् सद्यो, यथा नाडीतरा भवेत ॥ ७ ॥

અર્થ—ચાલતી ડાબી કે જમણી નાડીને રોકવાની ઇચ્છા થાય તો બીજી નાડી વહન થાય નહિ ત્યા સુધી તે તરફના અગને દાબી રાખવુ જેથી તરતજ બીજી નાડી વહન થશે. ॥ ૭ ॥

अग्रे वामे शशिक्षेत्र पृष्ठ दक्षिणयो रवे ।
लाभालाभौ सुख दु ख, जीवित ज्ञायते तत ॥ ८ ॥

અર્થ—આગળ અને ડાબી બાજુ શશિનુ ક્ષેત્ર છે, તથા પાછળ અને જમણી બાજુ રવિનુ ક્ષેત્ર છે, તેથી લાભ અલાભ સુખ દુ ખ જીવિત મૃત્યુ વિગેરે જણાય છે ॥ ૮ ॥

अरघट्टीघटन्यायाद्, नाडया वायुस्तु सचरेत् ।
पीतश्वेताऽरुणश्यामे-र्बिन्दुभिर्ज्ञायते मरुत् ॥ ९ ॥

અર્થ—રેટની ઘડીઓની પેઠે બન્ને નાડીઓમા વાયુનો સચાર થાય છે, અને તે વાયુ પીળા ધોળા લાલ તથા કાળા બિંદુથી જણાય છે ॥ ૯ ॥

તે કર્ણ વિગેરને દાબી શ્વાસ રૂધી અભ્યાસપણે જોવા થીજ દેખી શકાય છે

भूमि जलानलानिला-काशतत्त्वानि स्यु क्रमात् ।
पीतश्वेताऽरुणनील-श्यामवर्णानि नित्यश ॥ १० ॥

અર્થ—પૃથ્વી પાણી અગ્નિ વાયુ અને આકાશ, એ પાચ તત્વો અનુક્રમે પીળા ધોળા લાલ લીલા અને કાળા રગવાળા છે ॥ ૧૦ ॥ તે ભ્રકુટીમા દેખાય છે

पृथ्व्याः पलानि पञ्चाशत्, चत्वारिंशत् तथाऽम्भसः ।
अग्नेस्त्रिंशत् तथा वायो–र्विंशतिर्नभसो दश ॥ ११ ॥

પૃથ્વીતત્ત્વના પળો ૫૦ જળતત્ત્વના ૪૦, અગ્નિતત્ત્વના ૩૦, વાયુતત્ત્વના ૨૦, અને આકાશતત્ત્વના ૧૦ છે. ॥ ૧૧ ॥

૧ **પૃથ્વીતત્ત્વમાં** પૃથ્વીનું બીજ છે, વજ્રનું ચિહ્ન છે, ચાર ખુણાવાળી આકૃતિ છે, અને સોના જેવો વર્ણ છે. તેનો વાયુ પીળા વર્ણવાળો, ધીમી ગતિવાળો, સ્વચ્છ, અને શીતોષ્ણ સ્પર્શવાળો છે; જે સામેના બાર આંગળ પ્રમાણ ક્ષેત્રમાં ૫૦ પળ સુધી વહે છે.

૨ **જલતત્ત્વમાં** વરૂણાક્ષર છે, અર્ધચંદ્રની ગોળ આકૃતિ છે, અમૃતઝરો હોય તેવો શ્વેત વર્ણ છે; અને તેનો વાયુ શ્વેત ઠંડો તથા ઉતાવળી ગતિવાળો છે; જે સોળ આંગળ પ્રમાણ નીચેના ક્ષેત્રમાં ૪૦ પળ સુધી વહ્યા કરે છે.

૪ **વાયુતત્ત્વમાં** ચંચળતા છે, દુઃખે જોઇ શકાય તેવી બિંદુની કે ધ્વજાની આકૃતિ છે, લીલી કાંતિ છે; અને તેનો વાયુ કાંઇક ઉનો અને ઠંડો, લીલો, તથા ત્રાંસી ગતિવાળો છે; જે આઠ આંગળ પ્રમાણ ત્રાંસા ક્ષેત્રભાગમાં ૨૦ પળ સુધી વહ્યા કરે છે.

૩ **અગ્નિતત્ત્વમાં** ઉંચી જ્વાળાઓ છે, ભયંકર સ્વરૂપ છે, ત્રિકોણ આકૃતિ છે, સાથીયાનું ચિહ્ન છે, લાલરંગ છે, અગ્નિ બીજ છે; અને તેનો વાયુ જ્વાળાની જેવી ગતિવાળો છે, જે ચાર આંગળ પ્રમાણ ઉર્ધ્વક્ષેત્રમાં ૩૦ પળ સુધી વહ્યા કરે છે.

૫ **આકાશતત્ત્વમાં** શૂન્ય આકાર છે, કાળો વર્ણ છે, અને તેનો વાયુ સમજી ન શકાય તેવી ગતિવાળો છે, જે નાસિકા પાસેના ભાગમાં અથવા એક આંગળ પ્રમાણ ક્ષેત્રમાં વિચિત્ર ( વિવિધ ) રૂપે ૧૦ પળ સુધી વહ્યા કરે છે.

# સ્વરોદય તત્ત્વ ચક્ર.

| નામ | પૃથ્વી | જલ | અગ્નિ. | વાયુ | આકાશ |
|---|---|---|---|---|---|
| રંગ | પીળો | ધોળો | લાલ | લીલો | કાળો |
| આકૃતિ | ચોરસ □ | અર્ધચંદ્ર | ત્રિકોણ △ | ધ્વજા | કણુ ० |
| ગતિ | સામે | નીચે | ઉપર | ત્રાંસી | સ્થિર |
| આંતરૂ | ૧૨ | ૧૬ | ૪ | ૮ | ૧ |
| કાળપળ | ૫૦ | ૪૦ | ૩૦ | ૨૦ | ૧૦ |
| સ્વાદ | મીઠો | કષાય | તિક્ત | ખાટો | કડવો |
| ગુણ | ગુરૂ | × | ઉષ્ણ | ગતિમય | સ્થિર |
| દિશા | ૧ પશ્ચિમ | પૂર્વ | દક્ષિણ | ઉત્તર | ગરબડ |
| ,, | ૨ દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર | પૂર્વ | સ્થિર |
| દશા | નિરોગી | બળ | દુર્બળ | સાધારણ | રોગ |
| પ્રભાવ | સુખ | ઠંડક | ઉષ્ણતા | ઉડવું | પ્રકાશ |
| સંબંધ | ઙ | દ | ર | ય | ન |
| પ્રશ્ન | વનસ્પતિ | જીવન | ધાતુ | યાત્રા | કંઈ |
| ઉચિતકૃત્ય | ધૈર્ય | ઉતાવળ | શ્રમ | શક્તિ | અભ્યાસ |
| લાભફળ | રાજ્ય | ધન | હાનિ | ઉદ્વેગ | મૃત્યુ |
| કાર્ય | મૃત્યુકાર્ય | શાંતિક | ઉચ્ચાટન | સ્તભન | સમાધિ |
| સ્વભાવ | સ્થિર | ચર | સમ | ઉતાવળું | વિચિત્ર |
| કાર્યફળ | સિદ્ધિ | સિદ્ધિ | મૃત્યુ | ક્ષય | નિષ્ફળ |
| સ્વામી | બુધ રવિ | સોમ રાહુ | શુક્ર મંગળ | ગુરૂ શનિ | શનિ શનિ |
| સ્થાન | જાંઘ | પગ | ખાંધ | નાભિ | મસ્તક |
| શુભાશુભ | શુભ | શુભ | મધ્યમ | નિમધ્યમ | અશુભ |
| કાર્યસિદ્ધિ | ધીમી | તુરત | શ્રમથી | નહિં | ० |
| કાર્યફળ | શાતતા | શીતળતા | સંતાપ | ચંચળતા | ०–ધર્મેચ્છા |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચિંતવન | મૂળ | જીવ | તેજ | વાયુ | શુભ |
| પ્રાણી | બહુપદ | દ્વિપદ | ચતુષ્પદ | દ્વિપદ | અપાદ |
| અવસ્થા | જયા, હાસ્ય, ક્રિડા, રતિ, સુખિતા. | | નિદ્રા, ભોગ, ( વેદ ) તાપા, કંપા. | | ગતા, હૃતા, મૃતા. |
| નક્ષત્ર | રોહિણી | આર્દ્રા | ભરણી | અશ્વિની | |
| | અનુ૦ | અશ્લેષા | કૃત્તિકા | મૃગશર | |
| | જ્યેષ્ઠા | મૂળ | પુષ્ય | પુનર્વસુ | |
| | ઉ૦ ષા૦ | પૂ૦ ષા૦ | મઘા | ઉ૦ ફા૦ | |
| | અભીચ | શત૦ | પૂ૦ ફા૦ | હસ્ત | |
| | શ્રવણ | ઉ૦ ભા૦ | સ્વાતિ | ચિત્રા | |
| | ધનિષ્ઠા | રેવતી | પૂ૦ ભા૦ | વિશાખા | |
| ઉત્પત્તિ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |
| ગુણ | ક્ષાંતિ | ક્ષાંતિ | ક્રોધ | ઇચ્છા | |
| ઇંદ્રિય | ગુદા | લિંગ | ચક્ષુ | ઘ્રાણ | શ્રવણ |

આ ત્રણ **નાડી**માં પાંચ **તત્ત્વ**માં જ્યોતિષ શાસ્ત્રના દરેક પદાર્થોનો સમાવેશ થાય છે, તે આ પ્રમાણે.

**૧ ચંદ્ર નાડી**ની રાશિઓ—વૃષ સિંહ વૃશ્ચિક અને કુંભ, માસ–રાશિના ક્રમવાળા, પક્ષ–શુકલ, વાર–સોમ, બુધ, ગુરૂ અને શુક્ર, તિથિ–શુદિ ૧–૨–૩-૭–૮-૯–૧૩–૧૪–૧૫ વદિ–૪–૫–૬–૧૦–૧૧–૧૨, નક્ષત્ર–અશ્વિની ભરણી આર્દ્રા પુનર્વસુ પુષ્ય અશ્લેષા મઘા પૂર્વાષાઢા ઉત્તરાષાઢા શ્રવણ ધનિષ્ઠા ઉત્તરાભાદ્રપદ, લગ્ન–સ્થિર, દિશા પશ્ચિમ તથા દક્ષિણ, અંક–સમ, સ્વભાવ–ચર અને સૌમ્ય, ગ્રહો–સૌમ્ય.

**૨ સૂર્ય નાડી**ના રાશિઓ—મેષ કર્ક તુલા અને મકર માસ–રાશિના ક્રમ પ્રમાણે, પક્ષ–કૃષ્ણ, તિથિ શુદિમાં–૪–૫ ૬–૧૦–૧૧–૧૨, વદિમાં ૧–૨–૩–૭–૮-૯–૧૩–૧૪–૦))

વાર–રવિ મંગળ અને શનિ, ગ્રહો–રવિ મંગળ શનિ રાહુ કેતુ, નક્ષત્ર કૃત્તિકા રોહિણી મૃગશર પૂર્વાફાલ્ગુની ઉત્તરાફાલ્ગુની હસ્ત ચિત્રા સ્વાતિ વિશાખા અનુરાધા જ્યેષ્ટા મૂળ અભિજિત પુર્વાભાદ્રપદ અને રેવતી, લગ્ન–ચર, દિશા–ઉત્તર અને પૂર્વ, અંક–વિષમ, સ્વભાવ–સ્થિર તથા ક્રૂર

૩ **સુષુમ્ણા નાડીની** રાશિઓ—મિથુન કન્યા ધન અને મીન, લગ્ન–દ્વિસ્વભાવ, અંક–શુન્ય, સ્વભાવ–દ્વિસ્વભાવ તથા સ્વસ્થ

૧ **પ્રથમ પૃથ્વીતત્વ** છે, તેનો ચંદ્રનાડી પતિ બુધ છે, સૂર્યનાડી પતિ રવિ છે, ચંદ્ર અવસ્થા-જયા હાસ્ય ક્રીડા રતિ અને સુખિતા છે, નક્ષત્રો–રોહિણી અનુરાધા જ્યેષ્ઠા ઉત્તરાષાઢા અભીચ્ શ્રવણ તથા ધનિષ્ઠા છે, સ્વભાવ સ્થિર છે, જે ધીમેથી કાર્યસિદ્ધિ કરે છે

૨ **બીજુ જળ તત્વ** છે, તેનો ચંદ્ર નાડી પતિ સોમ છે, સૂર્ય નાડીપતિ રાહુ છે, ચંદ્ર અવસ્થા–જયા હાસ્ય ક્રીડા રતિ તથા સુખિતા છે, નક્ષત્રો– આર્દ્રા અશ્લેષા મૂળ પુર્વાષાઢા શતભીષા ઉત્તરાભાદ્રપદ અને રેવતી છે, તથા સ્વભાવ ચર છે જે તુરત કાર્ય સિદ્ધિને કરે છે

૩ **ત્રીજુ અગ્નિ તત્ત્વ** છે તેનો ચંદ્ર નાડી પતિ શુક્ર છે, સૂર્યનાડી પતિ મંગળ છે, ચંદ્ર અવસ્થા–નિદ્રા ભોગ (વેદ) તાપા તથા કંપા છે, નક્ષત્રો–ભરણી કૃત્તિકા પુષ્ય મઘા પૂર્વાફાલ્ગુની સ્વાતિ તથા પુર્વાભાદ્રપદ છે, તથા સ્વભાવ સમ છે જે શ્રમથી કાર્યને સિદ્ધ કરે છે

૪ ચોથુ તત્વ વાયુ છે તેનો ચંદ્ર નાડી પતિ ગુરૂ છે. સૂર્ય[illegible] પતિ શનિ છે ચંદ્ર અવસ્થા–નિદ્રા, ભોગ, તાપા તથા કંપા[illegible]–અશ્વિની, મૃગશર પુનર્વસુ ઉત્તરાફાલ્ગુની, હસ્ત[illegible] તથા વિશાખા છે સ્વભાવ–ઉતાવળો છે, જે કદાચ જ ક[illegible]દ્ધિ [illegible]રે છે

૫ પાંચમું **તત્વ** આકાશ છે, જેનો પતિ શનિ છે ચંદ્ર અવસ્થા–ગતા હુતા તથા મૃતા છે. તેનો સ્વભાવ વિચિત્ર છે. જે કોઇ પણ કાર્યને સિદ્ધ કરતું નથી.

ઇષ્ટ નાડી અને તત્વોના સંચારકાળે પોતાની રાશિ, તિથિ, વાર, નક્ષત્ર, અવસ્થા અને લગ્ન હોય, અનુકૂળ દિશા તથા અંક હોય, અનુકૂળ સ્વભાવનું કાર્ય હોય, અને સ્વામી પોતાના ઘરમાં હોય તો આ યોગ અત્યંત શુભ છે જેમકે–ગુરૂવાર, શુદિ તેરશ, શ્રવણ નક્ષત્ર, વૃષ લગ્ન કે સુખિતા અવસ્થા હોય, અને તેજ વખતે ચંદ્રનાડીનું જળતત્વ ચાલતું હોય તો આ સમયમાં ગમન કરનારને તુરતજ કાર્યસિદ્ધિ અવશ્ય થાય છે.

સામાન્ય રીતે તે દરેકમાં નીચે મુજબ કાર્યો કરવાં, **નારચંદ્ર ટીપ્પણમાં** કહ્યું છે કે—

" शशिप्रवाहे गमनादि शस्तं, सूर्य प्रवाहे नहि किंचनापि ।
प्रष्टुर्जयः स्याद् वहमानभागे, रिक्ते नु भागे विफलं समस्तम् ॥१॥"

**અર્થ**—" ચંદ્રનાડીમાં ગમન વિગેરે કાર્ય શુભ છે, સૂર્યનાડીમાં કાંઇ પણ કરવું ઇષ્ટ નથી, પૂર્ણાંગમાં પૃચ્છા કરનારનો જય થાય છે, અને રિકત ભાગમાં બધું નિષ્ફળ જાય છે. ॥ ૧ ॥"

પ્રભુ **હેમચંદ્રસૂરિ** કહે છે કે—" ચંદ્રનાડી અભીષ્ટને સુચવે છે જેમાં મનોવાંછિત કાર્યો કરવાં તે શુભ છે. સૂર્ય નાડી અનિષ્ટસૂચક છે, જેમાં મૈથુન આહાર અને દીપ્ત કાર્યો કરવાં તે હિતકારક છે. સુષુમ્ણાનાડી નિવાણ ફળ આપનાર છે, જેમાં ધર્મધ્યાન અધ્યયન અને સમાધિ કરવી હિતકારક છે. ૬૩–૬૪"

**હેમહંસગણી** કહે છે કે—

" तत्त्वाभ्यां भूजलाभ्यां स्यात्, शान्ते कार्ये फलोन्नतिः ।
दीप्ताऽस्थिरादिके कृत्ये, तेजोवाय्वम्बरैः शुभम् ॥ १ ॥ "

**અર્થ**—" ભૂતત્ત્વ અને જળતત્ત્વ વડે શાંત કાર્યમાં તથા અગ્નિતત્વ વાયુતત્વ અને આકાશતત્વ વડે દીપ્ત અને અસ્થિર કાર્યમાં સફળતા પમાય છે. ॥ ૧ ॥

" एऽव्यपूतत्त्वे शुभे स्याता, वह्निवातौ च नो शुभौ ।"

અર્થ—" જીવિત, જય, લાભ, ધાન્યોત્પત્તિ, ખેતી, પુત્ર, યુદ્ધ, પ્રશ્ન પ્રયાણુ અને પ્રવેશમા પૃથ્વી અને જળ તત્ત્વ શુભ છે "

" चित्तस्थैर्यं शैत्यकामक्षयौ च, तापक्रोधौ चञ्चलत्व च तुर्ये ।
धर्मप्रेमशून्यते स्यु क्रमेण, तत्त्वे तत्त्वे कार्यकर्तु फलानि ॥१॥"

અર્થ—કાર્ય કરનારને દરેક તત્વોમા અનુક્રમે ૧ ચિત્તની સ્થિરતા, ૨ શીતલતા અને કામક્ષય, ૩ સતાપ અને ક્રોપ, ૪ ચોથામા ચચલતા, તથા ૫ ( પાચમામા ) ધર્મવાસના અને શૂન્યતાનુ ફળ મળે છે ॥ ૧ ॥ "

વળી ચદ્રનાડી હોય તો દૂર દેશમા અને સૂર્ય નાડી હોય તો નજીકમા જવુ ફળદાયક છે

**કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચદ્ર સૂરિ** કહે છે કે—

" બને નાડીના મડલોમા પ્રવેશ કરતા વાયુ શુભ છે અને નીકળતા વાયુ અશુભ છે ડાબે માર્ગે પ્રવેશ કરતા કે નીકળતા પૃથ્વી અને જળતત્ત્વો સિદ્ધિ આપનાર છે, તથા અગ્નિ અને વાયુ મધ્યમ છે જમણે માર્ગે પ્રવેશ કરતા કે નીકળતા પૃથ્વી અને જળ મધ્યમ છે, તથા અગ્નિ અને વાયુ વિનાશ કરનારા છે ૫૮—૫૯—૬૦ સ્તભાદિક કાર્યોમા પવનને, તથા વશીકરણ વિગેરેમા અગ્નિતત્વને જોડવુ ૫૨ "

**પરમયોગી શ્રી ચિદાનદજી મહારાજ** કહે છે કે—

" तत्व उदक भू शुभ कहे, तेज मध्यम फलदाय ।
हाण मृत्युदायक सदा, मारुत व्योम कहाय ॥ २२९ ॥
ऊर्ध्व मृत्यु शाति अधो, उच्चाटण तिरिछाय ।
मध्य स्तंभन नभ विषे, वरजित सकल उपाय ॥ २३१ ॥
थिर काजे परधान भू, चरमें सलिल विचार ।
पावक सम कारज विषे, वायु उच्चाटण हार ॥ २३२ ॥

सिद्धि पृथ्वी जल विषे, मृत्यु अगन विचार ।
क्षयकारि वायु सिधि, नभ निष्फल चित्तधार ॥ २३६ ॥
धीरजथी पृथ्वी विषे, जल सिद्धि तत्काल ।
हाण अग्नि वायु थकी, काज निष्फल नभ धार ॥ २३७ ॥
मही उदक दोउं विषे, चन्द्रथान स्थितिरूप ।
**चिदानंद** फल तेहनुं, जानो परम अनूप ॥ २४४ ॥ "

પૂર્ણાંગ માટે **શ્રી હેમચંદ્રસૂરિ મહારાજ** કહે છે કે—

" यत्त्यजेत् संचरन् वायु—स्तद्रिक्तमभिधीयते ।
संक्रमेद् यत्र तु स्थाने, तत् पूर्ण कथितं बुधैः ॥ २२८ ॥ "

**અર્થ**—" પંડિતોએ ચાલતો વાયુ જે સ્થાનનો ત્યાગ કરે તેને **રિકત** કહેલ છે, અને જે સ્થાનમાં પ્રવેશ કરે તેને **પૂર્ણ** સ્થાન કહેલ છે. ॥ ૨૨૮ ॥ એટલે–જમણી કે ડાબી જે નાસિકામાં પવન ચાલતો હોય તે પૂર્ણ કહેવાય છે, અને પવનના સંચાર વિનાની નાસિકા રિકત (ખાલી) કહેવાય છે. તેમાં પૂર્ણ નાસિકા બળવાન્-**શુભ** છે, અને રિકત નાસિકા નિર્બળ—**અશુભ** છે.

" ઘર રાજકુળ વિગેરેમાં પેસતાં કે નીકળતાં પૂર્ણાંગ પગ આગળ કરીને ચાલવાથી અભીષ્ટ સિદ્ધિ થાય છે.

કાર્યની સિદ્ધિ માટે–( गुरु० २४३ अरि० २४८ ) ગુરૂ, બંધુ, રાજા, અમાત્ય અને ઇચ્છિત આપનારને વહન થતી નાસિકા તરફ બેસારવા; સ્ત્રીઓને વશ કરવી હોય તો તેને પણ પૂર્ણાંગ તરફ બેસારવી" અને જયલાભ તથા સુખને ઇચ્છનાર પુરૂષે શત્રુ ચોર લેણદાર બંડખોર કે કજીયાખોરને રિકતાંગ તરફ બેસારી કાર્ય કરવું " જેથી મનકામના સફળ થાય છે.

" प्रविशत्पवनापूर्ण—नासिकापक्षमाश्रितम् ।
पादं शय्योत्थितो दद्यात्, प्रथमं पृथिवीतले ॥ १ ॥ "

સુષુમ્ણા નાડીમા—આત્મધ્યાન, સમાધિ, યોગ, પ્રભુ-ભજન, આત્મતત્ત્વ વિચાર, ઉદાસીનતા, મનન અને અભ્યાસ વિગેરે મનની સ્થિરતાથી સાધવાના કાર્યો કરવા, પરંતુ પ્રતિષ્ઠા, પ્રયાણ, પ્રવેશ, દીક્ષા વિગેરે કોઇ પણ ચર કે સ્થિર કાર્યો કરવા નહિ તેમ છતા જે સુષુમ્ણા નાડીમા તે કાર્યો કરાય છે તો હાની થાય છે, અડચણો આવે છે, ઉદ્વેગ થાય છે, અને કાર્યસિદ્ધિ થતી નથી

પૃથ્વી—તત્ત્વમા શાંત તથા સ્થિર કાર્યો કરવા, જે ધીમે ધીમે સિદ્ધ થાય છે, કાર્ય કરનારનુ મન સ્થિર થાય છે પૃથ્વીતત્ત્વના યોગમા છત્ર, ચામર, હાથી, ઘોડો, આગમ રાજ્ય, અને મનની અભિલાષા વિગેરે મળે છે પૃથ્વીતત્ત્વના સામાન્ય તથા પૃચ્છાફળ માટે કહ્યુ છે કે–

" जीवितक्षय धनलाभ फुन, मित्र धर्म जुध रूप ।
गमनागमन विचारमें, जानो मही अनूप ॥ २३९ ॥ "

જળ–તત્ત્વમા શાંત તથા ચર કાર્યો કરવા, જે તત્કાળ સિદ્ધ થાય છે, મનમા શીતળતા વ્યાપે છે, કામનો ક્ષય થાય છે આ તત્ત્વના યોગમા રાજ્ય, પુત્ર, સ્વજન, મિત્રો અને સાર વસ્તુનો લાભ થાય છે

અગ્નિ—તત્ત્વમા કાર્ય કરતા મૃત્યુ કે હાનિ થાય છે, ક્યાં પ્રતિષ્ઠા ઉચ્ચાટનના કાર્યો સિદ્ધ થાય છે આ તત્ત્વના યોગમા વસ્ત્ર, રોગ, દુઃખ, વિઘ્ન, અને દાહ થાય તેવા પ્રસંગો બને, પણ તેમા યુદ્ધનુ કાર્ય કરવુ તે લાભ કારક છે

વાયુ—તત્ત્વમા કાર્ય કરવાથી ક્ષય કે હાનિ થાય છે, જેમા સ્તંભ અને ઉચ્ચાટનના કાર્યો કરાય છે વાયુતત્ત્વના યોગમા ખેતી નિષ્ફળ જાય છે, મૃત્યુનો ભય, કજીયો, વેર અને ત્રાસ થાય છે **સમીરની પૃચ્છામાં** પણ એજ ફળ કહ્યુ છે

આકાશ–તત્ત્વમા ધ્યાન યોગ અને અભ્યાસના કાર્યો કરવા, પરંતુ કોઇ પણ સ્થિર ચર વિગેરે કાર્ય કરવા નહિ,

છતાં તેવાં કાર્ય કરે તો નિષ્ફળ થાય છે. તેના સામાન્ય તથા પૃચ્છા ફળ માટે કહ્યું છે કે—

" व्योम चलत कारज सहू, करिये नाहीं मीत ।
ध्यान जोग अभ्यासकी, धारो यामें रीत ॥१॥ "

આ સ્વરોદયની મહત્તા માટે કહ્યું છે કે—

तिथि वार नक्षत्र फुनि, करण योग दिक्शूल ।
लक्षणपात होरा लिये, दग्ध तीथि अरु मूल ॥३३७॥
वृष्टि कील कुलिका लगन, व्यतिपात स्वर भान ।
शुक्र अस्त अरु जोगणी, यमघंटादिक जान ॥ ३३८ ॥
इत्यादिक अपयोगको, यामें नहि विचार ।
ऐसो ए स्वर ज्ञान नित, गुरुगमथी चित्त धार ॥३३९॥
साधन बिन स्वरज्ञानको, लहे न पूरन भेद ।
चिदानंद गुरुगम विना, साधन हुत सखेद ॥ ३४२ ॥
" मुग्धधीर्यः समीरस्थ-संक्रान्तिमपि वेत्ति न ।
तत्वनिर्णयवार्तां स, कथं कर्तुं प्रवर्तते ? ॥ २६९ ॥ "

અર્થ—" જે મુગ્ધ બુદ્ધિવાળો વાયુ સંચારને પણ જાણતો નથી, તે તત્ત્વ નિર્ણયની વાત કરવાને કેમ તૈયાર થાય ! ॥ ૨૬૫ ॥ "

આ પ્રમાણે સ્વરોદય ઉપરથી મૌહુર્તિક જ્ઞાન થાય છે. તેમજ પ્રશ્ન ફળ, જીવિત, મૃત્યુ, યુદ્ધ, રોગપરીક્ષા, પુત્ર-પુત્રી, નાડી, વાયુગતિ, પરશરીર પ્રવેશ વિગેરેનું પણ જ્ઞાન થાય છે; જે અપ્રાસંગિક હોવાથી અહીં દર્શાવેલ નથી. આ ક્રિયામાં ચિત્તનો સંક્લેશ વધારે રહે છે. કહ્યું છે કે--

" पूरणे कुम्भने चैव, रेचने च परिश्रमः ।
चित्तसंक्लेशकरणाद्, मुक्तेः प्रत्यूह कारणम् ॥ ९ ॥ "

અર્થ--" પૂરણ કુંભન અને રેચનમાં પરિશ્રમ પડે છે,

તથા ચિત્તનો સંક્લેશ થાય છે, જેથી આ ક્રિયા મુક્તિનુ કારણ નથી ॥ ૫ ॥"

**આરંભસિદ્ધિ** તથા **નારચંદ્ર ટીપ્પણમા** કહ્યુ છે કે ચંદ્ર નાડીના પૃથ્વીતત્ત્વમા તથા જળ તત્ત્વમા સર્વ શુભ કાર્ય કરવુ જેથી **હેમહંસગણિજી** કહે છે કે-ચંદ્ર નાડીનુ પૃથ્વી-તત્ત્વ અને જળતત્ત્વ લેવુ તે ઇષ્ટ છે તેમજ ઇષ્ટ લગ્નનુ પણ પૃથ્વીતત્ત્વ અને જળતત્ત્વ લેવુ જોઇએ કહ્યુ છે કે-

" प्रथ्वी राज्य १ जल वित्त २ वह्निर्हानिं ३ समीरण ।
उद्वेग ४ गगन दत्ते, पञ्चता सर्वलग्नत ॥ १ ॥"

અર્થ—" સર્વકાર્યના લગ્નમા પૃથ્વીતત્ત્વ રાજ્યને, જળતત્ત્વ ધનને, વહ્નિતત્ત્વ હાનિને, વાયુતત્ત્વ ઉદ્વેગને, અને આકાશતત્ત્વ મૃત્યુને પમાડે છે ॥ ૧ ॥"

લગ્નના તત્ત્વો જાણવા માટે એવી રીત છે કે-સમ લગ્નોમા અનુક્રમે અને વિષમલગ્નોમા ઉત્ક્રમે પૃથ્વી જળ અગ્નિ વાયુ અને આકાશ એ પાચ તત્ત્વો હોય છે જે અનુક્રમે ઇષ્ટલગ્નના દસ આઠ છ ચાર અને બે ત્રીશાશ સુધી રહે છે તેમા પૃથ્વી અને જળ તત્ત્વોના પળો છ કે પાચ વર્ગ વડે શુદ્ધ હોય તો તે અત્યંત શુભ છે તે આ પ્રમાણે—

૧ મેષ લગ્નમા સાતમા અંશના પહેલા અઢાર પળોમા લગ્નની અશુદ્ધિ છે, પાચ વર્ગની શુદ્ધિ છે, અને પૃથ્વી તત્ત્વ છે

૨ મેષ લગ્નમા નવમા નવાશના છેલ્લા અઢાર પળોમા પાચ વર્ગની શુદ્ધિ છે, અને પૃથ્વી તત્ત્વ છે

૩ વૃષ લગ્નમા ત્રીજા નવ શના પ્રથમના સાત પળોમા છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે

૪ વૃષ લગ્નમા પાચમા નવાશના પહેલા ચૌદ પળોમા છ વર્ગની શુદ્ધિ છે, અને જળ તત્ત્વ છે

૫ મિથુન લગ્નમાં છઠ્ઠા નવાંશના પહેલા આઠ પળોમાં છ વર્ગની શુદ્ધિ છે, અને જળ તત્ત્વ છે.

૬ મિથુન લગ્નમાં છઠ્ઠાજ નવાંશમાં દ્વાદશાંશની અશુદ્ધિ છે, પાંચ વર્ગની શુદ્ધિ છે, અને જળ તત્ત્વ છે ॥ ૩ ॥

૭ કર્ક લગ્નમાં પહેલા અંશના પહેલા અઠયાવીશ પળોમાં છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે.

૮ કર્ક લગ્નમાં ત્રીજા નવાંશમાં છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વીતત્ત્વ છે ॥ ૪ ॥

૯ સિંહ લગ્નમાં છઠ્ઠા નવાંશના દસ પળ પછી અઠયાવીશ પળોમાં પાંચ વર્ગની શુદ્ધિ છે, લગ્નની અશુદ્ધિ છે, અને જળ તત્ત્વ છે ॥ ૫ ॥

૧૦ કન્યા લગ્નમાં ત્રીજા નવાંશના નવ પળ પછીના સત્યાવીશ પળોમાં છ વર્ગનીશુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે ॥૬॥

૧૧ તુલા લગ્નમાં આઠમા નવાંશના પ્રથમના અઢાર પળોમાં છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે.

૧૨ તુલા લગ્નમાં નવમાઅંશના છેલ્લા સત્યાવીશ પળોમાં છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે. ॥ ૭ ॥

૧૩ વૃશ્ચિક લગ્નમાં ચોથા અંશના પહેલા ૨૮ પળોમાં પાંચ વર્ગની શુદ્ધિ છે, લગ્નની અશુદ્ધિ છે, અને જળ તત્ત્વ છે. ॥ ૮ ॥

૧૪ ધન લગ્નના સંપૂર્ણ છઠ્ઠા અંશમાં દ્રેષ્કાણની અશુદ્ધિ છે, પાંચ વર્ગની શુદ્ધિ છે, અને જળ તત્ત્વ છે.

૧૫ ધન લગ્નમાં સાતમા નવાંશના છેલ્લા નવપળોમાં પાંચ વર્ગની શુદ્ધિ છે, દ્વાદશાંશની અશુદ્ધિ છે, અને પૃથ્વી તત્ત્વ છે.

૧૬ ધન લગ્નમાં નવમા અંશના પહેલા નવ પળોમાં પાંચ વર્ગની શુદ્ધિ છે, દ્વાદશાંશની અશુદ્ધિ છે, અને પૃથ્વી તત્ત્વ છે ॥ ૯ ॥

૧૭ મકર લગ્નમાં પાચમા અંશના પહેલા સોળ પળોમા લગ્નની અશુદ્ધિ છે, પાંચ વર્ગની શુદ્ધિ છે, અને જળ તત્ત્વ છે ॥ ૧૦ ॥

૧૮ કુંભ લગ્નમા છઠ્ઠા નવાશના છેલ્લા વીશ પળોમા લગ્નની અશુદ્ધિ છે, પાચ વર્ગની શુદ્ધિ છે, અને જળ તત્ત્વ છે,

૧૯–૨૦ કુંભ લગ્નમા આઠમા વૃપ નવાશના છેલ્લા ચૌદ પળોમા, અને નવમા મિથુન નવાશના પહેલા સાત પળોમા, એમ કુલ એકવીશ પળોમા લગ્નની અશુદ્ધિ છે, પાંચ વર્ગની શુદ્ધિ છે, અને પૃથ્વી તત્ત્વ છે ॥ ૧૧ ॥

૨૧ મીન લગ્નમા પ્રથમ નવાશના પ્રથમના અઢાર પળોમા છ વર્ગની શુદ્ધિ છે, અને પૃથ્વી તત્ત્વ છે

૨૨ મીન લગ્નમા સ પૂર્ણ ત્રિજા કન્યા અ શમા પચ્ચીશે પળોમા છ વર્ગની શુદ્ધિ છે, અને પૃથ્વી તત્ત્વ છે

ગ્રન્થકાર સૂરિ મહારાજ પણ પ્રસ્તુત ગાથાથી જણાવે છે કે-વિદ્વાન્ પુરૂપે જે નાસિકામા પવન ચાલતો હોય તે પગને આગળ કરીને તથા શ્વાસનો સ ગ્રહ કરીને પ્રયાણ તથા પ્રવેશ કરવો પૂર્ણ નાડીનો પગ ત્રણ ડગલા સુધી આગળ ચલાવવો; એવો પણ અન્યસ્થાને ઉલ્લેખ છે તેના ફળ માટે **યતિવલ્લભમા** કહ્યું છે કે–

" वहनाडिगतो वाच्यो, दक्षिणेऽर्केऽर्थलब्धये ।
रिक्तनाडिगत शत्रु–र्जीयते पृष्ठगे रवौ ॥ १ ॥"

**અર્થ**—" પૂર્ણ નાડીનો પગ સ્થાપી સૂર્યને જમણો રાખી ગમન કરનારને અર્થની પ્રાપ્તિ થાય છે અને પૂર્ણ નાડીનો પગ સ્થાપી સૂર્યને પછવાડે રાખી - પ્રયાણ કરનાર રિક્ત નાડી તરફ રહેલા શત્રુને જીતે છે ॥ ૧ ॥ તથા—

" प्राणप्रवेशे वहनाडिपाद, कृत्वा पुरो दक्षिणमर्कविम्वम् ।
प्रदक्षिणीकृत्य जिन च याने, विनाऽप्यह'शुद्धिमुशन्ति सिद्धिम् ॥१॥"

**અર્થ**—" પ્રાણનો પ્રવેશ થયે છતે ચાલતી નાડીનો પગ આગળ કરીને, સૂર્યને જમણો રાખીને, અને **જિનેશ્વરને** પ્રદક્ષિણા દઇને પ્રયાણ કરવાથી દિનશુદ્ધિ વિના પણ કાર્યસિદ્ધિને મેળવે છે ॥ ૧ ॥ "

આથી પ્રયાણમાં સૂર્યને જમણો કે પાછળ રાખવો એ પણ અવશ્ય લક્ષ્યમાં રાખવાનું છે. **વિવેકવિલાસ**માં કહ્યું છે કે—" જમણી કે ડાબી એમ જે નાસિકામાં પવન ચાલતો હોય તે તરફનો પગ આગળ કરીને પોતાના ઘરમાંથી નીકળવું; જેથી હાનિ, કજીયો, ઉદ્વેગ, કાંટાની પીડા, અને વિવિધ જાતના ઉપદ્રવો, વિગેરે કાંઇ પણ થતું નથી; અને જનાર આનંદથી પાછો ફરે છે. " કેટલાક આચાર્યો તો કહે છે કે— "દૂર દેશમાં જવું હોય તો ચંદ્રનાડીમાં, અને નજીકના દેશમાં જવું હોય તો સૂર્યનાડીમાં પગ આગળ કરીને પ્રયાણ કરવું. પણ એટલું વિશેષ છે કે ચંદ્રનાડી હોય તો પૂર્વ ઉત્તરમાં અને સૂર્યનાડી હોય તો પશ્ચિમ દક્ષિણમાં પ્રયાણ કરવું નહીં કેમકે તે દિશામાં દિગ્શૂલ હોય છે.

વળી બાળક પુરૂષ કે સ્ત્રીની **છીંક** સામે કે જમણી બાજુ થાય તો અશુભ છે, પાછળ કે ડાબી બાજુ થાય તો શુભ છે. એમ જ્યોતિષહીરમાં કહેલ છે.

આ ઉપરાંત ચિત્તનો ઉત્સાહ, **આયંબિલ** તપ વિગેરે પણ પ્રવાસ અને પ્રયાણમાં સિદ્ધિને આપનારા છે. આ વ્યવહાર વર્તમાન કાળમાં વધારે જોઇ શકાય છે.

હવે **ચૈત્યદ્વાર** કહે છે—

**चेइअसुअं धुवमिउ-करपुस्स धणिट्ठसयभिसासाई ।**
**पुस्सातिउत्तररेरो-करमिगसवणे सिलानिवेसो ॥८७॥**

અર્થ—ધ્રુવ, મૃદુ, હસ્ત, પુષ્ય, ધનિષ્ઠા, શતભીષા અને સ્વાતિ નક્ષત્રમાં ચૈત્યસૂત્ર કરવું; તથા

**પુષ્ય, ત્રણ ઉત્તરા, રેવતી, રોહિણી, હસ્ત, મૃગશર અને શ્રવણ નક્ષત્રમાં શિલાસ્થાપન કરવુ ॥ ૮૭ ॥**

**વિવેચન**—પ્રથમ જિનમદિર કે ઘર કરાવનાર પુરૂષે નૈમિત્તિક પુરૂષ પાસે જઇ અનુકળ મુહૂર્તમા કાર્યનો પ્રારભ કરવો, અને જ્યોતિર્વિદે પણ પૃચ્છા કરનારના કાર્યસિદ્ધિ, સુખ, આયુષ્ય, નિમિત્ત, શકુન, લેણા-દેણી, અને પ્રશ્ન બળ જોઇ આરભ સમય કહેવો પ્રથમ પ્રશ્ન કરનાર પુરૂષ પ્રશ્ન પૂછતા જે અગોનો સ્પર્શ કરે તે સ્થાન યાદ રાખવુ, અને તાત્કાલિક લગ્નકુડલીના બારે ભુવનમા ભાવના ક્રમથી માથુ, મુખ, હાથ, છાતી, પેટ, કેડ, બસ્તિ, ગુહ્ય, સાથળ, ગોઠણ, પીડી, અને પગ એ બાર અગો સ્થાપી અગના ભાવ પરથી વાસ્તુબળ તપાસવુ, તે ભાવ શુભ ગ્રહોએ યુકત કે દુષ્ટ હોય તે પ્રમાણે સમય કહેવો

નવા સ્થાનમા ક્ષેત્ર ફળથી આય, વ્યય, નક્ષત્ર, ચદ્ર અને તારા વિગેરેનુ બળ નીચે મુજબ જોવુ

**ભુવન દિશા**—ઘરનુ બારણુ જે દિશા તરફ હોય તે દિશાને પૂર્વ દિશા કલ્પવી અને પછી અનુક્રમે અગ્નિથી ઈશાન પર્યત દિશા હોય છે સામાન્ય રીતે વાસ્તુનો **જન્મમાસ** ભાદરવો, **જન્મતિથિ** ત્રીજ, **જન્મવાર** શનિ, **જન્મનક્ષત્ર** કૃતિકાનો પ્રથમ પાદ, **જન્મયોગ** વ્યતિપાત, **જન્મ કરણ** વિષ્ટિ, અને **જન્મકાળ** રાત્રિનો આદિભાગ છે

**ઘરનાં નામ**—ઘરના બારની પ્રદક્ષિણાના ક્રમે પૂર્વાદિ ચાર દિશામા ઓસરી, ગોખરા, ઓરડી, વિગેરેની વૃદ્ધિ હોય તો ધ્રુવ આદિ સોળ જાતિના ઘરો થાય છે જેમા બે અક્ષર અને ત્રણ અક્ષરવાળા નામો છે

૧ **ધ્રુવ**—ચારે તરફ વૃદ્ધિ વિનાનું ઘર

૨ **ધન્ય**—દ્વાર બાજુની દિશામા વૃદ્ધિવાળુ ઘર

૩ **જય**—બારણાની જમણી બાજુ વૃદ્ધિવાળુ ઘર

૪ **નન્દ**–દ્વાર તરફ ને જમણી બાજુ વૃદ્ધિવાળું ઘર

૫ **ખર**—પછીતમાં વૃદ્ધિવાળું ઘર

૬ **કાંત**–બાર તરફ અને પછીતમાં વૃદ્ધિવાળું ઘર

૭ **મનોરમ**—બારની જમણી બાજુ અને પાછળના ભાગમાં વૃદ્ધિવાળું ઘર.

૮ **સુમુખ**—બાર તરફ, જમણી બાજુ અને પછવાડે વૃદ્ધિવાળું ઘર.

૯ **દુર્મુખ**–બારણાની ડાબી બાજુ વૃદ્ધિવાળું ઘર

૧૦ **ક્રૂર**—બાર તરફ અને ડાબી બાજુ વૃદ્ધિવાળું ઘર

૧૧ **વિપક્ષ**—જમણી તરફ અને ડાબી બાજુ વૃદ્ધિવાળું ઘર

૧૨ **ધનદ**—બાર તરફ, જમણી બાજુ અને ડાબી બાજુ વૃદ્ધિવાળું ઘર

૧૩ **ક્ષય**—બારની પછવાડે અને ડાબી બાજુ વૃદ્ધિવાળું ઘર

૧૪ **આક્રન્દ**—દ્વારની આગળ પાછળ અને ડાબી બાજુ વૃદ્ધિવાળું ઘર.

૧૫ **વિપુલ**–દ્વાર સિવાયની ત્રણે દિશામાં વૃદ્ધિવાળું ઘર

૧૬ **વિજય**—ચારે બાજુ વૃદ્ધિવાળું ઘર

આ ભેદોમાં નામ પ્રમાણે ગુણો છે જેમાં માત્ર પછવાડેની વૃદ્ધિવાળું અને જમણી તરફની વૃદ્ધિ ન હોય તો ડાબી બાજુની વૃદ્ધિવાળાં ઘરો અશુભ છે એટલે **ખર**, દુર્મુખ, ક્રૂર, ક્ષય, અને આક્રંદ જાતિનાં ઘરો અશુભ છે; તથા ઘરધણીના નામના જેટલા અક્ષરો હોય તેટલા અક્ષરના નામવાળું ઘર પણ અશુભ છે.

એક ઓરડાવાળા ઘરના સામાન્ય રીતે ઉપરોકત ૧૬ ભેદાઠ આવે પણ સૂક્ષ્મતાએ તો ૧૦૪ ભેદો પડે છે તેમજ બે ઓરડાવાળા અને ત્રણ ઓરડાવાળા ઘરના ૧૫૨ અને ૧૭૨ ભેદ થાય છે

૧ ક્ષેત્રફળ—ધનુષ, ગજ, હાથ, અને આગળ વડે કરીને ઇષ્ટ સ્થાનનુ ક્ષેત્રફળ કાઢવુ ક્ષેત્રફળ કાઢના નગરમા કે પુરના ક્ષેત્રફળમા દંડથી, ઘરમા ઘરધણી કે કારીગરના હાથથી અને દેવાલય, રંગમંડપ, ગર્ભગૃહ કે પ્રાસાદમા કાબીક (ગજ) થી લબાઇ અને પહોળાઇનુ માપ લેવુ અને જો ગજ [1]આદિનુ પૂર્ણાંક માપ હોય તો થોડા આગળોના વૃદ્ધિ-હાનિ કરવી, કેમકે-તેમ ન કરાય તો આઠનો ભાગ પડના વિષમ આયજ આવશે માટે યથાર્થ આય-વ્યય લાવવા માટે આગળોની વૃદ્ધિ-હાનિ કરવી

ગૃહસ્થના ઘરનુ ક્ષેત્રફળ લાવવુ હોય ત્યારે ચારે બાજુની ભીંતની ગણત્રી કરવી નાહ્, માત્ર ભીતના મધ્ય-ગર્ભભાગનુ (ગાળાનુ) જ માપ લેવુ, અને ક્ષેત્ર ફળની બહારની ભૂમિમા ભીંતો ચણાવવી, પણ દેવાલયની ભીંતો ક્ષેત્રફળની અદર ચણાવવી શિલ્પગ્રન્થોમા [2]જિનમદિ-

---

૧ શિલ્પ ગ્રથમા એકથી બાર આગળના નામ અનુક્રમે-૧ માત્રા ૨ કળા, ૩ પર્વ, ૪ મુષ્ટિ, ૫ તલ, ૬ કરપાદ, ૭ દષ્ટિ, ૮ તુણી, ૯ પ્રાદેશ, ૧૦ ક્ષયતાળ, ૧૧ ગોકર્ણ, અને ૧૨ વિતસ્તી છે, ત્યાર પછી આ પ્રમાણે માપ છે ૧૪ આગળનો અનાહપદ ૨૧ આગળની રત્ની, ૨૪ આગળનો ગજ, ૧॥। ગજનો વાર ૩॥ ગજનો પુરૂષ ૪ ગજનો ધનુષ્ય, ૪ ગજ ૧૦ આગળનો દંડ, ૧૦૦૦ ધનુષ્યનો કોષ, ૨ કોષનો ગવ્યૂતિ ૨ ગવ્યુતિનો યોજન ( શિલ્પ દીપક ભાષાતર )

૨ गृहेषु यो विधि कार्यो, निवेशन प्रवशयो ।
स एव विदुषा कार्यो, देवतायतनेष्वपि ॥ १ ॥ ( व्यवहार प्रकाश )
देवालय वा भवन मठ स्याद्, मानो करैर्वायुभिरेव मिश्रम् ।
तन्मूलभूमो परिवर्जनीय छाया गता तस्य गृहस्य कूपे ॥ २ ॥ २५ ॥
सूचिमुख भवेच्छिद्र, पृष्ठे यदा करोति च ।
प्रासादे न भवेत्पूजा गृहे क्रीडन्ति राक्षसा ॥ ४ ॥ ३० ॥

રના ગર્ભગૃહમાં ( ગભારામાં ) કે ઘરમાં જાળીયાં વિગેરે મૂકવાનો નિષેધ છે, છતાં મતાંતરને સંમત થઈ જાળીયાં કરાવવાં હોય તો બારણાની ઉંચાઇ અને ઘોડાનું પ્રમાણ લઇ જાળીયાં મૂકવાં અને તેનું પણ લંબાઇ-પહોળાઇનું ક્ષેત્રફળ કાઢી લેણા-દેણી ગણ વિગરે તપાસવું. ગણમાં દેવગણ અને ન મળે તો મનુષ્યગણ લેવો ઇષ્ટ છે.

ઓરડા જેવી દેખાતી બંધ ઓરડી કરવી હોય તો તેનું ક્ષેત્રફળ કાઢી તેનો આય જોવો નહિં, પણ વ્યય કાઢી મૂળ ઘરના આય સાથે મેળવવો. એક ઓરડાના બે ભાગ કરવા હોય તો ઓરડાના મૂળ આયાદિક રહેતા નથી, માટે જમણી બાજુ મોટો અને ડાબી બાજુ નાનો ભાગા રાખી બન્ને ખંડના જુદા જુદા આય વ્યય વિગેરે તપાસવા. પણ નળવેધ (બારણું અને પછીતની લંબાઇ કરતાં બન્ને બાજુની ભીંત વચ્ચેની લંબાઈ ઓછી થાય તે) ન થવો જોઇએ. દરેક સ્થાનોમાં પરશાળ, છુટી ઓંસરી, જરૂખો, બારણાં વિગેરે ઘરની શોભા રૂપ હોવાથી તેની ગણત્રી મૂળ સ્થાનના ક્ષેત્રફળમાં કરવી નહિં.

જેમકે-કુંભ રાશિમાં અને ધનિષ્ઠાના ત્રીજા પાયામાં જન્મેલ ગુણચંદ્ર નામના ધનિકને એક મકાન કરાવવું છે, જેની લંબાઇ હાથ ૭ આંગળ ૯ છે, અને પહોળાઈ હાથ ૫ આંગળ ૭ છે; તેનું ક્ષેત્ર ફળ કાઢવું હોય તો લંબાઇના આંગળ ૧૭૭ અને પહોળાઇના આંગળ ૧૨૭ ને પરસ્પર ગુણવાથી આંગળ ૨૨૪૭૯ નું ક્ષેત્રફળ આવેછે.

**શિલ્પદીપકમાં** ઘરની પેઠે મનુષ્યનું પણ **નામાંક** ફળ કાઢવાનુ કહ્યું છે, અને ક્ષેત્રફળની પેઠે તેની ઉપર સંસ્કારો કરવાથી **આય** વિગરે આવે છે. તેની રીત એવી છે કે-

અ ખ ડ અને ભ અક્ષરોનો ધ્રુવાંક ૧૪ છે.

આ ગ ઢ અને મ અક્ષરોનો ધ્રુવાંક ૨૭ છે.

---

पृष्ठे गवाक्षं न कर्तव्यं, वामाङ्गे परिवर्जयेत् ।
अग्रतश्च भवेच्छ्रेष्ठं, जायमानं सदा जयम् ॥ ४ ॥ ४३ ॥

બીજે માળ બારમા અંશે નીચે કરવો, તેમાં પાછળનાં જાળીયાં વિગેરેનો દોષ નથી.

ઇ ઘ ણુ અને ય અક્ષરોનો ધ્રુવાક ૨ છે
ઈ ૮ ત અને ર અક્ષરોનો ધ્રુવાક ૧૨ છે
ઉ ચ થ અને લ અક્ષરોનો ધ્રુવાક ૧૫ છે
ઊ છ દ અને વ અક્ષરોનો ધ્રુવાક ૮ છે
એ જ ધ અને શ અક્ષરોનો ધ્રુવાક ૪ છે
ઐ ઝ ન અને ષ અક્ષરોનો ધ્રુવાક ૩ છે
ઓ ગ ા પ અને સ અક્ષરોનો ધ્રુવાંક ૫ છે
ઔ ટ ફ અને હ અક્ષરોનો ધ્રુવાક ૬ છે
તથા—ક ઠ ળ અને ક્ષ અક્ષરોનો ધ્રુવાક ૯ છે

મનુષ્યના નામના આદિ અક્ષરના ધ્રુવાકને માણસના નામના અક્ષરો સાથે ગુણવાથી **નામાંક ફળ** આવે છે, અને તેને આઠે ભાગવાથી મનુષ્યનો **આય** આવે છે, તેની સાથે ઘરનો આય અનુકૂળ હોય તો રાખવો, નહિ તો બદલવો જેમકે—ગુણચદ્રના આદિ અક્ષર ગનો ધ્રુવાક ૨૭ છે, અને નામના અક્ષરો ચાર છે તેનો ગુણાકાર કરવાથી નામાક ફળ ૧૦૮ આવે છે, તેને આઠથી ભાગતા ભાગમા ૧૩ અને શેષમા ૪ રહે છે એટલે-ગુણચદ્રનો ચોથો **શ્વાન આય** આવે છે હવે તના ઘરમા ધ્વાક્ષાય આવે તો ગુણચદ્રનુ મૃત્યુ થાય, માટે તેનો ત્યાગ કરી બીજો આય લેવો ઇષ્ટ છે

૨ **આય**—ક્ષેત્રફળને આઠે ભાગવાથી શેષાક પ્રમાણે પૂર્વ અગ્નિ વિગેરે આઠ દિશાના બળવાળા-૧ ધ્વજ, ૨ ધુમ, ૩ સિહ, ૪ શ્વાન, ૫ બળદ (ગાય), ૬ ખર, ૭ ગજ (હાથી), અને ૮ ધ્વાક્ષ (કાગડો), એમ આઠ આય આવે છે આ આય નીચેના ઘરમાજ લાવવાના છે તે આઠ પૈકીના વિષમ ( એકી-૧-૩-૫-૭ ) આયો શુભ છે ગજનોઆય-પ્રાસાદ, પ્રતિમા, યત્ર, મડપ, શુચિસ્થાન, પતાકા, છત્ર, ચામર, વાવ, કૂવા, તળાવ, ટાકુ, પાલખી, ગાદી, આભૂષણ, અગ્નિકુડ, ચોરી, ધર્મશાળા, દેવાલય, સિહાસન અને મદિર વિગેરેમા શ્રેષ્ઠ છે વૃષ સિહ અને ગજના આય પ્રાસાદ અને નગરના ઘરોમા વધારે શ્રેષ્ઠ છે, તથા બીજા આયો પોત પોતાના કાર્યમા શ્રેષ્ઠ છે વૃષ ગજ સિહ અને ધ્વજ એ ચાર

આયો શ્રેષ્ઠ છે, પણ તેમાં ફેરફાર કરવાની જરૂર પડે તો પૂર્વના આયના કૃત્યમાં પાછળ–પાછળના આય લાવી શકાય છે; પરંતુ પાછળના આયના કૃત્યમાં પૂર્વ–પૂર્વનો આય લાવી શકાતો નથી. અર્થાત—વૃષને સ્થાને ગજ સિંહ અને ધ્વજનો આય, ગજને સ્થાને સિંહ અને ધ્વજનો આય, તથા સિંહને સ્થાને ધ્વજનો આય લાવી શકાય છે; પણ બીજાને સ્થાને વૃષનો આય લાવી શકાતો નથી. ઉદાહરણ જેમકે—પૂર્વોક્ત ક્ષેત્રફળ ૨૨૪૭૯ ને આઠથી ભાગતાં શેષમાં ૭ રહે છે, તો તે ઘરમાં સાતમો આય **ગજ** આવે છે. તે શ્રેષ્ઠ છે. આ ગજને સ્થાને સિંહ કે ધ્વજનો આય લાવીએ તો પણ શુભ છે.

૩ **ગૃહજન્મનક્ષત્ર**—ક્ષેત્રફળના આંકને આઠે ગુણી સત્યાવીશે ભાગતાં શેષમાં જે આંક આવે તે અશ્વિનીથી પ્રારંભીને જેટલામું નક્ષત્ર હોય તેટલામું ગૃહજન્મનક્ષત્ર કહેવાય છે. આ નક્ષત્રથી ગૃહપતિની સાથે ચંદ્ર, તારા, દ્વાર, વર્ગ, નાડી, યોની, લેણાદેણી અને ગણ વિગેરે તપાસવું.

૪ **તારા**—માલીકના જન્મનક્ષત્રથી ઘરના નક્ષત્ર સુધીના આંકને નવે ભાગી નવ તારા લેવી, જે પૈકીની ત્રીજી પાંચમી અને સાતમી તારા હોય તા અશુભ છે.

૫ **દ્વાર**—પરિઘ ચક્રની પેઠે પૂર્વાદિ ચાર દિશામાં કૃત્તિકા વિગેરે સાત સાત નક્ષત્રો સ્થાપી ગૃહજન્મનક્ષત્રથી ચંદ્ર તપાસવો, જે ગૃહસ્થના ઘરમાં જમણી કે ડાબી તરફનો હોય તો શુભ છે, પ્રાસાદ રાજમહેલ અને લક્ષ્મીમંદિર વિગેરેમાં સન્મુખ ચંદ્ર શુભ છે, તથા ઘરમાં એક નાડી–નાડીવેધ, અવિરૂદ્ધ યોનિ, લેણું અને દેવગણ હોય તો અત્યંત શ્રેષ્ઠ છે.

ઉદાહરણ જેમકે—ક્ષેત્રફળ ૨૨૪૭૯ ને આઠે ગુણતાં ૧૭૯૮૩૨ થયા, જેને સત્યાવીશે ભાગતાં શેષ ૧૨ રહે છે, તો તે ઘરનું જન્મનક્ષત્ર અશ્વિનીથી ગણતાં બારમું ઉત્તરાફાલ્ગુની આવે છે. તે દક્ષિણની ભીંતે આવે છે, આઠમી તારા છે, આદ્યનાડી છે, ગાયની યોનિ છે, અને મનુષ્ય ગણ છે.

૬ **રાશિ**—ક્ષેત્રફળને ૩૨ થી ગુણી ૧૦૮ થી ભાગવું, શેષ

રહે તેમા એક ઓછો કરી ૯ થી ભાગ દેવો જેથી ભાગમા ગત રાશિનો આક અને શેષમા ઇષ્ટગશિનો ભોગ્ય નવાશઆવે છે, આ રીતિથી પ્રીતિષડાષ્ટક બીયાબારમુ અને ગ્રહમૈત્રી વિગેરે જોવુ.

ઉદાહરણું જેમકે—ક્ષેત્રફળ ૨૨૪૭૯ ને બત્રીશથી ગુણતા ૭૧૯૩૨૮ થાય, તેને ૧૦૮ થી ભાગતા શેષમા ૪૮ આવ્યા, તેમાથી એક ઓછો કરતા ૪૭ રહ્યા, જેને ૯ થી ભાગવાથી ભાગમા ૫ નો અને શેષમા ૨ નો આક આવે છે, એટલે- પાંચમી સિહરાશિ ભોગવાઇ ગઇ[1] છે, કન્યારાશિ ચાલે છે, બીજો નવાશ કે ઉ૦ ફા૦ નો ત્રિજો પાદ ચાલે છે, ઘરધણીની કુભરાશિ સાથે કન્યારાશિનુ **પ્રીતિષડષ્ટક** છે જે શુભ છે

૭ **વ્યય**—ઘરના સત્યાવીશ નક્ષત્રોમા અનુક્રમે વારાફરતી શાત, ક્રૂર, પ્રદ્યોત, શ્રેયાન્, મનોરમ, શ્રીવત્સ, વૈભવ અને ચિતાત્મક નામના આઠ વ્યયો કહેલા છે અર્થાત્,-ઘરનુ અશ્વિની નક્ષત્ર હોય તો શાત, ભરણી હોય તો ક્રૂર, રોહિણી હોય તો પ્રદ્યોત, એમ અતિમ રેવતી નક્ષત્ર હોય તો પ્રદ્યોત વ્યય આવે છે આય આઠ છે તેમ વ્યય પણ આઠ છે તેમા ધ્વજ આયની સાથે શાત વ્યય, અને બીજા દરેક આયની સાથે પોતાથી એક આક ઓછો વ્યય શુભ છે ચિતાત્મક વ્યય ત્યાજ્ય છે

( શિલ્પના મતાતર પ્રમાણે તો ધ્વજ આયની સાથે અધિક આકનો વ્યય હોય તો પણ હરકત નથી **શિલ્પદીપક** ક૦ ૩૫૮)

આયના આકથી વ્યયનો આક અધિક હોય તો **રાક્ષસ વ્યય**, સમાન હોય તો **પિશાચવ્યય**, અને ઓછો હોય તો **યક્ષવ્યય** કહેવાય છે. આ ત્રણમા યક્ષ વ્યય શ્રેષ્ઠ છે ઉદાહરણ —અશ્વિની નક્ષત્રથી શાત વિગેરે વ્યય ગણતા ઉત્તરાફાલ્ગુની

---

૧ નક્ષત્ર પરથી રાશિ કાઢવી હોય તો ઉત્તરાફાલ્ગુની ૧૨×૪=૪૮—૯=૫—$\frac{3}{9}$ ભુક્ત રાશિ ૫ સિહ, અને કન્યાનો ત્રીજો નવાશ, એટલે ઉત્તરાફાલ્ગુનીનો ચોથો પાદ આવે છે એમ બીજા કન્યા નવાશે નક્ષત્રનો ત્રિજો પાદ આવે છે ભોગ્ય ( ભોગવાતા ) નવાશની સ્પષ્ટતા કરવા માટે ઉપર ૧ આક ઓછો કરેલ છે

નક્ષત્રમાં ચોથો શ્રેયાન્ વ્યય આવે છે, તે યક્ષનો વ્યય છે. જે વ્યયથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.

૮ **અંશ**—ક્ષેત્રફળનો આંક, ઘરના નામના અક્ષરોનો આંક, અને વ્યયનો આંક, એ ત્રણેનો સરવાળો કરી ત્રણથી ભાગ દેવો. તેમાં શેષમાં ૧, ૨ અને ૦ રહેવાથી અનુક્રમે **ઈંદ્ર યમ** અને **રાજાના** અંશો આવે છે. આ ત્રણ અંશોમાં યમ અંશ અધમ છે, રાજાંશ મધ્યમ છે. અને ઈંદ્રાંશ ઉત્તમ છે.

**શિલ્પદીપક**માં કહ્યું છે કે—પ્રાસાદ, પ્રતિમા, પીઠ, વેદી, કુંડ, ધ્વજા, સુખસ્થાન, નાટકશાળા, ઉત્સવભૂમિ વિગેરેમાં ઈંદ્રાંશ શ્રેષ્ઠ છે. વ્યંતરના મંદિર, ગ્રહભુવન, માત્રિકા પ્રાસાદ, વ્યાપાર સ્થાન, ક્ષેત્રપાળનું મંદિર, કમળનું ઘર, ખાટકીનું ઘર, આયુધશાળા, વિગેરેમાં યમાંશ દેવો સારો છે. અને સિંહાસન, શય્યા, ઘોડાર, હાથીશાળા, રાજ્ય સામગ્રીનું સ્થાન, કચેરી, નગર વિગેરેમાં નૃપાંશ દેવો શ્રેષ્ઠ છે. જેમકે—ક્ષેત્રફળનો આંક ૨૨૪૭૯, ધ્રૂવ ઘરના નામના અક્ષરોનો આંક ૨, અને શ્રેયાન્ વ્યયનો આંક ૪ છે; તે ત્રણેનો સરવાળો કરતાં ૨૨૪૮૫ થાય છે, જેને ત્રણથી ભાગતાં શેષ૦ રહે છે. તો આ રીતે નૃપાંશ થયો તે શુભ છે.

આ પ્રમાણે—નવા ઘરમાં, પ્રાસાદમાં, ગર્ભગૃહમાં, રંગમંડપમાં, ગભારાની બારી—બારણામાં, ચોતરામાં, અને ગામ વિગેરમાં નીચેની [1]ભૂમિમાં આય વ્યય વિગેરે તપાસવા; પણ મૂળ સ્થાન સાથે જોડાયેલ ખંડ. ઓસરી પરશાળ વિગેરેમાં આય વિગેરેની જરૂર નથી. આ રીતે ગુણ—દોષ તપાસી, સમાન વ્યયવાળું, અધિક વ્યયવાળું, યમના અંશવાળું, વિરૂદ્ધ રાશિ વાળું, વિરૂદ્ધ તારાવાળું. અને ઘરધણીના નામના અક્ષર જેટલા અક્ષરવાળું નવું ઘર ત્યજવું. એમ શ્રી હેમહંસ ગણી કહે છે.

---

૧ નીચેની ભૂમિમાં અને ઉપરના માળમાં ઉચાઈ લંબાઇ અને પહોળાઈમાં તફાવત હોય છે, માટે માળવાળા ઘરમાં પણ નીચેની ભૂમિમાં જ આયવ્યય વિગેરે જોવાં. પહેલી ભૂમિ કરતાં માળની ભૂમિની ઉચાઈ બારમે ભાગે ન્યૂન ( ઓછી ) હોય છે.

અન્ય સ્થાને કહ્યુ છે કે—આયાદિક નવ અંગોમાથી નવ આત પાચ અથવા ત્રણ અંગો શુભ હોય તો તે ઘર શ્રેષ્ઠ છે તેથી અધિપતિ, ઉત્પત્તિ, તત્ત્વ અને આયુષ્ય વિગેરેની પણ અનુકુળતા જોવાય છે તે નીચે પ્રમાણે છે.

૯ **અધિપતિ**—આય અને વ્યયનો સરવાળો કરી આઠે ભાગ દેવો, શેષમા જેટલામો અંક રહે તેટલામો ઘરનો અધિપતિ જાણવો આ અધિપતિ આઠ છે, અને તેઓના નામ અનુક્રમે-વિકૃત, કર્ણક, ક્ષુદ્ર, વિતથસ્વર, બિલાડો દુંદુભિ, દાત અને કાન છે તેમાથી એકી આકના અધિપતિનુ, ઘર શુભ છે

૧૦ **વર્ગવેર**—ઘર તથા ઘરધણીના નામના ગરુડ વિગેરે વર્ગ શોધવા, અને તેમાં પરસ્પર વિરોધી વર્ગવાળા ઘરનો ત્યાગ કરવો

૧૧ **ઉત્પત્તિ**—ઘરના નક્ષત્રોને પાચથી ભાગ દેવો, શેષમા રહેલા આંક ઉપરથી પાચ પ્રકારની ઘરની ઉત્પત્તિ થાય છે, જે અનુક્રમે-૧ ધણદાન, ૨ સુખ પ્રાપ્તિ, ૩ શ્રી પ્રાપ્તિ, ૪ ધન પ્રાપ્તિ, અને ૫ પુત્ર પ્રાપ્તિ કરાવે છે

૧૨ **તત્ત્વ**—ક્ષેત્રફળને ૩ થી ગુણી પાચથી ભાગ દેવાથી શેષમા ઘરના પૃથ્વી આદિ પાચ તત્વો આવે છે, તે પૈકીમા જો પૃથ્વી તત્વવાળુ ઘર હોય તો ધન-ધાન્યની વૃદ્ધિવાળુ થાય છે, લાબુ આયુષ્ય ભોગવી જીર્ણ થાય છે જળતત્વવાળુ ઘર પાણીના ઝપાટાથી હચમચી જાય છે અગ્નિતત્વવાળા ઘરમા અગ્નિદાહ થાય છે વાયુ તત્વવાળા ઘરમા વાયુનો પ્રકોપ થાય છે અને આકાશ તત્વવાળા ઘરમા કોઇ વાસ કરી શકતુ નથી, છતા કોઇ વાસ કરે તો અકસ્માત થાય છે, તેમજ સંતતિનો નાશ થાય છે

૧૩ **આયુષ્ય**—ક્ષેત્રફળને આઠે ગુણવાથી જે આંક આવે તેટલી ઘડીઓનુ ડાકરી-માટીવાળા ઘરનુ આયુષ્ય જાણવુ, ઈંટ માટી અને ચુનાના ઘરનુ તેથી ૧૦ ગણુ, ઈંટ

પત્થર અને શીસાના ઘરનું ૯૦૦ ગણું, તથા ધાતુના ઘરનું ૧૬૧૦૦૦ ગણું આયુષ્ય જાણવું.

નિમિત્તીયાએ આ પ્રમાણે બળાબળ તથા ગામની લેણા દેણી જોઇ ઘરના પ્રારંભનો કાળ કહેવો, તે આ પ્રમાણે—બ્રાહ્મણ વિગેરે ચારેને ધ્વજ વિગેરે ચાર આયો અને અનુક્રમે પશ્ચિમ વિગેરે ચાર દિશાનાં બારવાળાં ઘર શ્રેષ્ટ છે, કેમકે આયો પ્રવેશમાં સામા રહે તે લાભકારક છે. એટલે—બ્રાહ્મણને પશ્ચિમાભિમુખ તથા ધ્વજના આયવાળું, રાજાને ઉત્તરાભિમુખ તથા સિંહના આયવાળું, વૈશ્યને પૂર્વાભિમુખ તથા વૃષના આયવાળું, અને શૂદ્રને દક્ષિણ તરફના બારવાળું તથા ગજના આયવાળું ઘર શ્રેષ્ઠ છે. શિલ્પ ગ્રંથમાં તો કહ્યું છે કે—સિંહ વૃશ્ચિક અને મીન રાશિવાળાએ પૂર્વમુખી, કર્ક કન્યા અને મકર રાશિવાળાએ દક્ષિણમુખી મિથુન તુલા અને ધન રાશિવાળાએ પશ્ચિમમુખી, તથા મેષ વૃષ અને કુંભ રાશિવાળાએ ઉત્તરમુખી ઘર કરવું તે શુભ છે.

ઘરના પ્રારંભમાં ખુંટી નાખી દોરી બાંધવી, ખોદવું, અને શિલા સ્થાપવી; એમ ત્રણ ક્રિયાઓ કરાય છે. તે દરેક કાર્યમાં નીચે મુજબ શુદ્ધિ તપાસવી. **નારચંદ્રમાં** કહ્યું છે કે—

" [1]मार्गः पौषश्च वैशाखः, फाल्गुनः श्रवणस्तथा ।
एते शस्ता गृहारम्भे, वास्तुशास्त्रप्रकीर्तिताः ॥ १ ॥"

---

१ चैत्रे शोककरं विन्द्यात्, वैशाखे च धनागमः ।
ज्येष्ठे चैव भवेत्कष्ट—माषाढे पशुनाशनम् ॥ १ ॥
श्रावणे धनवृद्धिश्च, सुखं भाद्रपदे तथा ।
आश्विने कलहश्चैव, कार्तिके आयुरेव च ॥ २ ॥
मार्गे च धनसंप्राप्तिः, पौषे च धनसंपदः ।
माघे चाऽग्निभयं चैव, फाल्गुने न शुभं भवेत् ॥ ३ ॥
( पाठान्तरे तु—) ज्येष्ठे मासे मरणं, भाद्रपदे तु धनशून्यम् ।
कार्तिके वृत्तिच्छेदः, फाल्गुने विपुलधनवृद्धिः ॥४॥ (नारचन्द्र टीप्पण)

કાર્તિકાદિ માસમાં ગૃહ પ્રારંભ કરવાથી ભર્તૃનાશ, ધનાપ્તિ. કામસંપદા, અગ્નિભય, શ્રી, શોક, ધન, પીડા, પશુનાશ, ધનવૃદ્ધિ, ઉજ્જડ, અને ક્લેશ થાય છે. शिल्पदीपक १।१३

**અર્થ**—" ઘરના પ્રારભને વિષે વાસ્તુશાસ્ત્રમા કહેલા માગશર, પોષ, વૈશાખ, ફાગણ અને શ્રાવણ માસ પ્રશસ્ત છે ॥ ૧ ॥ "

દરેક માસના ગૃહારભ કરવાના ફળ માટે નારચન્દ્ર ટીપ્પણમા કહ્યુ છે કે—

## ( मंदाक्रान्ता )

" शोको धान्यं मृति-पशुहृती द्रव्यवृद्धिर्विनाशौं,
युद्ध भृत्यक्षिति रथ धन श्रीश्च वह्निभय च ।
लक्ष्मीप्राप्तिः भवति भवनारम्भकर्तुः क्रमेण,
चैत्र्याद्यूचे मुनिरिति फल वास्तुशास्त्रोपदिष्टम् ॥ १ ॥ "

**અર્થ**—" ચૈત્રાદિ માસમા ભવનનો પ્રારભ કરનારને અનુક્રમે–શોક, ધાન્ય, મૃત્યુ, પશુનાશ, દ્રવ્યની વૃદ્ધિ, વિનાશ, યુદ્ધ, નોકરની હાનિ, ધન, શ્રી, અગ્નિભય, અને લક્ષ્મીની પ્રાપ્તિનુ ફળ મળે છે, એ પ્રમાણે વાસ્તુશાસ્ત્રમા કહેલ ફળ મુનિ જણાવે છે

વળી ઉત્તરાભિમુખ તથા દક્ષિણાભિમુખ ઘરના પ્રારભમા મેષ વૃષ તુલા અને વૃશ્ચિક, તથા પૂર્વાભિમુખ અને પશ્ચિમાભિમુખ ઘર માટે કર્ક સિંહ મકર અને કુભ સક્રાતિ શુભ છે, બાકીની સક્રાતિ ચારે દિશાના ઘરમા અશુભ છે કેટલાએક તો મેષાદિ ધનાદિ અને સિંહાદિ રાશિમા અનુક્રમે પૂર્વ દક્ષિણ પશ્ચિમ અને ઉત્તર દિશાના મુખવાળા ઘરનો નિષેધ કરે છે

**તિથિઓ** ૧–૨–૩–૫–૭–૧૦–૧૧–૧૩ અને ૧૫ શુભ છે **શિલ્પ ગ્રન્થમા** કહ્યુ છે કે–પૂર્વમુખી દ્વારવાળુ ઘર પુનમથી વદ આઠમ સુધી ઉત્તરમુખી ઘર વદી ૯ થી ૧૪ સુધી, પશ્ચિમ મુખી ઘર અમાસથી શુદિ ૮ સુધી, અને દક્ષિણાભિમુખી ઘર શુદિ ૯ થી ૧૪ સુધી કરવુ નહિ પણ ચતુર્મુખી દ્વારવાળા ઘરમા આ તથા બીજા દિગ્દોષો હોતા–

નથી. રવિ સોમ બુધ ગુરૂ અને શુક્રવાર શુભ છે. શુભ યોગ શુભ હોય તો મંગળ લેવાનું શિલ્પગ્રન્થો જણાવે છે, તેમજ શનિવારે ઘર પ્રારંભ વિગરે સ્થિર કાર્ય કરવાનું **શ્રીહેમહંસ** ગણિ ફરમાવે છે.

"कर्तुः स्थितिर्नो विधुवास्तुनोर्मे, पुरः स्थिते पृष्ठगते खनिष्यात्।

" અર્થ—ચંદ્ર નક્ષત્ર અને ઘર નક્ષત્ર સન્મુખ હોય તો ઘરધણી તેમાં વસી શકતો નથી, અને પાછળ હોય તો તે ઘરમાં ખાતર પડે છે. માટે આ રીતે તેમાં ખાત કરવું નહિં "આ નિયમ માત્ર ગૃહસ્થના ઘર માટે છે.

ચંદ્રબળ તથા તારાબળ વિગેરે પણ તપાસવું.

**વાસ્તુશાસ્ત્ર ગ્રન્થમાં** કહ્યું છે કે-પાશ અને કાળ અધો અને ઉર્ધ્વ દિશામાં હોય ત્યારે વાસ્તુ અને ધ્વજારોપણનાં કાર્ય કરવાં નહિં. અર્થાત—પૂર્ણાતિથિમાં ખાત અને ધ્વજારો-પણનો નિષેધ છે. **બ્રહદ્ જયોતિષ સારમાં વૃષચક્રથી** જણાવે છે કે સૂર્ય નક્ષત્રથી ઇષ્ટ નક્ષત્ર સુધી ગણવું. જો ઇષ્ટ નક્ષત્ર પહેલા ૩ માં હોય તો લક્ષ્મી, અને ત્યાર પછીના અનુક્રમે ૪ માં ઉજડ, ૪ માં શ્થિરતા ૪ માં લક્ષ્મી ૪ માં દરિદ્રતા ૪ માં ધન ૨ માં રોગ, અને ૩ માં મૃત્યુ થાય છે. આ વૃષચક્રના શુભ દિવસે ઘરનો પ્રારંભ કરવો.

ઘરના પ્રારંભમાં શુભ ગ્રહવાળા અને શુભ ગ્રહની દૃષ્ટિ વાળાસ્થિર અથવા દ્વિસ્વભાવ રાશિમાં લગ્ન અને ચંદ્ર હોય, તથા દશમા સ્થાનમાં સૌમ્ય ગ્રહો હોય તો શ્રેષ્ઠ છે. ગુરૂ કેન્દ્ર-માં હોય, લગ્નમાં સ્વગૃહી ચંદ્ર હોય, જન્મેશ રાશીશ સૂર્ય ચંદ્ર ગુરૂ તથા શુક્ર ઉચ્ચના હોય, સ્વગૃહી હોય, અસ્તના ન હોય, નીચના ન હોય, બળવાન્ હોય, અથવા દરેક ગ્રહો સ્વ-ગૃહી મિત્રગૃહી કે ઉચ્ચ સ્થાનના હોય તો શુભ છે. સૌમ્ય ગ્રહો કેન્દ્ર કે ત્રિકોણમાં હોય, અને ક્રૂરગ્રહો ત્રીજે છઠ્ઠે તથા આઠમે સ્થાને હોય તો તે ગૃહ પ્રારંભ માટે શુભ છે તથા

પ્રવેશમા કહેવાશે તેવી ગ્રહસ્થિતિ હોય તો શ્રેષ્ઠ છે ખાતમાં રવિ અને મંગળ સિવાયના ગ્રહોના નવાંશો શ્રેષ્ઠ છે લગ્ન અને ગ્રહના બળથી ઘરનું આયુષ્ય પણ શોધી શકાય છે

**ભૂમિ પરીક્ષામા** જમીનને ખોદતા હાડકું વિગેરે નીકળે છે તે [1]શલ્ય કહેવાય છે, તે શલ્યની શુદ્ધિ કરીને ઘર કરવું. તે માટે કહ્યું છે કે—

"अधः पुरुष मात्रात्तु, न शल्य दोषद गृहे ।
जलान्तिक स्थित शल्य प्रासादे दोषद नृणाम् ॥ १ ॥ ४० ॥"

અર્થ—" ઘરમા પુરૂષ પ્રમાણ ભૂમિ સુધીના ભાગનું શલ્ય દુષ્ટ છે, પરંતુ પ્રાસાદ–મંદિરમા તો, જળ આવે ત્યા સુધીના નીચેના ભાગમા રહેલું શલ્ય મનુષ્યને દુ:ખ આપ

---

૧ રાફડો, પોનાણુ, કાટ, હાડકું, ખોપરી, વાળ, રાખ વિગેરે શલ્ય કહેવાય છે, તે નીકળે તો નુકશાન કારક છે ( श्राद्धविधि ) હીન ભૂમિવાળુ, ત્રીજા-ચોથા પહોરમા વૃક્ષ કે ધ્વજાની છાયાવાળું જિન-મન્દિરની પાછળ રહેલું, જિનમંદિરની છાયા કે દૃષ્ટિવાળું, ગામના ઇશાન ખુણામા રહેલું, અન્યાયથી કરેલું, હલકા કાષ્ઠવાળું, વિરૂદ્ધ થાભલાવાળું, મંદિર કુવો વિગેરેના પત્થર કે કાષ્ઠથી બનાવેલું, પોતાની મેળે ઉઘડતા બારવાળું, યુદ્ધચિત્ર દેવચિત્ર અને રૂપિના ચિત્રવાળું, દૂધ ઝરતા વૃક્ષવાળું, પ્રમાણ વગરનું ઝાડ, ઘાણી, રેંટીયો, બીજા ઘરનો ખુણો, માર્ગ, ખીલો, કોસ, થાભલો, અને કૂવો વિગેરેની સામેના બારવાળુ, કારીગરો માથે કપટ રમી કરાવેલું અને બહુ બારણાવાળુ ઘર હાનિકારક છે

સુભૂમિવાળુ, ન્યાય દ્રવ્યથી કરેલું, ઉત્તમ પત્થર અને ઉત્તમ કાષ્ઠ-વાળુ, જયણાથી ઇંટ ચુનો તૈયાર લઇ તેનાથી કરેલું, પ્રાકાર, ગજમાર્ગ કે ઘરના બે ખુણાની સામે રહેલ બારણાવાળુ, કારીગરને સંતુષ્ટ રાખી કરાવેલું, કલશ, વૃક્ષ, વેના, ફળ, ફુલ, સરસ્વતી, લક્ષ્મી, નિધાન, વર્ધ-માન આઠ મંગળ તથા ચૌદ સ્વપ્નના ચિત્રવાળું, સ્નાત્ર મહોત્સવ, સંઘ ભક્તિ, સુમુહૂર્ત, અને શુભ શકુનમા પ્રવેશ કરાયેલુ ઘર શુભ છે

ધર્મસ્થાનમા કુવા વાવ અને રાજમંદિર વિગેરેના કાટ વાપરવા વામા દોષ નથી ઘરની જમણી બાજુ અગ્નિ, પાણી, વાયુ દીવો, અને ગાયનું સ્થાન બનાવવુ, તથા ડાબી બાજુ ભોજન, ધાન્ય, દ્રવ્ય, વાહન, અને દેવભૂમિ બનાવવા "( आरम सिध्धि, जैन तत्त्वादर्श )

ઘરની ઇશાન પૂર્વ પશ્ચિમ કે ઉત્તરમા કુવો કરે તે શ્રેષ્ઠ છે શિલ્પ० ૬–૭

નાર છે. અર્થાત્–ઘરમાં પુરૂષ પ્રમાણ અને મંદિરમાં પાણી આવે ત્યાં સુધી પાયો ખોદી શલ્યની શુદ્ધિ કરવી ॥ ૧ ॥"

ગૃહ આરંભના સ્થાન માટે **ઉદયપ્રભસૂરિ** કહે છે કે– ભાદરવો આસો તથા કાર્તિક માસ હોય તો ઉત્તર દિશામાં માગશર પોષ તથા મહા માસ હોય તો પૂર્વ દિશામાં, ફાગણ ચૈત્ર તથા વૈશાખ માસ હોય તો દક્ષિણમાં, અને જેઠ અસાડ કે શ્રાવણ માસ હોય તો પાશ્ચિમ દિશામાં ખાત કરવું.

એક હસ્ત લિખિત **બંગાળી પ્રત**માં પણ આજ પ્રમાણે ખાતની દિશા કહેલ છે. ( ભારતવર્ષ પ. ૧૨ )

વાસ્તુશાસ્ત્રમાં કહ્યું છે કે–વૃષ (વૈશાખ) આદિ ત્રણ ત્રણ સંક્રાન્તિમાં અનુક્રમે વાયવ્ય નૈરૂત્ય અગ્નિ અને ઇશાન ખુણામાં ખાત તથા શિલા સ્થાપન કરવું. **શીલ્પ** દીપકમાં કહ્યું છે કે–મિથુનાદિ ત્રણ ત્રણ સંક્રાન્તિમાં અનુક્રમે અગ્નિ નૈઋત્ય વાયવ્ય અને ઇશાનખુણામાં ખાત કરવું, પણ તેજ મકાનને પૂર્વ દક્ષિણ અને પશ્ચિમ દિશામાં ખાત, શિલાસ્થાપન કે બારણું વિગેરે કાંઇ પણ કરવું નહિં; કેમકે–ખાત કુક્ષિમાં કરાય છે, જ્યારે ઉત્તર દિશામાં મુખ હોય છે, માટે તે દિશાનો ત્યાગ કરવો. ( शिल्प० १॥ ४२ )

આ પ્રમાણે અન્ય ગ્રન્થોમાં વાસ્તુ વિચાર જણાવેલ છે, પરંતુ ગ્રન્થકાર સૂરિ મહારાજ આવી રીતે સમસ્ત દિનશુદ્ધિ જણાવતા નથી. એટલેકે–આદરેકમાં માસ તિથિવાર વિગેરેની સામાન્ય દિનશુદ્ધિ તપાસવી, અને નક્ષત્રશુદ્ધિ દરેકમાં જુદી જુદી તપાસવી. આ ઉદ્દેશથી માત્ર ગૃહારંભના શુભ નક્ષત્રોજ જણાવે છે. તેઓ કહે છે કે–ચૈત્યનો પ્રારંભ કરતાં સૂત્રપાતમાં ( ખીંટી સ્થાપી દોરી બાંધવામાં ) રોહિણી અને ત્રણ ઉત્તરા એ ધ્રુવ નક્ષત્રો, મૃગશર, ચિત્રા અનુરાધા અને રેવતી, એ મૃદુ નક્ષત્રો: તથા હસ્ત, પુષ્ય, ધનિષ્ઠા, શતભીષા, અને સ્વાતિ નક્ષત્ર શુભ છે. વળી શિલા સ્થાપવામાં ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ; રેવતી, રોહિણી, હસ્ત, મૃગશર, અને શ્રવણ નક્ષત્રો શ્રેષ્ઠ છે.

આ બન્ને કાર્યમાં દુષ્ટ ચર અને ક્રૂર નક્ષત્રોનો ત્યાગ કરવો એક સ્થાને નોધ છે કે ગૃહ પ્રારભમા શગ્ણુ પચક ( મકર કે કુભનો ચદ્ર હોય ત્યારે ઉત્તરાષાઢા વિગેરે પાચ નક્ષત્ર) નો ત્યાગ કરવો (હસ્તલિખિત બગાળી પ્રત B ૫/૧૨) કૃતિકા નક્ષત્ર તો અવશ્ય ત્યજવુ શિલ્પ ગ્રન્થમા કહ્યુ છે કે–

" अग्निनक्षत्रगे सूर्ये, चन्द्रे वा सस्थिते यदि ।
निर्मित मदिर नून, अग्निना दह्यतेऽचिरात् ॥ १ ॥"

અર્થ—" અગ્નિ નક્ષત્રમા સૂર્ય કે ચદ્ર હોય તો તે વખતે કરેલુ મદિર અગ્નિવડે અવશ્ય ટુકી મુદતમા બળે છે ॥ ૧ ॥ " ખાતમા સૂતિ'પૃથ્વીનો યોગ હોય તો શ્રેષ્ટ છે

નવા ઘરના બારણાની સ્થાપના માટે નીચે મુજબ તપાસવુ —

"ध्वजादिका सर्वदिशि ध्वजे मुख, कार्यं हरौ पूर्वयमोत्तरे तथा ।
प्राच्यां वृषे प्राग्यमयोर्गजेऽथवा, पश्चादुदक्पूर्वयमे द्विजादित ॥१॥"

અર્થ—" ધ્વજ વિગેરે આઠ આયો લાવવા પછી ધ્વજાય હોય તો સર્વ દિશામા, સિહાય હોય તો પૂર્વ દક્ષિણ તથા ઉત્તરમા, વૃષાય હોય તો પૂર્વ દિશામા, અને ગજાય હોય ત્યારે પૂર્વ તથા દક્ષિણ દિશામા બારણુ મૂકવુ, અથવા બ્રાહ્મણ વિગેરે ચાર જાતિના ઘરમા અનુક્રમે–પશ્ચિમ ઉત્તર પૂર્વ અને દક્ષિણ દિશાવાળા બારણા મૂકવા [ शि० ६ / ३ ]

અગ્નિ નૈૠત્ય વાયવ્ય અને ઇશાનમા ખાત કર્યુ હોય તે અનુક્રમે[1]–પશ્ચિમ ઉત્તર પૂર્વ અને દક્ષિણમા બારણુ મૂકવુ નહિ તથા દ્વારચક્ર નીચે મુજબ તપાસવુ —સૂર્ય નક્ષત્રથી અભિજિત્ નક્ષત્રની ગણનાથી ચદ્રનક્ષત્ર સુધી ગણવુ, અને ચાર ચાર નક્ષત્રનુ ફળ તપાસવુ તે ચાર ચાર નક્ષત્રનુ ફળ અનુક્રમે–લક્ષ્મી, નેષ્ટ, નેષ્ટ, સુખ, સુખ, મૃત્યુ અને કલહ છે [ शि० ६ १६ ] આ પ્રમાણે દ્વારચક્ર તપાસી શુભ નક્ષત્ર અને શુભ દિવસે બારણુ મૂકવુ

હવે પ્રવેશના નક્ષત્રો કહે છે–

**सतभिसपुस्सधणिट्ठा,**
**मिगसिरधुवमिउअणर्हि सुहवारे।**
**ससिगुरुसिए उइए,**
**गिहे पवेसिज्ज पडिमाओ ॥ ८८ ॥**

અર્થ–શતભિષા, પુષ્ય, ધનિષ્ઠા, મૃગશર, ધ્રુવ, અને મૃદુ નક્ષત્રમાં શુભવારે; અને ચંદ્ર ગુરૂ તથા શુક્રનો ઉદય હોય ત્યારે પ્રતિમાનો ઘરમાં પ્રવેશ કરાવવો. ॥ ૮૮ ॥

**વિવેચન**—સૂરિ મહારાજ જિનમંદિરમાં પ્રવેશ કરવાની દિનશુદ્ધિ દેખાડે છે. પણ નવું ગામ, નવું ઘર, સુધારેલ ઘર, રાજમહેલ, જિનમંદિર, વિગેરે દરેકમાં પ્રવેશ કરવા માટે એક સરખી દિનશુદ્ધિ જોવાય છે; જે નીચે મુજબ છે—

નવા ગામમાં તો અનુકૂળ રાશિ તથા કાંકણી વિગેરે તપાસી શુભ દિવસમાં પ્રવેશ કરવો. તે માટે કહ્યું છે કે–પોતાની જન્મરાશિથી ગામની રાશિ પહેલી ત્રીજી છઠ્ઠી કે સાતમી તોય તો પોતાનું દ્રવ્ય નાશ પામે છે; અને પગલે પગલે પીડા થાય છે. ચોથી આઠમી કે બારમી રાશિ હોય તો

---

૧ मध्ये न स्थापयेद् द्वारं, गर्भे नैव परित्यजेत् ।
किञ्चिन्मात्रे च ईशानं, द्वारं स्थापयेद् ध्रुवम् ॥ शि० ४ । २ ।
कुक्षिद्वारं न कर्तव्यं, पृष्ठद्वारं विवर्जयेत् ।
पृष्ठे चैव भवेद्रोगी, कुलक्षयं विनिर्दिशेत् ॥

ઝાડ, ધાણી, રેંટીયો, ઘરનો ખુણો, શેરીમાર્ગ, ખીલો, ચોચોડો, થાંભલો અને કૂવો સામે આવે કે વચમાં રહે તેમ બારણું મૂકવું નહિં. પણ તે વસ્તુ ઉંચાઇથી બમણીજમીનપછીની જમીનમાં દૂર હોય, ભીતનું આંતરૂં હોય, સામે કિલ્લો કે રાજમાર્ગ હોય, અથવા સામે બે ખુણાની સંધિ થતી હોય તો બારણું મૂકવામાં હરકત નથી [शिलपदीपक ३ । ११ ]

દ્રવ્ય જ્યા પેદા થાય ત્યાજ ખર્ચાય છે-નાશ પામે છે બીજી નવમી દસમી કે અગીયારમી હોય તો ઇષ્ટ ફળની પ્રાપ્તિ થાય છે [ आ० ३ / २३ टीका ]

શિલ્પગ્રન્થમા કહ્યુ છે, કે-ગામ અને પોતાના બન્ને વર્ગને પાસે પાસે સ્થાપવા પહેલાને બમણા કરી બીજા ઉમેર વા, અને આઠથી ભાગ દેવો શેષ વધે તેટલી કાંકણી પહેલા વર્ગવાળો માંગે છે ઉત્ક્રમે સ્થાપી બીજા વર્ગ માટે પણ આજ રીતે તપાસવુ જેમકે-**વિશ્વનગરમા ધનજય** રહેવા ધારે છે. તો ગામનો વર્ગ સાતમો અને મનુષ્યનો વર્ગ પાચમો છે સાતને બમણા કરી પાચ ઉમેરી આઠે ભાગતા ત્રણ વધે છે આ રીતે ગામ ધનજય પાસે ૩ કાકણી માગે છે વળી પાચને બમણા કરી સાત ઉમેરી આઠે ભાગતા શેષમા ૧ રહે છે, જેથી મનુષ્ય ગામ પાસે એક કાકણી માગે છે આ રીતે ગામ ધનજય પાસે માગે છે એમ સમજી શકાય છે બીજી રીતે ૫-૭-૮=૭¾=૦lll, ૭-૫-૮=૬¾=૧lll, આ રીતે પ્રથમ અક્ષરવાળો દેવાદાર મનાય છે, એટલે-પુરૂષ ૧ વસાનો દેવાદાર છે આ રીતે તપાસીને પ્રવેશની શુદ્ધિ લેવી

**મુહૂર્ત ચિતામણિ**મા કહ્યુ છે કે-પ્રવેશ માટે ઉત્તરાયણ, મહા, ફાગણ, વૈશાખ, અને જેઠ મહિના શ્રેષ્ઠ છે, કાર્તિક તથા માગશર મધ્યમ છે એક **બિબ પ્રવેશવિધિ**મા કહ્યુ છે કે—મહા માસમા ગૃહ ચૈત્યમા બિબપ્રવેશ કરાવે તો તે અગ્નિનો ભય કરાવે છે, એટલે તે અશુભ છે, પણ શ્રાવણમા બિબપ્રવેશ રૂડો જાણવો

**તિથિઓમા**—૧-૨-૩-૭-૧૧ શુભ છે પ્રયાણથી નવમી તિથિ, વૃદ્ધિ તિથિ, હાનિતિથિ, રિક્તાતિથિ, દગ્ધા તિથિ, ક્રૂરતિથિ, આઠમ અને અમાસ વર્જ્ય છે છઠ્ઠ અને બારશ ધ્રુવ કાર્યમા શ્રેષ્ઠ છે, પણ નોમનો તો અવશ્ય ત્યાગ કરવો જોઇએ વારમા-સોમ ગુરૂ અને શુક્ર શુભ છે, બુધ અને શનિ મધ્યમ છે, રવિ અને મગળવાર અશુભ છે, કેમકે તેમા

પ્રવેશ કરવાથી રોગ અને પ્રકોપ થાય છે, જો કે શનિવાર ક્રૂર છે, પણ ઘરના કાર્યમાં તે શુભ છે. પ્રયાણના વારથી નવમોવાર પણ ત્યાજ્ય કહેલો છે.

**નક્ષત્ર** માટે ગ્રન્થકાર સૂરિ મહારાજ પોતે કહે છે કે–જિન પ્રતિમાના પ્રવેશનાં શુભ નક્ષત્રો–રોહિણી, મૃગશર,[1] પુષ્ય, ઉત્તરાફાલ્ગુની, ચિત્રા ( સ્વાતિ ), અનુરાધા, ઉત્તરાષાઢા, ધનિષ્ઠા, શતભિષા, ઉત્તરાભાદ્રપદ અને રેવતી છે. ઉદયપ્રભસૂરિ તો આ દરેક નક્ષત્રોને તથા સ્વાતિને **પ્રવેશ નક્ષત્ર** તરીકે ઓળખાવે છે અન્યસ્થાને પ્રવેશ નક્ષત્રમાં ચિત્રા સ્વાતિ અને શતભિષાનો સ્વીકાર કર્યો નથી. તે માટે કહ્યું છે કે—

" ऋते चित्रां ध्रुवे मैत्रे, धनिष्ठापुष्ययोः शुभः ।
प्रवेशः सितेन्दुगुरौ, स्वस्य जिनबिम्बस्यच ॥ १ ॥ "

**અર્થ**—" ચિત્રા વર્જીને ધ્રુવ, મૈત્ર ( મૃદુ ) ધનિષ્ઠા અને પુષ્ય નક્ષત્રમાં; તથા શુક્ર સોમ અને ગુરૂવારે પોતાનો તથા જિનબિંબનો પ્રવેશ કરાવવો તે શુભ છે ॥ ૧ ॥ " બિંબપ્રવેશ નક્ષત્રોમાં ઘરમાં પણ પ્રવેશ કરી શકાય છે. દૈવજ્ઞવલ્લભકારે દારૂણ, ઉગ્ર, મિશ્ર, ચર અને ક્ષિપ્ર નક્ષત્રમાં રાજાને પ્રવેશનો નિષેધ કરેલ છે. તે માટે કહેલ છે કે—

" विशाखासु राज्ञी च तीक्ष्णेषु पुत्रः,
प्रणाशं प्रयात्युग्रभेषु क्षितीशः ।
गृहं दह्यते वह्निना वह्नि धिष्ण्ये,
चरैः क्षिप्रधिष्ण्यैश्च भूयोऽपि यात्रा ॥ १ ॥ "

**અર્થ**—" વિશાખામાં ગૃહ પ્રવેશ કરવાથી રાણીનો

---

૧ મૂળપાઠમાં મૃદુ નક્ષત્રથી મૃગશરનું ગ્રહણ થાય છે, છતાં બીજીવાર મૃગશર નક્ષત્ર લખ્યું છે તે કેમ લખાયું છે તે સમજી શકાતું નથી. કદાચ પ્રવેશ કાર્યમાં મૃગશરની વિશિષ્ટતા દેખાડવી હોય, અથવા સ્વાતિને સ્થાને લેખનદોષથી મૃગશર લખાઇ ગયું હોય એમ માત્ર સંભવે છે.

નાશ થાય, તીક્ષ્ણમા પુત્રનો નાશ થાય, ઉગ્રમા રાજા મૃત્યુ પામે, ક્રૂરકમા પ્રવેશ કરવાથી અગ્નિ વડે ઘર બળે, અને ચર તથા ક્ષિપ્ર નક્ષત્રમા ફરીવાર યાત્રા કરવી પડે છે ॥૧॥"

લલ્લ કહે છે કે—જે નક્ષત્રમા કોઈ ગ્રહ ન હોય તે નક્ષત્ર પ્રવેશમા વખાણવા લાયક છે, પણ રવિ મગળ અને શનિ ગ્રહવાળુ નક્ષત્ર તો સર્વથા વર્જ્ય છે

ઉદયપ્રભસૂરિ કહે છે કે—

" विधाय वामतः सूर्यं, पूर्णकुम्भपुरस्सरः ।
गृह यद्दिङ्मुख तद्दिग्-द्वारधिष्ण्ये विशेषतः ॥ १ ॥"

અર્થ—સૂર્યને ડાબો રાખીને પૂર્ણ કુભ સહિત જે દિશાના મુખવાળુ ઘર હોય તે દિશાના દ્વારવાળા નક્ષત્રમા પ્રવેશ કરવો તે વિશેષ શુભ છે ॥૧॥" મુહૂર્ત ચિંતામણિની ટીકામા કહ્યુ છે કે–નિર્ગમનથી નવમા નક્ષત્રમા, નવમા માસમા, નવમા વર્ષમા, અને કુભ ચક્રના વર્જ્ય નક્ષત્રોમા પ્રવેશ કરવો નહિ ભાસ્કર કહે છે કે—નવી વહૂને રાત્રે અને વિવાહના નક્ષત્રમા પ્રવેશ કરાવવો રત્નમાળામા કહ્યું છે કે–સ્રીને સૂતિકા ઘરમા અભિજિત્ અને શ્રવણની વચ્ચે પ્રવેશ કરાવવો લલ્લ કહે છે કે—

" स्वनक्षत्रे स्वलग्ने वा, स्वमुहूर्ते स्वके तिथौ ।
गहप्रवेशमाङ्गल्य, सर्वमेतत्तु कारयेत् ॥ १ ॥"

અર્થ—" પોતાના જન્મ નક્ષત્રમા, પોતાના લગ્નમા પોતાના મુહૂર્તમા અને પોતાની તિથિમા ગૃહ પ્રવેશ તથા સર્વ માગલિક કાર્ય કરાવવા ॥ ૧ ॥"

[illegible] પ્રવેશમા [illegible]થનુ ઘર, ગડાત, અસ્થિર, મૃત્યુ, પચક, [illegible] તિથિ, [illegible]મ વિગેરે વિરૂદ્ધ યોગો, તથા વિવાહોક્ત એકાર્ગલ અને વિષ્ક[illegible] [illegible]રવો વળી મગળવાર સાથે અશ્વિની (૨૧) [illegible]નો ત્યાગ [illegible] જે, તેનો પણ ત્યાગ કરવો અને નક્ષત્રનો [illegible]યોગ થાય [illegible] [illegible]ણુ કરવા અનુકૂળ ચદ્ર અને [illegible]માર વિગેરે [illegible] યોગોને ગ્ર[illegible]

તારા લેવા. જન્મ આધાન ચોથી છઠ્ઠી અને નવમી **તારા** પ્રવેશમાં અત્યંત શુભ છે ગ્રન્થકાર સૂરિ મહારાજ કહે છે કે–પ્રવેશમાં **ગુરૂ** તથા શુક્રનો ઉદય હોવો જોઇએ. આ ઉપરથી તેની બાળ અને વૃદ્ધદશાના દિવસોની શુદ્ધિ પણ વિચારવી, પરંતુ જૂનું કે બળેલું ઘર નવું કર્યું હોય, અને તેમાં પ્રવેશ કરવો હોય તો અસ્ત વિગેરેનો વિચાર કરવો નહિં, એમ **શિલ્પદીપક**માં કહ્યું છે. ચંદ્રાસ્તનો કાળ પણ વર્જ્ય છે.

**ઉદયપ્રભસૂરિ** કહે છે કે—પ્રવેશમાં જન્મ લગ્ન, જન્મ રાશિનું લગ્ન, જન્મ લગ્નથી ઉપચય (૩–૬–૧૦–૧૧) સ્થાનનું લગ્ન, જન્મ રાશિથી ઉપચય સ્થાનનું લગ્ન અને સ્થિર લગ્ન શુભ છે. તે દરેકના નવાંશો પણ શુભ છે. વૃષ અને કુંભ લગ્ન વિશેષ શ્રેષ્ઠ છે, અને અતિ આવશ્યક કાર્ય હોય તો દ્વિભાવ લગ્ન તથા દ્વિસ્વભાવ લગ્નના નવાંશો પણ શુભ છે પરંતુ પ્રવેશમાં ચર લગ્નનો સર્વથા ત્યાગ કરવો. **લલ્લ** કહે છે કે–ચર લગ્નમાં કે નવાંશમાં પ્રવેશ કરવાથી અનુક્રમે ફરી પ્રવાસ મૃત્યુ, રોગ, અને ધનનો નાશ થાય છે. પ્રવેશની ગ્રહસ્થાપના માટે **જ્યોતિષસારમાં** કહ્યું છે કે—

" किंदट्ठमंतिकूरा, असुहा तिइगारहा सुहा सव्वे ।
कूरा बीआ असुहा, सेससमा गिहपवेसे अ ॥ १ ॥"

**અર્થ**—" ગૃહ પ્રવેશ કરવામાં કેન્દ્ર, આઠમું અને અંત્ય સ્થાને રહેલ ક્રૂર ગ્રહો અશુભ છે, ત્રીજે અને અગીયારમે સ્થાને રહેલા સર્વ ગ્રહો શુભ છે, બીજે ભુવને રહેલ ક્રૂર ગ્રહો અશુભ છે, અને બાકીના ભુવનમાં રહેલા સર્વ ગ્રહો મધ્યમ છે. ॥ ૧ ॥"

| ગ્રહો | અતિ ઉત્તમ | ઉત્તમ | મધ્યમ | અધમ |
|---|---|---|---|---|
| સૌમ્ય | ૩–૧૧ | કેન્દ્ર, ત્રિકોણ | ૫–૯ | ૦ |
| ક્રૂર | ૩–૧૧ | ૬ | ૨-૬-૮-૧૨ | ૧-૨-૪-૭-૮-૧૦-૧૨ |

પ્રવેશ કરનારને જોગણી ડાબી હોય, રાહુ જમણો કે

" पुर्णे तिथौ प्राग्वदने गृहे शुभे',
नन्दादिके याम्यजलोत्तरागमे ।" ( शि० ६।२१ )

અર્થ—"પૂર્વમુખી ઘરમા પૂર્ણા તિથિ હોય, અને દક્ષિણ પશ્ચિમ તથા ઉત્તરદિશામા અનુક્રમે નંદાદિ તિથિઓ હોય, અને શુભ યોગે। હોય તો શ્રેષ્ઠ છે"

હવે નક્ષત્રના મુખો અને ધ્વજારોપણના નક્ષત્રો કહે છે-

तिपुव्वमूलभरणी विसाहा,
सेसा मूहा किंत्ति अहोमुहाइं ।
रेवस्सिणी हत्थपुणाणुचित्ता,
जिट्ठा मिगं साइ तिरिच्छगा य ॥ ८९ ॥
तिउत्तरद्दा सवणत्तिअं च,
उड्ढंमुहो रोहिणि पुस्सजुत्ता ।
भूमीहराई गमणागमाई,
धयावरोपाइ कमेण कुज्जा ॥ ९० ॥

અર્થ—ત્રણ પૂર્વા, મૂળ, ભરણી વિશાખા, અશ્લેષા, મઘા અને કૃત્તિકા નક્ષત્રો અધોમુખ છે. રેવતી, અશ્વિની, હસ્ત, પુનર્વસુ, અનુરાધા, ચિત્રા, જ્યેષ્ઠા, મૃગશર અને સ્વાતિ નક્ષત્રો તીરછા છે. ॥૮૯॥ તથા ત્રણ ઉત્તરા, આર્દ્રા, શ્રવણત્રિક, રોહિણી અને પુષ્ય નક્ષત્રો ઉર્ધ્વમુખ છે. તેઓમાં અનુક્રમે-ભૂમિઘર વિગેરે, ગમનાગમન વિગેરે, અને ધ્વજારોપણ વિગેરે કાર્યો કરવા લાયક છે. ॥ ૯૦ ॥

વિવેચન—દોઢ ગાથાનો અર્થ સુગમ છે બીજી ગાથાના ઉત્તરાર્ધમા કહ્યુ છે કે—અધોમુખ નક્ષત્રમા ભૂમિ-

ઘર વિગેરે, કાર્ય કરવાં જોઇએ. અર્થાત્-જે કાર્ય કરતાં નીચું મુખરાખવું પડે તે—ખાત, શિલાસ્થાપન, ખોદવું, ઘુત, ગુફામાંપ્રવેશ, ધાતુકર્મ, યુદ્ધ, અને ગણિતનું અધ્યયન વિગેરે કાર્યોમાં નીચા મુખવાળાં નક્ષત્રો શ્રેષ્ઠ છે. **તિરછાનક્ષત્ર**માં-ગમન પ્રવેશ વિગેરે કાર્ય કરવાં જોઇએ. અર્થાત્-જેમાં સન્મુખ દૃષ્ટિ રાખવી પડે તે-યાત્રા, ખેતી, પશુદમન, વ્યાપાર, સંધિ, વહાણ, વાહન પ્રવેશ વિગેરે કાર્યોમાં તિર્યગ્મુખી નક્ષત્રો શ્રેષ્ઠ છે. **ઉર્ધ્વમુખનક્ષત્ર**માં—ધ્વજારોપણ વિગેરે કાર્યો કરવાં. આદિ શબ્દ ઉપરથી ધ્વજારોપણ, કલશારોપણ, ઈંડુંસ્થાપવું, છત્ર, અભિષેક, દુર્ગ, પ્રાકાર, તોરણ વિગેરે ઉંચું મુખ રાખીને કરાતાં કાર્યો ઉર્ધ્વમુખવાળા નક્ષત્રમાં કરવાં. મૂળ ગાથામાં કહેલ ભૂમિઘર અને પ્રયાણ પ્રવેશ સંબંધી મુહૂર્તો કહેવાઇ ગયાં છે, છતાં પણ અહીં અધોમુખ વિગેરે સંજ્ઞાઓવડે નક્ષત્રોનાં યથાર્થ કાર્યોની માત્ર દિશા દેખાડી છે. ધ્વજારોપણ સંબંધે નક્ષત્ર વિગેરે અહીં દર્શાવેલ નથી, પણ પ્રતિષ્ઠાની પેઠે ધ્વજારોપણ અને કલશસ્થાપનમાં સંપૂર્ણ શુદ્ધિની અપેક્ષા રહે છે, અને તેનો સંબંધ પ્રતિષ્ઠા સાથેજ હોય છે, તેથી તેનો અલગ વિચાર કરેલ નથી. તો પણ ધ્વજારોપણના સામાન્ય દિવસો જોઇએ તો ઉર્ધ્વ મુખ નક્ષત્રોમાંથી શુભ નક્ષત્રો તથા શુભ તિથિવાર યોગો અને ઉર્ધ્વ ધ્રુવચક્ર તપાસી દિવસ ગ્રહણ કરવો. વાસ્તુશાસ્ત્રના વિદ્વાનો કહે છે કે—કાળપાશ અને યોગિની ઉર્ધ્વ દિશામાં હોય ત્યારે ધ્વજારોપણનું કાર્ય કરવું નહિં.

હવે **ષડાષ્ટકાદિ** દ્વાર કહે છે—

**छट्ठट्ठमत्तं तह रिक्खजोणी,**
**वग्गट्ठ नाडीगयरिक्खभावं ।**
**विसोवगा देवगणाइ एवं,**
**सव्वं गणिज्जा पडिमाभिहाणे ॥६१॥**

# જિન રાશિ ચક્ર.

| નામ | લાંછન | નક્ષત્ર | રાશિ | યોનિ | વર્ગ | નાડી | ગણ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ ઋષભદેવ | વૃષભ | ઉ૦ ષા૦ | ધન | નકુલ | ગરૂડ | અંત્ય | મનુ૦ |
| ૨ અજિતનાથ | હાથી | રોહિણી | વૃષ | સાપ | ગરૂડ | અંત્ય | મનુ૦ |
| ૩ સંભવનાથ | ઘોડો | મૃગ૦ | મિથુ૦ | સાપ | મેષ | મધ્ય | દેવ |
| ૪ અભિનંદન | વાંદરો | પુન૦ | મિથુ૦ | માજાર | ગરૂડ | આદ્ય | દેવ |
| ૫ સુમતિનાથ | ક્રૌંચ | મઘા | સિંહ | ઉંદર | મેષ | અંત્ય | રાક્ષસ |
| ૬ પદ્મપ્રભ | કમળ | ચિત્રા | કન્યા | વાઘ | ઉંદર | મધ્ય | રાક્ષ૦ |
| ૭ સુપાર્શ્વનાથ | સ્વસ્તિક | વિશા૦ | તુલા | વાઘ | મેષ | અંત્ય | રાક્ષ૦ |
| ૮ ચંદ્રપ્રભ | ચંદ્ર | અનુ૦ | વૃશ્ચિ૦ | હરણ | સિંહ | મધ્ય | દેવ |
| ૯ સુવિધિનાથ | માછલું | મૂળ | ધન | કૂતરો | મેષ | આદ્ય | રાક્ષ૦ |
| ૧૦ શીતળનાથ | વત્સ | પૂ૦ ષા૦ | ધન | વાંદર | મેષ | મધ્ય | મનુ૦ |
| ૧૧ શ્રેયાંસનાથ | ગેંડો | શ્રવ૦ | મકર | વાંદર | મેષ | અંત્ય | દેવ |
| ૧૨ વાસુપૂજ્ય | પાડો | શત૦ | કુંભ | ઘોડો | મૃગ | આદ્ય | રાક્ષ૦ |
| ૧૩ વિમળનાથ | વરાહ | ઉ૦ ભા૦ | મીન | ગાય | મૃગ | મધ્ય | મનુ૦ |
| ૧૪ અનંતનાથ | સિંચાણો | રેવ૦ | મીન | હાથી | ગરૂડ | અંત્ય | દેવ |
| ૧૫ ધર્મનાથ | વજ્ર | પુષ્ય | કર્ક | બકરો | સાપ | મધ્ય | દેવ |
| ૧૬ શાંતિનાથ | હરણ | આશ્વિ૦ | મેષ | ઘોડો | મેષ | આદ્ય | દેવ |
| ૧૭ કુંથુનાથ | બકરો | કૃત્તિ૦ | વૃષ | બકરો | માજાર | અંત્ય | રાક્ષ૦ |
| ૧૮ અરનાથ | નંદાવર્ત | રેવ૦ | મીન | હાથી | ગરૂડ | અંત્ય | દેવ |
| ૧૯ મલ્લિનાથ | કળશ | અશ્વિ૦ | મેષ | ઘોડો | ઉંદર | આદ્ય | દેવ |
| ૨૦ મુનિસુવ્રત | કાચબો | શ્રવણ | મકર | વાંદરો | ઉંદર | અંત્ય | દેવ |
| ૨૧ નમિનાથ | કમળ | અશ્વિની | મેષ | ઘોડો | સાપ | આદ્ય | દેવ |
| ૨૨ નેમિનાથ | શંખ | ચિત્રા | કન્યા | વાઘ | સાપ | મધ્ય | રાક્ષ૦ |
| ૨૩ પાર્શ્વનાથ | સર્પ | વિશા૦ | તુલા | વાઘ | ઉંદર | અંત્ય | રાક્ષ૦ |
| ૨૪ મહાવીરસ્વામી | સિંહ | ઉ૦ ફા૦ | કન્યા | વૃષભ | સ+ઉ૦ | આદ્ય | મનુ૦ |

| નામ. | વર્ણ. | તારા. | હંસ. | અશુભ રાશિઓ. |
|---|---|---|---|---|
| ૧ ઋષભદેવ | ક્ષ. | ૨૧ | અગ્નિ | વૃ૦ વૃ૦ મ૦ |
| ૨ અજિતનાથ | વૈ. | ૪ | ભૂ | મે૦ મી૦ ધન |
| ૩ સંભવનાથ | શુ. | ૫ | વાત | વૃષ કર્ક વૃ૦ |
| ૪ અભિનંદન | શુ. | ૭ | વાત | વૃ૦ કન્યા વૃ૦ ધ૦ |
| ૫ સુમતિનાથ | ક્ષ. | ૧૦ | અગ્નિ | વૃષ કર્ક |
| ૬ પદ્મપ્રભ | વૈ. | ૧૪ | ભૂ | મે૦ કર્ક તુલા |
| ૭ સુપાર્શ્વનાથ | શુ. | ૧૬ | વાત | સિંહ, કન્યા તુ૦ વૃશ્ચિ૦ મ૦ |
| ૮ ચંદ્રપ્રભ | ક્ષ. | ૧૭ | અગ્નિ | મે૦ મિ૦ સિં૦ કન્યા તુ૦ |
| ૯ સુવિધિનાથ | ક્ષ. | ૯ | અગ્નિ | વૃશ્ચિક મકર |
| ૧૦ શીતલનાથ | ક્ષ. | ૨૦ | અગ્નિ | વૃષ વૃ૦ મ૦ |
| ૧૧ શ્રેયાંસનાથ | ક્ષ. | ૨૦ | અગ્નિ | મિ૦ ધ૦ કું૦ |
| ૧૨ વાસુપૂજ્ય | શુ. | ૨૪ | વાયુ | મકર મીન |
| ૧૩ વિમલનાથ | બ્રા. | ૨૬ | જળ | મેષ તુલા કુંભ |
| ૧૪ અનંતનાથ | બ્રા. | ૨૭ | જળ | મેષ તુલા કુંભ |
| ૧૫ ધર્મનાથ | બ્રા. | ૮ | જળ | મે૦ વૃષ મિ૦ સિં૦ મી૦ |
| ૧૬ શાંતિનાથ | ક્ષ. | ૨ | અગ્નિ | વૃષ કન્યા મીન |
| ૧૭ કુંથુનાથ | વૈ. | ૩ | ભૂ | મેષ મિથુન ધન |
| ૧૮ અરનાથ | બ્રા. | ૨૭ | જળ | મેષ તુલા કુંભ |
| ૧૯ મલ્લિનાથ | ક્ષ. | ૧ | અગ્નિ | વૃષ તુલા મીન |
| ૨૦ મુનિસુવ્રત્ત સ્વામી | વૈ. | ૨૧ | ભૂ | સિંહ ધન કુંભ |
| ૨૧ નમિનાથ | ક્ષ. | ૧ | અગ્નિ | વૃષ કન્યા મીન |
| ૨૨ નેમિનાથ | વૈ. | ૧૪ | ભૂ | મે૦ સિં૦ તુ૦ કુંભ |
| ૨૩ પાર્શ્વનાથ | શુ. | ૧૬ | વાત | વૃષ કન્યા વૃ૦ |
| ૨૪ વર્ધમાન સ્વામી | વૈ. | ૧૨ | ભૂ | મેષ સિંહ તુલા |

# સ્થાપક રાશિકૂટ ચક્ર.

| સ્થાપક રાશિ | મેષ | વૃષ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃ | ધન | મકર. | કુંભ | મીન | ફળ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| એક રાશિ | ૧૬ ૧૯ ૨૧ | ૨ ૧૭ | ૩ ૪ | ૧૫ | ૫ | ૬ ૨૨ ૨૪ | ૭ ૨૩ | ૮ | ૧ ૯ ૧૦ | ૧૧ ૨૦ | ૧૭ | ૧૩ ૧૪ ૧૮ | શુભ |
| બે બારૂ ૨+૧૨ | ૧૩ ૧૪ ૧૮ | ૩ ૪ | ૨ ૧૨ | + ૧૫ | ૧૫ | ૭ ૨૩ | ૬ ૨૨ ૨૪ | ૧ ૯ ૧૦ | ૮ | ૧૨ | ૧૧ ૨૦ | ૧૬ ૧૯ ૨૧ | મધ્યમ |
| બે બારૂ ૨+૧૨ | ૨ ૧૭ | ૧૬ ૧૯ ૨૧ | ૧૫ | ૩ ૪ | ૬ ૨૨ ૨૪ | ૫ | ૮ | ૭ ૨૩ | ૧૧ ૨૦ | ૧ ૯ ૧૦ | ૧૩ ૧૪ ૧૮ | ૧૨ | અશુભ |
| ૩+૧૧ | ૩ ૪ ૧૨ | ૧૩ ૧૪ ૧૫ ૧૮ | ૫ ૧૬ ૧૯ ૨૧ | ૨ ૬ ૧૭ ૨૨ ૨૪ | ૩ ૪ ૭ ૨૩ | ૮ ૧૫ | ૧ ૫ ૯ ૧૦ | ૬ ૧૧ ૨૦ ૨૨ ૨૪ | ૭ ૧૨ ૨૩ | ૮ ૧૩ ૧૪ ૧૮ | ૧ ૯ ૧૦ ૧૬ ૧૯ ૨૧ | ૨ ૧૧ ૧૭ ૨૦ | શુભ |
| સામી પ્રીત ૪+૧૦ | ૧૧ ૧૫ ૨૦ | ૫ ૧૨ | ૬ ૧૩ ૧૪ ૧૮ ૨૨ ૨૪ | ૭ ૧૬ ૧૯ ૨૧ ૨૩ | ૨ ૮ ૧૭ | ૧ ૩ ૪ ૯ ૧૦ | ૧૧ ૧૫ ૨૦ | ૫ ૧૨ | ૬ ૧૩ ૧૪ ૧૮ ૨૨ ૨૪ | ૭ ૧૬ ૧૯ ૨૧ ૨૩ | ૨ ૮ ૧૭ | ૧ ૩ ૪ ૯ ૧૦ | અતિશુભ |

પ્રથમ બે ગાથાથી રાશિકૂટ કહે છે

**विसमा अट्ठमे पीई, समाउ अट्ठमे रिऊ।**
**सत्तुछट्ठट्ठमं नाम–रासीहिं परिवज्जए ॥ ९२ ॥**
**बीयबारसंमि वज्जे नवपंचमगं तहा।**
**सेसेसु पीई निद्दिट्ठा जइ दुच्चागहमुत्तमा॥९३॥**

**અર્થ**—વિષમ રાશિથી આઠમી રાશિમાં પ્રીતિ હોય છે, અને સમ રાશિથી આઠમી રાશિમાં શત્રુતા હોય છે; નામરાશિથી તે શત્રુષડાષ્ટકનો ત્યાગ કરવો ॥ ૯૨ ॥ બીયા-બારમુ અને નવ–પંચમ પણ વર્જવું. શેષ રાશિઓમાં પ્રીતિ કહેલી છે, પણ જો પરસ્પર ઉત્તમ ગ્રહો હોય તો દરેકમાં પ્રીતિ કહેલી છે ॥ ૯૩ ॥

**વિવેચન**—જન્મલગ્નની મૈત્રીથી દ પતીનો અ ગ મેળાપ જોવાય છે, તેમ ચ દ્રના સ્થાનની મૈત્રીથી મનનો મેળાપ શોધાય છે તેથી દ પતી આદિ સાધ્ય–સાધકના મનનો મેળાપ જોવા માટે રાશિકૂટની અવશ્ય જરૂર છે, અને તે .રાશિકૂટ સાધ્ય–સાધકમા પરસ્પરની જન્મરાશિથી અને તે ન મળે તો બ નેની નામ રાશિથી જોવુ

જેનુ રાશિકૂટ જોવુ હોય તે બ નેની રાશિઓની ગણુત્રી સાથે કરી પરસ્પરની રાશિઓનુ આતરૂ કાઢવુ આ આતરામા જે સ ખ્યા આવે તે સ ખ્યા ઉપરથી તે રાશિકૂટ ઓળખાય છે એટલે કે–જેનુ રાશિકૂટ જોવુ હોય તેની રાશિઓ મેષ અને વૃષ હોય તો, બ નેની રાશિઓના આકને સાથે ગણુતા પરસ્પરની રાશિઓનું આતરૂ–બે અને બાર છે અને આ આતરામા બે અને બારની સ ખ્યા ઉપરથી આ રાશિકૂટ બે–બાર કે **બીઆબારૂ** એવી સ જ્ઞાથી ઓળખાવાય છે

આજ રીતે પરસ્પરની છઠ્ઠી તથા આઠમી રાશિમાં ષડષ્ટક અને પાંચમી તથા નવમી રાશિમાં **નવ-પંચક** રાશિકૂટ હોય છે.

સૂરિ મહારાજ કહે છે કે--વિષમરાશિ આઠમી રાશિમાં પ્રીતિવાળી છે, જ્યારે સમરાશિ આઠમી રાશિ પ્રત્યે શત્રુ ભાવવાળી છે, એટલે-મેષ, મિથુન, સિંહ, તુલા, ધન અને કુંભ રાશિને પોતાથી આઠમી રાશિ સાથે પ્રેમ હોય છે; તેથી તે **પ્રીતિષડાષ્ટક** કહેવાય છે. અને વૃષભ, કર્ક, કન્યા વૃશ્ચિક, મકર તથા મીન; એ સમરાશિને પોતાનાથી આઠમી રાશિ સાથે શત્રુવટ હોય છે. ઉદયપ્રભ સૂરિ કહે છે કે-વિષમ રાશિથી છઠ્ઠી રાશિમાં **મૃત્યુષડષ્ટક** છે અને વિષમ રાશિથી આઠમી રાશિમાં પ્રીતિષડષ્ટક છે આ કથનમાં પણ ઉપરોકત આશય સ્પષ્ટ છે **શત્રુષડષ્ટક** માટે **નારચંદ્ર**માં કહ્યું છે કે--

" मकर सकेसरी मेष युवत्या, तुलहरमीनकुलीरघटाद्याः ।
धनवृषवृश्चिकमन्मथयोगे, वैरकरं च षडष्टकमेतत् ॥ १ ॥"

**અર્થ**--" મકર અને સિંહ, મેષ અને કન્યા, તુલા અને મીન, કર્ક અને કુંભ, ધન અને વૃષભ, તથા વૃશ્ચિક અને મિથુનનો યોગ થાય તો વૈરને કરનારૂં ષડષ્ટક થાય છે. જો રાશિકૂટમાં પરસ્પર શત્રુષડષ્ટક હોય તો આઠમી રાશિવાળાનું મૃત્યુ થાય છે, કેમકે-શત્રુ ષડષ્ટકમાં સમરાશિ આઠમી રાશિને હણનારી છે. **નારચંદ્ર**માં તો કહ્યું છે કે-છઠ્ઠે સ્થાને રહેલી વિષમ રાશિવાળાનું મૃત્યુ થાય છે. અને જો પરસ્પર પ્રીતિ ષડષ્ટક હોય તો સુખ વધે છે. કેમકે-પ્રીતિ ષડષ્ટકમાં વિષમરાશિ આઠમી રાશિને સંપત્તિઓ આપે છે.

આ બંને ષડષ્ટકોમાંથી શત્રુષડષ્ટકનો ત્યાગ કરવો. કદાચ સાધ્યની રાશિથી આઠમે સ્થાને સાધક ગુરૂ વિગેરેના રાશિઓ હોય, અને શત્રુષડશાષ્ટક હોય, તો તે પ્રતિષ્ઠાપક વિગેરેનો ઘાત કરે છે; માટે શત્રુ ષડષ્ટક વર્જવું અને પ્રીતિ ષડષ્ટક લેવું.

શત્રુ ષડષ્ટકની પેઠે બીઆ-બારમુ અને નવ-પચક પણ અશુભ છે, માટે તેનો પણ ત્યાગ કરવો આ રાશિકૂટના ફળ માટે નારચદ્રમા કહ્યુ છે કે

शत्रुषडष्टके मृत्यु, कलहो नव पचमे ।
द्विद्वादशेतु दारिद्र्य, शेषेषु प्रीति रुत्तमा ॥ १ ॥

**અર્થ**—શત્રુષડષ્ટકમા મૃત્યુ, નવપચમમા કલહ, બીઆ બારામા નિર્ધનતા અને બાકીનામા ઉત્તમ પ્રીતિ થાય છે શેષ રાશિકૂટો એટલે-તૃતીયૈકાદશ, સપ્તમ-સપ્તમ ( સામ સામા ), દશમ, ચતુર્થ અને એક રાશિ હોય તો તે શ્રેષ્ઠ છે, કેમકે-આ સ્થાનની રાશિઓ પરસ્પર મિત્રતાવાળી છે એક રાશિ માટે લલ્લ કહે છે કે--

" एकनक्षत्रजाताना, परेषा प्रीतिरुत्तमा ।
दम्पत्योस्तु मृति पुत्रा, भ्रातरो वाऽर्थनाशका ॥ १ ॥ "

**અર્થ**—" એક નક્ષત્રમા જન્મેલા દરેકને ઉત્તમ પ્રીતિ હોય છે, પરતુ દપતીનુ મૃત્યુ થાય છે, અથવા તો પુત્રો અને ભાઈઓ ધનનો નાશ કરનારા થાય છે ॥ ૧ ॥ " અહીં દપતીમા એક જન્મનક્ષત્ર હોવાનુ દુષ્ટ ફળ દેખાડેલ છે પણ તે બનેનુ જન્મનક્ષત્ર એક હોય અને રાશિ જુદી જુદી હોય, અર્થાત્ જન્મનક્ષત્ર એક હોવા છતા નક્ષત્રપાદ જુદા જુદા હોય તો દપતીમા પ્રીતિ રહે છે એક રાશિવાળા દપતીના જન્મનક્ષત્ર જુદા જુદા હોય, પણ **નાડીવેધ** હોય તો તે પણ અશુભ છે

પ્રીતિષડષ્ટક સપ્તમ-સપ્તમ વિગેરે શુભ રાશિકૂટ હોય તો ગ્રહમૈત્રીનો વિચાર કરવાની જરૂર નથી, પણ અશુભ બીઆ-બારમુ અને અશુભ નવ-પચક હોય ત્યારે ગ્રહમૈત્રી જોવી પડે છે એટલે બીઆ-બારમું તથા નવપચકમા પરસ્પર રાશિઓના સ્વામી એક હોય, મિત્ર હોય, કે એક મધ્યસ્થ હોય તો તે રાશિકૂટ પણ શુભ છે અને તે બને મધ્યસ્થ

હોય, એક શત્રુ હોય, કે બંને શત્રુ હોય; તો તે રાશિકૂટ અ-શુભ કે અશુભતર છે. **સારંગ** કહે છે કે—નાડી, યોનિ, ગણ અને તારા; એ ચારે શુભ હોય, અને રાશિના સ્વામીઓ પરસ્પર મધ્યસ્થ હોય, તો પણ તે રાશિકૂટ શુભ છે. આ રીતે સિંહ અને સર્વ સમરાશિઓને પોતાનાથી બીજી રાશિ સાથે થયેલાં બીઆબારમાં શુભ છે. અને બાકીનાં પાંચ બીઆબારમાં અશુભ છે. કર્ક, કન્યા, કુંભ અને મીન રાશિઓને પોતાનાથી પાંચમી રાશિસાથે થયેલાં નવ પંચમ મધ્યમ છે, અને બાકીનાં નવપંચમ શુભ છે. તૃતીયૈકાદશ વિગેરે શ્રેષ્ટ રાશિકૂટોના સ્વામીમાં મૈત્રી હોય તો તે શ્રેષ્ઠતર થાય છે.

**નારચંદ્ર ટીપ્પણ**માં તો વિવાહ માટે શત્રુષડષ્ટકમાં પણ રાશીશની મૈત્રીનું ફળ સ્વીકાર્યું છે.

" राशेरैकाधिपत्यं चेत्, स्वामिनो मित्रताऽथवा ।
तदा षडष्टकेऽपिस्याद्, विवाहः शुभकारकः ॥ १ ॥ "

**અર્થ**—"જો બંને રાશિનો એક અધિપતિ હોય, અથવા બંનેના સ્વામી મિત્રો હોય તો ષડષ્ટકમાં પણ વિવાહ કરાય તે શુભ કારક છે ॥ ૧ ॥" આ દરેકના બળ માટે શ્રી **હેમહંસગણિ** કહે છે કે—"નક્ષત્રયોનિ, રાશિવૈશ્ય, ગ્રહમૈત્રી, રાશિ-કૂટ, તથા નાડિવેધ ઉત્તરોત્તર બળવાન્ છે; અને રાશિકૂટમાં પણ શુભ નવપંચમ, શુભ બીઆબારમું, અને પ્રીતિષડષ્ટક ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. **બૃહદ્ જ્યોતિષ સારમાં** તો કહ્યું છે કે:—

" वर्णो वश्यं तथा तारा, योनिश्च ग्रहमैत्रकम् ।
गणमैत्रं भकुटं च, नाडी चैते गुणाधिकाः ॥ १ ॥ "

**અર્થ**—"૧ વર્ણ, ૨ વશ્ય, ૩ તારા, ૪ યોનિ, ૫ ગ્રહ-મૈત્રી, ૬ ગણમૈત્રી, ૭ ભકૂટ, અને ૮ નાડી; તે ઉત્તરોત્તર અધિક બળવાન્ છે. ॥ ૧ ॥" અનુકૂળ આંકડાનો સરવાળો કરતાં ૧૮ થી અધિક સંખ્યા આવે તો તે શુભ છે.

# રાશિકૂટ ચક્ર.*

| | મે | વૃ | મિ | ક | સિ | ક | તુ | વૃ | ધ | મ | કુ | મી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | ૧ | અ | શુ | દે | શુ | શ | ૦ | પ્રી | શુ | શ્રે | શુ | શ્રે |
| વૃષ | અ૦ | ૧ | શ્રે | શુ | શ્રે | શુ | પ્રી | ૦ | શ | શુ | દે | શુ |
| મિથુન | શુ | શ્રે | ૧ | ને | શુ | દે | શુ | શ | ૦ | પ્રી | મ | શ્રે |
| કર્ક | દે | શુ | ને | ૧ | શ્રે | શુ | શ્રે | મ | પ્રી | ૦ | શ | મ |
| સિંહ | શુ | શ્રે | શુ | શ્રે | ૧ | શુ | શુ | દે | શુ | શ | ૦ | પ્રી |
| કન્યા | શ | શુ | દે | શુ | શુ | ૧ | શ્રે | શુ | શ્રે | મ | પ્રી | ૦ |
| તુલા | ૦ | પ્રી | શુ | શ્રે | શુ | શ્રે | ૧ | અ | શુ | દે | શુ | શ |
| વૃશ્ચિક | પ્રી | ૦ | શ | મ | દે | શુ | અ | ૧ | શ્રે | શુ | શ્રે | શુ |
| ધન | શુ | શ | ૦ | પ્રી | શુ | શ્રે | શુ | શ્રે | ૧ | અ | શુ | દે |
| મકર | શ્રે | શુ | પ્રી | ૦ | શ | મ | દે | શુ | અ | ૧ | શ્રે | શુ |
| કુભ | શુ | દે | મ | શ | ૦ | પ્રી | શુ | શ્રે | શુ | શ્રે | ૧ | અ |
| મીન | શ્રે | શુ | શ્રે | મ | પ્રી | ૦ | શ | શુ | દે | શુ | અ | ૧ |

અન્ય ગ્રન્થોમા વર્ણ વિગેરે આ પ્રમાણે વર્ણવેલ છે-

**વર્ણ**—પરસ્પર સાધ્ય-સાધકની મેષ વિગેરે ગશિથી ક્ષત્રિયાદિ વર્ણ શોધી તેનો મેળ તપાસવો દપતીમા જો સ્ત્રી પતિથી ઉત્તમ વર્ણવાળી હોય તો પતિ અથવા પુત્ર જીવતા નથી એમ સામાન્ય રીતે દરેકમા ફળ સમજી લેવુ

**સ્ત્રીદૂર**—કન્યાની રાશિથી નજીકની રાશિનો વર હોય તો તે શુભ છે અને વરથી નજીકની રાશિની કન્યા હોય તો તે અશુભ છે પણ જો એકના સાસુ અને સસરો મૃત્યુ પામ્યા હોય તો ફરનુ નવપચમ પણ શુભ છે આજ રીતે ધનિકની

---

* સાકેતિક શબ્દો—દે-શ્રેષ્ઠતર, શ્રે-શ્રેષ્ઠ, શુ-શુભ, મ-મધ્યમ, અ-અશુભ, ને-નેષ્ટ-અશુભતર, શ-શત્રુ, પ્રી-પ્રીતિ

રાશિથી પ્રતિમાની રાશિ દૂર હોય તેવાં પ્રીતિષડષ્ટકાદિ લેવાં શુભ છે. બીજું ન મળે તો એવું અરિષ્ટાષ્ટક પણ દુષ્ટ નથી. [ आ० ३/३७ टीका. ]

**વશ્ય**—રાશિઓના પરસ્પર વશપણા માટે કહ્યું છે કે-દિવસે વિષમરાશિને સમરાશિઓ વશ્ય છે, રાત્રે સમરાશિને વિષમરાશિઓ વશ્ય છે. દ્વિપદ રાશિને ચતુષ્પદ રાશિ વશ છે, વૃશ્ચિક અને જળચર ભક્ષ્ય છે, સિંહ વશ્ય નથી. વૃશ્ચિકને સિંહ વશ્ય છે, સિંહને વૃશ્ચિક વિનાની બધી રાશિઓ વશ્ય છે. ધનુષને સર્વ રાશિઓ વશ્ય છે, કન્યાને પુરૂષરાશિઓ વશ્ય છે, વૃષભને મેષ વશ્ય છે, મકરને કર્ક તથા મીન વશ્ય છે. આ પ્રમાણે વશ્ય-અવશ્ય રાશિઓ તપાસી દ્વંદ્વનો સંબંધ જોડવો, અને તેમાં સાધ્યની વશ્યરાશિ હોય તે શુભ છે, [ आ० ४/२१ टीका ]

**તારા**—આગળ નાડીવેધ પછી કહેવાશે.

**યુજી**—નક્ષત્રદ્વારમાં ચંદ્ર અને નક્ષત્રનો યોગ કહેવાઇ ગયો છે, તે વિવાહમાં ઇષ્ટ દિવસના નક્ષત્ર ઉપરથી જોવાય છે. એટલે—વિવાહના દિવસે પૂર્વયોગી નક્ષત્ર હોય તો સ્ત્રી પુરૂષ ઉપર, પશ્ચિમયોગી હોય તો પુરૂષ સ્ત્રી ઉપર, અને મધ્યમ યોગી નક્ષત્ર હોય તો પરસ્પર બન્ને એક-બીજા ઉપર પ્રેમ રાખે છે. **દૈવજ્ઞ વલ્લભ** તો કહે છે કે—વિવાહના લગ્નમાં જે જાતિના ગ્રહ બળવાન્ હોય તે જાતિ બીજાને વધારે વહાલી લાગે છે. [ आ० ५/११ ]

દંપતીના સંબંધમાં પાઘડીએ અને ઘાટડીએ મંગળ જોવાય છે. જો વરકન્યાની જન્મકુંડલીમાં ૧-૪-૭-૮-૧૨ ભુવનમાં મંગળ પડયો હોય તો તે વરને પાઘડીએ અને કન્યાને ઘાટડીએ છે એમ કહેવાય છે. પાઘડીઓ મંગળ કન્યાનો અને ઘાટડીઓ મંગળ વરનો નાશ કરે છે પણ મેષનો લગ્ને, વૃશ્ચિકનો ચોથે, કુંભનો આઠમે, અથવા મીનનો બારમે મંગળ હોય, અથવા નીચનો અસ્તનો કે શત્રુ ઘરનો મંગળ હોય, અથવા લગ્નમાં કે સાતમે ભુવને બળવાન ગુરૂ શુક્ર

હોય, તો આ દોષનો નાશ થાય છે વરને પાઘડીએ મંગળ હોય, અને કન્યાને ઘાટડીએ શનિ હોય તો પણ મંગળનો દોષ રહેતો નથી, શત્રુના ઘરનો અસ્તનો કે વક્રી મંગળ હોય, અથવા લગ્નમા કે સાતમે બળવાન ગુરૂ કે શુક્ર હોય, તો પણ મંગળના દોષનો પરિહાર થાય છે એકને અસ્તનો મંગળ હોય, અને બીજાને અસ્તનો ન હોય તો મધ્યમ મેળ રહે છે. આ સઘળી બીના તપાસી વર-કન્યાનો સંબંધ કરવો

હવે એ ગાથાથી નક્ષત્રયોનિ કહે છે—

**आस[1]-गय[2]-मेस[3]-सप्पा[4]**
**सप्पा[5]-साण[6]-विडाल[7]-मेस[8]-मंजारा[9] ।**
**आखु[10] दुगं[11]-गवी[12]-महिसी[13],**
**वग्घो[14] महिसी[15] पुणो वग्घो[16] ॥ ६४ ॥**
**मिगं[17]-मिगं[18]-कुक्कुर[19] वानर[20],**
**नउल[21] दुगं[22] वानरो[23] हरि[24] तुरगो[25] ।**
**हरि[26]-पसु[27]-कुंजर[28] एए,**
**रिक्खाण कमेण जोणीओ ॥ ६५ ॥**

અર્થ—અશ્વિની વિગેરે નક્ષત્રોની યોનિઓ અનુક્રમે—૧ ઘોડો, ૨ હાથી, ૩ ઘેટો, ૪ સાપ, ૫ સાપ, ૬ કૂતરો, ૭ બિલાડો, ૮ ઘેટો, ૯ બિલાડો, ૧૦ ઉંદર, ૧૧ ઉંદર, ૧૨ ગાય (બળદ), ૧૩ ભેંસ, ૧૪ વાઘ, ૧૫ ભેંસ, ૧૬ વાઘ, ॥ ૯૪ ॥ ૧૭ હરણ, ૧૮ હરણ, ૧૯ કૂતરો, ૨૦ વાંદરો, ૨૧ નોળીયો, ૨૨ નોળીયો, ૨૩ વાંદરો, ૨૪ સિંહ, ૨૫ ઘોડો, ૨૬ સિંહ, ૨૭ ગાય-બળદ, અને ૨૮ હાથી છે. ॥ ૯૫ ॥

**વિવેચન**—બન્ને ગાથા સુગમ છે. નક્ષત્રની યોનિઓ નક્ષત્રદ્વારમાં દેખાડી ગયા છીએ. શ્રી ઉદયપ્રભસૂરિ મહારાજે ઉ. ભા. નક્ષત્રમાં બકરાની યોની કહી છે.

હવે યોનિવૈર કહે છે—

**गयसिंहमस्समहिसं,**
**कपिमेसं साणहरिणाऽहिनकुलं ।**
**गोवग्घ बिडालुंदर,**
**वेरं नामेसु वज्जिज्जा ॥ १६ ॥**

અર્થ—હાથી અને સિંહ, ઘોડા અને પાડો, વાંદરો અને ઘેટો, કૂતરો અને હરણ, સાપ અને નોળીયો, ગાય-બળદ અને વાઘ, તથા બિલાડો અને ઉંદરને વૈર હોય છે; નામ પાડવામાં તેનો ત્યાગ કરવો. ॥ ૯૬ ॥

**વિવેચન**—બન્નેના જન્મનક્ષત્ર ઉપરથી અથવા બન્નેના નામનક્ષત્ર ઉપરથી યોનિ તપાસવી, પણ એકનું જન્મનક્ષત્ર અને બીજાનું નામનક્ષત્ર લઇ યોનિ તપાસવી નહિં. હાથી અને સિંહને, ઘોડો અને પાડાને, વાંદરો અને ઘેટાને, કૂતરો અને હરણ (શિયાળ) ને, સાપ અને નોળીયાને, બળદ (ગાય) વાઘને, તથા બિલાડી અને ઉંદરને પરસ્પર જાતિવૈર હોય છે. માટે પ્રતિમા અને પ્રતિષ્ઠાપકના નામમાં આ નક્ષત્રયોનિનું વૈર આવતું હોય તો તેનો ત્યાગ કરવો. કદાચ યોનિવૈર હોય, પણ તેમાં મુખ્ય-સાધક વિગેરેની બળવાન્ યોનિ હોય તોપણ શ્રેષ્ઠ છે. એટલે-મુખ્યના નામની યોનિ બિલાડો હોય, અને ગૌણના નામની યોનિ ઉંદર હોય, તો પણ શ્રેષ્ઠ છે. **રત્નમાલા ભાષ્યકાર** તો કહે છે કે-આ યોનિની કલ્પનાજ અસત્ય છે.

હાથી ભ૦ રે૦+સિંહ ધ૦ પૂ-ભા૦
ઘોડો આશ્વિ૦ શ૦+પાડો હ૦ સ્વા૦

દેશ, ગામ, પુર અને ઘર શ્રેષ્ઠ છે, અને તે દરેક નાડીવેધ વિનાના હોય તો અશુભ છે ॥ ૧ ॥ ”

ગ્રન્થકાર સૂરિ મહારાજે અહીં ઉત્તરાર્ધમા ગુરૂ-શિષ્યનો નામ નિર્દેશ કરેલ હોવાથી ગુરૂ અને શિષ્યનો નાડીવેધ સ્વીકાર્યો છે, તેથી પ્રતિષ્ઠાપક અને પ્રતિમામા નાડીવેધ શુભ નથી એમ માની શકાય છે કેમકે **હર્ષપ્રકાશ** અને **આરમ્ભસિદ્ધિના વાર્તિક**મા પણ પ્રતિમાના નાડીવેધને શુભ કહેલ નથી **નરપતિજયચર્યાકાર** તો દેવતા ગુરૂ અને મત્રમા પણ નાડીવેધનુ ફળ અનુક્રમે-દ્વેષ રોગ અને મૃત્યુ દેખાડે છે વરકન્યાના નક્ષત્રમા નાડીવેધ વર્જ્યજ છે કેમકે તેઓને પાસેના નક્ષત્રનો નાડીવેધ હોય તો જલદી, અને દૂરના નક્ષત્રનો નાડીવેધ હોય તો ચિરકાળે પણ અવશ્ય વર, કન્યા, દપતી, માતા અને પિતાનુ મૃત્યુ થાય છે, માટે દપતીમા નાડીવેધનો અવશ્ય ત્યાગ કરવો કદાચ નક્ષત્ર નાડીવેધનો ત્યાગ થઈ શકે તેમ ન હોય તો અશ્વિનીના પહેલા પાદથી દરેક નક્ષત્રના ચાર ચાર પાદની પક્તિથી બાર રેખાવાળુ નાડીચક્ર આળેખવુ, અને આવી રીતે થયેલ પાદવેધનો અવશ્ય ત્યાગ કરવો

**હર્ષપ્રકાશ**મા કહ્યુ છે કે-ગુરૂ શિષ્યને નાડીવેધ હોય તો વિરૂદ્ધ યોનિ પણ દોષકર નથી, પરતુ તેમ ન હોય તો વિરૂદ્ધ યોનિનો ત્યાગ કરવો એટલે-વિરૂદ્ધ યોનિથી નાડીવેધ બળવાન છે અન્યસ્થાને તો કહ્યુ છે કે-રાશિ વિગેરે સર્વ પ્રશસ્ત ભેદોનો એક દપતીનો નાડીવેધ જ નાશ કરે છે

ગ્રન્થકાર સૂરિ મહારાજ ગાથાના ઉત્તરાર્ધથી જણાવે છે કે-ગુરૂ અને શિષ્યના જન્મ નક્ષત્રથી ત્રીજી પાચમી અને સાતમી તારા હોય તો અશુભ છે અહીં મુખ્યથી ગૌણની ત્રીજી પાચમી કે સાતમી તારા હોય તેજ વર્જવાની છે કેમકે-તારાના અધિકારમા-ચોથી છઠ્ઠી તથા દસમી તારાને શુભ, પહેલી બીજી તથા આઠમી તારાને મધ્યમ, અને બાકીનીને અશુભ કહેલ છે, જે સાધ્ય-સાધકમા પરસ્પર મેળવતા એકને શુભ અને બીજાને વર્જ્ય તારા આવવાનો સભવ છે માટે

મુખ્યના નક્ષત્રમાં અશુભ તારા આવે તેનો ત્યાગ કરવો એજ ઉચિત માર્ગ છે. રાશીશ મૈત્રી, એક નાથતા અને વશ્યની અનુકૂળતા હોવા છતાં દંપતીમાં તારાનો મેળ અવશ્ય જોવાય છે; જ્યારે જિનબિંબના અધિકારમાં **તારાના વિરોધનો** વિચાર કરાતો નથી, અને તેથી ગ્રન્થકાર સૂરિ મહારાજે પણ ગુરૂ-શિષ્યમાંજ વર્જ્ય તારા દેખાડેલ છે.

હવે **વિશોપક**-લેણાદેણી કહે છે—

**सिद्धसाहग धुरक्खर वग्गं-**
**के कमुक्कमिण अट्ठविभत्ते ।**
**सेस अद्धकय लब्भविसो अ,**
**पच्छिमाउ खलु अग्गगणणं ॥ ६६ ॥**

અર્થ—સિદ્ધ-સાધકના ( નામના ) આદિ અક્ષરના વર્ગાંકને ક્રમે તથા ઉત્ક્રમે મૂકી આઠે ભાગવા, અને તેના શેષને અર્ધ કરતાં જે આંક આવે તે પહેલા પાસે આગળવાળાએ પ્રાપ્ત કરવાનો વિશોપક છે. ॥ ૯૯ ॥

**વિવેચન**—અ, ક, ચ, ટ, ત, પ, ય અને શ; એ આઠ વર્ગ છે. જેની લેણા-દેણી જોવી હોય તેના પ્રસિદ્ધ નામમાં જે આદિ અક્ષર હોય તેના વર્ગની સંખ્યાને ક્રમે જોડે જોડે મૂકવી, પછી તેને આઠથી ભાગ દેવો, અને તેમાંથી શેષને અર્ધું કરવું. આ રીતે જે સંખ્યા આવે તેટલા **વસા** પહેલા આંકના વર્ગવાળા પાસે બીજા વર્ગવાળો માગે છે. પછી બન્નેના નામના આદિ આદિ અક્ષરવાળી સંખ્યાને ઉલટી રીતે સ્થાપવી, અને આઠે ભાગી શેષના અર્ધ કરી ઉત્ક્રમ સંખ્યાના પહેલા આંકના વર્ગવાળાનું દેણું કાઢવું, અને પછી યથાયોગ્ય લેણું-દેણું વાળી બાકીની લેણા-દેણી નક્કી કરવી. આ રીતે

અહીં સાધ્ય-સાધકના જન્મનક્ષત્રનો કે બન્નેના નામ નક્ષત્રનો ત્રણમાંથી હરકોઇ એક ગણ હોય તો બન્નેમા અતિ પ્રીતિ રહે છે, એકનો દેવગણ અને બીજાનો મનુષ્યગણ હોય તો મધ્યમ પ્રીતિ રહે છે, તથા શેષગણો એટલે-દેવ અને રાક્ષસ, અથવા મનુષ્ય અને રાક્ષસ ગણના નક્ષત્રો હોય તો તે અશુભજ છે. ઉદયપ્રભસૂરિ કહે છે કે-રાક્ષસગણ સાથે દેવ-ગણ હોય તો બન્નેમા વૈર, અને મનુષ્ય ગણ હોય તો બન્નેનુ કે એકનુ મૃત્યુ થાય છે

કદાચ શુભરાશિકૂટ, ગ્રહમૈત્રી, શ્રેષ્ઠયોનિ, અને ગૌણનો મનુષ્યગણ હોય તો મુખ્યનો રાક્ષસગણ પણ શ્રેષ્ઠ છે

## ગણચક્ર.

| | સાધક-દેવ<br>અ૦ મૃ૦ પુ૦ પુ૦ હ૦<br>સ્વા૦ અ૦ શ્ર૦ રે૦ | સાધક-મનુષ્ય<br>ભ૦ રો૦ આ૦<br>પૂર્વા૦ ઉત્તરા૦ | સાધક-રાક્ષસ<br>કૃ૦ શ્લે૦ મ૦ ચિ૦<br>વિ૦ જ્યે૦ મ૦ ધ૦ શ૦ |
|---|---|---|---|
| સાધ્ય દેવ | અતિપ્રીતિ | મધ્યમપ્રીતિ | વૈર |
| સાધ્ય મનુષ્ય | મધ્યમપ્રીતિ | અતિપ્રીતિ | મૃત્યુ |
| સાધ્ય રાક્ષસ | વૈર | મૃત્યુ ( શુભ ) | અતિપ્રીતિ |

# અક્ષર ચક્ર.

| અક્ષરો | રાશિ | નક્ષત્ર | યોનિ | ગણ | નાડી | યુજી | વર્ગ | જાતિ | સ્વામી | તાર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | મે. | કૃત્તિ | મેષ | રા. | અં. | પૂ. | અ. | ક્ષ. | ભૌ. | ૩ |
| ઇ ઉ એ | વૃ. | કૃત્તિ | મેષ | રા. | ,, | ,, | ,, | વૈ. | શુ. | ,, |
| ઓ | વૃ. | રોહિ | સાપ | મ. | ,, | ,, | ,, | વ. | ,, | ૪ |
| કા કી | મિ. | મૃગ | સાપ | દે. | મ. | ,, | ક | શુ. | બુ. | ૫ |
| કુ | મિ. | આર્દ્રા | કૂત. | મ. | આ. | મ. | ,, | શુ. | બુ. | ૬ |
| કે કો | મિ. | પુન | બિલા. | દે. | ,, | ,, | ,, | ,, | ,, | ૭ |
| ખા | મ. | અભિ | નોળી. | વિદ્યા | + | પ | ,, | વૈ. | શ. | + |
| ખી ખુ ખે ખો | મ. | શ્રવ | વાનર | દે. | અં. | પ | ,, | વૈ. | ,, | ૪ |
| ગ ગી | મ. | ધનિ | સિંહ | રા. | મ. | પ | ,, | વૈ. | ,, | ૫ |
| ગુ ગે | કું. | ,, | ,, | ,, | ,, | ,, | ,, | શુ. | ,, | ,, |
| ગો | ,, | શત | ઘોડો | રા. | આ. | ,, | ,, | ,, | ,, | ૬ |
| ઘ ઙ | મિ. | આર્દ્રા | કૂત. | મ. | આ | મ | ,, | શુ | બુ. | ૬ |
| ચા ચી | મી. | રેવ | હાથી | દે. | અં. | પૂ | ચ | બ્રા. | ગુ. | ૯ |
| ચુ ચે ચો | મે. | અશ્વિ | ઘોડો | દે. | આ. | પૂ | ,, | ક્ષ. | મં. | ૧ |
| છ જ | મિ. | આર્દ્રા | કૂત. | મ. | આ. | મ. | ,, | શુ. | બુ. | ૬ |
| જા જી | મ. | ઉ. ષા. | નોળી. | મ. | અં. | પ. | ,, | વૈ. | શ. | ૩ |
| જુ જે જો | મ. | અભિ | નોળી. | વિદ્યા | + | પ. | ,, | ,, | ,, | + |
| ઝ | મી. | ઉ-ભા | ગાય | ,, | મ. | પ. | ,, | બ્રા. | ગુ. | ૮ |
| ટા ટી ટૂ | સિં. | પૂ-ફા. | ઉંદર | મ. | ,, | મ. | ટ | ક્ષ | સૂ. | ૨ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ટે | સિ | ઉ ફા | ગાય | મ | આ | મ | ૮ | ક્ષ | સૂ | ૩ |
| ટો | ક૦ | ઉ ફા | ,, | મ | આ | ,, | ,, | વૈ | ભુ | ૩ |
| ઠ | ક૦ | હસ્ત | ભેમ | દે | આ | ,, | ,, | ,, | ,, | ૪ |
| ડા | ક૦ | પુષ્ય | ઘેટા | ,, | મ | ,, | ,, | પ્રા | ચ | ૮ |
| ડી ડુ ડે ડો | કર્ક | અશ્લે | બિલા | ગ | અ | ,, | , | પ્રા | ,, | ૯ |
| ઢ | ધન | પુષા | વાનર | મ | મ | પ | ,, | ક્ષ | ગુ | ૨ |
| ણ | ક૦ | હસ્ત | ભેમ | દે | આ | મ | ,, | વૈ | બુ | ૪ |
| તા | તુ | સ્વાતિ | , | દે | અ | મ | ત | શુ | શુ | ૬ |
| તી તુ તે | ,, | વિશા | વાઘ | ગ | અ | ,, | , | ,, | શુ | ૭ |
| તો | વૃ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | પ્રા | મ | ,, |
| થ | મી | ઉ ભા | ગાય | મ | મ | પ | ત | પ્રા | ગુ | ૮ |
| દ | કુ | પૂ-ભા | સિંહ | ,, | આ | ,, | ,, | શુ | શ | ૭ |
| દિ | મી | ,, | ,, | ,, | ,, | ,, | ,, | પ્રા | ગુ | ૭ |
| દુ | ,, | ઉ-ભા | ગાય | ,, | મ | , | ,, | ,, | ,, | ૮ |
| દે દો | ,, | રેવ | હાથી | દે | અ | પ. | , | પ્રા | ગુ | ૯ |
| ધ | ધ | પૂ.ષા | વાનર | મ | મ | પ | , | ક્ષ | ગુ | ૨ |
| ન ની નુ ને | વૃ | અનુ | હરણ | દે | મ | મ | ,, | પ્રા | મ | ૮ |
| નો, | ,, | જ્યે | ,, | રા | આ | પ | ,, | ,, | ,, | ૯ |
| પા પી | કુ | ઉ ફા | ગાય | મ | આ | મ | પ | વૈ | બુ | ૩ |
| પે | ક | હસ્ત | ભેસ | દે | આ | મ | પ | વૈ | બુ | ૪ |
| પો પા | ક | ચિત્રા | વાઘ | રા | મ | ,, | ,, | ,, | ,, | ૫ |
| ફે | ધ | પૂ-ષા | વાનર | મ | મ | પ | ,, | ક્ષ | ગુ | ૨ |
| બા બી બૂ | વૃ | રોહિ૦ | સાપ | મ | અ | પૂ | ,, | વૈ | શુ | ૪ |
| બે બો | વૃ | મૃગ | સાપ | દે | મ | પૂ | ,, | ,, | ,, | ૫ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ભા ભી | ધ. | મૂળ | કૂતરો | રા. | આ. | પ | પ | ક્ષ. | ગુ. | ૧ |
| ભૂ | ધ. | પૂ-ષા. | વાંનરો | મ. | મ. | પ | ,, | ક્ષ. | ગુ. | ૨ |
| ભે | ધ. | ઉ-ષા. | નોળી. | મ. | અં. | પ | ,, | ,, | ,, | ૩ |
| ભો | મ. | ,, | ,, | ,, | ,, | ,, | ,, | વૈ. | શ. | ૩ |
| મા મી મૂ મ | સિં. | મઘા | ઉંદર | રા. | અં. | મ | ,, | ક્ષ. | સૂ. | ૧ |
| મો | ,, | પૂ-ફા. | ઉંદર | મ. | મ. | મ | ,, | ,, | ,, | ૨ |
| યા યી યૂ | વીં. | જયે. | હરણ | રા. | આ. | પ | ય | બ્રા. | મં. | ૯ |
| યે યો | ધ. | મૂળ | કૂતરો | ,, | આ. | પ | ,, | ક્ષ. | ગુ. | ૧ |
| ર ઋ ૨ | તુ. | ચિત્રા | વાંનરો | ,, | મ. | મ | ,, | શુ. | શુ. | ૫ |
| રૂ રે રો | ,, | સ્વાતિ | ભેંશ | દે. | અં. | મ | ,, | ,, | ,, | ૬ |
| લા | મે. | અશ્વિ. | ઘોડો | દે. | આ. | પૂ | ,, | ક્ષ. | મં. | ૧ |
| લી લૂ લે લો | મે. | ભર. | હાથી | મ. | મ. | પૂ | ,, | ક્ષ. | ,, | ૨ |
| વા વી વૂ | વૃષ | રોહિ. | સાપ | ,, | અં. | પૂ | ,, | વૈ. | શુ. | ૪ |
| વે વો | વૃષ | મૃગ | ,, | દે. | મ. | ,, | ,, | ,, | ,, | ૫ |
| શ | મી. | ઉ-ભા. | ગાય | મ. | ,, | પ | શ | બ્રા. | ગુ. | ૮ |
| ષ | ક. | હસ્ત | ભેંશ | દે. | આ. | મ | ,, | વૈ. | બુ. | ૪ |
| સસીસૂ | કું. | શત. | ઘોડો | રા. | આ. | પ. | ,, | શુ. | શ. | ૬ |
| સે સો | ,, | પૂ-ભા | સિંહ | મ. | ,, | ,, | ,, | ,, | ,, | ૭ |
| હા | મિ. | પુન. | બિલા | દે. | ,, | મ. | ,, | ,, | બુ. | ૬ |
| હી | ક. | પુન. | ,, | ,, | ,, | ,, | ,, | બ્રા. | ચં. | ૬ |
| હૂ હે હો | ક. | પુષ્ય | ઘેટો | દે. | મ. | મ. | શ. | બ્રા. | ચં. | ૮ |

## કાર્ય દ્વાર.

સામાન્ય રીતે દરેક કાર્યોમા શુભ માસ, પક્ષ, તિથિ, કરણ, નક્ષત્ર અને વાર જોઈને મુહૂર્ત લેવુ, તો પણ દરેક કાર્યોમા નક્ષત્રશુદ્ધિ વિશેષ જોવી પડે છે, જેથી ગ્રન્થકાર સૂરિ મહારાજે કાર્યદ્વારમા વિશેષતાએ નક્ષત્રનીજ શુદ્ધિ દેખાડેલ છે, જે માટેની તિથિ વાર વિગેરેની શુદ્ધિ અન્ય ગ્રન્થોમાથી ગ્રહણ કરવી

અહીં પ્રથમ વિદ્યારભના વાર અને નક્ષત્રો કહે છે—

गुरु वुहो अ सुक्को अ,
संदरा मज्झिमो रवी ।
विज्जारंभे ससी पावो,
सणी भोमा य दारुणा ॥ १०२॥
मिगासिर-अद्दा-पुस्सो.
तिन्नि उ पुव्वा उ मूलमस्सेसा ।
हत्थो चित्ताइ तहा दस,
वुड्ढिकराइं नाणस्स ॥ १०३॥

અર્થ—વિદ્યારંભમાં ગુરૂ બુધ અને શુક્ર સુંદર છે, રવિ મધ્યમ છે, સોમ દુષ્ટ છે, શનિ અને મંગળવાર દારૂણ છે. ॥ ૧૦૨ ॥ મૃગશર, આર્દ્રા, પુષ્ય, ત્રણ પૂર્વા, મૂળ, અશ્લેષા, હસ્ત અને ચિત્રા; એ દસ નક્ષત્રો જ્ઞાનની વૃદ્ધિ કરનારાં છે. ॥૧૦૩॥

વિવેચન--વિદ્યારભ કરવામા ગુરૂવાર બુધવાર અને શુક્રવાર શ્રેષ્ઠ છે, રવિવાર મધ્યમ છે, સોમવાર દુષ્ટ છે અને મગળવાર તથા શનિવાર દુ ખ આપનાર છે અન્યસ્થાને રવિ વારને પણ શુભજ કહેલ છે નારચદ્ર મા કહ્યુ છે કે--

" विद्यारम्भे गुरुः श्रेष्ठो, मध्यमौ भृगु भास्करौ।
मरणं मन्दभौमाभ्यां, नो विद्या बुधसोमयोः ॥१॥ "

**અર્થ**—"વિદ્યારંભમાં ગુરૂ શ્રેષ્ઠ છે, શુક્ર અને રવિ મધ્યમ છે, શનિ અને મંગળવડે મૃત્યુ થાય છે, તથા બુધ અને સોમવારે વિદ્યા ચડતી નથી ॥૧॥" **બૃહજ્જ્યોતિઃસાર**માં કહ્યું છે કે—

" विद्यारम्भः सुरगुरुसितज्ञेष्वभिष्टार्थदायी "

**અર્થ**—"ગુરૂ શુક્ર અને બુધવારે કરેલ વિદ્યારંભ અભીષ્ટ અર્થને દેનાર છે." **ઉદયપ્રભસૂરિજી** કહે છે કે—વિદ્યારંભમાં સાતવારો અનુક્રમે—આયુષ્ય, જડતા, મૃત્યુ, લક્ષ્મી, બુદ્ધિ, સિદ્ધિ અને મૃત્યુ આપે છે.

ગ્રન્થકાર સૂરિ મહારાજ બીજી ગાથાથી જ્ઞાન જાણવાના નક્ષત્રો જણાવતાં કહે છે કે—મૃગશર, આર્દ્રા, પુષ્ય, પૂર્વા ફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વા ભાદ્રપદ, મૂળ, અશ્લેષા હસ્ત, અને ચિત્રા; એ દસ નક્ષત્રો જ્ઞાનની વૃદ્ધિ કરનારાં છે. આ દસ નક્ષત્રોને **સ્થાનાંગસૂત્ર**માં જ્ઞાન ભણવામાં શ્રેષ્ઠ કહેલા છે. અન્ય સ્થાને બીજા પણ નક્ષત્રો કહ્યા છે. **નારચંદ્ર** અને [1]**આરંભસિદ્ધિ**માં જ્ઞાન ભણવા માટે–અશ્વિની, મૃગશર. આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અશ્લેષા, પૂર્વાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, મૂળ, પૂર્વાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા અને પૂર્વાભાદ્રપદ એ સોળ નક્ષત્રો શુભ કહ્યા છે **બૃહજ્જ્યોતિઃસારમાં** શતભિષાને ન સ્વીકારતાં અભીચ્ અને રેવતી સાથે સત્તર નક્ષત્ર, તથા **મુહૂર્તચિંતામણિમાં** આર્દ્રા નક્ષત્ર સિવાયના પંદર નક્ષત્ર પણ મતાંતરે તો ધ્રુવ મૈત્ર અને રેવતી નક્ષત્રને શુભ કહેલ છે.

જ્ઞાન પ્રાપ્તિ માટે બન્ને પક્ષની ૨–૩–૫–૬–૧૦–૧૧ અને ૧૨ તિથિઓ શુભ છે. વર્જ્ય તિથિઓ માટે **નારચંદ્ર**માં કહે છે કે—

---

१ विद्यारम्भोऽश्विनी मूल–पूर्वासु मृगपञ्चके ।
हस्ते शतभिषक्स्वाति–चित्रासु श्रवणद्वये ॥ १ ॥

" पूर्णिमायाममावास्याम (?) ष्टम्या च चतुर्दशौ (?)
सप्तम्या च त्रयोदश्या, विद्यारम्भे गलग्रहः ॥१॥"

અર્થ—" પુનમ, અમાસ, આઠમ, ચૌદશ, સાતમ અને તેરશને દિને વિદ્યાનો આરભ કરાય તો ગળુ રૂધાય છે ॥૧॥ " સામાન્ય રીતે જ્ઞાન ભણવા માટે આ સમજવાનુ છે, પણ જુદા જુદા કાર્યોની અપેક્ષાએ વિશેષ શુદ્ધિ આ પ્રમાણે છે—

મુહૂર્ત ચિતામણિમા કહ્યુ છે કે-બાળક પાચ વર્ષનો થાય ત્યારે ઉત્તરાયણમા, ૨-૩-૫-૬-૧૦-૧૧ અને ૧૨ તિથિને દિને, સોમ બુધ ગુરૂ અને શુક્રવારે, અશ્વિની આર્દ્રા પુનર્વસુ પુષ્ય હસ્ત ચિત્રા સ્વાતિ અનુરાધા શ્રવણ અને રેવતી નક્ષત્રમા, તથા સ્થિર લગ્નમા લિપીનો પ્રારભ કરવો

" शतद्वयेऽनुराधा-ऽऽर्द्रा--रोहिणी-रेवती-करे ।
पुष्य-जीवे बुधे कुर्यात्, प्रारम्भ गणितादिपु ॥१॥ "

અર્થ—" શતભિષા, પૂર્વાભાદ્રપદ, અનુરાધા, આર્દ્રા, રોહિણી, રેવતી, હસ્ત અને પુષ્ય નક્ષત્રમા ગુરૂ અને બુધવારે ગણિત વિગેરેનો પ્રારભ કરવો. ॥ ૧ ॥ "

" रोहिण्या पञ्चके हस्ते, पुनर्भे मृगभेऽश्विने (?)
पुष्ये शुक्रेज्यविद्वारे, शब्दशास्त्र पठेत् सुधी ॥ १ ॥"

અર્થ—" બુદ્ધિમાને રોહિણી, પચક, હસ્ત, પુનર્વસુ મૃગશર, અશ્વિની અને પુષ્ય નક્ષત્રમા શુક્ર ગુરૂ કે બુધવારે વ્યાકરણ ભણવુ ॥ ૧ ॥ " મૃદુ ધ્રુવ ક્ષિપ્ર અને ચર નક્ષત્ર, બુધ કે ગુરૂવાળુ લગ્ન, અને સૌમ્ય ગ્રહવાળુ દશમ સ્થાન હોય ત્યારે વિદ્યા તથા શિલ્પનો પ્રારભ કરવો (૪૧)

નૃત્યારંભમા પુષ્ય, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, અનુરાધા, જ્યેષ્ઠા, ઉત્તરાષાઢા, ધનિષ્ઠા, શતભિષા, ઉત્તરાભાદ્રપદ, અને રેવતી નક્ષત્રો, તથા અનુકૂળ ચદ્ર શુભ છે હેમહંસ ગણિજી કહે છે કે-લગ્નમા બુધ હોય, ગુરૂએ જોએલ બુધની

રાશિમાં ચંદ્ર હોય, અને ચોથામાં સૌમ્ય ગ્રહો હોય તો **નૃત્ય** તથા **કાવ્યનો** આરંભ કરવો.

શુભ ગ્રહો ઉદયમાં હોય, પાપ ગ્રહો ઉદયના ન હોય, અને બુધની રાશિમાં ચંદ્ર હોય તો **મંત્ર** વિગેરે ગ્રહણ કરવાં અન્યસ્થાને કહ્યું છે કે—

" श्रतणत्रये मघा पूर्वा–ऽनुराधा–रेवतीत्रये ।
पुनर्भे स्वातिभे सूर्ये, शुक्रे जैनागमं पठेत् ॥ १ ॥"

અર્થ—" શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, મઘા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, અનુરાધા, રેવતી, અશ્વિની, ભરણી, પુનર્વસુ, અને સ્વાતિ નક્ષત્રમાં તથા રવિ અને શુક્ર વારે **જૈનાગમ** ભણવું. ॥ ૧ ॥ "

હવે બે ગાથાથી **લોચનાં** નક્ષત્રો કહે છે—

**पुणव्वसु अ पुस्सो अ, सवणो अ धणिट्ठिया ।**
**एएहिं चउहिं रिक्खेहिं, लोअकम्माणि कारए॥१०४॥**
**कित्तिआहिं विसाहाहिं, महाहिं भरणीहि अ ।**
**एएहिं चउहिं रिक्खेहिं, लोअकम्माणिवज्जए॥१०५॥**

અર્થ—પુનર્વસુ પુષ્ય શ્રવણ અને ધનિષ્ઠા, આ ચાર નક્ષત્રમાં લોચકર્મ કરવું. ॥ ૧૦૪ ॥ કૃત્તિકા વિશાખા મઘા અને ભરણી, આ ચાર નક્ષત્રમાં લોચકર્મ વર્જવું. ॥ ૧૦૫ ॥

વિવેચન—નવા બાળકને કે નવદીક્ષિત શિષ્યને પ્રથમ **ક્ષૌર** કે **લોચ** કરાવવો હોય ત્યારે પુનર્વસુ પુષ્ય શ્રવણ અને ધનિષ્ઠા નક્ષત્રો હોય તો અત્યંત શુભ છે, પણ કૃત્તિકા વિશાખા મઘા અને ભરણી એ ચારમાંથી હરકોઈ નક્ષત્ર હોય તો અત્યંત અશુભ છે. અહીં આપેલ કૃત્તિકાદિ ચાર નક્ષત્રોને ગણિવિદ્યાપ્રકીર્ણકમાં પણ વર્જ્યજ કહ્યા છે.

આ આઠ સિવાયના બાકીના નક્ષત્રો ક્ષૌરકર્મમા મધ્યમ અને વિમધ્યમ છે, જેની દરેક રીતની શુદ્ધિ અન્ય ગ્રન્થોમાં આ પ્રમાણે છે—પ્રથમના લોચમા અને ક્ષૌરમા ૨-૩-૫-૭ ૧૦-૧૧-૧૨-૧૩ તિથિ, સોમ બુધ ગુરૂ અને શુક્રવાર, અશ્વિની મૃગશર પુનર્વસુ પુષ્ય હસ્ત ચિત્રા સ્વાતિ જ્યેષ્ઠા શ્રવણ ધનિષ્ઠા શતભિષા અને રેવતી નક્ષત્ર. તેજ ક્ષણો, શુભ તારાબળ, કેન્દ્રિયા સૌમ્ય ગ્રહો, અને ૩-૬-૧૧ સ્થાને ક્રૂર ગ્રહો હોય તો તે શુભ છે ક્ષૌરમા રિક્તા અમાસ વર્જ્ય છે, કેન્દ્રિયા ક્રૂર ગ્રહો પણ અતિ અશુભ છે હર્ષપ્રકાશમા કહ્યુ છે કે-" **तारासुद्धखउर** એટલે—તારાશુદ્ધ દિવસે ક્ષૌર કરવુ." **વ્યવહાર પ્રકાશમા** ચદ્ર બળને પણ આવશ્યક માનેલ છે **મુહૂર્ત ચિતામણિમા** કહ્યુ છે કે-કર્ક કન્યા ધન અને કુભનો સૂર્ય હોય ત્યારે જન્મમાસમા, જન્મ નક્ષત્રમા, દેવ પૂજાના દિવસે અને અભિષેકના દિવસે પણ ક્ષૌર કરાવવુ નહિ **બૃહજ્જ્યોતિઃસારમા** કહ્યુ છે કે-રવિવારે ક્ષૌર કરાવે તો એક માસ આયુષ્ય ઘટે છે સોમવારે સાત માસ વધે છે, મગળવારે આઠ માસ ઘટે છે, બુધવારે પાચ માસ વધે છે, ગુરૂવારે દસ માસ વધે છે, શુક્રવારે અગીયાર માસ વધે છે, અને શનિવારે સાત માસ ઘટે છે

ત્યાગ પછીના નિરતરના ક્ષૌર માટે એવો નિયમ છે કે-તેલ મર્દન કર્યુ હોય, નાહ્યો હોય, જમ્યો હોય, આભૂષણ પહેર્યા હોય, યુદ્ધ માટે તૈયાર થયો હોય, રજસ્વલા સ્ત્રી હોય ત્યારે, વિદ્યારભના દિવસે, રાત્રે, ત્રણે સધ્યામા, પર્વ દિવસે, ધર્મ મહોત્સવના દિવસે, **પ્રતિષ્ઠા** વિગેરે શુભ કાર્ય કર્યા હોય તે દિવસે, જન્મ દિવસે જન્મ નક્ષત્રમા, રિક્તા અમાસ પુનમ અને એકમ તિથિએ, ગત ક્ષૌર દિવસથી નવમે દિવસે, કૃત્તિકાદિ ચાર નક્ષત્રોમા, તથા લાગલાગટ છ કૃત્તિકામા, આઠ રોહિણીમા, ત્રણ અનુરાધામા, ચાર ઉત્તરામા, પાચ મઘામા અને એક મૂળમા ક્ષૌર કરાવવુ નહિ વિશેષના એટલી છે કે-રાજાની આજ્ઞાથી, મૃત્યુના સૂતકમા, કેદમાથી

છુટતાં, યજ્ઞમાં, સ્ત્રીના કાર્યમાં, તીર્થમાં અને વ્રતાદિકમાં ક્ષૌર કરાવવું હોય તો ઉપરોક્ત વાર, નક્ષત્ર, નવમો દિવસ, વિગેરે શુદ્ધિ જોવાની આવશ્યકતાજ નથી.

રાજાના ક્ષૌર માટે **ઉદયપ્રભસૂરિ** કહે છે કે—રાજાએ પાંચમે પાંચમે દિવસે, શુભ તારાએ, અને શુભ કાળહોરામાં શ્મશ્રૂકર્મ કરાવવું; તથા નખ ઉતારવા માટે ક્ષૌરનાં નક્ષત્રો, રવિ સિવાયના વારો અને તે દરેકની હોરા શુભ છે.

હવે **કર્ણવેધ** અને રાજાના **દર્શનનાં નક્ષત્રો** કહે છે—( માલિની છંદ )

**मिग–अणु–पुण पुस्सा जिठ्ठ–रेव–ऽस्सिणीआ,**
**सवण–कर–सचित्ता सोहणा कएणवेहे ।**
**कर–सवण–ऽणुराहा रेव–पुस्स–ऽस्सिणीआ,**
**मिग–धणि–धुव–चित्ता दंसणे भूवईणं ॥ १०६ ॥**

**અર્થ**—કર્ણવેધમાં મૃગશર, અનુરાધા, પુનર્વસુ, પુષ્ય, જ્યેષ્ઠા, રેવતી, અશ્વિની, શ્રવણ, હસ્ત, અને ચિત્રા, નક્ષત્રો શુભ છે. તથા રાજાના દર્શનમાં હસ્ત, શ્રવણ, અનુરાધા, રેવતી, પુષ્ય, અશ્વિની, મૃગશર, ધનિષ્ઠા, ધ્રુવ અને ચિત્રા નક્ષત્રો સારાં છે.

**વિવેચન**—બાળકને કે મુનિરાજને **કર્ણવેધ** કરાવવો હોય ત્યારે જો મૃગશર, અનુરાધા, પુનર્વસુ, પુષ્ય, જ્યેષ્ઠા, રેવતી, અશ્વિની, શ્રવણ, હસ્ત અને ચિત્રા નક્ષત્ર હોય તો શુભ છે. **ઉદયપ્રભસૂરિ**—કર્ણવેધમાં ધનિષ્ઠા તથા ત્રણ ઉત્તરાનો, અને **મુહૂર્ત ચિંતામણિકાર**—રોહિણી, મૂળ, શતભિષા, સ્વાતિ, તથા ત્રણ ઉત્તરા નક્ષત્રનો પણ સ્વીકાર કરે છે. અહીં નક્ષત્રોની શુદ્ધિ અતિ આવશ્યક માનેલ છે, પણ **મુહૂર્ત ચિંતામણિમાં** કહ્યું છે કે—જન્મના વિષમ વર્ષે, ચોમાસું, ચૈત્ર પોષ અને જન્મમાસ સિવાયના માસોમાં રિક્તા સિવાયની વિષમ તિથિઓમાં, રવિ સોમ બુધ કે ગુરૂવારને

દિવસે તથા મિથુન કન્યા ધન કુભ અને મીન લગ્નમાં કર્ણ-વેધ કરાવવો જોઇએ, **આરંભસિદ્ધિની ટીકા**મા કહ્યુ છે કે—સૌમ્ય ગ્રહો ત્રીજા કે અગીયારમા ભુવનમા હોય અને, સૌમ્યગ્રહની દૃષ્ટિ ક્રૂરગ્રહથી રહિત શુભ લગ્ન સ્થાનમા જતી હોય તો કર્ણવેધ શુભ છે

સૂરિ મહારાજ ઉત્તરાર્ધ ગાથાથી **નૃપદર્શનના નક્ષત્રો** દેખાડતા કહે છે કે—રાજાના દર્શનમા અશ્વિની, રોહિણી, મૃગશર, પુષ્ય હસ્ત, ચિત્રા, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા ત્રણ ઉત્તરા અને રેવતી નક્ષત્રો શુભ છે અન્ય સ્થાને આ કાર્યમા રવિવાર મગળવાર ગુરૂવાર ૧–૩–૧૩–૧૫ તીથીઓ અને ભદ્રા કરણ શુભ કહેલા છે રવિવાર અને ભદ્રા વધારે શુભ છે નૃપાદિકની સેવા માટે કહ્યુ છે કે-પડિત તથા લડવૈયાએ લગ્નમા શુભ ગ્રહ હોય, ૧૦ કે ૧૧ સ્થળે રવિ કે મગળ હોય, અને યોનિવૈર વિગેરેની શુદ્ધિ હોય તો સ્વામીનો આશ્રય કરવો. રાજા પાસે જતા પૂર્ણ નાસિકાનો પગ આગળ સ્થાપવો

હવે **વસ્ત્રધારણ**ના વારો કહે છે—

**सूरे जिरणं ससी अद्दं, मलिणं सणिधारिअं ।**
**भोमे दुक्खावहं होइ, वत्थं सेसेहि सोहणं ॥१०७॥**

અર્થ—રવિવારે ધારેલ વસ્ત્ર, (જલદી) જીર્ણ થાય છે, સોમવારે ધારેલ આર્દ્ર થાય છે, શનિવારે ધારેલ મલિન રહે છે, મંગળવારે દુઃખ-દાયક થાય છે અને બાકીના વારે ધારણ કરેલ વસ્ત્ર સારૂ છે. ॥ ૧૦૭ ॥

**વિવેચન**—નવુ વસ્ત્ર ધારણ કરવામા રવિ, સોમ, મગળ અને શનિવાર નિદ્ય છે, તથા બુધ ગુરૂ અને શુક્ર શુભ છે તેમા નવુ વસ્ત્ર ધારણ કરવાને દિવસે રવિવાર હોય તો વસ્ત્ર હુંક મુદતમા જળી જાય છે, સોમવાર હોય તો ભીનુ જ રહ્યા કરે છે, અર્થાત્—ન્હાવાના કે વસ્ત્ર ધોવુ પડે તેવા પ્રસગો

બહુ આવે છે; મંગળવાર હોય તો પહેરનારને શોક રહ્યા કરે છે; શનિવાર હોય તો મેલું રહ્યા કરે છે, અને બુધ ગુરૂ કે શુક્ર હોય તો દરેક રીતે આનંદ પ્રવર્તે છે. અન્ય સ્થાને કહ્યું છે કે—બુધ ગુરૂ અને શુક્રવારે નવું વસ્ત્ર ધારણ કરવાથી ધન જ્ઞાન અને સુખ મળે છે. **બૃહજ્જ્યોતિઃસાર**માં કહ્યું છે કે—શુક્રવારે પહેરેલ નવું વસ્ત્ર પ્રિયસંગમ માટે થાય છે અહીં દર્શાવેલ વારો વિશેષતાએ સાધુના શ્વેત વસ્ત્ર માટે છે એટલે દરેક પ્રકારનાં વસ્ત્રો માટે સામાન્ય રીતે શુભાશુભ સમજવાના છે. જેથી કેટલાએક આચાર્યો વિવિધરંગી વસ્ત્રો માટે કહે છે કે–મંગળ વિગેરે ૭ વારોમાં અનુક્રમે લાલ, લીલું, શ્વેત, શ્વેત, કાળું અને પીળું વસ્ત્ર પહેરવું તે શુભ છે. અહીં એમ માની શકાય છે કે–બુધ ગુરૂ અને શુક્રવારે દરેક રંગનાં નવાં વસ્ત્રો પહેરી શકાય છે. વળી જે ગ્રહનો જેવો રંગ છે તેવા રંગનાં વસ્ત્રો તે ગ્રહના વારે ધારણ કરે તો વિરૂદ્ધ વાર પણ શુભ છે. નવી **કાંબળી** ધારણ કરવામાં રવિ પણ શુભ છે. નવા વસ્ત્રમાં દગ્ધા તિથિ અશુભ છે અને ૧–૨–૩–૧૩–૧૫ અતિ શુભ છે.

નક્ષત્રો માટે **ઉદયપ્રભસૂરિ** કહે છે કે–નવાં વસ્ત્ર ધારણ કરવામાં અશ્વિની, રોહિણી, પુનર્વસુ, પુષ્ય, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, ઉત્તરાષાઢા, ધનિષ્ઠા, ઉત્તરા ભાદ્રપદ અને રેવતી નક્ષત્રો શુભ છે. તેની ટીકામાં કહ્યું છે કે–અશ્વિની વિગેરે નક્ષત્રોમાં નવું વસ્ત્ર ધારણ કરે તો અનુક્રમે ૧ નષ્ટ વસ્તુની પ્રાપ્તિ, ૨ મૃત્યુ, ૩ અગ્નિદાહ, ૪ અર્થ સિદ્ધિ, ૫ મૂષક ભય, ૬ મૃત્યુ, ૭ ધનપ્રાપ્તિ, ૮ ધનપ્રાપ્તિ, ૯ શોક, ૧૦ મૃત્યુ, ૧૧ રાજભય, ૧૨ સંપત્તિ, ૧૩ કાર્યસિદ્ધિ, ૧૪ વિદ્યાપ્રાપ્તિ, ૧૫ મિષ્ટાન્ન, ૧૬ પ્રીતિ, ૧૭ મિત્રપ્રાપ્તિ, ૧૮ વસ્ત્રહરણ, ૧૯ જળમાં નાશ, ૨૦ રોગ, ૨૧ અતિ મિષ્ટ-ભોજન, ૨૨ નેત્ર વ્યાધિ, ૨૩ ધાન્યપ્રાપ્તિ, ૨૪ વિષભય, ૨૫ જળભય, ૨૬ ધનપ્રાપ્તિ; અને ૨૭ રત્નપ્રાપ્તિ; એ પ્રમાણે ફળ મળે છે.

# રોગ શાંતિ દિન.

| | પ્રહર ૧ | પ્રહર ૨ | પ્રહર ૩ | પ્રહર ૪ | શાત |
|---|---|---|---|---|---|
| અ | ૫ | ૦ | ૬ | ૧૩ | ૯ |
| ભ | ૭ | ૨૦ | ૯ | ૧૪ | ૧૧ |
| કૃ | ૧૫ | ૧૮ | ૨૨ | ૨૭ | ૯ |
| રો | ૧૭ | ૩ | ૨૧ | ૦ | ૭ |
| મૃ | ૨૨ | ૯ | ૩ | ૧૯ | ૩૦ |
| આ | ૧૧ | ૧૩ | ૦ | ૨૩ | મૃ |
| પુ | ૧૭ | ૧૫ | ૩ | ૭ | ૭ |
| પુ | ૨૩ | ૧૧ | ૧૦ | ૧૧ | ૭ |
| અ | ૯ | ૯ | ૨૫ | ૧૮ | મૃ |
| મ | ૨૬ | ૩ | ૧૭ | ૨૦ | ૨૦ |
| પૂ | ૨૦ | ૨૭ | ૧૫ | ૨૧ | મૃ |
| ઉ | ૦ | ૧૦ | ૦ | ૧૯ | ૭ |
| હ | ૨૩ | ૧૫ | ૭ | ૦ | ૧૫ |
| ચિ | ૧૧ | ૧૩ | ૨૫ | ૧૬ | ૧૧ |
| સ્વા | ૨૭ | ૨૦ | ૧૭ | ૨૨ | મૃ |
| વિ | ૨૩ | ૧૯ | ૨૩ | ૨૩ | ૧૫ |
| અ | ૨૫ | ૨૧ | ૨૮ | ૧૩ | + |
| જ્યે | ૧૭ | ૧૪ | ૦ | ૩૩ | મૃ |
| મૂ | ૦ | ૨૩ | ૯ | ૧૫ | ૯ |
| પૂ | ૧૫ | ૩૫ | ૧૮ | ૧૬ | મૃ |
| ઉ | ૧૫ | ૧૭ | ૧૧ | ૦ | ૩૦ |
| અ | + | + | + | + | + |
| શ્ર | ૧૪ | ૨૭ | ૧૩ | ૧૪ | ૧૧ |
| ધ | ૧૯ | ૦ | ૨૩ | ૨૦ | ૧૫ |
| શ | ૨૪ | ૦ | ૩ | ૨૪ | ૧૧ |
| પૂ | ૩૧ | ૧૫ | ૧૮ | ૩૧ | મૃ |
| ઉ | ૨૭ | ૧૨ | ૨૩ | ૧૧ | ૭ |
| રે | ૧૫ | ૧૯ | ૦ | ૨૦ | + |

લી૦ શુભસાગરગણી.

**સર્પદંશ** વિષે કહે છે-

**विसाहा किचित्रा-ऽस्सेसा,**
**मूलऽद्दा भरणी महा ।**
**एयाहिं अहिणा दट्ठो,**
**कट्ठेणावि न जीवइ ॥ १११ ॥**

અર્થ—વિશાખા, કૃત્તિકા, અશ્લેષા, મૂળ, આર્દ્રા, ભરણી અને મઘામાં જેને સર્પ ડસ્યો હોય તે કષ્ટે કરીને પણ જીવે નહિં ॥ ૧૧૧ ॥

**વિવેચન**—ભરણી, કૃત્તિકા, આર્દ્રા, અશ્લેષા, મઘા, વિશાખા અને મૂળ; આ નક્ષત્રો ક્રૂર છે; તેથી તેમાં સર્પ ડસ્યો હોય તો તે મનુષ્ય કોઇ પણ રીતે બચી શકતો નથી. **વિવેકવિલાસ**માં તો અશ્વિની, રોહિણી, ત્રણુ પૂર્વા, ૫–૬–૮–૯–૧૪ અને ૦)) તિથિઓ, રવિ મંગળ અને શનિવાર, સવાર–સાંજની સંધ્યા અને સંક્રાન્તિ કાળમાં પણ **ડંખમૃત્યુયોગ** કહેલ છે.

હવે **રોગશાન્તિ**નાં નક્ષત્રો કહે છે-

**पुण-पुस्स-उफा-उभ-रो—**
**हिणीहिं रोगोवसम सत्त दिणे ।**
**मूल-स्सिणि-कित्ति नवमे,**
**सवण-भरणि-चित्त-सयभिसेगदसे ॥ ११२ ॥**
**धणि-कर-विसाहिं पक्खे,**
**मह वीसइमे उषा-मिगे मासे ।**

अणुराह–रेवइ चिरं,

तिपुव्व–जिट्ठ–ऽद्द–ऽसेस–साइ मिइ ॥११३॥

અર્થ—પુનર્વસુ, પુષ્ય, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાભાદ્રપદ અને રોહિણીમાં વ્યાધિ થયો હોય તો સાત દિવસે; મૂળ, અશ્વિની અને કૃત્તિકામાં વ્યાધિ થયો હોય તો નવ દિવસે; શ્રવણ ભરણી ચિત્રા અને શતભિષામાં વ્યાધિ થયો હોય તો અગીયાર દિવસે; ॥ ૧૧૨ ॥ ધનિષ્ઠા, હસ્ત, અને વિશાખામાં વ્યાધિ થયો હોય તો પંદર દિવસે; મઘામાં વીશ દિવસે, ઉત્તરાષાઢા અને મૃગશરમાં વ્યાધિ થયો હોય તો એક મહિને; તથા અનુરાધા અને રેવતી નક્ષત્રમાં રોગ થયો હોય તો ચિરકાળે તેની શાંતિ થાય છે, પણ ત્રણ પૂર્વા ( પૂર્વાફાલ્ગુની પૂર્વાષાઢા પૂર્વાભાદ્રપદ ) જ્યેષ્ઠા, આર્દ્રા, અશ્લેષા કે સ્વાતિમાં વ્યાધિ થયો હોય તો તેનું મૃત્યુજ થાય છે ॥ ૧૧૩ ॥

વિવેચન—સ્પષ્ટ છે આરંભસિદ્ધિની ટીકામા કહ્યુ છે કે—ઉત્તરાષાઢામા રોગ થાય તો બે માસે મરે, અને અભીચમા રોગ થાય તો બે માસે જીવે છે વળી રોગશામક નક્ષત્રોને તારાની અનુકૂળતા હોય તોજ રોગ શાંતિ થાય છે ×

× મુનિ શ્રી રત્નવિજયજીએ ( ૫૦–૬૦ વર્ષ પૂર્વે ) લખેલ એક જીર્ણ પત્રમા વસ્તુ પ્રાપ્તિ અને નક્ષત્રવાર યોગે રોગ પીડા દીનનો કોઠો છે જેમા આર્દ્રા ચિત્રા અને અનુરાધામા માંદા પડેલાને જલધર, ખેન અને લોહીખડવાથી મૃત્યુ જણાવેલ છે

चरलहु मिउ मूले रोगानिन्नास हेऊ,
हवइ खलु पउत्तं ओसहं वाहिआणं ।
भिगु-ससि-पुण-जिट्ठा-ऽस्सेस-साइ महाहिं,
न य कहवि विहेयं रोगमुत्ते सिणाणं ॥११४॥

અર્થ—ચર, લઘુ, મૃદુ અને મૂળ નક્ષત્રોમાં રોગીને ઔષધ આપ્યું હોય તો તે રોગના નાશનો હેતુ થાય છે; અને રોગમુકત પુરૂષે કોઇ પણ રીતે શુક્રવાર, સોમવાર, પુનર્વસુ, જ્યેષ્ઠા, અશ્લેષા, સ્વાતિ અને મઘા નક્ષત્રમાં સ્નાન કરવું નહિં. ॥ ૧૧૪ ॥

**વિવેચન**—પ્રથમ ઔષધ ખાવું હોય ત્યારે ચર, લઘુ, મૃદુ અને મૂળ નક્ષત્રો; અર્થાત્—અશ્વિની, મૃગશર, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતિ, અનુરાધા, મૂળ, અભીચ, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા અને રેવતી નક્ષત્ર હોય તો રોગનો નાશ થાય છે; અને દેહપુષ્ટિ થાય છે. અહીં વારો દર્શાવ્યા નથી, પણ ઔષધ લેવામાં રવિ અને સોમવાર શુભ છે, દ્વિસ્વભાવ લગ્ન તથા ભદ્રા કરણ સારાં છે. અન્ય સ્થાને વ્યાધિના પ્રતિકારમાં તિક્ષણ નક્ષત્ર ઉત્તમ માનેલ છે.

**પ્રશ્નશતકમાં** કહ્યું છે. કે—પ્રશ્નકુંડળીમાં જન્મ નક્ષત્ર અશુભ છે, ૧-૪-૭-૧૦ ભુવનો અને તેના અધિપતિઓ અનુક્રમે—વૈદ્ય, ઔષધ, રોગ અને રોગીના સંબંધવાળા છે. એટલે-તે તે સ્થાનોની પરસ્પર મૈત્રી ઉપરથી વૈદ્ય ઔષધ વિગેરેની અનુકૂળતા—મેળ, પરસ્પરની શત્રુતા ઉપરથી વૈદ્ય ઔષધાદિની પરસ્પર પ્રતિકૂળતા—કમેળ, શુભ ગ્રહોના સંયોગોથી વૈદ્ય વિગેરે વડે રોગહાનિ, અને ક્રૂર ગ્રહોના સંયોગોથી વૈદ્ય વિગેરે વડે રોગ વૃદ્ધિ વિગેરેનું જ્ઞાન થાય છે.

વળી લગ્નમાં રહેલા ગ્રહો ઉપરથી પરિચારક પુરૂષો, તેની વયસ્થિતિ, જાતિ, વર્ણ, ઉપવેશન વિગેરેનું; ચતુર્થેશ ગ્રહ ઉપ-

રથી કટુક વિગેરે રસવાળા ઔષધનું, ષષ્ઠેશથી કટુ વિગેરે કઇ વસ્તુથી આ રોગ થયો છે તેનું, ૧-૪ બળવાન્ હોય અને ૭ મું નિર્બળ હોય તો શીઘ્ર રોગહાનિનું, સપ્તમસ્થ ગ્રહ સૌમ્ય પુષ્ટ હોય તો ઔષધ વગર સજ્જ થશે એવુ, સપ્તમસ્થ કે સપ્તમેશ ગ્રહો ઉપરથી રોગ પરીક્ષાનું, અષ્ટમેશ ઉપરથી મૃત્યુનું–ઘાતક યોગોનું, અને દશમ ભુવનની ચરાદિ રાશિ ઉપરથી રોગીનું બેસવુ ઉઠવુ વિગેરે સ્થિતિનુ, તથા દશમેશ ઉપરથી રોગીના જાતિવય વર્ણ વિગેરેનુ જ્ઞાન થાય છે

**કાળજ્ઞાન**મા કહ્યુ છે કે–આર્દ્રા, અશ્લેષા, મઘા, મૂળ, જ્યેષ્ઠા અને ભરણી નક્ષત્રમા વૈદ્યને બોલાવવા જવુ નહી છતે પણ હાથમા વાસ લઈ એકાકીપણે વૈદ્યને બોલાવવા જવુ નહી, કેમકે તે પ્રમાણે જાય તો રોગીનુ સાત દિવસમા મૃત્યું થાય છે સ્વાતિ, અશ્લેષા આર્દ્રા પૂર્વા અને જ્યેષ્ઠામા રોગી થયેલને ઔષધ આપવામા ફળની આશા રાખવી નહી, અને સાધ્યાસાધ્યની તપાસ કરી ઔષધ આપવુ

**આરભસિદ્ધિની ટીકા**મા કહ્યુ છે કે–જાતકોકત રિષ્ટ યોગ ન હોય, આઠમે સ્થાને ક્રૂર ગ્રહો હોય, છઠ્ઠે સાતમે અને બારમે સ્થાને ક્રૂર ગ્રહો નજ હોય, અને સૌમ્ય ગ્રહો બળવાન્ હોય ત્યારે ઔષધનુ સેવન શુભ કારક છે [ આ૦ ૩-૮૨ ]

ગ્રન્થકાર સૂરિમહારાજ ઉત્તરાર્ધ ગાથાથી કહે છે કે–રોગીને માથે પાણી નાખવુ હોય ત્યારે સોમવાર શુક્રવારનો ત્યાગ કરવો, અને બીજા વારો લેવા પુણ્યભદ્રમા બુધ તથા ગુરૂ અને હર્ષપ્રકાશમા શનિવાર વર્જ્ય કહેલ છે **નક્ષત્રો**મા પુનર્વસુ, જ્યેષ્ઠા અશ્લેષા, સ્વાતિ અને મઘા પણ અશુભ છે

અન્યસ્થાને કહ્યુ છે કે—રવિ મગળ તથા શનિવાર, વિષ્ટિ, વ્યતિપાત, અશુભ ચદ્ર, તથા અશુભ તારા રોગીના અભ્યગ સ્નાનને માટે અશુભ છે ( આ૦ ૩ । ૭૦ ) તેલ ચોળવાપૂર્વક સ્નાનને માટે આરભસિદ્ધિમા કહ્યુ છે કે—આબાદીને ઈચ્છતા પુરૂષે ૨–૬–૮–૧૦–૧૩–૧૪–૧૫ તિથિ, રવિ મગળ ગુરૂ અને શુક્રવાર, પર્વદિન, ગ્રહણદિન, સક્રાંતિ-

દિન, વિષ્ટિકરણ, વૈધૃતિ અને વ્યતિપાત યોગમાં અભ્યંગ સ્નાન કરવું નહિં.

**બૃહજ્જ્યોતિષસાર**માં કહ્યું છે કે—રવિ વિગેરે સાતે વારોમાં અભ્યંગ-સ્નાન કરે તો અનુક્રમે તાપ, કાંતિ, મૃત્યુ, લક્ષ્મી, ધનનાશ, વિપત્તિ અને સંપત્તિ રૂપી ફળ મળે છે.

હવે **મૃત્યુયોગ** કહે છે—

**नामनक्खत्तमत्रिकदू, एकनाडीगया जया ।**
**तया दिणो भवे मच्चू, नन्नहा जिणभासिअं॥१९५॥**

**અર્થ—જ્યારે નામરાશિનું નક્ષત્ર, સૂર્ય અને ચંદ્ર એક રાશિમાં આવે ત્યારે-તે દિને મૃત્યુ થાય છે, એમ જિનવચન છે, જે અન્યથા થતું નથી.**

**વિવેચન**—જિનેશ્વર ભગવંતનું એવું વચન છે કે—ત્રિનાડીચક્રની હરકોઇ એક નાડીમાં જ્યારે રોગીનું નામનક્ષત્ર સૂર્યનક્ષત્ર અને ચંદ્રનક્ષત્ર એકી સાથે આવે ત્યારે તે રોગીનું મૃત્યુ થાય છે; આ વચનમાં કદાપિ ફેરફાર થતો નથી. અહીં નામનક્ષત્ર કહેલ છે, તેથી જન્મનક્ષત્ર લેવાય છે, પણ મુખ્યતા નામની છે.

અન્યસ્થાને તો કહ્યું છે કે—રોગીના જન્મનક્ષત્રની એક નાડીમાં જ્યાંસુધી સૂર્ય રહે ત્યાંસુધી કષ્ટ રહ્યા કરે છે, એક નાડીમાં ચંદ્ર હોય તો આઠ પહોર પીડા રહે છે, અને તે સાથે ત્યાં ક્રૂર ગ્રહો હોય તો તેજવખતે મૃત્યુ થાય છે. ( **आ०** ૩।૬૭ ) આરંભસિદ્ધિમાં કહ્યું છે કે—ત્રીજી પાંચમી અને સાતમી તારામાં રોગ થાય તો અતિદુ:ખ અથવા મૃત્યુ થાય છે, અને પૂર્વે કહેલ પૂર્વા વિગેરે નક્ષત્રનો રોગી પણ મૃત્યુ પામે છે. **નારચંદ્ર**માં કહ્યું છે કે—

" उरगवरणरौद्रा वासवैन्द्री त्रिपूर्वा,
यमदहनविशाखा पापवारेण युक्ता ॥

तिथिपु नवमी पष्ठी द्वादशी वा चतुर्थी,
सहजमरणयोगो रोगिणो मृत्युरेव ॥ १ ॥"

**અર્થ**—"અશ્લેષા, શતભિષા, આર્દ્રા, ધનિષ્ઠા, જ્યેષ્ઠા, ત્રણ પૂર્વા, ભરણી, કૃત્તિકા અને વિશાખા નક્ષત્ર હોય, સાથે ક્રૂર વાર હોય, અને તિથિઓમા-નોમ, છઠ્ઠ, બારશ કે ચોથ હોય તો સહેજે મૃત્યુયોગ થાય છે, જેમા રોગીનુ મૃત્યુ જ થાય છે ॥ ૧ ॥"

"नन्दा च वृश्चिके मेपे, भद्रा मिथुनकर्कयो ।
कन्याराशौ तथा ज्ञेया, एषा कालस्य पड्घटी ॥ १ ॥
जया धनु कुम्भसिंहे, रिक्ता तौलि वृपे तथा ।
पूर्णा मीनमकराभ्या, कालोऽय मुनिभापितः ॥ २ ॥"

**અર્થ**—"વૃશ્ચિક તથા મેષમા નદા તિથિ હોય, મિથુન કર્ક અને કન્યારાશિમા ભદ્રા તિથિ હોય તો તેની છ ઘડી **કાળયોગ** છે ધનુષ્ય કુભ અને સિહમા જયા હોય, તુલા તથા વૃષમા રિક્તા હોય અને મીન તથા મકરમા પૂર્ણા હોય તો પણ કાળયોગ છે એમ મુનિઓએ કહેલ છે ॥૧-૨॥"

અર્થાત્—નદાદિ તિથિપ ચક્રમા વૃશ્ચિક વિગેરે લગ્નનો ઉદય થાય તેટલો કાળ મૃત્યુયોગ છે જેમા રોગ થયો હોય તો રોગી મૃત્યુ પામે છે તેની ટીપ્પણીમા કહ્યુ છે કે-જન્મના ચન્દ્રમા કે યમદષ્ટ્રા યોગમા વ્યાધિ થાય તો પણ મૃત્યુ થાય છે

**કાળજ્ઞાન**મા કહ્યુ છે કે—નદાના મેષ અને વૃશ્ચિક લગ્નમા, ભદ્રાના મિથુન અને કન્યા લગ્નમા, જયાના કર્ક અને સિહ લગ્નમા, રિક્તાના વૃષ તુલા અને કુભ લગ્નમા, કે પૂર્ણાના મિથુન ધન અને મકર લગ્નમા કોઈ રોગી થયો હોય તો તેના માટે આ **વિરૂદ્ધ તિથિપ ચક્ર** છે તથા—

"भौमकृत्तिकयोर्नन्दा, भद्रा च बुधनागयो ।
जया गुरौ मघाया च, रिक्ता शुक्र धनिष्ठयो ॥ १ ॥

भरण्यां शनिवारे च, पूर्णाख्यतिथिपंञ्चके ।
योगेऽस्मिन् व्याधिरुत्पन्नो, न सिध्यति कदाचन ॥ २ ॥"

**અર્થ**—" ભોમ અને કૃત્તિકામાં નંદા તિથિ હોય, બુધ અને અશ્લેષામાં ભદ્રા હોય, ગુરૂ અને મઘામાં જયા હોય, શુક્ર અને ધનિષ્ટામાં રિક્તા હોય, તેમજ શનિ અને ભરણીમાં પૂર્ણા તિથિ હોય, તો આ પ્રમાણેના તિથિપંચક યોગમાં ઉત્પન્ન થયેલ વ્યાધિ કોઇ રીતે સાધ્ય થતો નથી ॥ ૧-૨ ॥ "

મુંડે માથે તેલ ચોપડી ગધેડે બેસી દક્ષિણમાં જવાનું સ્વપ્ન આવે, સૂર્યોદયકાળે શિયાળ આરડતો સામે આવે, અતિ વિષ્ટા થાય, શરીરના રંગમાં વિકાર થાય, માનસિક શાંત ક્રોધી વિગેરે પ્રકૃતિનો અણચિંતવ્યો ફેરફાર થાય, હરકોઇ સ્વભાવમાં તફાવત પડે, છાયામાં માથા વિનાનું ધડ જુએ, અર્ધી રાત્રે ઇંદ્ર ધનુષ્ય દેખાય, એકીકાલે ચારે દિશામાં ઇંદ્ર ધનુષ્ય દેખાય, ચંદ્રતારા વિગેરે રાત્રે ન દેખાતાં દિવસે દેખાય, દિવસે ચંદ્રગ્રહણ જુએ, અક્ષિજ્યોત નાશ પામે, અરૂંધતી (જિહ્વાગ્ર) ધ્રુવ ( નાસાગ્ર ) પાપણ અને તારા ન દેખાય, નેત્રો કાળાં-જ્યોતિહીન-ઉંડાં કે મંદ દૃષ્ટિવાળાં થાય, શબ્દ ન સાંભળે, દીવાને ઓલવાયાની વાસ ન જાણે; નાક-ધોળું, કાળું, સૂકું, જાડું, વાંકું, સુંઘવામાં અશક્ત, ફાટેલ, પીડાવાળું, કે તનક મારતું થઇ જાય; મિત્રનું હિત વચન રૂચે નહીં, હૃદય પગ નાભી ટાઢા પડતાં માથામાં ગરમી વ્યાપે, માથામાં પરસેવો અને મુખમાં શ્વાસ થતાં હાથ પગ ગળું અને લમણાની આઠ ધમનીઓ ધીમી પડી જાય, પાંચે ઇંદ્રિયો પોતપોતાના કાર્યમાં મંદ શક્તિવાળી બને, ગતિ-વાસ-સ્વાદ કે દેહરંગમાં ફેરફાર થતાં શરીરમાં કંપ દેખાય, જીભ-દાંત કાળા અને મોઢું લાલ થાય, વાત અને પિત્તની નાડીનું સ્થાન બદલાતાં ગળામાં કફ આવે, એક રોગના વેગમાં વેગથી બીજો રોગ ઉત્પન્ન થાય, લાળનો રંગ બદલાતાં શ્વાસ કાસવાળો થાય તથા સ્વર બેસી જાય, એક સાથે મંદસ્વર મલરોગ કાસ ( ખાંસી ) શ્વાસ શોષ

હેડકી અને કુક્ષિશૂળ ઉપડે, અથવા આખા શરીરમા સોજો થાય તો જાણવુ કે રોગી બચે એવી આશા નથી *

નારચદ્ર સુરિજી કહે છે કે—રોગીની પ્રશ્નકુડલી કે તાત્કાલિક લગ્નકુડળીમાં ૬–૮–૧૨ મુ સ્થાન નિર્બળ હોય અને અન્ય સ્થાન પુષ્ટ હોય, અથવા ૬–૮ સ્થાનના પતિ તથા ચદ્ર નિર્બળ હોય અને ૧–૧૦–૧૧ સ્થાનના પતિઓ પુષ્ટ હોય, અથવા ૧–૧૦ ભુવનપતિઓ પુષ્ટ હોય અને ૮ માને પતિ અપુષ્ટ હોય, અથવા પૂર્ણ ચદ્ર કે સૌમ્ય લગ્નપતિ સૌમ્ય-ગ્રહની દૃષ્ટિ કે યુતિવાળી રાશિમા હોય તો રોગી જીવે છે ૬–૮–૧૨ ભુવન તથા તેના પતિઓ પુષ્ટ હોય અને બીજા નિર્બળ હોય, અથવા ૬–૮ સ્થાનના પતિઓ અપુષ્ટ હોય, અને ૧–૧૦–૧૧ સ્થાનના પતિઓ અપુષ્ટ હોય અથવા ચદ્ર લગ્નપતિ કે સૌમ્યેશ ૬–૮ કે ૧૨ ભુવનમા પાપની દૃષ્ટિમા કે ક્રૂર ગ્રહની સાથે હોય તો રોગી જીવતો નથી ક્રૂર ગ્રહની દૃષ્ટિ-વાળો સૌમ્ય લગ્નેશ કે ચદ્ર લગ્નમા હોય અથવા અન્ય રાશિમા હોય તો રોગી કષ્ટે જીવે છે

બીજી રીતે તપાસીએ તો–લગ્નાશપતિ ઉદિત હોય અને અષ્ટમાશપતિ અસ્તને હોય, અથવા લગ્નાશપતિ અને કર્માશ (૧૦) પતિ પુષ્ટ હોય, તથા અષ્ટમાશપતિ અપુષ્ટ હોય તો રોગી જીવે છે, અને તેથી ઉલટા ક્રમે અશપતિઓ હોય તો રોગી મૃત્યુ પામે છે અષ્ટમેશ કેન્દ્રમા હોય તો તે મૃત્યુયોગ છે અને લગ્નપતિ અસ્તને હોય તથા લગ્નમાં પહેલો દ્રેષ્કાણ હોય તો જાણવું કે રોગીનુ બાવીશમા દ્રેષ્કાણે અર્થાત્ પાચમે પ્રહરે મૃત્યુ છે આ પ્રમાણે કાળનુ જ્ઞાન જાતકગ્રન્થોથી જોઇ લેવુ

---

* આ સબધમા વિશેષ જાણવા ઇચ્છનારે—યોગશાસ્ત્ર ચિદાનદ સ્વરોદય, કાળજ્ઞાન જાતક વિગેરે ગ્રન્થો, અને ઉપદેશમાળા ગાથા-યત્ર વિગેરે જેવા. ઉપદેશમાળા યત્ર પરિશિષ્ટમા દાખલ કરેલ છે

હવે **નાડીચક્રની** રચના કહે છે–

**आई अद्दा मिगं अंते, मज्झे मूलं पइट्ठिअं।**
**रविन्दुजम्मनक्खत्तं, तिविद्धो न हु जीवई ॥११६॥**

**અર્થ—પ્રથમ આર્દ્રા, છેલ્લું મૃગશર, અને મધ્યમાં મૂલ નક્ષત્ર સ્થાપવું; પછી સૂર્યનક્ષત્ર ચંદ્રનક્ષત્ર અને જન્મનક્ષત્ર એ ત્રણનો વેધ થાય તો તે જીવે નહિં. ॥ ૧૧૬ ॥**

**વિવેચન**—ત્રિનાડીવાળા સર્પની આકૃતિ કરવી, અને ત્રણે રેખાને દાબે એમ સિદ્ધિલીંટીમાં નક્ષત્રો સ્થાપવાં. અથવા ત્રણ પંકિત કરવી; અને ક્રમે તથા ઉત્ક્રમે નક્ષત્રો સ્થાપવા, જેમાં પ્રથમ આર્દ્રા સ્થાપવું, અંતે મૃગશર સ્થાપવું, અને મધ્યમાં મૂળ નક્ષત્ર સ્થાપવું. અહીં મૂળ નક્ષત્રને મધ્યમાં સ્થાપવાનું કહ્યું છે, એટલે—અભીચ સિવાયના સત્યાવીશ નક્ષત્રો લેવા એવો પણ ખુલાસો થાય છે.

**નાડીચક્ર.**

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| નાડી ૧ | આ | પૂ | ઉ | અ | જ્યે | ધ | શ | ભ | કૃ |
| નાડી ૨ | પૂ | મ | હ | વિ | મુ | શ્ર | પૂ | અ | રો |
| નાડી ૩ | પુ | અ | ચિ | સ્વા | પૃ | ઉ | ઉ | રે | મૃ |

પછી દરેક નક્ષત્રો ઉપર ઇષ્ટકાળના ગ્રહો સ્થાપવા અને જોવું. જો રવિ નક્ષત્ર ચંદ્રનક્ષત્ર અને નામનક્ષત્ર એકજ પંકિતમાં હોય તો રોગી જીવવાનો નથી.

**યતિ વલ્લભ**માં તો આંતરા–આંતરાના ત્રણ ત્રણ નક્ષત્રો ત્યજી આર્દ્રા વિગેરે ત્રણ ત્રણ નક્ષત્રની સવળી અને અવળી સ્થાપનાથી પંદર નક્ષત્રોનું **ભુજંગચક્ર** કરવાનું કહ્યું છે. અને અન્ય સ્થાને રવિગત નક્ષત્રથી પ્રારંભી આંતરાના

ત્રણ ત્રણ નક્ષત્રો ત્યજી અનુક્રમે સવળા અને અવળા ત્રણ ત્રણ નક્ષત્રોનુ **નાડીચક્ર** દર્શાવ્યુ છે, જેમા રોગીનુ નક્ષત્ર ૧–પહેલી ૨–બીજી કે ૩–ત્રીજી નાડી ઉપર અને + નાડી બહાર હોય તો અનુક્રમે ૧ મૃત્યુ, ૨ મહાકષ્ટ, ૩ અલ્પકષ્ટ અને + આરોગ્યતારૂપ ફળ કહેલ છે ( आ० ३/६७ )

## ભુજગચક્ર.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| + | — | | સ્વા, | વિ | અ | | રે | અ, | ભ |
| ૧ | આ | | ચિ | | જ્યે | | ઉ | | કૃ |
| ૨ | પુ | | હ | | મૂ | | પૂ | | રો |
| ૩ | પુ | | ઉ | | પ્ર | | શ | | મૃ |
| + | અ | મ, | પૂ, | | ઉ, | શ્ર, | ધ | | — |

## રવિગત નાડીચક્ર.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| + | – | | ૧૦ | ૧૧ | ૧૨ | | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૧ | ૧ | | ૯ | | ૧૩ | | ૨૧ | | ૨૫ |
| ૨ | ૨ | | ૮ | | ૧૪ | | ૨૦ | | ૨૬ |
| ૩ | ૩ | | ૭ | | ૧૫ | | ૧૯ | | ૨૭ |
| + | ૪ | ૫ | ૬ | | ૧૬ | ૧૭ | ૧૮ | | — |

હવે **મૃતકાર્ય**ના વર્જ્ય નક્ષત્રો કહે છે—

**धुवमिस्सुग्गनक्खत्ता, मूलऽद्दा अणुराहया ।**
**पंचगाई रवी भोमा, मयकज्जे विवज्जिया ॥११७॥**

અર્થ—ધ્રુવ મિશ્ર અને ઉગ્ર નક્ષત્રો, મૂલ, આર્દ્રા, અનુરાધા, પંચકાદિ, રવિ અને ભોમવાર મૃતકાર્યમાં વર્જ્ય છે ॥ ૧૧૭ ॥

**વિવેચન**—મૃતકાર્યમા ભરણી, કૃત્તિકા, રોહિણી, આર્દ્રા, મઘા, વિશાખા, અનુરાધા, મૂલ, ત્રણ પૂર્વા અને ત્રણ ઉત્તરા નક્ષત્રનો ત્યાગ કરવો, રવિવાર અને ભોમવારનો ત્યાગ

કરવો; તથા પંચકાદિ એટલે-પંચક, ત્રિપુષ્કર અને યમલ વિગેરે યોગનો પણ ત્યાગ કરવો.

**આરંભસિદ્ધિની ટીકા**માં તો કહ્યું છે કે-ડાહ્યા પુરૂષો-એ અશ્વિની, પુષ્ય, હસ્ત, સ્વાતિ, જ્યેષ્ઠા, શ્રવણ અને રેવતી નક્ષત્રમાં તથા રવિ સિવાયના વારે પ્રેતક્રિયા કરવી. ( ૩/૬૧ )

હવે **અગ્નિસંસ્કાર વિધિ** કહે છે—

**दो पणयाल मुहुत्ते, तीसमुहुत्तेगपुत्तलं काउं ।**
**नेरइअ दाहिणाए, महापरिट्ठावणं कुज्जा ॥११८॥**

**અર્થ—પીસ્તાળીશ મુહૂર્તીયા નક્ષત્રોમાં બે, અને ત્રીશ મુહૂર્તીયા નક્ષત્રોમાં એક પૂતળું કરી તેની નૈ-ઋત્ય કે દક્ષિણમાં પરિષ્ઠાપના કરવી. ॥ ૧૧૮ ॥**

**વિવેચન**—વ્યવહારમાન્યતા એવી છે કે—મનુષ્યના પ્રેતકાર્યમાં અમુક યોગો હોય તો તે કાર્ય કરવાનો પ્રસંગ બહુ વાર ઉપસ્થિત થાય છે, તેથી તે પ્રસંગનું નિવારણ કરવા માટે શું કરવું ? તે આ ગાથામાં જણાવેલ છે. જો કોઇની પરિષ્ઠાપન કે અગ્નિસંસ્કારની ક્રિયા કરવા વખતે પીસ્તાળી મુહૂર્તના સંયોગવાળું નક્ષત્ર હોય તો ડાભ વિગેરેનાં બે પુતળાં કરવાં, અને ત્રીશ મુહૂર્તના સંયોગવાળું નક્ષત્ર હોય તો એક પૂતળું કરવું. પછી મરેલાને જ્યાં અગ્નિસંસ્કાર કરે તેથી નૈઋત્ય ખુણામાં કે દક્ષિણ દિશામાં પૂતળાંને સ્થાપી અગ્નિસંસ્કાર કે પરિસ્થાપના કાર્ય કરવું.

હવે બે ગાથાથી **નક્ષત્રનાં મુહૂર્તો** કહે છે—

**तिन्नेव उत्तराइं, पुणव्वसु रोहिणी विसाहा य ।**
**एए छ नक्खत्ता, पणयालमुहुत्तसंजोगा ॥११९॥**
**सयभिस-भरणी साई, अस्सेस-जेट्ठ-ऽद्द छच्च नक्खत्ता ।**
**पनरस मुहुत्तजोगा, तीसमुहुत्ता पुणो सेसा॥१२०॥**

અર્થ—ત્રણ ઉત્તરા, પુનર્વસુ, રોહિણી અને વિશાખા એ છ નક્ષત્રો પીસ્તાલીશ મુહૂર્ત સુધી સયોગવાળા છે. ॥ ૧૧૯ ॥

શતભિષા, ભરણી, સ્વાતિ, અશ્લેષા, જ્યેષ્ઠ અને આર્દ્રા એ છ નક્ષત્રો પંદર મુહૂર્ત સુધી સયોગવાળાં છે; અને બાકીનાં પંદર નક્ષત્રો ત્રીશ મુહૂર્ત સુધી સંયોગવાળાં છે. ॥ ૧૨૦ ॥

**વિવેચન**—સ્પષ્ટ છે, જે અમોએ **નક્ષત્રદ્વાર**મા દેખાડેલ છે

બીજા કેટલાએક કાર્યો માટે આરભસિદ્ધિ વિગેરે ગ્રન્થોમા નીચે પ્રમાણે કહેલ છે —

નવા **ગામ**ના વસવાટમા—અશ્વિની, રોહીણી, આર્દ્રા, પુષ્ય, અશ્લેષા, મઘા, હસ્ત, શતભિષા, સોમ, ગુરૂ, શુક્ર, ૧-૨-૩-૧૧ અને ૧૫ તીથિ શુભ છે

**જાતકર્મ** માટે ચર, લઘુ, મૃદુ, અને ધ્રુવ નક્ષત્ર શુભ છે, મિશ્ર તીક્ષ્ણ અને ઉગ્ર નક્ષત્ર અશુભ છે, તથા કેન્દ્રોમા ગુરૂ-શુક્ર શુભ છે

**બાળકનુ નામ** પાડવા માટે જાતકર્મના શુભ દિવસોજ શુભ છે, પણ માતા-પિતાના યોનિ, ગણ, રાશિ અને તારાને અનુકૂળ નામ પાડવુ

**અગ્નિસ્થાપન**મા—કૃત્તિકા, રોહિણી, મૃગશર, પુષ્ય, ત્રણ ઉત્તરા, વિશાખા, જ્યેષ્ઠા અને રેવતી નક્ષત્ર, કેન્દ્રસ્થાનનો રવિ, ઉપચય સ્થાનનો ચન્દ્ર, પાચમા સ્થાનનો બુધ, અને ત્રીજા છઠ્ઠા દશમા અગીયારમા સ્થાનના મગળ શુક્ર તથા શનિ ગ્રહો શુભ છે **મુહૂર્ત ચિંતામણિ** ( ૨-૩૯ ) મા તો કહ્યુ છે કે-તિથિ અને વારના આકને જોડી ચારથી ભાગ દેવો જો શેષમા ૦ કે ૩ વધે તો અગ્નિનો વાસ ભૂમિમા જાણવો, જેમા સુખેથી હોમકાર્ય થાય છે શેષમા ૧ વધે તો અગ્નિનુ

નિવાસસ્થાન સ્વર્ગ જાણવું, જેમાં પ્રાણનો નાશ થાય છે. અને શેષમાં ૨ વધે તો અગ્નિનો વાસ પાતાલમાં જાણવો, જેમાં અગ્નિ સ્થાપવાથી ધનનો નાશ થાય છે.

**નવું અનાજ** ખાવા માટે—અશ્વિની, રોહિણી, મૃગશર, પુનર્વસુ, પુષ્ય, ત્રણ ઉત્તરા, હસ્ત, ચિત્રા, શ્રવણ અને ધનિષ્ઠા નક્ષત્રો હોય; લગ્ન, કેન્દ્ર, ત્રિકોણ, મૃત્યુ અને વ્યય સ્થાનમાં સૌમ્ય ગ્રહો હોય; અને સંપૂર્ણ ચન્દ્ર કેન્દ્ર કે ત્રિકોણમાં હોય તો શુભ છે.

**નવી દુકાનના** પ્રારંભમાં ૨—૩—૯—૧૧—૧૩ તિથિઓ, બુધ ગુરૂ કે શુક્રવાર, અશ્વિની રોહિણી મૃગશર આર્દ્રા પુનર્વસુ પુષ્ય મઘા હસ્ત ચિત્રા અનુરાધા ત્રણ ઉત્તરા અને રેવતી નક્ષત્ર, લગ્નસ્થાનમાં રહેલ ચંદ્ર—શુક્ર, ૧—૨—૧૦—૧૧ ભુવનમાં રહેલ સૌમ્ય ગ્રહો, અને આઠમા કે બારમા ભુવન સિવાયના સ્થાનોમા રહેલ ક્રૂર ગ્રહો શુભ ફળદાયક છે—શુભફળ આપે છે.

જન્મરાશિથી કે જન્મલગ્નથી કુંભ સિવાયનું દસમું કે અગીયારમું સ્થાન લગ્નમાં હોય, અને કેન્દ્ર ત્રિકોણ તથા ધન સ્થાનમાં શુભ ગ્રહ હોય ત્યારે ખરીદ—વેચાણ **વ્યાપાર** કરવો. પશુયોનિવાળા નક્ષત્રોમાં અનુકૂલ **પશુનો ક્રયવિક્રય** કરવો. ચર લગ્ન હોય, કેન્દ્ર ત્રિકોણમાં સૌમ્ય ગ્રહો હોય, અને ગ્રહ રહિત આઠમું ભુવન હોય તો **થાપણ** કે **વ્યાજે ધન** મૂકવું. ઉપચય સ્થાન પુષ્ટ હોય ત્યારે **વસ્ત્ર** વિગેરે ખરીદવું. લગ્નમાં સૌમ્ય ગ્રહ હોય, દસમા કે અગીયારમા ભુવનમાં રવિ કે મંગળ ગ્રહ હોય, તો લડવૈયા કે વિદ્યાવાળાએ શેઠની **નોકરી** કરવી એ હિતકારક છે, એમ **આરંભસિદ્ધિના વાર્તિક**માં કહેલ છે.

અન્યસ્થાન (પં.) માં કહ્યું છે કે—અશ્વિની, ચિત્રા, સ્વાતિ, શ્રવણ, શતભીષા અને રેવતીમાં વસ્તુ **ખરીદવી;** તથા ભરણી, કૃત્તિકા, આર્દ્રા, ત્રણ પૂર્વા અને વિશાખામાં સર્વ વસ્તુ **વેચવી.**

**વ્યવહારસાર**માં **વહાણ માટે** કહ્યું છે કે—રેવતી નક્ષ-

ત્રમા વહાણુ તૈયાર કરવુ, અશ્વિનીમા કરીયાણુ ભરવા, મૃગશર હસ્ત અનુરાધા શ્રવણુ કે ધનિષ્ઠામા પ્રસ્થાન કરવુ, અને મૃગશર પૂર્વાફાલ્ગુની હસ્ત ચિત્રા કે શ્રવણુ નક્ષત્રમા તથા સૌમ્ય સ્વામીવાળા જળચર રાશિલગ્નમા વહાણુ ચલાવવુ, જેથી વ્યાપારીની કામના સિદ્ધ થાય છે. (આ૦ ૪ । ૧-૩૧)

**શ્રી ઉદયપ્રભ સૂરિજી** કહે છે કે—લગ્નના દિવસની પહેલા ત્રીજે છઠ્ઠે કે નવમે દિવસે કુસુભમડપનો પ્રારભ, વેદિકા, વર્ણક, જુવારાવાવવાનુ તથા કન્યાનુ વેશવાળ વિગેરે કરવુ નહિ એટલે-તે સિવાયના શુભ દિવસે અને વિવાહના નક્ષત્રમા વર્ણક વિગેરે કાર્યો કરવા તથા-કૃત્તિકા, ત્રણ પૂર્વા, સ્વાતિ, અનુરાધા, ઉત્તરાષાઢા, શ્રવણુ અને ધનિષ્ઠા નક્ષત્રમા દપતીના અનુકૂળ રાશિ ગણુ વિગેરે મેળવીને કુમારીકાનુ **વેશવાળ** કરવુ

માડવાની ખીલી નાખવા માટે સૂર્ય ૧૧-૧૨-૧ રાશિમા હોય તો નૈર્ઋત્ય, ૨-૩-૪ રાશિમા હોય તો અગ્નિ, ૫-૬-૭ રાશિમા હોય તો ઇશાન, અને ૮-૯-૧૦ રાશિમા હોય તો વાયવ્ય ખુણો શ્રેષ્ઠ છે

**વિવાહ માટે**—મેષ વૃષ મિથુન મકર અને કુભનો સૂર્ય હોય, મહા ફાગણુ વૈશાખ અને જેઠ માસ હોય, ચૈત્રમા મેષાર્ક હોય, પોષમા મકરાર્ક હોય, આષાઢ શુદિ કે કાર્તિક વદિ હોય તો તે શુભ છે પરતુ જન્મમાસ, મકરસ્થ ગુરૂ, સિહસ્થગુરૂ, જન્મદિવસ, જન્મનક્ષત્ર, અને વર-કન્યા બન્ને પહેલા ખોળાના ફરજદ હોય તો જેઠ માસનો ત્યાગ કરવો શુભતિથિઓ, બુધ ગુરૂ શુક્ર, અને રોહિણી મૃગશર મઘા ત્રણુ-ઉત્તરા હસ્ત સ્વાતિ અનુરાધા મૂળ કે રેવતી નક્ષત્રમા વિવાહ શુભ છે

**સારંગ** કહે છે કે—ક્રૂર ગ્રહોએ ભોગવેલ ભોગવાતુ અને ભોગવવાનુ નક્ષત્ર વિવાહમા વર્જ્ય છે, નહિ તો તેમા પરણેલ કન્યા ત્રણુ વર્ષમા વિધવા થાય છે, વૈશાખ વદિમા

ધનિષ્ઠાથી રોહિણી સુધીના નવ નક્ષત્ર, વસુનવક કે મઠા-પંચક કહેવાય છે તે પણ વિવાહમાં ત્યાજ્ય છે.

વિવાહમાં ૨૧ દોષનો ત્યાગ કરવો. અને તે ન બની શકે તો-લત્તા, પાત (ચંડાયુધ), યુતિ, વેધ, જામિત્ર, બાણ-પંચક, એકાર્ગલ, ઉપગ્રહ, ક્રાંતિસામ્ય અને દગ્ધા; એ દસ દોષનો તો અવશ્ય ત્યાગ કરવો. યમઘંટમાં વિવાહ કરવાથી કુળનો ઉચ્છેદ થાય છે, એકાર્ગલમાં વિવાહ કરવાથી વૈધવ્ય મળે છે, જામિત્રમાં વિવાહ કરવાથી-વૈધવ્ય, મૃત્યુ કુલટાવૃત્તિ, શોક, પીડા, વિગેરે દોષો ઉત્પન્ન થાય છે. લગ્નમાં ઉદયાસ્ત શુદ્ધિ પણ અવશ્ય જોવી.

ગૃહસ્થ વ્યવહારમાં વિવાહ એ આવશ્યક કાર્ય તરીકે મનાય છે, માટે તેમાં લગ્નબળ તપાસીને જ મુહૂર્ત લેવું. **શ્રીઉદયપ્રભસૂરિજી** વિવાહના લગ્નમાં રેખા આપનાર ગ્રહો માટે કહે છે કે—સૂર્ય ૩-૬-૮-૧૧ સ્થાને હોય, ચંદ્ર ૨-૩-૧૧ ભુવને હોય, મંગળ ૩-૬-૧૧ ભુવને હોય, બુધ તથા ગુરૂ ૧-૨-૩-૪-૫-૬-૯-૧૦-૧૧ સ્થાનમાં હોય, શુક્ર ૧-૨-૩-૪-૫-૯-૧૦-૧૧ ભુવને હોય, શનિ ૩-૬-૮-૧૧ મે ભુવને હોય; તથા રાહુ ૨-૩-૫-૬-૮-૯-૧૦-૧૧ ભુવને હોય તો તે સારા છે. આઠમે સ્થાને સૂર્ય કે શનિ સિવા-યના ગ્રહો ન હોય, ચંદ્ર અને શુક્ર છઠ્ઠે સ્થાને ન હોય, વ્યય-ભુવનમાં કેતુ ન હોય તેવા મુહૂર્તમાં વિવાહ કરવો તે શ્રેષ્ઠ છે.

ચરલગ્ન અને ચરરાશિસ્થ ચંદ્રપર સ્ત્રીગ્રહોની દૃષ્ટિ હોય અને બળવાનૢયાચી ( રવિ ચંદ્ર સોમ કે શુક્ર ) ગ્રહો કેન્દ્રમાં હોય, અથવા મિથુન રાશિનો ચન્દ્ર પાપગ્રહોની દૃષ્ટિ-વાળો હોય તો તે સ્ત્રી **એકપતિવ્રતથી** પડે છે. રવિ સોમ મંગળ નીચના હોય; અથવા લગ્નપતિ શત્રુના ઘરમાં હોય, અથવા સાતમું સ્થાન નિર્બળ હોય તો તે સ્ત્રી વાંઝણી થાય છે. સપ્તમેશ, સૂર્ય કે શુક્ર નિર્બળ હોય તો પતિ સાસરો કે

ચાર મે હોય, પાપ ગ્રહો છઠ્ઠે હોય, સૌમ્ય ગ્રહો ધન ત્રિકોણ કે કેન્દ્રમા હોય, અને આઠમુ દસમુ સ્થાન ગ્રહ શૂન્ય હોય ત્યારે રાજ્યાભિષેક કરવો શુભ છે

સૂર્ય ૩–૧૧ ભુવને હોય, મગળ ૬ ભુવને હોય, ગુરૂ ૧–૪–૫–૯–૧૦ ભુવને હોય, શુક્ર ૧૦ સ્થાને હોય, શનિ ૩–૧૧ સ્થાને હોય, તો આ ગ્રહો **ઉત્તમ** છે પાપ ગ્રહો ૧–૨–૪–૫–૭–૮–૯–૧૦ ભુવનમા હોય તો તેનો ત્યાગ કરવો અને ચન્દ્ર કે સૌમ્ય ગ્રહો ક્રૂર ગ્રહની દૃષ્ટિવાળા ૬–૮ ભુવનમા હોય તો આ મુહૂર્તને સર્વથા જતુ કરવુ, પણ અભિષેક કરવોજ નહિ કેન્દ્રાદિમા ક્રૂર ગ્રહ બળવાન્ હોય તો રાજા ક્રૂર થાય છે, અને કેન્દ્ર ત્રિકોણમા શુભ ગ્રહ બળવાન્ હોય તો રાજા શાત થાય છે અન્ય સ્થાને કહ્યુ છે કે-સૂર્ય ૧૦ સ્થાને હોય, પૂર્ણચન્દ્ર ૪ સ્થાને હોય, અને ગુરૂ લગ્નમા હોય ત્યારે ગુરૂવારને દિવસે રાજ્યાભિષેક તથા શુભ આયુષ્યના કાર્યો કરવા શ્રીહરિભદ્રસૂરિજી કહે છે કે—રાજ્યાભિષેક અને **આચાર્યપદાધિરોહણ** વિગેરે દરેક શુભ ક્રિયાઓમા પ્રતિષ્ઠાની ઉત્તમ ગ્રહસ્થાપના પણ ઉત્તમ છે

## રાજ્યાભિષેક ગ્રહસ્થાપના.

| | ઉત્તમોત્તમ | ઉત્તમ | મધ્યમ | અધમ |
|---|---|---|---|---|
| રવિ શનિ રાહુ | ૩–૧૧ | ૬ | શેષ | ૮–૧૨ |
| સોમ બુધ | | શેષ | ૨ | ૬–૮–૧૨ |
| મગળ | ૬ | ૩–૧૦–૧૧ | શેષ | ૮–૧૨ |
| ગુરૂ | ૧–૪–૫–૯–૧૦ | ૩–૭–૧૧ | ૨ | ૬–૮–૧૨ |
| શુક્ર | ૧૦ | શેષ | ૨ | ૬–૮–૧૨ |

- દરેક પ્રકારના **અશુભ કાર્યોમાં** ક્રૂર નક્ષત્ર વિગેરેનો સ્વીકાર કરાય છે **પૂર્ણભદ્ર**મા કહ્યુ છે કે-રિક્તા તિથિ, અશુભયોગ, ક્રૂરલગ્ન, અને કૃષ્ણપક્ષમા **અશુભ** કાર્યોનો પ્રારભ કરવો, અને તેથી વિપરીત હોય તો **શુભકાર્યોનો** પ્રારભ

કરવો. અર્થાત્ રિક્તા આઠમ અમાસને દિવસે, ગ્રહણના દિવસોમાં, ભરણી મૃગશર મઘા અને મૂળ નક્ષત્રમાં, કુંભ લગ્નમાં બુધ હોય, ચોથા ભુવનમાં શુક્ર હોય, અને આઠમું સ્થાન શુદ્ધ હોય તો—ભૂત–વેતાલ સાધના, જંત્ર, મંત્ર, રક્ષા, શૂદ્ર કાર્ય, પાપ, ભય, અને દંભ વિગેરે કાર્યો કરી શકાય છે. તથા **શત્રુમારણ** વિગેરે પ્રયોગમાં—ચંદ્ર ક્રૂર ગ્રહના યોગ કે વર્ગમાં હોય; શત્રુની જન્મરાશિની કે લગ્નની આઠમી રાશિ લગ્નમાં હોય, અને રિષ્ટ યોગમાં બુધ બળવાન હોય તો આ મુહૂર્ત સિદ્ધિકારક છે.

**શુભકાર્યો**માં તો—સૌમ્યવાર, શુભ નક્ષત્રો, અને શુભ ગ્રહયોગોનો સ્વીકાર કરવો. શુભ કાર્યમાં રવિ, સોમ, બુધ, ગુરૂ અને શુક્રવાર સારા છે. નક્ષત્ર માટે **ઉદયપ્રભસૂરિજી** કહે છે કે—વ્રત, નિયમ, પ્રાયાશ્ચિત્ત, યોગ, ઉપધાન, નાંદી, વિગેરે ધર્મોત્સવાદિક કાર્યમાં—મંગળવાર; શનિવાર, ભરણી; કૃત્તિકા, આર્દ્રા, અશ્લેષા, મઘા, ત્રણ પૂર્વા, વિશાખા, જ્યેષ્ઠા અને મૂળ નક્ષત્રનો અવશ્ય ત્યાગ કરવો. તથા **શાંતિક કાર્ય**માં—રોહિણી, મૃગશર, ત્રણ ઉત્તરા, ચિત્રા, અનુરાધા અને રેવતી નક્ષત્રો લેવાં. **વાર્તિકમાં** વિશેષ કહ્યું છે કે—

" शान्तिकं पौष्टिकं कार्यं, ज्ञेज्यशुक्रार्कवासरे।
कन्याविवाहनक्षत्रे, पुष्याश्विश्रवणे तथा ॥ १ ॥"

**અર્થ**—" બુધ ગુરૂ શુક્ર અને રવિવારે, અશ્વિની પુષ્ય અને શ્રવણ નક્ષત્રમાં, તથા કન્યા વિવાહના—રોહિણી, મૃગશર, મઘા, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, સ્વાતિ, અનુરાધા, મૂળ, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, અને રેવતી નક્ષત્રમાં શાંતિક તથા પૌષ્ટિક કાર્ય કરવું ॥ ૧ ॥ "

**હીરજ્યોતિષ**માં કહ્યું છે કે—નંદા ભદ્રા જયા પૂર્ણા તિથિમાં; વિષ્ટિ સિવાયના કરણોમાં; રવિ સોમ બુધ ગુરૂ અને શુક્રવારે; તથા—અશ્વિની, રોહિણી, મૃગશર, પુનર્વસુ; પુષ્ય, ત્રણ ઉત્તરા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા,

સૌમ્યગ્રહવાળો શુભચન્દ્ર સર્વ કાર્યને સિદ્ધ કરતો નથી, તેમજ જન્મથી આઠમુ ભુવન લગ્નમા હોય તો શિવકારક નથી

પાકશ્રી ગ્રન્થ (૫/૨) મા કહ્યુ છે કે-કાર્તિક માગશર અને પોષ માસના વૃષ લગ્નો, મહા ફાગણુ અને ચૈત્ર માસના સિંહ લગ્નો, વૈશાખ જેઠ અને અષાડના વૃશ્ચિક લગ્ન, અને શ્રાવણુ ભાદરવો તથા આસો માસમા કુભલગ્નો અમૃતલગ્નો છે, જેના વર્ગોત્તમના મધ્યમ અ શના ઉદયમા સર્વ કાર્યની સિદ્ધિ થાય છે

આ સિવાય-મૌઞ્જી બ ધન, વિદ્યાધિકાર, સોળ સસ્કાર, પશુખરીદી, હલવાહ, બીજવપન, કૃષિનક્ષત્ર, જળાશય અને વૃક્ષારોપણુ વિગેરે અન્ય ગ્રન્થથી જાણુવુ

હવે શુદ્ધિદ્વાર કહે છે—

मास–दिण–रिक्खसुद्धिं,
मुणिऊणं सिद्धच्छाय–धुवलग्गे ।
बारंगुलम्मि सुद्धे,
दिक्ख–पइट्ठाइअं कुज्जा ॥ १२१ ॥

અર્થ—માસ દિવસ અને નક્ષત્રની શુદ્ધિ જાણીને સિદ્ધચ્છાયા અને ધ્રુવલગ્નમાં અથવા દ્વાદશાંગુલ છાયામાં દીક્ષા તથા પ્રતિષ્ઠા વિગેરે કરવું. ૧૨૧

વિવેચન—શુભાશુભ માસ દિવસ અને નક્ષત્રનુ વિવરણુ આગળ કહેવાયેલ છે, તે દ્વારા દરેક પ્રકારની શુદ્ધિ જાણુવી તથા સિદ્ધછાયા અને શ કુછાયાનો વિસ્તાર આગળ (गाथा १३९–१४१ मा) કહેવાશે, અને સ્થિર લગ્નનું વર્ણન રાશિલગ્ન દ્વારમા કહેવાયેલ છે, તે દરેકની અનુકૂળતા જોઈને દીક્ષા પ્રતિષ્ઠા વિગેરે શુભ કાર્યો કરવા

હવે પ્રથમ ગ્રન્થકાર મહારાજ પોતે જ બે ગાથાથી માસ અને દિવસની શુદ્ધિ કહે છે—

**हरिसयण अकम्मण,**
**अहिअमास गुरिसुक्कि अत्थि सिसुवुड्ढे ।**
**ससिनट्ठे न पइट्ठा,**
**दिक्खा सुक्कऽत्थि वि न दुट्ठा ॥ १२२ ॥**
**अवजोगकुलिअभद्दा,**
**उक्काई जत्थ तं दिणं वज्जे ।**
**संकंतिसाइदिणतिह,**
**गहणे इगु आइ सग पच्छा ॥ १२३ ॥**

અર્થ—હરિશયન ( ચોમાસું ), અકર્મમાસ, અધિકમાસ, ગુરૂ–શુક્રનો અસ્ત, ગુરૂ કે શુક્રની બાલ્યદશા કે વૃદ્ધાવસ્થા, અને ચન્દ્રનો અસ્તકાળ હોય ત્યારે પ્રતિષ્ઠા દીક્ષા વિગેરે કરવાં નહિં; પણ દીક્ષા માત્ર શુક્રાસ્તમાં દુષ્ટ નથી. ॥ ૧૨૨ ॥ અવજોગ, કુલિક, વિષ્ટિ, અને ઉલ્કા વિગેરે જે દિવસે હોય તે દિવસ વર્જ્ય છે. તથા સંક્રાંતિના પૂર્વના દિવસ સાથે ત્રણ દિવસો, અને ગ્રહણમાં એક દિવસ પહેલાંનો એક દિવસ ગ્રહણનો તથા સાત દિવસ પછીના વર્જ્ય છે. ॥ ૧૨૩ ॥

વિવેચન—આ બે ગાથામાં માસ અને દિવસની શુદ્ધિના અપયોગોની નામાવલી આપી છે, શુભકાર્યમાં તે દરેકનો અવશ્ય ત્યાગ કરવો, અપવાદ એટલો જ છે કે–પ્રતિષ્ઠામાં શુક્રાસ્તના દિવસો દુષ્ટ છે, પણ દીક્ષામાં શુક્રાસ્તનો દોષ હોતો

નથી. આ ગાથામાં દર્શાવેલા કે નહિં દર્શાવેલા વર્ષ, માસ, તિથિ, દિવસ, વાર, નક્ષત્ર, યોગ અને લગ્નકુંડળીના એકસત્તાક કે ગણુસત્તાક વિલગ્નો નીચે મુજબ છે—

સિંહસ્થગુરૂ, ચોમાસુ, અધિકમાસ, ક્ષયમાસ, ધનાર્ક, મીનાર્ક, પોષ, ચૈત્ર, જન્મમાસ, પક્ષચ્છિદ્ર, વૃદ્ધિતિથિ, ક્ષયતિથિ, ક્રૂરતિથિ, દગ્ધાતિથિ, દગ્ધાતિથિની ઘડી ૪, જન્મતિથિ, વક્રી ગુરૂના દિવસો ૧૧૨, વક્રી શુક્રના દિવસો ૫૨, અતિચારી ગુરૂના દિવસો ૪૫, અતિચારી શુક્રના દિવસો ૧૦, બાળ-વૃદ્ધ-અસ્ત ગુરૂના દિવસો ૬૨, બાળ-વૃદ્ધ-અસ્ત શુક્રના દિવસો ૧૦૧ કે ૧૩, સંક્રાન્તિના દિવસો ૩, સંક્રાન્તિની આગળ-પાછળની ઘડી ૧૬, ગ્રહણદૂષિત દિન ૯, ચન્દ્રનો અસ્તકાળ, ક્રૂરવાર, ક્રૂર વારની હોરા, કુવારની ઘડી ૪, દરેક વારની વિષઘડી, કુલિક ઉપકુલિક, કંટક, કાલવેળા, અર્ધપ્રહર, વિષ્ટિકરણ, ૨-૧૨-૨૦-૨૧-૨૨-૨૩ મુહૂર્તો, શિષ્ય સ્થાપક વર અને કન્યાના જન્મનક્ષત્રો, ક્રૂર ગ્રહે ભોગવેલ ભોગવાતુ કે આક્રમણ કરેલુ નક્ષત્ર, ગ્રહવિદ્ધનક્ષત્ર, ગ્રહભિન્ન નક્ષત્ર, ગ્રહણનુ નક્ષત્ર, રાહુ-કેતુના દર્શનનુ અશુદ્ધ નક્ષત્ર, ક્રૂર ગ્રહોની વિષઘડીઓ, ગ્રહના જન્મનક્ષત્રો, લત્તા, ઉપગ્રહ, પાત, ત્રણ ગંડાત, વેધ, એકાર્ગલ, વ્યતિપાત, વૈધૃત, ભસ્મયોગ, દંડયોગ, અમૃતસિદ્ધિઘ્ન, કાલદંડ, ઉત્પાત, મૃત્યુ, ક્રકચ, અતિદુષ્ટ વિષ્કંભાદિ સાતયોગો, વિષ્કંભ ઘડી ૫, ગંડ-અતિગંડ ઘડી ૬, શૂલ ઘડી ૭, વ્યાઘાત ઘડી ૯, ગદ ઘડી ૭, ધ્વાક્ષ-વજ્ર-મુદ્ગર ઘડી ૫, લુંબક-પદ્મ ઘડી ૪, ચર ઘડી ૩, મૂશલ ઘડી ૨, ધુમાક્ષ ઘડી ૧, ઉત્પાત ઘડી ૭, મૃત્યુ ઘડી ૬, કાણુ ઘડી ૫, વજ્રપાત,યમદંષ્ટ્રા, જ્વાલામુખી, કાલમુખી ઘડી ૮, સર્વ કુયોગ ઘડી ૨, મૃત્યુયોગો, કર્તરી, જામિત્ર, પરમજામિત્ર,યુતિ, ક્રાંતિસામ્ય, ભુધપંચક, મુખ્ય-ગૌણુને બળ વિનાના સૂર્ય ચન્દ્ર ગુરૂ, ગુરૂનો નિર્બળ ચન્દ્ર, ઘાતચન્દ્ર વિગેરે.

- શિષ્ય-સ્થાપક વર કે કન્યાની જન્મરાશિકુંડળી કે

જન્મલગ્નકુંડળીના ૧-૪-૮-૧૨-ભુવનનું લગ્ન (૩૨), બન્ને જમકુંડળીના ૮મા સ્થાનના ગ્રહોથી ભોગવાતું લગ્ન, સૌમ્ય-ગ્રહના બળથી રહિત જન્મરાશિનું લગ્ન, સૌમ્યગ્રહબલહીન કેન્દ્ર-વાળું લગ્ન, ચન્દ્રથી અશુદ્ધ થયેલ લગ્ન, ક્રૂર ગ્રહથી અશુદ્ધ થયેલ લગ્ન કે નવાંશ, અલ્પ રેખાવાળું લગ્ન, દુષ્ટ યોગ (પાનું ૧૮૩) કારક કુંડલીનું લગ્ન, ઉદયાસ્તની શુદ્ધિથી રહિત લગ્ન, ૬-૫-૪ વર્ગની શુદ્ધિ વગરનું લગ્ન, વર્જ્ય નવાંશ, લગ્નથી કે ચન્દ્રથી સાતમે સ્થાને રહેલ ક્રૂર ગ્રહ કે શુક્ર, લગ્ન-કુંડળી કે ભાવકુંડળીમાં અશુભ સ્થાને રહેલા ગ્રહો, નીચ ગ્રહો, અલ્પ રેખાવાળો ગુરૂ, નીચનો ચંદ્ર, ક્ષીણ ચંદ્ર ૬-૮ ભુવને રહેલ લગ્નપતિ કે નવાંશપતિ, નીચનો લગ્નેશ, નીચનો નવાંશેશ, દુશ્ચિહ્નન,*ઉત્પાતના દિવસો ૭, માત-પિતાની મૃત્યુતિથિ, રજસ્વલા માતાના દિવસો, અને **મનોભંગ.**

આગળ **વિલગ્નશુદ્ધિ** (ગાથા ૨૧) માં તથા પોતપોતાના દ્વારમાં આ દરેક દોષો પૈકીના સાધ્ય દૂષણોની શુદ્ધિ દેખાડેલ છે, જે તપાસી દૂષણો ટાળીને શુદ્ધ દિવસ લેવો.

વળી પણ **દિનશુદ્ધિ** જ કહે છે—

**सुद्धतिही सुहवारे,**
**सिद्धाऽमियराजजोगपमुहाइं ।**
**जत्थ हवन्ति सुहाइं,**
**सुहकज्जे तं दिणं गिज्जं ॥ १२४ ॥**

અર્થ—જે દિવસે શુદ્ધ તિથિ અને શુભ વારની સાથે સિદ્ધિ, અમૃતસિદ્ધિ, કે રાજ્યોગ પ્રમુખ

---

* જુઓ પૃષ્ઠ ૫૮-૫૯ તથા-નીહાર ( બરફ ) વૃષ્ટિ, ગ્રહયુદ્ધ, ગ્રહણ, વૃક્ષપાત, પાષાણવૃષ્ટિ, ઋતુવ્યત્યય, જંતુની વિકૃત ઉત્પત્તિ, સૂર્ય-ચંદ્રનો વિપર્યય, દેવ મૂર્તિનો ધ્વંસ વિગેરે. ( **मेघमहोदय.** )

યોગો હોય તે દિવસ શુભકાર્યમાં ગ્રહણ કરવો. ॥ ૧૨૪ ॥

**વિવેચન**—પૂર્વોક્ત ગાથામા દરેક પ્રકારના દોષો દેખાડેલ છે તે દોષોથી રહિત દિવસ હોય, અને તેજ દિવસે ૨-૩-૫-૭-૧૦-૧૧-૧૩ કે ૧૫ તિથિ હોય, સોમ બુધ ગુરૂ કે શુક્રવાર હોય, તથા રવિયોગ, કુમાર, રાજ, સ્થિર, સર્વાંક, અમૃતસિદ્ધિ, અમૃત અને સિદ્ધિ વિગેરે યોગો હોય, તો શુભ કાર્યો કરવા

આ ગાથામા નક્ષત્રો માટે સ્પષ્ટતા કરી નથી, પરંતુ તે બાબત ગ્રન્થકાર સૂરિમહારાજ ઉલ્લેખ કરવાના છે માટે અહીં—શુભ નક્ષત્રો, શુભ લગ્ન, છ વર્ગની શુદ્ધિ, ગ્રહ ગોચર, બુધ-ગુરૂ-શુક્રનુ બળ, ધ્રુવચક્ર, ગંડછાયા, અભીચ્, વિજયયોગ, શિવચક્ર, ચંદ્રનાડી, ભૂતત્ત્વ, જળતત્ત્વ, શકુન-નિમિત્ત અને ઉત્સાહનો પણ સ્વીકાર કરવો

હવે **દીક્ષાદ્વાર** કહે છે—

**हत्थ-ऽणुराहा साई,**
**सवणु-त्तर-मूल-रोहिणी-पुस्सा ।**
**रेवइ-पुणव्वसु इअ,**
**दिक्ख-पइट्ठा सुहा रिक्खा ॥१२५॥**

**અર્થ**—હસ્ત, અનુરાધા, સ્વાતિ, શ્રવણ, ત્રણ ઉત્તરા, મૂળ, રોહિણી, પુષ્ય, રેવતી અને પુનર્વસુ; આ દરેક નક્ષત્રો દીક્ષા અને પ્રતિષ્ઠામાં શુભ છે ॥ ૧૨૫ ॥

**વિવેચન**—પૂર્વોક્ત રીતે નિર્દોષ અને સગુણ દિવસ જોઇ દીક્ષા પ્રતિષ્ઠા વિગેરે શુભ કાર્યો કરવા પરંતુ દીક્ષા

વિગેરેમાં બીજી શુદ્ધિ કરતાં નક્ષત્રશુદ્ધિના વિશેષ આવશ્યકતા છે, તેથી ગ્રન્થકાર સૂરિમહારાજે બે ગાથાથી દીક્ષા અને પ્રતિષ્ઠાના નક્ષત્રો જુદા દેખાડેલ છે. આ ગ્રન્થ તથા અન્ય ગ્રન્થોમાં દીક્ષા માટે નીચે પ્રમાણે શુદ્ધિ કહેલ છે–

દીક્ષામાં—કાર્તિક, માગશર, મહા, ફાગણ, વૈશાખ, જેઠ, અને અષાડ માસ સારા છે; માત્ર જ્યેષ્ઠ પુત્ર–પુત્રીની દીક્ષા હોય તો જેઠ માસનો ત્યાગ કરવો. તથા મેષ વૃષ મિથુન મકર અને કુંભની સંક્રાન્તિ પણ સારી છે. બાલવૃદ્ધ ગુરૂ–શુક્ર અને અસ્ત ગુરૂના દિવસો દીક્ષામાં નેષ્ટ છે.

**લગ્નશુદ્ધિ**માં કહ્યું છે કે—વ્રતગ્રહણ માટે રવિ, બુધ, ગુરૂ અને શનિવાર સુંદર છે; **નારચંદ્ર**માં સોમવારને શુભ કહેલો છે, અને **અન્યસ્થાને** બળવાન્ યોગ કે બળવાન્ લગ્નના દિવસે સોમ–શુક્રને પણ શુભ માન્યા છે.

**લગ્નશુદ્ધિ**માં બન્ને પક્ષની ૧–૨–૩–૫–૭–૧૦–૧૧–૧૩ તિથિઓ વ્રતસ્વીકાર માટે ગુણવર્ધક માની છે, **કોઇ સ્થાને** ૪–૧૨ તિથિએ દીક્ષા લેવાનું સ્વીકાર્યું છે, શ્રીમાન્ **ઉદયપ્રભ સૂરિજી** માત્ર પુનમનેજ દીક્ષા વર્જ્ય તિથિ માને છે. જ્યારે **લલ્લ** કહે છે કે—મંત્ર દીક્ષા વિગેરેમાં રિકતા અમાવાસ્યા અને આઠમ તિથિ પ્રશસ્ત છે.

નક્ષત્રો માટે સૂરિ મહારાજ જ કહે છે કે—વ્રત ગ્રહણમાં અશ્વિની, રોહિણી, પુનર્વસુ, પુષ્ય, ત્રણ ઉત્તરા, હસ્ત, સ્વાતિ, અનુરાધા, મૂળ, શ્રવણ, શતભિષા, પૂર્વાભાદ્રપદ અને રેવતી નક્ષત્ર શુભ છે. શ્રીમાન્ **ઉદયપ્રભ** સૂરિજીએ દીક્ષાના નક્ષત્રોમાં પુષ્ય અને પૂર્વાભાદ્રપદનો સ્વીકાર કર્યો નથી, તેમજ પુષ્ય નક્ષત્રમાં તો વિવાહ અને દીક્ષાનો સર્વથા નિષેધ જ કર્યો છે. **અન્ય સ્થાને** દીક્ષામાં અશ્વિની શતભિષા અને પૂર્વાભાદ્રપદને બદલે મૃગશર મઘા અને ધનિષ્ઠા લઇ પંદર નક્ષત્રો શુભ કહ્યા છે; આર્દ્રા ચિત્રા તથા વિશાખા ત્યાજ્ય કહ્યા છે, અને અભિજિત્ નક્ષત્ર સર્વ શ્રેષ્ઠ કહેલ છે.

૧ એક સ્થાનમાં ચારથી વધારે ગ્રહો હોય, ૨ અથવા જન્મરાશિપતિ શનિને જોતો હોય અને બીજા ગ્રહની દૃષ્ટિવાળા સ્થાનમા ન હોય, ૩ અથવા જન્મરાશિપતિને બીજા ગ્રહ જોતા ન હોય પણ શનિ જોતો હોય તો **પ્રવ્રજ્યા યોગ** થાય છે, તેમા દીક્ષા આપવી હિતકર છે યમઘંટ, વજ્રમુશલ વિગેરે કુયોગોનો ત્યાગ જ કરવો, કેમકે તેમા દીક્ષા લેવાથી દીક્ષિત મૃત્યુ પામે છે કે વ્રતથી ખડે છે શુક્રાન્તના દિવસો દુષ્ટ નથી **શ્રી ઉદયપ્રભ સૂરિજી** મહારાજ લગ્ન-અંશ માટે કહે છે કે—

" व्रताय राशयो द्व्यङ्गा , स्थिराश्चापि वृषं विना ।
मकरश्च प्रशस्याः स्युः, लग्नांशादिषु नेतरे ॥ २१ ॥ "

**અર્થ**—"દીક્ષાના લગ્ન અને નવાંશ વિગેરેમા દ્વિસ્વભાવ-મિથુન કન્યા ધન અને મીન, વૃષ સિવાયની સ્થિર--સિંહ વૃશ્ચિક કુંભ અને મકર રાશિઓ શ્રેષ્ઠ છે, તે સિવાયની બીજી રાશિ શુભ નથી ॥ ૨૧ ॥ " એટલે—મેષ વૃષ કર્ક અને તુલા રાશિના લગ્ન, નવાંશ કે દ્વાદશાંશ, એ કોઈનો પણ દીક્ષામા સ્વીકાર કરવો નહિ

નારચન્દ્રમા કહ્યુ છે કે—

" वृश्चिकमिथुनधनुर्धर--कुम्भेषु शुभाय दीक्षण भवति ।
पञ्चमके तु नवांशे, वृषाजयोर्नान्यराशीनाम् ॥ १ ॥

**અર્થ**—" વૃશ્ચિક મિથુન ધન અને કુંભની દીક્ષા શુભ છે, વૃષભ-મેષનો પાંચમો નવાંશ શુભ છે, બીજી રાશિનો પાંચમો નવાંશ શુભ નથી ॥ ૧ ॥ "

હર્ષપ્રકાશમા પણ મેષ અને વૃષ સિવાયની રાશિઓના પાંચમા અંશોને કેટલાએક કારણે દુષ્ટ થતા હોવાથી દીક્ષા માટે નેષ્ટ માનેલ છે, જ્યારે વૃષાંશ તો શુક્રવારે હોય તો પણ શુભ છે

ચન્દ્ર અને શુક્રના બળવાનપણામા દીક્ષા સર્વથા દેવીજ

નહિં. **નારચંદ્ર-ટીપ્પણ**માં કહ્યું છે કે—૧ શુક્રવાર હોય, ૨ શુક્ર લગ્નમાં હોય, ૩ શુક્રનો નવાંશ હોય, ૪ લગ્ન કે સાતમા સ્થાનમાં શુક્રની સંપૂર્ણ દૃષ્ટિ હોય, અને ૫ શુક્રની રાશિ વૃષ કે તુલા હોય; અથવા—૧ સોમવાર હોય, ૨ લગ્નમાં ચંદ્ર હોય, ૩ ચંદ્રનો નવાંશ હોય, કે ૪ ચંદ્રની દૃષ્ટિ પડતી હોય તો દીક્ષા આપવી નહિં.

મંગળનો ષડ્ વર્ગ પણ નેષ્ટ છે.

" जीव–मन्द–बुधा–ऽर्काणां, षड्वर्गो वारदर्शने ।
शुभावहानि दीक्षायां, न शेषाणां कदाचन ॥ १ ॥ "

**અર્થ**—" દીક્ષામાં ગુરૂ શનિ બુધ અને સૂર્યના ષડ્ વર્ગો વાર અને દૃષ્ટિ શુભ છે, બાકીના ગ્રહો ( ચંદ્ર મંગળ શુક્ર ) ના ષડ્વર્ગાદિક શુભ નથી. ॥૧॥ **નારચંદ્ર**માં ચંદ્રનો વર્ગ પણ સ્વીકાર્યો છે.

ઉદયાસ્તની શુદ્ધિ પણ લેવી, **નારચંદ્ર**માં કહ્યું છે કે અસ્તશુદ્ધિનો આગ્રહ નથી, પણ ઉદયની શુદ્ધિ તો જોઇએ જ.

એકંદરે **દીક્ષાના શુભ ત્રીશાંશો** આ પ્રમાણે છે—મેષનો ૨૭ મો પળ–અંત્યકળા ૨૦, વૃષના ૧૪–૨૦, મિથુનનો ૧૭, કર્કનો ૮, સિંહનો ૧૮, કન્યાનો ૮, પૂર્વકળા ૩૦, ધનનો ૧૭, મકરનો ૨૦, અને મીનનો ૮ મો ત્રીશાંશ વિગેરે વિગેરે. અમૃત સ્વભાવવાળાં લગ્નો ( પૃષ્ટ ૪૦૯ ) પણ દીક્ષામાં શ્રેષ્ઠ છે.

**દીક્ષાકુંડળી**ની ગ્રહ સ્થાપના નીચે મુજબ છે—

ઉદયપ્રભસૂરિ મહારાજ કહે છે કે—કેન્દ્રમાં સૌમ્ય ગ્રહો ન હોય તો લગ્ન અને ચંદ્રના કર્તરી તથા જામિત્રનો ત્યાગ કરવો, જામિત્રસ્થાન અને ચંદ્રની ગ્રહયુતિ પણ નેષ્ટ છે.

**નારચંદ્ર**માં કહ્યું છે કે—

" शुक्राङ्गारकमन्दाना, नामीष्टः सप्तम शशी।
तम केतू तु दीक्षाया, प्रतिष्टावत् शुभाशुभौ ॥ १ ॥
कलह-भय-जीवनाशन-धनहानि-विपत्ति-नृपतिभीतिकरः।
प्रव्रज्यायां नेष्टो, भौमादियुतो क्षपानाथ ॥ २ ॥"

**અર્થ**—" શુક્ર મ ગળ અને શનિથી સાતમો ચ દ્ર નેષ્ટ છે, રાહુ અને કેતુ દીક્ષામા પ્રતિષ્ઠાનીપેઠે શુભાશુભ જાણુવા ॥ ૧ ॥ દીક્ષામા મ ગળ વિગેરે ગ્રહોની સાથે રહેલ ચ દ્ર નેષ્ટ છે, અને અનુક્રમે–કલહ, ભય, મૃત્યુ, ધનહાનિ, દુ ખ, અને રાજ ભય કરે છે ॥ ૨ ॥"

આ યોગ–અસ્તકાળના ત્રીશાશોના મધ્યમા થ.ય તો તે દૂષિત છે, અને તે કાળાર્ધની પહેલા કે પછી થાય તો અલ્પ દુષ્ટ છે ( आ० ५ । ६३ ) **લગ્નશુદ્ધિમા** કહ્યુ છે કે—શુક્ર મ-ગળ અને શનિથી સાતમો ચ દ્ર હોય ત્યારે દીક્ષિત થયેલ પુરૂષ અનુક્રમે શસ્ત્ર દુ શીલતા અને વ્યાધિથી અવશ્ય પીડાય છે

**દૈવજ્ઞ વલ્લભ** કહે છે કે—

" द्यायै क्रूरैर्युते चन्द्रे, व्यसु प्रव्रजित शुभे ॥ "

**અર્થ**—" ચ દ્ર બે અથવા અધિક ક્રૂર કે શુભ ગ્રહ સાથે હોય ત્યારે દીક્ષા લેનાર મૃત્યુ પામે છે "

**શ્રી નરચ દ્રસૂરિજી** કહે છે કે—

षड्द्व्येकादशपञ्चमो दिनकर त्रिद्व्यायषष्ठ शशी।
लग्नात् सौम्यकुजौ शुभावुपचये केन्द्र त्रिकोणे गुरु ॥
शुक्र षड्त्रिनवान्त्यगोऽष्टमसुतद्व्येकादशो मन्दगो।
लग्नाशादिगुरुजचन्द्रमहसा शौरेश्च दीक्षाविधौ ॥ १ ॥

रविस्तृतीयो दशम शशाङ्को,
जीवेन्दुजावन्तिमनाशवर्ज्यौ।

केन्द्राष्टवर्ज्यो भृगुजस्त्रिशत्रु—
संस्थः शनिः प्रव्रजने मतोऽन्यैः ॥ २ ॥×

**અર્થ**—"સૂર્ય ૨-૫-૬ કે ૧૧ સ્થાને હોય, ચંદ્ર ૨-૩-૬-૧૧ ભુવને હોય, મંગળ તથા બુધ ૩-૬-૧૦-૧૧ સ્થાને હોય, ગુરૂ ૧-૪-૫-૭-૯-૧૦ સ્થાને હોય, શુક્ર ૩-૬-૯-૧૨ સ્થાને હોય. અને શનિ ૨-૫-૮ કે ૧૧ ભુવને હોય, તથા ગુરૂ બુધ ચંદ્ર સૂર્ય કે શનિના લગ્ન અને નવાંશો હોય તો તે દીક્ષામાં ઉત્તમ છે ॥ ૧ ॥ રવિ ૩ જો હોય, ચંદ્ર ૧૦ મો હોય, બુધ અને ગુરૂ ૮-૧૨ સિવાયના ભુવનમાં હોય, શુક્ર ૨-૫-૧૧ સ્થાને હોય, અને શનિ ૩-૬ ભુવને હોય તો બીજાઓએ દીક્ષામાં ઉત્તમ કહ્યા છે. ॥ ૨ ॥" એટલે-આ ગ્રહોની સ્થાપનામાં વિસંવાદ હોવાથી મધ્યમ છે.

આ સિવાયની ગ્રહસ્થાપના હોય તો તે અધમ છે. **શ્રી ઉદયપ્રભસૂરિજી** તો ઉપરોક્ત ઉત્તમ-મધ્યમ બન્ને ગ્રહ સંસ્થાને દીક્ષામાં શુભ તરીકેજ ઓળખાવે છે. **હર્ષપ્રકાશ**માં એટલું વિશેષ છે કે—બુધ ૨-૫ સ્થાને, ગુરૂ ૧૧ સ્થાને, અને શનિ ૬ સ્થાને હોય તો ઉત્તમ છે; ચંદ્ર ૭ મો અને શનિ ૩ જો મધ્યમ છે, તથા શુક્ર ૧૧ મો અધમ છે.

**હરિભદ્ર સૂરિ** મહારાજ પણ ઉત્તમ ગ્રહસ્થાપના આ-

---

× लग्नाद् बान्धववित्तवैरिषुशशी सूर्योऽशुमानेषु च ( ? ),
प्रव्रज्यासु कुजेन्दुजावुपचये केन्द्रत्रिकोणे गुरुः ।
मन्दो धीधनलाभनैधनगतः धर्मत्रिषष्ठ व्यये,
शुक्रः केतुविधुन्तुदौ त्रिरिपुगौ लाभेनवाऽप्युत्तमः ॥ १ ॥
गुरु-बुध-शशि-रवीणां षड्वर्गो ग्राह्यः [ ग्रन्थान्तरात् ]

[ नारचन्द्र टिप्पनके ]

નારચંદ્રમાં-ગુરૂ બુધ ચંદ્ર રવિ અને શનિનો ષડવર્ગ સ્વીકાર્યો છે. ટિપ્પનકમાં અને લગ્નશુદ્ધિમાં—ગુરૂ બુધ શશિ અને સૂર્યનો ષડ્વર્ગ સ્વીકાર્યો છે. છેલ્લા બે સ્થાનોમાં શશિને સ્થાને શનિ માની લઇએ, તો પણ મૂળ પાઠમાં ચંદ્રનુંજ સ્પષ્ટ વિધાન છે.

પીને કહે છે કે--ગુરૂ ૧-૪-૭-૧૦ સ્થાને હોય, શુક્ર ૬-૧૨ સ્થાને હોય, અને શનિ ૨-૫-૬-૮-૧૧ ભુવને હોય તો શિષ્યને દીક્ષા દેવી બુધ ૨-૫-૬-૧૧ સ્થાને હોય તો દીક્ષામા શુભ છે, તથા ઉપચયસ્થાનમા રહેલ મગળ દીક્ષિતને જ્ઞાન અને તપસ્યાની વૃદ્ધિ કરાવે છે

રાહુ માટે હર્ષપ્રકાશમા કહ્યુ છે કે-રાહુ ૩-૬-૧૧ ભુવને ઉત્તમ, ૨-૫-૮-૯-૧૦-૧૨ સ્થાને મધ્યમ, અને ૧-૪ ૭ ભુવને અધમ છે લલ્લ કહે છે કે—

"मोक्षार्थिना च दीक्षा, स्थिरोदये कर्मगे त्रिदशपूज्ये।
पापैर्धर्मप्राप्ते-र्वलहीनै प्रव्रजितयोगे ॥ १ ॥"

અર્થ—"સ્થિર લગ્નમાં ગુરૂ ૧૦ સ્થાને હોય, ક્રૂર ગ્રહો ૯ સ્થાને હોય, તથા નિર્બળ હોય અને પ્રવ્રજ્યાયોગ હોય તો મોક્ષાર્થીને દીક્ષા આપવી ॥ ૧ ॥"

## દીક્ષાકુડળીની સ્થાપના—

| ગ્રહો | ઉત્તમ | મધ્યમ | અધમ |
|---|---|---|---|
| રવિ | ૨-૫-૬-૧૧ | ૩ | ૧-૪ ૭-૮-૯-૧૦-૧૨ |
| સોમ | ૨-૩-૬-૧૧ | ૧૦ (૭) * | ૧-૪-૫-૭ ૮-૯-૧૨ |
| મગળ | ૩-૬-૧૦-૧૧ | ૦ | ૧-૨-૪-૫-૭-૮-૯-૧૨ |
| બુધ | ૩-૬-૧૦-૧૧ (૨-૫) | ૧-૨-૪-૫-૭-૯ | ૮-૧૨ |
| ગુરૂ | ૧ ૪-૫ ૭-૯-૧૦ (૧૧) | ૨-૩-૬-૧૧ | ૮-૧૨ |
| શુક્ર | ૩-૬-૯-૧૨ | ૨-૫-૧૧ | ૧-૪-૭-૮-૧૦ (૧૧) |
| શનિ | ૨-૫-૮-૧૧ (૬) | ૩-૬ | ૧-૪-૭-૯ ૧૦-૧૨ |
| રાહુ | ( ૩-૬-૧૧ | ૨-૫-૮-૯-૧૦-૧૨ | ૧-૪ ૭ ) |

આ રીતે સામાયિક કે ઉપસ્થાપના, એ બન્ને દીક્ષામા શુભ દિવસ લેવો, ગુરૂને ચ દ્રબળ, તથા શિષ્યને રવિ ચંદ્ર,

* કૌંસમા બનાવેલા આકો હર્ષપ્રકાશના મતાતર સ્થાનો સમજવા,

તારા અને ગુરૂબળ તપાસવાં **શિષ્યનું નામ** પાડવામાં અષ્ટ વર્ગ જોવા. ગુરૂથી શિષ્યની તારા ૩-૫-૭ નેષ્ટ છે, ઈત્યાદિ પરસ્પરનો વિરોધ વર્જી રવિ-સોમ-ગુરૂ બળવાન્ હોય એવી ગોચરશુદ્ધિથી પ્રથમાક્ષર લઇ શિષ્યનું નામ પાડવું.

**સૂરિપદ ઉપાધ્યાયપદ** વિગેરે પદારોપણમાં પૂર્વોક્ત રાજ્યાભિષેકની શુદ્ધિ લેવી, અથવા તો પ્રતિષ્ઠાની ગ્રહકુંડળી લેવી. અહીં પણ આચાર્યને ચંદ્રબળ અને પદવી લેનારને રવિ ચંદ્ર તારા તથા ગુરૂનું બળ તપાસવું.

હવે **પ્રતિષ્ઠાદ્વાર** કહે છે—

**अस्सिणि-सयभिस-पू-भा,**
**एसु वि दिक्खा सुहा विणिद्दिट्ठा ।**
**मह-मिग-धणि पइट्ठा,**
**कुज्जा वज्जिज्ज सेसाइं ॥ १२६ ॥**

**અર્થ—અશ્વિની, શતભીષા, અને પૂર્વા ભાદ્રપદમાં દીક્ષા; તથા મઘા, મૃગશર અને ધનિષ્ઠામાં પ્રતિષ્ઠા શુભ કહી છે; અને બાકીનાં નક્ષત્રો વર્જ્ય છે. ૧૨૬**

**વિવેચન**—પૂર્વોક્ત ગાથામાં દીક્ષા અને પ્રતિષ્ઠાનાં નક્ષત્રો સાથે કહ્યાં છે. પ્રસ્તુત ગાથાના પૂર્વાર્ધમાં દીક્ષાનાં નક્ષત્રો કહી ઉત્તરાર્ધ ગાથામાં પ્રતિષ્ઠાનાં નક્ષત્રો જણાવ્યાં છે. દીક્ષા માટે આગળ કહેવાયું છે, હવે-**પ્રાણપ્રતિષ્ઠા** અને **બિંબપ્રતિષ્ઠા** એમ બન્ને પ્રકારની પ્રતિષ્ઠા માટે દિનશુદ્ધિ તથા લગ્નશુદ્ધિ કહેવાય છે.

અહીં યોનિ-ગણ-રાશિ-ભેદ-લેણાદેણી-વર્ગ-નાડીભેદનો મેળ, બિંબપ્રવેશ વિધિ, આચાર્યને ચંદ્રબળ અને સ્થા-

પક્ને સૂર્ય ચ દ્ર તારા જન્મનક્ષત્ર તથા ગુરૂનુ બળ તપાસી પ્રતિષ્ઠાનો દિવસ લેવો

પ્રતિષ્ઠામા સિંહસ્થ ગુરૂના દિવસો, મકરના ગુરૂના દિવસો, ગુરૂ–શુક્રના વૃદ્ધ અસ્ત તથા બાલ્યકાળના દિવસોનો ત્યાગ કરવો.

**ઉદયપ્રભસૂરિજી** કહે છે કે—પ્રતિષ્ઠામા મહા, ફાગણ, વૈશાખ અને જેઠ માસ શુભ છે, કાર્તિક અને માગશર મધ્યમ છે શ્રીમાન્ **હરિભદ્રાચાર્ય** કહે છે કે—માગશર, મહા, ફાગણ, વૈશાખ, જેઠ અશાડ, શ્રાવણ અને ભાદરવો શ્રેષ્ઠ છે

**હર્ષપ્રકાશ**મા જ્યેષ્ઠ સ તાનના શુભ કાર્યમા જેઠ માસ વર્જ્ય કહ્યો છે તથા પ્રતિષ્ઠામા પોષ ચૈત્ર ક્ષયમાસ અને અધિકમાસનો તો સર્વથા ત્યાગ કરવો ( આ માસ પુનમીયા સમજવા ) **વ્યવહાર પ્રકાશ**મા કહ્યુ છે કે—ગુરૂ સૂર્ય અને નક્ષત્રની શુદ્ધિ હોય, અને ચ દ્ર બળવાન્ હોય તો કાર્તિક શુદિ ૧૧ પછીના દિવસો શુભ છે

વળી પ્રતિષ્ઠામા–મેષ, વૃષભ, મિથુન, મકર અને કુ ભ સ ક્રાન્તિ શુભ છે, તથા ધન અને મીન સ ક્રાન્તિ નિંદ્ય છે કેટલાએક કહે છે કે—મેષ સ ક્રાન્તિ ચૈત્રમા હોય અને મકર સ ક્રાન્તિ પોષમા હોય તો તે નિન્દ્ય નથી **નારચન્દ્ર**મા કહ્યુ છે કે—

" त्र्येकद्वितीयपञ्चम–दिनानि पक्षद्वयेऽपि शस्तानि ।
शुक्लेऽन्तिमत्रयोदश–दशमान्यपि प्रतिष्ठायाम् ॥१॥ "

**અર્થ**—" પ્રતિષ્ઠામા બન્ને પક્ષની ૧–૨–૩–૫ શુભ છે, તથા શુદિ ૧૦–૧૩ અને ૧૫ પણ પ્રશસ્ત છે "

**લગ્ન શુદ્ધિ**મા પ્રતિષ્ઠાતિથિમા માત્ર ત્રીજનુ વિધાન નથી, તથા વિશેષમા કહ્યુ છે કે—શુદિ ૧૦ થી વદિ ૫ સુધી ચ દ્ર ઉત્તમ બળવાળો હોય છે, માટે સામાન્ય રીતે તે તિથિઓ ઉત્તમ છે, આથી ત્રીજ પણ ઉત્તમ મનાય છે

**હરિભદ્ર સૂરિ** મહારાજ સોમ બુધ ગુરૂ અને શુક્રવારને પ્રતિષ્ઠામાં શુભ માને છે.

**ઉદયપ્રભ સૂરિ** મહારાજ માત્ર મંગળવારની પ્રતિષ્ઠાનો નિષેધ કરે છે, જ્યારે **રત્નમાલા**માં મંગળ સિવાયના દરેક વારો શુભ કહ્યા છે. કહ્યું છે કે—

" तेजस्विनी क्षेमकृदग्निदाह–विधायिनी स्याद् वरदा दृढा च ।
आनन्दकृत् कल्पनिवासिनी च, सूर्यादिवारेषु भवेत् प्रतिष्ठा ॥१॥

**અર્થ**—" રવિ વિગેરે સાત વારે કરેલ પ્રતિષ્ઠા અનુક્રમે ૧ પ્રતિષ્ઠાપકનું તેજ વધારે છે, ૨ ક્ષેમ પ્રવર્તાવે છે, ૩ અગ્નિ પ્રકટાવે છે, ૪ મનોવાંછિત પૂરે છે, ૫ દઢ થાય છે, ૬ આનંદ આપે છે, અને ૭ અનેક કલ્પ પર્યંત સ્થિર રહે છે ॥ ૧ ॥ " રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે કે—રવિ વિગેરેના **ષડ્વર્ગ**માં પણ પ્રતિષ્ઠા માટે આજ ફળ જાણવું.

નક્ષત્ર માટે સૂરિ મહારાજ પોતેજ કહે છે કે—રોહિણી મૃગશર, પુનર્વસુ, પુષ્ય, મઘા ત્રણ ઉત્તરા, હસ્ત, સ્વાતિ, અનુરાધા, મૂળ, શ્રવણ, ધનિષ્ઠા અને રેવતી નક્ષત્ર પ્રતિષ્ઠામાં શુભ છે.

અન્યસ્થાને પણ એજ કહ્યું છે કે—

" विना आर्द्रां शतं चित्रां, जिनं शुक्रार्केन्दुगुरौ ।
चरे मैत्रे मघोर्ध्वास्य–हस्तमूलेषु स्थापयेत् ॥ १ ॥"

અર્થ—" શુક્ર રવિ સોમ કે ગુરૂવારે, તથા શતભિષા વિનાના ચર, ચિત્રા વિનાના મૈત્ર, આર્દ્રા વિનાના ઉર્ધ્વમુખી, મઘા હસ્ત અને મૂળ નક્ષત્રમાં જિનેન્દ્રને સ્થાપવા ॥ ૧ ॥ "

પ્રતિષ્ઠામાં યમઘંટ, ઉપગ્રહ, વજ્ર મુશલ, બુધ પંચક, ધનુષ્ય, શલ્ય એકાર્ગલ, પાત વિગેરે કુયોગોનો ત્યાગ કરવો; અથવા સોમ ગુરૂ અને શુક્ર વિગેરેના બળથી શુદ્ધિ કરવી. **નરચંદ્રસૂરિ** મહારાજ કહે છે કે—

"द्विस्वभाव प्रतिष्ठासु, स्थिर वा लग्नमुत्तमम् ।
तदभावे चर माह्य–सुद्दामगुणभूपितम् ॥ १ ॥"

અર્થ—"જિનેશ્વર દેવની પ્રતિષ્ઠામા દ્વિસ્વભાવ લગ્ન ઉત્તમ છે, સ્થિર લગ્ન મધ્યમ છે, અને તે બન્ને ન હોય તો બહુ ગુણવાળુ ચર લગ્ન લેવું ॥ ૧ ॥"

તથા—મિથુન કન્યા અને ધનનો પુર્વાર્ધ નવાશ ઉત્તમ છે, વૃષ સિંહ તુલા અને મીનના નવાશ મધ્યમ છે, અને બાકીના નવાશો કનિષ્ઠ છે

નારચન્દ્ર ટીપ્પણીમા બારે નવાશના ફળ માટે કહ્યુ છે કે* જો પ્રતિષ્ઠામાં—

૧ મેષ નવાશ હોય તો અગ્નિનો ભય થાય છે

૨ વૃષાશ હોય તો આચાર્ય અને સ્થાપકનુ છ માસમા મૃત્યુ થાય છે

૩ મિથુનાંશ હોય તો નિરંતર શુભ થાય છે, ભોગ અને સિદ્ધિ મળે છે

૪ કર્કાશ હોય તો પ્રતિષ્ઠાપકનો પુત્ર મરે છે, છ માસમાં કુલનો નાશ થાય છે, અને છ વર્ષમા નિશ્ચયે મૂર્તિનો ધ્વંસ થાય છે

૫ સિંહાશ હોય તો આચાર્ય સલાટ અને શ્રાવકને શોક–સંતાપ થાય છે, પરંતુ તે પ્રતિમા લોકમા વિશેષ ખ્યાતિ પામે છે, અને નિરંતર પૂજાય છે

૬ કન્યાશ હોય તો મૂર્તિ વિશેષ પૂજ્ય બને છે, અને પ્રતિષ્ઠા કરનાર સમૃદ્ધ બને છે, ચિરકાળ સુધી સુખી રહે છે

---

* એક ટીપ્પણકમા આ પ્રમાણે વિશેષ છે—
प्रतिष्ठायामशकस्य, व्याख्यात शास्त्रबुद्धिना । श्लो० १ पा. १–२
त्रिभिरब्दैर्न संशय । श्लो० ९, पा० ४
शकार्थे. ससुरासुरै । श्लो० १०, पा० २

૭ તુલાંશ હોય તો આચાર્યને ઉપદ્રવ—બંધન થાય છે, અને શ્રાવક બે વર્ષમાં મૃત્યુ પામે છે.

૮ વૃશ્ચિકાંશ હોય તો રાજા કોપે છે. મહા અશાંતિ વ્યાપે છે, અને અગ્નિનો ઉપદ્રવ થાય છે.

૯ ધનાંશ હોય તો ધન વધે છે, દેવો પરચો આપે છે, અને આચાર્ય તથા શ્રાવક નિરંતર આનંદ પામે છે.

૧૦ મકરાંશ હોય તો આચાર્ય શ્રાવક તથા શિષ્યનું મૃત્યુ થાય છે, અને મૂર્તિનો વજ્રથી કે છત્રથી ત્રણ વર્ષમાં નાશ થાય છે.

૧૧ કુંભાંશ હોય તો પ્રતિષ્ઠા કરનાર ત્રણ વર્ષમાં જલોદરથી અને જિનબિંબ એક વર્ષમાં પાણીથી નાશ પામે છે.

૧૨ મીનાંશ હોય તો તે મૂર્તિ ઇંદ્ર, સુર, અસુર અને મનુષ્યથી નિરંતર પૂજાય છે; માત્ર કરાવનાર મૃત્યુ પામે છે.

નવાંશ માટે સામાન્ય નિયમ એવો છે કે—જે નવાંશમાં સૌમ્ય ગ્રહપતિવાળા છ પાંચ કે ચાર વર્ગની શુદ્ધિ મળે તે **નવાંશ** પ્રતિષ્ઠા વિગેરેમાં ગ્રહણ કરવા. આવા નવાંશો અને શુદ્ધ ત્રિશાંશો આગળ **રાશિદ્વાર**માં ( પૃષ્ટ ૧૨૦–૨૨ માં ) દર્શાવેલ છે. ( आ० २/२४ )

**રત્નમાલા ભાષ્ય**માં કહ્યું છે કે—મંગળ સિવાયના ગ્રહોના છએ વર્ગો પ્રતિષ્ઠામાં શુભ છે.

" द्वयोर्नवांशयोः शुद्धिः, प्रतिष्ठायां विलोक्यते ।
आद्येऽधिवासना बिम्बे, द्वितीये च शलाकिका ॥ १ ॥"

**અર્થ**—" એટલું ધ્યાન રાખવું કે—પહેલા નવાંશમાં **પ્રાણપ્રતિષ્ઠા**, અને બીજા નવાંશમાં **અંજનશલાકા** કરાય છે; માટે પ્રતિષ્ઠામાં બે નવાંશની શુદ્ધિ જોવાય છે. ( તથા જુઓ આરંભસિદ્ધિ પૃષ્ઠ ૩૭૪ )

પ્રતિષ્ઠાની **ગ્રહસ્થાપના** નીચે મુજબ છે—

**ઉદયપ્રભસૂરિ** મહારાજ કહે છે કે—કેન્દ્રમા સૌમ્ય ગ્રહો ન હોય તો લગ્ન અને ચંદ્રના–કર્તરી, જામિત્ર, બુધ પંચકનો ત્યાગ કરવો **નરચંદ્રસૂરિ** મહારાજ કહે છે કે–પ્રતિષ્ઠામા મંગળ વિગેરે ગ્રહોની સાથે કે દૃષ્ટિમા ચંદ્ર હોય તો અનુક્રમે અગ્નિનો ભય, સમૃદ્ધિ, સિદ્ધપૂજા, સમૃદ્ધિ, મૃત્યુ અને અગ્નિનો ભય થાય છે (૧ ૨) કેતુયુક્ત ચંદ્ર પણ અતિદુષ્ટ છે

" क्रूरग्रह सयुक्ते, दृष्टे वा शशिनि लुप्तकरे ।
मृत्युं करोति कर्तु, कृता प्रतिष्ठाऽयने याम्ये ॥ ३ ॥ "

**અર્થ**—" ક્રૂરગ્રહ યુક્ત કે ક્રૂરગ્રહ દૃષ્ટ કે અસ્તનો ચંદ્ર હોય, તથા દક્ષિણાયન હોય તો કરેલ પ્રતિષ્ઠા પ્રતિષ્ઠાપકનો નાશ કરે છે ॥ ૩ ॥ "

" अङ्गारकः शनिश्चैव, राहुभास्करकेतव ।
भृगुपुत्रसमायुक्ता, सप्तमस्थास्त्रिकापहा ॥ ४ ॥
शिलिप-स्थापक-कर्तॄणा, सद्य प्राणवियोजका ।
तस्मात् सर्वप्रयत्नेन, सप्तमस्थान् विवर्जयेत् ॥ ५ ॥ "

**અર્થ**—સાતમે સ્થાને રહેલ મંગળ, શનિ, રાહુ, સૂર્ય કેતુ અને શુક્ર શિલ્પી શ્રાવક અને આચાર્ય એ ત્રણના પ્રાણનો નાશ કરે છે, માટે દરેક રીતે સપ્તમસ્થ ગ્રહોનો ત્યાગ કરવો ॥ ૪–૫ ॥ "

" सूर्ये विवले गृहपो गृहिणी भृगलाञ्छने धन भृगुजे ।
वाचस्पतौ तु सौख्य, नियमान्नाशं समुपयाति ॥ ६ ॥ "

**અર્થ**—" પ્રતિષ્ઠામા સૂર્ય નિર્બળ હોય તો ઘરધણી, ચંદ્ર નિર્બળ હોય તો સ્ત્રી, શુક્ર નિર્બળ હોય તો ધન, અને ગુરૂ નિર્બળ હોય તો સુખ અવશ્ય નાશ પામે છે ॥ ૬ ॥ "

૩–૬–૧૧ ભુવને રહેલા ક્રૂર ગ્રહો મૂર્તિને દેવના સાન્નિધ્યવાળી બનાવે છે, પ્રતિષ્ઠાલગ્નમા ઉદયાસ્તની શુદ્ધિ જોવી,

તો પણ અસ્તશુદ્ધિ માટે કાંઇ વિશેષ આગ્રહ નથી. નદીનો વેગ વૃક્ષોનો નાશ કરે છે, તેમ કેન્દ્ર અને સુતભુવનના ગુરૂ-શુક્ર લગ્નના દરેક દોષોનો નાશ કરે છે. **ઉદયપ્રભસૂરિ** મહારાજ કહે છે કે–ત્રિકોણુ અને કેન્દ્રમાં રહેલ મંગળ અને શનિ મંદિરનો ધ્વંસ કરે છે, બળવાન મિત્રે જોયેલ ત્રિકોણુ અને કેન્દ્રનો શનિ, અથવા બળવાન્ મિત્રની દૃષ્ટિવાળો કેન્દ્ર ૮–૯ અને ૧૨ નો મંગળ મંગળનો નાશ કરે છે. કેન્દ્રમાં રહેલ બળવાન્ બુધ ગુરૂ શુક્ર, અથવા ઉચ્ચના સૌમ્યગ્રહો દરેક દોષોનો નાશ કરે છે. લગ્નનો ગુરૂ લગ્ન નવાંશ અને દૃષ્ટિના તમામ દોષોનો નાશ કરે છે. તેમ જ કેન્દ્ર ત્રિકોણુના બુધ ગુરૂ અને શુક્રની દૃષ્ટિ પણ નિંદ્ય સ્થાનમાં રહેલ ક્રૂર ગ્રહના દોષને શમાવે છે.

વળી પણ કહ્યું છે કે—શૂન્ય કેન્દ્ર સ્થાનો કરતાં જન્મ-રાશિપતિ કે નામરાશિપતિના ક્રૂર ગ્રહો પણ કેન્દ્રમાં હોય તો તે શ્રેષ્ઠ છે.

અન્યસ્થાને કહ્યું છે કે—પ્રતિષ્ઠામાં લગ્નબળનીજ આવશ્યક્તા છે. પ્રતિષ્ઠાના લગ્નમાં રવિ શનિ કે વક્રીગ્રહ હોય, અથવા કેન્દ્ર અને ૯ મા ભુવનમાં ક્રૂરગ્રહો હોય તો **પ્રાસાદનો** નાશ કરે છે. શત્રુઘરના સર્વ ગ્રહો નેષ્ટ છે. રાહુ–કેતુ સાથેનો લગ્ન કે સાતમા ભુવનનો **ચન્દ્ર** નેષ્ટ છે, પણ ગુરૂ–શુક્ર સાથે રહેલ કે જોવાએલ ચન્દ્ર શુભ છે. સર્વ ગ્રહો ૧૧ સ્થાને શુભ છે, ૧૨ મા ભુવને અશુભ છે. **લલ્લ** કહે છે કે—મેષ કે વૃષભનો ચંદ્ર કે સૂર્ય હોય, મંગળ–બુધ હીનબળી હોય, અને શનિ બળવાન્ હોય તો **અરિહંત મૂર્તિની પ્રતિષ્ઠા** કરવી.

**ત્રિવિક્રમ શતક**માં કહે છે કે—પ્રતિષ્ઠામાં ૧–૫–૭–૮ સ્થાનના પાપગ્રહો, ૮ સ્થાનના સૌમ્ય ગ્રહો, અને ૧–૬–૮ સ્થાનનો ચંદ્ર અતિદુષ્ટ છે. તેની **ટીકા**માં ૬ ઠ્ઠા ચંદ્રને અમુક યોગના કારણે શુભ અને અન્યથા પ્રકારે અશુભ ઓળખાવ્યો

છે, તેથી લગ્નશુદ્ધિ અને પૂર્ણભદ્રમા તેને વર્જ્યો પણ છે.
નારચંદ્રમા ચાર પ્રકારે ગ્રહસભા છે—

"शौरार्क क्षिति सूनव स्त्रि रिपुगा द्वित्रि स्थितश्चन्द्रमा,
एक द्वित्रिखपञ्चबन्धुषु बुध शस्त प्रतिष्ठाविधौ।
जीव केन्द्रनवस्वधीषु भृगुजो व्योमत्रिकोणे तथा,
पातालोदययो सराहु शिखिन सर्वेऽप्युपान्त्ये शुभा ॥१॥

खेऽर्क केन्द्र नवारिग शशधर सौम्यो नवास्तारिग,
षष्ठो देवगुरु. सितस्त्रि धनगो मव्या प्रतिष्ठाक्षणे।
अर्केन्दुक्षितिजा सुते सहजगो जीवो व्ययास्तारिग,
शुक्रो व्योमसुते विमध्यमफल शौरिश्च सद्भिर्मत * ॥२॥"

અર્થ—"પ્રતિષ્ઠામા સૂર્ય મગળ અને શનિ ૩-૬ સ્થાને હોય, ચદ્ર ૨-૩ ભુવને હોય, બુધ ૧-૨-૩-૪-૫-૧૦ ભુવને હોય, ગુરૂ ૧-૨-૪-૫-૭-૯-૧૦ ભુવને હોય, શુક્ર ૧-૪-૫-૯-૧૦ ભુવને હોય, તથા ગહુ અને કેતુ સહિત સર્વે ગ્રહો ૧૧ ભુવને હોય તો તે ઉત્તમ છે ॥૧॥"

"સૂર્ય ૧૦ ભુવને હોય, ચદ્ર ૧-૪-૬-૭-૯-૧૦ ભુવને હોય, બુધ ૬-૭-૯ સ્થાને હોય, ગુરૂ ૬ સ્થાને હોય, અને શુક્ર ૨-૩ સ્થાને હોય તો તે મધ્યમ છે, તથા ૫ મો સૂર્ય ચદ્ર મગળ ૩ જો ગુરૂ, ૬-૭-૧૨ મો શુક્ર, અને ૫-૧૦

* भौमे लग्नकलत्रनैधनगते, शुक्रेऽरिसप्ताष्टगे,
चन्द्रे रन्ध्र विलग्न षष्ट निधौ, लग्नास्तगे भास्करे।
तद्वद् भानुसुते गुरौ निधनगे सौम्ये तु सप्ताष्टगे,
जायाम्भो निधिलग्नभाजि तमसि प्राहुर्न केतावपि ॥ १ ॥
सर्वे परत्र वर्ज्या, जन्मस्मरग शिखी द्यशियुतश्च।
शुभद स्थिरानुसस्यो, परन मध्यो विधुतुदस्तद्वत ॥ २ ॥
नारचन्द्र टीप्पन।

એ શનિ **વિમધ્યમ** છે ા ૨ ા" આથી શેષ રહેલ ગ્રહ-સંસ્થા કનિષ્ઠ છે.

રાહુ-કેતુ માટે કહ્યું છે કે-૩-૬-૧૧ સ્થાને શ્રેષ્ઠ છે, અને ૧-૭- ભુવને તથા ચંદ્ર સાથે હોય તો કનિષ્ઠ છે. **લગ્નશુદ્ધિ**માં તો કહ્યું છે કે— ૩-૬-૧૧ સ્થાનનો રવિ મંગળ શનિ, ૨-૩-૬-૧૧ ભુવનનો ચંદ્ર, ૧-૨-૩-૪-૫-૧૦-૧૧ સ્થાનનો બુધ, ૧-૨-૪-૫-૬-૭-૯-૧૦-૧૧ સ્થાનનો ગુરૂ, અને ૧-૪--૯-૧૦-૧૧ ભુવનનો શુક્ર **ઉત્તમ** છે. ૫ મો રવિ, ૧-૪-૫-૭-૯-૧૦ મો ચંદ્ર ૫ મો મંગળ, ૬-૭-૯ મો બુધ, ૩જો ગુરૂ, ૨-૫-૬-૭ મો શુક્ર અને ૫-૮-૧૦ મો શનિ **મધ્યમ** છે. અને શેષ ગ્રહો **અધમ** છે.

**આરંભસિદ્ધિ**માં કહ્યું છે કે—પ્રતિષ્ઠામાં ૩-૬-૧૦-૧૧ મો રવિ, ૨-૩-૬-૯-૧૦-૧૧ મો ચંદ્ર, ૩-૬-૧૧ મા મંગળ-શનિ, ૮-૧૨ સિવાયના બુધ-ગુરૂ, અને ૧-૪-૯-૧૦-૧૧ મો શુક્ર **ઉત્તમ** છે. ૧-૪-૫-૯-૧૦ મો શુક્ર, ૭ સહિત તેજ ભુવનના બુધ-ગુરૂ, ૩-૬ ઠ્ઠા ચંદ્ર તથા ક્રૂર ગ્રહો, અને ૧૧ મા સર્વ ગ્રહો હોય તો પ્રતિષ્ઠાપકને લક્ષ્મી મળે છે અને પ્રતિમાની સાન્નિધ્યમાં દેવતા રહે છે.

**પૂર્ણભદ્રાચાર્ય** પ્રતિષ્ઠાકુંડળીના બારે ભુવનમાં રહેલ ગ્રહોનું ફળ આ પ્રમાણે કહે છે—

**સૂર્ય** બારે ભુવનમાં અનુક્રમે—૧ મંદિરધ્વંસ, ૨ હાનિ, ૩ ધનપ્રાપ્તિ, ૪ સ્વજનપીડા, ૫ પુત્રપીડા, ૬ શત્રુક્ષય-શત્રુનો નાશ, ૭ સ્ત્રીનું મૃત્યુ, ૮ પોતાનું મૃત્યુ, ૯ ધર્મનાશ, ૧૦ સુખ, ૧૧ ઋદ્ધિ, અને ૧૨ શોક કરે છે.

**ચંદ્ર** બારે ભુવનમાં અનુક્રમે—પ્રતિષ્ઠાપકનો ઘાત, ધનપ્રાપ્તિ, સૌભાગ્ય, કજીયો, દીનતા, શત્રુજય, અસુખ,

મરણ, વિઘ્ન, રાજમાન, વિષયવિકાર—વિકાર હાનિ, અને ધન નાશ કરાવે છે

મંગળ બારે ભુવનમા અનુક્રમે—દાહ, મંદિરધ્વંસ, પૃથ્વીની પ્રાપ્તિ, રોગ, શસ્ત્રથી પુત્ર ઘાત, શત્રુક્ષય, સ્ત્રીનાશ, સ્વજનનાશ, ગુણનાશ, રોગ, ધનપ્રાપ્તિ અને હાનિ કરાવે છે

બુધ બારે ભુવનમા અનુક્રમે—પ્રતિમાનો અખંડ મહિમા, ધનલાભ, શત્રુનાશ, સુખ, પુત્રલાભ, શત્રુક્ષય, ઉત્તમસ્ત્રીનો લાભ, આચાર્યઘાત, ધન, કાર્યસિદ્ધિ, આભરણલાભ અને લક્ષ્મીનો નાશ કરે છે

ગુરૂ બારે ભુવનમા અનુક્રમે—કીર્તિ, વૃદ્ધિ, સુખ, શત્રુક્ષય, પુત્રસુખ, સ્વજન શોક, સ્ત્રીસુખ, આચાર્યઘાત, ધનપ્રાપ્તિ, લાભ, શ્રાદ્ધ અને મૃત્યુ કરે છે

શુક્ર બારે ભુવનમા અનુક્રમે—કાર્યસિદ્ધિ, ધન, માન, તેજ, સ્ત્રીનુ સુખ, અપયશ, પુત્રપ્રાપ્તિ તથા ચૈત્યાદિ ભંગ, અસુખ, પૂજ્યતા, પૂજ્યતા, પૂજ્યતા અને પૂજ્યતા કરાવે છે

શનિ બારે ભુવનમા રહ્યો થકો અનુક્રમે—૧ પૂજાનો અભાવ, ૨ પ્રતિષ્ઠાપકનો નાશ, ૩ અતિવૈભવ, ૪ મંદિર તથા બંધુનો નાશ, ૫ પુત્રમૃત્યુ, ૬ રોગ અને શત્રુનો ક્ષય, ૭ સ્વજન અને સ્ત્રીનુ મરણ, ૮ સગાનો નાશ, ૯ પાપવૃદ્ધિ, ૧૦ કાર્યનાશ, ૧૧ વિવિધ સુખ—સમૃદ્ધિ, અને ૧૨ રોગ કરાવે છે

રાહુને દરેક સ્થાને શનિના જેવો કલ્પેલ છે, છતા શ્રી ઉદયપ્રભસૂરિ મહારાજ કહે છે કે—રાહુ ૩—૬—૧૧ ભુવનમા શ્રેષ્ઠ છે, ૧—૪—૭ ભુવનમા કનિષ્ઠ છે અને બાકીના ભુવનોમા મધ્યમ છે

કેતુ પણ ૩—૬—૧૧ ભુવને શ્રેષ્ઠ છે

## નારચંદ્ર-પ્રતિષ્ઠાગ્રહ ચક્રમ્.

| રવિ | | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | રા-કે |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અ | મ | અ | ઉ | ઉ | ઉ | અ | અ |
| ૨ | અ | ઉ | અ | ઉ | ઉ | મ | અ | મ |
| ૩ | ઉ | ઉ | ઉ | ઉ | વિ | મ | ઉ | ઉ |
| ૪ | અ | મ | અ | ઉ | ઉ | ઉ | અ | મ |
| ૫ | વિ | વિ | વિ | ઉ | ઉ | ઉ | વિ | મ |
| ૬ | ઉ | મ | ઉ | મ | મ | વિ | ઉ | ઉ |
| ૭ | અ | મ | અ | મ | ઉ | વિ | અ | અ |
| ૮ | અ | અ | અ | અ | અ | અ | અ | મ |
| ૯ | અ | મ | અ | મ | ઉ | ઉ | અ | મ |
| ૧૦ | મ | મ | અ | ઉ | ઉ | ઉ | વિ | મ |
| ૧૧ | ઉ | ઉ | ઉ | ઉ | ઉ | ઉ | ઉ | ઉ |
| ૧૨ | અ | અ | અ | અ | અ | વિ | અ | મ |

## શુભ પ્રતિષ્ઠા ચક્રમ્.

| | ઉત્તમ. | મધ્યમ. | ઉત્તમ. |
|---|---|---|---|
| રવિ | ૩-૬-૧૧ | ૫ | ૩-૬-૧૧+૧૦ |
| સોમ. | ૨-૩-૬-૧૧ | ત્રિકોણ-કેન્દ્ર | ૩-૬-૧૧+૨-૯-૧૦ |
| મંગળ | ૩-૬-૧૧ | ૫ | ૩-૬-૧૧+ |
| બુધ | ૮-૧૨ સિવાય | ૬-૭-૯ | ૮-૧૨-સિવાય |
| ગુરૂ | ૮-૧૨ સિવાય | ૩ | ૮-૧૨-સિવાય |
| શુક્ર | ૧-૪-૯-૧૦-૧૧ | ૨-૫-૬-૭ | ૧-૪-૫-૯-૧૦-૧૧+૨-૩ |
| શનિ | ૩-૬-૧૧ | ૫-૮-૧૦ | ૩-૬-૧૧+ |
| રાહુ-કેતુ | લગ્નશુદ્ધિ | લગ્નશુદ્ધિ | ૩-૬-૧૧+૫-૯ આ.સિદ્ધિ |

# પૂર્ણભદ્ર પ્રતિષ્ઠા—ગ્રહ ફળ યંત્ર.

| રવિ | | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ કર્તા-મદિર | ધ્વંસ | મૃત્યુ | અગ્નિ | મહિમા | કીર્તિ | સિદ્ધિ | અપૂજા |
| ૨ ધન | હાનિ | પ્રાપ્તિ | ધ્વંસ | પ્રાપ્તિ | વૃદ્ધિ | પ્રાપ્તિ | મૃત્યુ |
| ૩ | ધન | સૌભાગ્ય | ભૂલાભ | અશત્રુ | સુખ | માન | વૈભવ |
| ૪ સ્વજન | પીડા | કલહ | રોગ | સુખ | વૃદ્ધિ | તેજ | ક્ષય |
| ૫ સુત | પીડા | દૈન્ય | ઘાત | પ્રાપ્તિ | સુખ | સુખ | મૃત્યુ |
| ૬ શત્રુ | મૃત્યુ | જય | નાશ | મૃત્યુ | શોક | અપશ | નાશ |
| ૭ સ્રી | મૃત્યુ | દુખ | મૃત્યુ | લાભ | પ્રાપ્તિ | પુત્રદા | મૃત્યુ |
| ૮ મૃત્યુ | સ્વ૦ | પોતે | સગા | સુગિ | ગુરૂ | દુખ | ગોન |
| ૯ ધર્મ | નાશ | વિઘ્ન | નાશ | પ્રાપ્ત | પ્રાપ્તિ | પૂજ્યતા | ક્ષય |
| ૧૦ કાર્ય | સુખ | માન | રોગ | સિદ્ધિ | લાભ | પૂજ્યતા | હાનિ |
| ૧૧ પ્રાપ્તિ | ઋદ્ધિ | ગાતિ | ધન | ઘરેણા | ઋદ્ધિ | પૂજ્યતા | સમૃદ્ધિ |
| ૧૨ હાનિ | સુખ | ધન | સુખ | ધન | આયુ | પૂજ્યતા | દેહ |

कारावगस्स जम्मे, दसमे सोलसमेऽठारसे रिक्खे।
तेवीसे पणवीसे, न पइट्ठा कह वि कायव्वा ॥१२७॥

અર્થ—પ્રતિષ્ઠાપકના જન્મનું દસમું, સોળમું, અઢારમું, ત્રેવીશમું અને પચ્ચીશમું નક્ષત્ર હોય તો કોઇપણ રીતે પ્રતિષ્ઠા કરવી નહિ ॥ ૧૨૭ ॥

**વિવેચન**—પ્રતિષ્ઠાનુ ગમે તે શોભન નક્ષત્ર હોય પણ તે પ્રતિષ્ઠા કરાવનારના જન્મથી ૪-૧૦-૧૬-૧૮-૨૩ અને ૨૫ મુ નક્ષત્ર હોય તો સર્વથા નેષ્ટ છે આ જન્મના નક્ષત્રોની પેઠે તારા, શશિ, લગ્ન, ઘાતચક્ર, અને ગ્રહોની અનુકૂળતા પણ તપાસવી

અન્ય દેવોની પ્રતિષ્ઠા માટે રત્નમાલામા આ પ્રમાણે

છે—ગણુ પરિવૃઢ, રાક્ષસ, યક્ષ, ભૂત, અસુર, શેષનાગ અને **સરસ્વતી** વિગેરેની રેવતીમાં; બૌદ્ધની શ્રવણમાં, લોકપાલોની ધનિષ્ઠામાં, અને બાકીના ઇંદ્રાદિક દેવોની સ્થિર નક્ષત્રમાં પ્રતિષ્ઠા કરવી. **સર્વ દેવો**ની પોતપોતાનાં તિથિ, કરણ, ક્ષણ, અને નક્ષત્રમાં, અને **લેપ્યમૂર્તિ**ની ઉત્તરા ભાદ્રપદ નક્ષત્રમાં પ્રતિષ્ઠા કરવી.

સિંહલગ્નમાં સૂર્યની, કુંભમાં બ્રહ્માની, કન્યામાં વિષ્ણુની, મિથુનમાં શિવની, ચર લગ્નમાં ક્ષુદ્રદેવોની સ્થિરમાં (?) સર્વ દેવોની, અને દ્વિસ્વભાવમાં **દેવી**ઓની પ્રતિષ્ઠા શ્રેષ્ઠ છે. **લલ્લ** કહે છે કે—સૌમ્યલગ્નમાં દેવોને, ક્રૂર લગ્નમાં યક્ષ–રાક્ષસને અને સાધારણ લગ્નમાં ગણો તથા ગણપતિને સ્થાપવા.

લગ્નને બુધ, કેન્દ્રને ગુરૂ અને ચોથા સ્થાનને શુક્ર હોય ત્યારે ઇન્દ્ર, કાર્તિક સ્વામી, સૂર્ય, ચંદ્ર અને યક્ષની સ્થાપના કરવી. નવમી તિથિમાં શુક્રોદય હોય, બળવાન્ ચંદ્ર–ગુરૂ હોય, અને દસમો મંગળ હોય ત્યારે **દેવી**ઓની મૂર્તિ સ્થાપવી. આ મુહૂર્તમાં ફેરફાર થાય તો–શિલ્પી, સૂતાર અને પ્રતિષ્ઠાપકને વધ–બંધનાદિ દુઃખો થાય છે.

અહીં કોઇ શંકા કરે કે–જેમ દિવસના પૂર્વભાગમાં ગૃહપ્રવેશ કરાવાય છે, તેમ પ્રતિષ્ઠા વિગેરે દિવસેજ કરવાં કે રાત્રે કરવાં ? એનું સમાધાન સૂર્યના ભુવન ઉપરથી થાય છે. કેમકે—સૂર્ય સવારથી બપોર સુધી ૧–૧૨–૧૧–૧૦ ભુવનમાં, બપોરથી સાંજ સુધી ૧૦–૯–૮–૭ ભુવનમાં, સાંજથી મધ્યરાત્રિ સુધી ૭–૬–૫–૪ ભુવનમાં, અને મધ્યરાત્રિથી સવાર સુધી ૪–૩–૨–૧ ભુવનમાં હોય છે. હવે જે જે કાર્યની કુંડળીમાં જે જે ભુવનમાં સૂર્ય શુભ હોય તે તે કાર્યમાં તે તે ભુવનના યોગમાં આવતો ઈષ્ટલગ્નના ઉદયવાળો દિનભાગ પણ શુભજ છે. પરંતુ અહીં યાદ રાખવું કે—દિવસના ઉત્તરાર્ધમાં વિવાહનું લગ્ન લેવાય છે, પણ પ્રતિષ્ઠાનું લગ્ન લેવાતું નથી.

માટે આ બાબતમા સર્વથા વૃદ્ધપરપરાને અનુસરવુ એજ વધારે પ્રમાણભૂત છે

હવે નક્ષત્રદોષ દ્વાર કહે છે —

संझागयं रविगयं,
विड्डुरं सग्गहं विलंवं च ।
राहुहयं गहभिन्नं,
वज्जए सत नक्खत्ते ॥ १२८ ॥

अत्थमणे संझागयं,
रविगयं जत्थ ठिओ अ आइच्चो ।
विड्डुरमवद्दारिय,
सग्गह—कूरग्गहठिअं तु ॥ १२९ ॥

आइच्च पिट्ठओ ऊ,
विलंवि राहुहयं जहिं गहणं ।
मज्झेण गहो जस्स उ,
गच्छइ तं होइ गह भिन्नं ॥ १३० ॥

અર્થ—શુભકાર્યમાં સધ્યાગત, રવિગત, વિડ્ડૂર, સગ્રહ, વિલબિત, રાહુહત અને ગ્રહભિન્ન; એ સાત નક્ષત્રો વર્જ્ય છે. (૧૨૮) અસ્તકાળે હોય તે સધ્યાગત, સૂર્યવાળુ તે રવિગત, વક્રીગ્રહવાળું તે વિડ્ડૂર, ક્રૂર ગ્રહવાળુ તે સગ્રહ, (૧૨૯) સૂર્યની પૂઠનુ તે વિલબિત, ગ્રહણવાળુ તે રાહુહત, અને

**જેના મધ્યમાંથી ગ્રહ જાય તે ગ્રહભિન્ન નક્ષત્ર કહેવાય છે. ॥ ૧૩૦ ॥**

**વિવેચન**—હરકોઇ શુભકાર્યમાં શુદ્ધ નક્ષત્ર હોય; પણ તે સંધ્યાગત, રવિગત, વિડ્વર, સગ્રહ, વિલંબિત, રાહુહત કે ગ્રહભિન્ન હોય તો નેષ્ટ છે. તેમાં સૂર્યનો અસ્ત થાય ત્યારે સંધ્યાકાળે જે નક્ષત્ર પૂર્વમાં ઉગે તે **સંધ્યાગત** કહેવાય છે. સૂર્યથી ભોગવાતું નક્ષત્ર **રવિગત** કહેવાય છે, વક્રી ગ્રહથી ભોગવાતું નક્ષત્ર **વિડ્વર** કહેવાય છે, ક્રૂરગ્રહથી ભોગવાતું નક્ષત્ર **સગ્રહ** છે, રવિ નક્ષત્રની પછીનું એટલે રવિએ ભોગવેલું નક્ષત્ર **વિલંબિત** કહેવાય છે, જે નક્ષત્રમાં ચંદ્ર–સૂર્યનું ગ્રહણ થાય તે નક્ષત્ર રાહુહત કહેવાય છે, અને જે નક્ષત્રને ભેદીને–મધ્યમાં થઇને ગ્રહ જાય તે નક્ષત્ર **ગ્રહભિન્ન** કહેવાય છે. વિડ્વર અને રાહુહત નક્ષત્રનું બીજું નામ **અપદ્વારિત** અને **ગ્રહણદગ્ધ** છે. **નારચંદ્ર** ટીપ્પણમાં–ગ્રહની ડાબી અને જમણી દૃષ્ટિથી વિંધાએલ નક્ષત્રને **ગ્રહભિન્ન** કહે છે.

**संझागयम्मि कलहो, होइ विवाओ विलंबिनक्खत्ते।**
**विड्डेरे परविजओ, आइच्चगए अनिव्वाणं ॥१३१॥**

**जं सग्गहम्मि कीरई, नक्खत्ते तत्थ विग्गहो होइ।**
**राहुहयम्मि मरणं, गहभिन्ने सोणिउग्गालो ॥१३२॥**

**અર્થ**—સંધ્યાગત નક્ષત્રમાં કાર્ય કરવાથી કલહ, વિલંબિત નક્ષત્રમાં વિવાદ, વિડ્વરમાં શત્રુનો જય, રવિગત નક્ષત્રમાં અશાંતિ, (૧૩૧) સગ્રહ નક્ષત્રમાં વિગ્રહ, રાહુહત નક્ષત્રમાં મૃત્યુ, અને ગ્રહભિન્ન નક્ષત્રમાં કાર્ય કરવાથી લોહીનું વમન થાય છે. ॥ ૧૩૨ ॥

**વિવેચન**–ઈષ્ટકાર્યનું નક્ષત્ર શુદ્ધ હોવા છતાં સંધ્યાગત

વિગેરે દોષવાળુ હોય તો નુકશાની કરે છે એટલે-સધ્યાગત નક્ષત્ર કલહ કરાવે છે, વિલંબિત લડાવે છે, વિડ્વરિત શત્રુને લાભ અપાવે છે, રવિગત નક્ષત્ર શાતિને હરે છે, સગ્રહ નક્ષત્ર વિગ્રહ કરાવે છે, ગ્રહહત મરણ આપે છે, અને ગ્રહભિન્ન નક્ષત્ર લોહીની ઉલટી કરાવે છે

હવે ઉપગ્રહો કહે છે.—

**रविरिक्खाओ हेया,**
**उवग्गहा पंचम-ऽट्ठ-चउदसमा ॥**
**अट्ठारस उगुणीसा,**
**वावीसा तेवीस चउवीसा ॥ १३३ ॥**

અર્થ—રવિ નક્ષત્રથી પાંચમું, આઠમું, ચૌદમું, અઢારમુ, ઓગણીશમું, બાવિશમું, ત્રેવીશમું અને ચોવીશમુ નક્ષત્ર ઉપગ્રહ છે; અને ત્યાજ્ય છે. ॥૧૩૩॥

વિવેચન—રવિનક્ષત્રથી ૫-૮-૧૪-૧૮-૧૯-૨૨-૨૩ અને ૨૪ મુ ચદ્રનક્ષત્ર ઉપગ્રહ સજ્ઞાવાળુ થાય છે, જેનો શુભકાર્યમા ત્યાગ કરવો આ સબધી વિશેષ વિવરણ રવિ-યોગના વિવેચનમા આપેલ છે

વામદેવ કહે છે કે-ઉપગ્રહનો ગૌડદેશમા ત્યાગ કરવો, અન્ય આચાર્યો કહે છે કે—ઉપગ્રહનો માલવ-સિધમા ત્યાગ કરવો

હવે એકાર્ગલ કહે છે—

**सेगविसमजोगऋं,**
**सम श्रद्ध चउदसंख सिररिक्खं ।**

दाउं चउद्दस सिलाए,
ससि-रवि इक्कग्गलं वज्जे ॥ १३४ ॥

અર્થ—વિષમ યોગમાં એક વધારી અર્ધ કરવું, અને સમ યોગમાં અર્ધ કરી ચૌદ વધારવા; જે સંખ્યાવાળું શીર્ષનક્ષત્ર આવે છે. તેને ચૌદ શલાકા પર સ્થાપવાથી સામસામે ચન્દ્ર-સૂર્ય આવતાં એકાર્ગલ યોગ થાય છે, જે વર્જ્ય છે. ॥ ૧૩૪ ॥

**વિવેચન**—વિષ્કંભાદિ સત્યાવીશ યોગોમાંના પ્રીતિ આયુષ્માન્ વિગેરે શુભયોગોમાં એકાર્ગલ હોતોજ નથી; પણ ૧ વિષ્કંભ, ૬ અતિગંડ, ૯ શૂલ, ૧૦ ગંડ, ૧૩ વ્યાઘાત ૧૫ વજ્ર, ૧૭ વ્યતિપાત, ૧૯ પરિઘ, અને ૨૭ વૈધૃતિ; એ નવ દુષ્ટ યોગોમાંજ એકાર્ગલનો સંભવ છે. તે લાવવાની રીત એવી છે કે—

એકી યોગમાં એક ઉમેરી અર્ધ કરતાં જે આંક આવે, અશ્વિનીથી તેટલામા નક્ષત્રને **શિરનક્ષત્ર** કલ્પવું; અને બેકી યોગમાં અર્ધા કરી ચૌદ વધારતાં જે સંખ્યા આવે તેટલામું નક્ષત્ર શિરનક્ષત્ર કલ્પવું. જેમકે—ઇષ્ટ દિવસે વિષ્કંભ યોગ હોય તો તેનો આંક ૧ વિષમ છે, જેમાં ૧ વધારતાં ૨ થયા, અર્ધ કરતાં ૧ ની સંખ્યા રહી. એટલે—વિષ્કંભ યોગમાં અશ્વિની **શિરનક્ષત્ર** જાણવું. અતિગંડ યોગ છટ્ઠો છે, તેના અર્ધ કરી ચૌદ વધારતાં ૧૭ મું અનુરાધા શિરનક્ષત્ર થાય છે. શૂળ-યોગમાં ૧ વધારી અર્ધ કરતાં ૫ મું મૃગશર શિરનક્ષત્ર આવે છે. લગ્નશુદ્ધિમાં તો સ્પષ્ટ કર્યું છે કે—નવે દુષ્ટ યોગોના શિરનક્ષત્રો અનુક્રમે—અશ્વિની, અનુરાધા, મૃગશર, મૂળ, પુનર્વસુ, પુષ્ય, અશ્લેષા, મઘા, અને ચિત્રા છે.

મૃગશિર.

| | |
|---|---|
| રો | આ |
| કૃ | પુન૦ |
| ભ | પુષ્ય |
| અશ્વિ૦ | અશ્લે૦ |
| રે | મ |
| ઉ૦ | પૂર્વા |
| પૂર્વા | ઉ |
| શ | હ |
| ધ | ચિ |
| શ્ર | સ્વા |
| અભિ | વિ૦ |
| ઉ | અનુ૦ |
| પૂર્વા | જ્યે૦ |

મૂળ.

હવે એક ઉભી અને તેર આડી, એમ ચૌદ રેખાઓ કરી મસ્તકના ભાગમા **શિરનક્ષત્ર** સ્થાપી, બાકીની રેખાના અ તમા દક્ષિણ બાજુથી અનુક્રમે સાભિજિત્ સત્યાવીશ નક્ષત્રો સ્થાપવા, પછી સૂર્ય–ચ દ્રને પોતપોતાના નક્ષત્રમાં સ્થાપવા આ રીતે જો સૂર્ય–ચ દ્ર એક રેખાના નક્ષત્રમા આવે તો જાણવુ કે **એકાર્ગલ** યોગ છે

**લગ્નશુદ્ધિમાં** તો બીજી રીતે પણ કહ્યુ છે કે—વિષ્કભાદિ નવ યોગોનો જે આક હોય, સૂર્યનક્ષત્રથી ચ દ્ર નક્ષત્ર પણ તેટલા જ આકનુ હોય, તો **એકાર્ગલ યોગ** થાય છે જેમકે—૯ મો શૂલયોગ છે, સૂર્ય અશ્વિનીમા છે, અને ચ દ્ર ૯ મા અશ્લેષામા છે, તો જાણવુ કે—એકાર્ગલ છે પણ શૂલયોગ છે, સૂર્ય મૃગશરમા છે, અને ચ દ્ર રોહિણીમા છે, તો માનવુ કે એકાર્ગલ નથી

આ યોગનુ બીજુ નામ **ખર્જૂરયોગ** છે તેનો શુભકાર્યમા ત્યાગ કરવો **નારચદ્રટીપ્પણ**મા કહ્યુ છે કે —

" यात्राया मरणं विद्याद्, आरम्भे कार्यनाशनम् ।
वैधव्य स्याद् विवाहे तु, दाह स्याद् वसता गृहे ॥१॥ "

**અર્થ**—"એકાર્ગલ યોગ હોય તો યાત્રામા મૃત્યુ થાય છે, આરભેલ કાર્યનાશ પામે છે, વિવાહિત સ્ત્રી વિધવા થાય છે, અને નવા વસાવેલ ઘરમા આગ લાગે છે ॥ ૧ ॥ "

એકાર્ગલનો ત્યાગ થઇ શકે તેમ ન હોય તો **પાદવેધનો** અવશ્ય ત્યાગ કરવો.

એટલે—જે નક્ષત્રોમાં એકાર્ગલ હોય તે નક્ષત્રના પહેલા બીજા ત્રીજા કે ચોથા પાદમાં એક ગ્રહ હોય, અને સામેના નક્ષત્રના અનુક્રમે-ચોથા ત્રીજા બીજા કે પહેલા પાદમાં બીજો ગ્રહ હોય તો તે સંપૂર્ણ એકાર્ગલ થાય છે. આ યોગ અતિદુષ્ટ છે, માટે તેનો ત્યાગ જ કરવો.




હવે **પાતયોગ** કહે છે:—

**अस्से म चि अणु सव रे,**
**विसमारेहाउ सेसमभिलहिउं ।**
**रविरेहस्सिणि गणिए,**
**इट्ठे रिक्खे विसमि पाउ ॥ १३५ ॥**

અર્થ—અશ્લેષા, મઘા, ચિત્રા, અનુરાધા, શ્રવણ અને રેવતી નક્ષત્રોપર વિષમ રેખા દોરવી અને સૂર્ય નક્ષત્રની રેખાથી તે વિષમ રેખા સુધીનું શેષ લેવું આ શેષ રવિ રેખાંક પ્રમાણે અશ્વિન્યાદિ નક્ષત્રો ગણી તે પર વિષમરેખા સ્થાપવી જો ઇષ્ટ નક્ષત્રપર તે વિષમરેખા આવે તો પાતયોગ જાણવો.

વિવેચન—સત્તાવીશ નક્ષત્રો સ્થાપી અશ્લેષા, મઘા, ચિત્રા, અનુરાધા, શ્રવણ અને રેવતી આ છ નક્ષત્રો ઉપર 'ડ'

રેખા દોરવી અને સૂર્ય જે નક્ષત્રમા હોય તે નક્ષત્રની રેખાથી આ વિષમ ડ રેખા સુધીના આક ગણી સૂર્ય નક્ષત્ર ઉપર સ્થાપવા, પછી અશ્વિની નક્ષત્રથી તે આક પ્રમાણોના નક્ષત્રો ઉપર વિષમરેખા દોરવી આ રીતે જે જે નક્ષત્રો ઉપર 'ડ' રેખા પડે તે તે નક્ષત્રો પાતયોગથી દુષિત થાય છે, એટલે તે 'ડ' રેખા ઈષ્ટ નક્ષત્રમા હોય તો જાણવુ કે ઇષ્ટ દિવસે પાતયોગ છે

જેમકે—કૃ રો મૃ આ પુ પુ અડ મડ પૂ ઉ હ ચિડ સ્વા વિ અડ જ્યે મૂ પુ ઉ શ્રડ ધ શ પૂ ઉ રેડ અહિ સૂર્યનુ નક્ષત્ર કૃતિકા છે તો કૃતિકાની રેખાથી વિષમરેખાના આકો અનુક્રમે ૭–૮–૧૨–૧૫–૨૦ અને ૨૫ છે અને અશ્વિનીથી તે આક પ્રમાણે નક્ષત્રો ગણુતા અનુક્રમે પુનર્વસુ ડ પુષ્ય ડ ઉ-ફ્રાડ સ્વાતિડ, પુ-ભાડ, અને ઉ-ભાડ નક્ષત્રો આવે છે જે પાતયોગથી દુષિત છે

અર્થાત—રવિ નક્ષત્રથી અશ્લેષાદિ છ નક્ષત્રોનો જે આક હોય તેજ આકવાળા અશ્વિની આદિ નક્ષત્રોમા પાત હોય છે

**લગ્ન શુદ્ધિમાં** કહ્યુ છે કે—રવિ નક્ષત્રથી જેટલામુ અનુરાધા નક્ષત્ર હોય, અશ્વિનીથી તેટલામુ અને ત્યારપછી છઠ્ઠુ, છઠ્ઠુ, દશમુ, બીજુ અને પાચમુ નક્ષત્ર પાતયોગથી દૃષિત છે **ઉદયપ્રભસૂરિ** મહારાજ કહે છે કે–શૂલ, ગડ, હર્ષણુ, વ્યતિપાત, સાધ્ય અને વૈધૃતિ યોગના અ તમા જે નક્ષત્ર હોય તેમા વર્જ્ય પાતયોગ આવે છે

**નરપતિ જયચર્યાકાર** કહે છે કે—છ પાતયોગોના નામ અનુક્રમે પવન, અગ્નિ, કાળ, કિકર, મૃત્યુકારક અને ક્ષયકાર છે, જેના નામ પ્રમાણેજ ફળ છે. **ત્રિશુલપાત ચંડ**-પાત અને **ચ ડાયુધ**, એ પાતના નામાંતરો છે આ યોગમાં અભિજિત્ ગણુવાનુ નથી, તેથી સત્યાવીશ નક્ષત્રો ગણુવા પાતયોગ અતિદુષ્ટ છે, તેનો શુભકાર્યમા ત્યાગ કરવો

**નારચંદ્ર ટીપ્પણમાં** કહ્યું છે કે--

" पातेन पतितो ब्रह्मा, पातेनैव च शंकरः ।
विष्णुः पतति पातेन, त्रैलोक्यं पातयेत् तथा ॥ १ ॥

એટલે—" બ્રહ્મા શંકર અને વિષ્ણુ પાતથી પડ્યા છે, પાત ત્રણે લોકને પાડવામાં સમર્થ છે. " **વામદેવ** કહે છે કે-કોશલમાં પાત વર્જવો, કોઇ કહે છે કે—અંગ-બંગમાં પાત-દોષનો ત્યાગ કરવો.

હવે **લત્તા** કહે છે--

**रविमुक्खा निअरिक्खा,**
**बार-ऽट्ठम-तिअ-तिवीसं छट्ठं च ।**
**पणवीस अडिगवीसं,**
**कुणन्ति लत्ताहयं रिक्खं ॥ १३६ ॥**

અર્થ—રવિ વિગેરે ગ્રહો અનુક્રમે પોતાના નક્ષત્રથી બાર, આઠ, ત્રણ, ત્રેવીશ, છ, પચ્ચીશ, આઠ અને એકવીશમા નક્ષત્રને લત્તા પ્રહાર કરે છે ॥ ૧૩૬ ॥

**વિવેચન**—અહીં અભિજિત સહિત અઠયાવીશ નક્ષત્રો લેવાં, તેમાં ગમે તે નક્ષત્રમાં રહેલ ગ્રહો અમુક નક્ષત્રને લાત મારે છે. એટલે-રવિ વડે ભોગવાતા નક્ષત્રથી ૧૨ મું નક્ષત્ર, ચંદ્રથી ૮ મું, મંગળથી ૩ જું, બુધથી ૨૩ મું, ગુરૂથી ૬ ઠું શુક્રથી ૨૫ મું, શનિથી ૮ મું, અને રાહુથી ૨૧ મું નક્ષત્ર **લત્તા**ના દોષથી હણાય છે. બીજી રીતે કહીએ તો-જેમ ગાય ભેંસ પાછળના પગથી પ્રહાર કરે છે, તેમ સૂર્યાદિ આઠે ગ્રહો પોતાના ભોગવાતા નક્ષત્રથી પાછળ રહેલા અનુક્રમે ૧૮-૨૨ ૨૭-૭-૨૪-૫-૨૨ અને ૯ માં નક્ષત્રને પ્રહાર કરે છે.

શ્રીમાન ઉદયપ્રભસૂરિજી કહે છે કે—કેટલાએક મતમા શુક્રથી ૨૭ મુ અને રાહુથી ૯ મુ નક્ષત્ર પણ લત્તાના દોષવાળુ માન્યુ છે જે નક્ષત્રનો ત્યાગ કરવો, જ્યારે ત્રિવિક્રમ કહે છે કે—રાહુ ૨૦ મા નક્ષત્રને લાતપ્રહાર કરે છે

અહીં ચદ્રથી ૮ મુ નક્ષત્ર લત્તાથી દોષિત માન્યુ છે, પણ તેથી ઇષ્ટ દિવસ દુષ્ટ બની શકતો નથી માટે યતિવલ્લભમા કહ્યુ છે કે—ચદ્રે ગતપૂર્ણિમા જે નક્ષત્રમા સમાપ્ત કરી હોય તે પુર્ણિમાના નક્ષત્રથી આઠમુ નક્ષત્ર લત્તાથી હણાય છે

લત્તાહત નક્ષત્ર અશુભ છે, માટે તેનો શુભ કાર્યમા ત્યાગ કરવો પૂર્ણભદ્રમા કહ્યુ છે કે—રવિ વિગેરેની લત્તાથી દૂષિત થયેલ નક્ષત્રમા કાર્ય કરવાથી અનુક્રમે ૧ વૈભવનાશ ૨ ભય, ૩ મૃત્યુ, ૪ પોતાનો નાશ, ૫ નાનાભાઇનો નાશ, ૬ કાર્યનો નાશ, ૭ મૃત્યુ, અને ૮ મૃત્યુ થાય છે અહીં વૃદ્ધો કહે છે કે—સૌમ્ય ગ્રહની લત્તા અલ્પ દુષ્ટ છે, જે માત્ર નક્ષત્રના બળને હણે છે અને ક્રૂર ગ્રહની લત્તા અતિ દુષ્ટ છે, જે કાર્ય કરનારને દરિદ્રી બનાવે છે, કે મારે છે અન્ય ગ્રથમાં તો કેન્દ્રીઆ સૌમ્ય ગ્રહ હોય તો સૌમ્યગ્રહની લત્તાનો દોષ સહજ કર્યો છે વામદેવ કહે છે કે—બગાળમા, અને કોઇ કહે છે કે—સૌરાષ્ટ્ર તથા દક્ષિણમા લત્તા દોષ વર્જવો

હવે બે પ્રકારના નક્ષત્રવેધ કહે છે—

**सत्त सिलाए किन्तिअ–माई रिक्खे ठवित्तु जोएह**
**गहवेहमिट्ठरिक्खे, उवरि अहो वा पयत्तेण ॥१३७॥**

અર્થ—સપ્તશલાકા ચક્રમાં કૃતિકાદિ નક્ષત્રો સ્થાપી ગ્રહવેધ તપાસવો અને ઉપર કે નીચે ઇષ્ટ નક્ષત્રનો વેધ થાય તો તેનો પ્રયત્નથી ત્યાગ કરવો૦ ॥ ૧૩૭ ॥

# સપ્તશલાકા યંત્ર.

કૃ રો મૃ આ પુન૦ પુષ્ય અશ્લે૦

ભ — — મ૦
અ — — પૂ
રે — — ઉ
ઉ — — હ
પૂ — — ચિ
શ — — સ્વા
ધ — — વિ

શ્ર આભ. ઉ પૂ મૂ જ્યે અનુ.

**વિવેચન**—સાત ઉભી અને સાત આડી રેખાઓ દોરવી, અને તેના ઉપરના છેડાથી અનુક્રમે કૃત્તિકાદિ ૨૮ નક્ષત્રો સ્થાપવા. પછી જે જે ગ્રહ, જે જે નક્ષત્રમાં હોય તે તે ગ્રહ તે તે નક્ષત્રની પાસે મૂકવો. અહીં ઈષ્ટ નક્ષત્રની રેખાને બીજે છેડે જો કોઈપણ ગ્રહ હોય તો તે ગ્રહ વડે ઇષ્ટ નક્ષત્રનો **વેધ** થાય છે.

અભીચમાં રહેલ ગ્રહથી રોહિણી નક્ષત્રનો વેધ થાય છે, જેથી આ વેધનું બીજું નામ **રોહિણી વેધ** પણ છે. આ ગ્રહથી વીંધાએલ નક્ષત્ર અશુભ છે, માટે તેનો પ્રતિષ્ઠાદિક શુભ કાર્યમાં ત્યાગ કરવો.

**સુધી શૃંગાર વાર્તિક**માં કહ્યું છે કે—સૌમ્ય અને ક્રૂર ગ્રહોનો વેધ થાય તો અનુક્રમે સુખ અને આયુષ્યનો સર્વથા નાશ થાય છે. **નારચંદ્ર ટીપ્પનક**માં કહ્યું છે કે—આંતરારહિત મંગળ વિગેરે આઠ ગ્રહોથી વીંધાએલ નક્ષત્રમાં પરણેલ કન્યા

અનુક્રમે–૩ કુલક્ષયકારી, ૪ વાઝણી. ૫ તપસ્વિની, ૬ પુત્ર રહિત, ૭ દાસી, ૮ વેશ્યા, ૯ સ્વેચ્છાચારિણી, અને ૧ વિધવા થાય છે

મૂળગાથામા કહ્યુ છે કે–ઉપર નીચે વેધદોષનો ત્યાગ કરવો, આ વાકયથી એમ સૂચવ્યુ છે કે–સન્મુખ વેધદોષ અવશ્ય ત્યાગ કરવા લાયક છે **ઉદયપ્રભસૂરિ** મહારાજ કહે છે કે–ચદ્રનો વેધ પાદાતરિત હોય, એટલે ચદ્ર ઇષ્ટ નક્ષત્રમાં ૧–૨–૩–૪ પાદમા હોય, પણ બીજો ગ્રહ સામેના નક્ષત્રમા હોવા છતા અનુક્રમે ૪–૩–૨–૧ પાદમા ન હોય તો આ **ગ્રહવેધ પાદાન્તારત** થાય છે, તે દૂષણવાળો નથી, માટે તેનો ત્યાગ કરવો કે ન કરવો **પૂર્ણભદ્રાચાર્ય** કહે છે કે–સર્પે ડશેલ આગળીનો છેદ કરાય છે તેમ માત્ર વેધવાળા પાદને ત્યજવો, અને બીજા પાદોમા નિ શકપણે કાર્ય કરવુ જ્યારે **કેશવાર્ક** તો કહે છે કે–જેમ એક ભાગમા હણાયેલ હરણ મૃત્યુ પામે છે, તેમ એક પાદથી વીધાયેલ નક્ષત્ર દુષ્ટજ થાય છે **શ્રીપાત** કહે છે કે–ક્રૂર ગ્રહે વીધાયેલ આખુ નક્ષત્ર છોડી દેવુ, અને સૌમ્યગ્રહે વીંધાયેલ નક્ષત્રનો એક માત્ર પાદજ ત્યજવો **વ્યવહાર પ્રકાશ**મા તો–સૌમ્ય ગ્રહો પાદાતરિત વેધ કરે અથવા સૌમ્ય ગ્રહો કેન્દ્રીઆ હોય તો વેધને શુભ માનેલ છે

નક્ષત્રવેધના ભગ માટે કહ્યુ છે કે—

" लग्ने गुरु सौम्ययुतेक्षितो वा, लग्नाधिपो लग्नगतस्तथा वा ।
कालाख्यहोरा च यदा शुभा स्याद्, भ-वेधदोषस्य तदा हि भङ्ग ॥१॥"

અર્થ—" વિવાહમા ગુરૂ સૌમ્યગ્રહ યુક્ત હોય, અથવા સૌમ્યગ્રહની દૃષ્ટિમા હોય, અથવા લગ્નપતિ હોય, અથવા લગ્નમા હોય, અને કાળહોરા શુભ હોય તો નક્ષત્રવેધ નામના દોષનો ભગ થાય છે ॥ ૧ ॥ "

આ તો સન્મુખ વેધનો અધિકાર છે, પણ સર્વતોભદ્રચક્ર વિગેરેમા ત્રણ પ્રકારના વેધોને આવશ્યક માન્યા છે

**નરપતિજય** ચર્ચામાં કહ્યું છે કે-ગ્રહ જે નક્ષત્રમાં રહ્યો હોય ત્યાંથી જમણી ડાબી અને સન્મુખ એમ ત્રણ દ્રષ્ટિથી ત્રણ વેધ કરે છે. વક્રીગ્રહોની જમણી દૃષ્ટિ પડે છે, મધ્યગતિવાળા ગ્રહોની સન્મુખ દ્રષ્ટિ પડે છે, અને અતિચારી ગ્રહોની ડાબી બાજુ દૃષ્ટિ પડે છે. અર્થાત્-ઇષ્ટ નક્ષત્રથી તીરછી બે દિશામાં સિંહની દાઢાની જેવી રેખામાં જે બે નક્ષત્રો હોય તેમાં રહેલ વક્રી-અતિચારી ગ્રહોવડે ઇષ્ટ નક્ષત્ર બે વેધ પામે છે, અને નાક સન્મુખ સીધી રેખામાં જે નક્ષત્ર હોય, તેમાં રહેલ ગ્રહથી સન્મુખ વેધ થાય છે. જેમકે—ઇષ્ટ ચંદ્રનક્ષત્ર મૃગશર છે. હવે મંગળ વિગેરે સાત વક્રીગ્રહ પૈકીનો જે ગ્રહ ચિત્રા-નક્ષત્રમાં હોય તે જમણી દૃષ્ટિથી મૃગશરને વીંધે છે.

રવિ વિગેરે સાત અતિચારી ગ્રહોમાંનો જે ગ્રહ રેવતીમાં હોય તે વામદૃષ્ટિથી મૃગશરને વીંધે છે. આ રીતે મૃગશર નક્ષત્ર બે બાજુ ગ્રહભિન્ન થાય છે; અને મંગળ વિગેરે પાંચ મધ્યમ ગતિવાળા ગ્રહોમાંનો જે ગ્રહ ઉત્તરાષાઢામાં હોય તે ગ્રહ સન્મુખ દૃષ્ટિથી મૃગશરને વીંધે છે.

**पंचसिलाए दो दो, रेहा कोणेसु रोहिणीमुक्खा ।**
**दिसि धुरि रिक्खा उ कमा, वए विलोइज्ज वेहमिहं ।**

**અર્થ—પંચશલાકા ચક્રમાં ખુણાની બે બે રેખા દોરી દિશાના મથાળેથી રોહિણી વિગેરે નક્ષત્રો અનુક્રમે સ્થાપવા, અને આ વેધ વ્રતમાં જોવો ।૧૩૮।**

**વિવેચન**—પાંચ રેખા ઉભી અને પાંચ રેખા આડી દોરવી. પછી એક ખુણાથી બીજા ખુણા સુધીની એમ બબ્બે રેખા દોરવી, અને સપ્ત રેખા ચક્ર પ્રમાણે સમ ઉભી રેખાના ઉપરના ભાગથી રોહિણી વિગેરે ૨૮ નક્ષત્રો સ્થાપવા, તથા જે ગ્રહ જે નક્ષત્રમાં હોય તે ગ્રહ તે નક્ષત્રની બાજુમાં મૂકવા. અહીં પણ સન્મુખ રહેલ ગ્રહથી ઈષ્ટ નક્ષત્રનો વેધ થાય છે.

# પંચશલાકા ચક્ર.




આ ચક્રવેધમાં અને સપ્તશલાકા ચક્રવેધમા આઠ નક્ષત્રનો તફાવત આવે છે આવી રીતે ગ્રહથી વીંધાયેલ નક્ષત્રનો દીક્ષામા ત્યાગ કરવો

આ **પંચશલાકાવેધ** દીક્ષા અને વિવાહમાજ જોવાય છે **પૌર્ણભદ્ર**મા કહ્યુ છે કે—આચાર્યપદ વિગેરેમા સપ્તશલાકાચક્રમા, અને વ્રતગ્રહણ વિગેરેમા પંચશલાકાચક્રમા કૃત્તિકાદિ નક્ષત્રો સ્થાપી ચંદ્રનો ગ્રહવેધ તપાસવો આ ચક્રમા પણ પાદાતરિત બળ, વેધફળ, વેધભંગ વિગેરે સપ્તશલાકાની પેઠેજ જાણવુ ગ્રન્થાતરમા કહ્યુ છે કે—તાત્કાલિક કાર્ય હોય અને કેન્દ્રમા શુભ ગ્રહો હોય તો સૌમ્યગ્રહની લત્તા, પાત તથા ઉપગ્રહથી દૂષિત થયેલ નક્ષત્રનો પાદજ વર્જવો, પરંતુ કેન્દ્રમા શુભ ગ્રહ ન હોય તો તે સંપૂર્ણ નક્ષત્રજ ત્યજવા યોગ્ય છે

વિશેષ નક્ષત્રદોષો અને દોષશુદ્ધિ પ્રકાર આગળ ( પૃષ્ઠ ૯૮) નક્ષત્રદ્વારમા કહી ગયા છીએ

હવે **શીઘ્રસિદ્ધિ દ્વાર** કહે છે, તેમા પ્રથમ **છાયાલગ્ન** કહે છે—

सिद्धच्छायालग्गं,
रवि–कुज–बुह–जीव संकुपाय कमा।
एगारस नव अड सग,
अद्धट्ठा (नव) सेसवारेसु ॥ १३९ ॥

અર્થ—અનુક્રમે રવિ, મંગળ, બુધ, અને ગુરૂવારે–અગીયાર, નવ, આઠ અને સાત; તથા શેષવારોમાં સાડા આઠ શંકુ પગલાં હોય ત્યારે સિદ્ધચ્છાયા લગ્ન હોય છે ॥ ૧૩૯ ॥

**વિવેચન**—કોઇ પણ કાર્ય અવશ્ય કરવાનું હોય, અને સર્વ પ્રકારની શુદ્ધિવાળો દિવસ ન હોય, તો તે પ્રસંગે **છાયાલગ્ન** વિગેરેથી કાર્ય કરી શકાય છે. મનુષ્યે પોતાની છાયાનું પોતાના પગલાથી જ માપ કરવું, અને રવિ વિગેરે સાત વારોમાં અનુક્રમે ૧૧–૮॥–૯–૮–૭–૮॥ અને ૮॥ પારેચાના માપની છાયા આવે તે છાયાલગ્ન છે એમ જાણવું.

અહીં મૂળ ગાથામાં **શંકુપાદ** એવો ઉલ્લેખ કર્યો છે. એટલે કે—મનુષ્યે પોતાની છાયા માપવી, અથવા સાત હાથ પ્રમાણ શંકુની છાયા માપવી, જેથી સિદ્ધ છાયા લગ્ન આવશે. આથી એ પણ સિદ્ધ થાય છે કે—સાત **આંગળ**ના શંકુની ઉપરોક્ત આંક પ્રમાણે અંગુલછાયા આવે તો પણ છાયાલગ્ન આવે છે. આ છાયાલગ્ન દરેક કાર્યની સિદ્ધિ કરનાર છે.

**આરંભસિદ્ધિવાર્તિક**માં કહ્યું છે કે—આ છાયાલગ્ન માત્ર ૩૦ અક્ષર પ્રમાણ હોય છે, જેની શરૂઆત પગલાની ઇષ્ટછાયા આવે તે પહેલાં ૧૫ અક્ષરથી થાય છે, અને પગલાની ઇષ્ટછાયા પછી પંદર અક્ષર સુધી રહે છે; માટે કાર્યનો પ્રારંભ અને પૂર્ણાહૂતિ તે દરમ્યાનજ કરવાં. પણ કાર્ય મોટું હોય તો પ્રારંભજ કરી દેવો, જેથી સિદ્ધ છાયા સાધેલી કહેવાય છે.

વળી વિવાહના દોષના અધિકારમા કહ્યું છે કે—વેધ પાત લત્તા કે ગ્રહવડે મલિન થયેલુ નક્ષત્ર, ક્રૂર વાર, ગ્રહોનુ જન્મનક્ષત્ર, વિષ્ટિ, અર્ધપ્રહર, કુલિક, ઉપગ્રહ, ક્રાંતિ, અવસ્થા, કર્કઉત્પાતાદિ દોષો, યમઘ ટ, નિર્ણજચ દ્ર, એકાર્ગલ, ગ ડાંત, અને રિક્તા–દગ્ધ તિથિઓ, આ અઢાર દોષો છે શુદ્ધ નક્ષત્રના બળે કરીને જ્યારે છાયાલગ્ન વિગેરેમા દીક્ષા પ્રતિષ્ઠા વિગેરે કાર્ય કરવા હોય ત્યારે પણ આ દોષો અવશ્ય વર્જવા યોગ્ય છે, જેથી ઘટિકાલગ્નમા તો આ દોષો સદ તર વર્જ્યજ છે

**નરપતિજય ચર્યા**મા કહ્યુ છે કે—અશુભ તિથિ, નક્ષત્ર, વાર, તારા, ચ દ્રબળ, અને ગ્રહો પણ સિદ્ધછાયાથી શુભભાવને પામે છે **જોઈસહીર**ના અવતરણુમા કહ્યુ છે કે—શુભ ગ્રહ અને લગ્નનો અભાવ હોવા છતા આ છાયામા ઉતાવળના પ્રયાણુ, પ્રવેશ, પ્રતિષ્ઠા અને દીક્ષા વિગેરે કાર્યો કરવાથી જય મળે છે આ યોગમા શુભ શકુન નિમિત્તની પણ આવશ્યક્તા જોવાતી નથી **નારચ દ્ર ટિપ્પનક**માં કહ્યુ છે કે—

" जइ पुण तुरियं कज्जं, हविज्जलग्गं न लब्भए सुद्धं ।
ता छाया–धुवलग्गं, गहियव्वं सयलकज्जेसु ॥ १ ॥
न तिथिर्न च नक्षत्रं, न वारा न च चन्द्रमाः ।
ग्रहा नोपग्रहाश्चैव, छायालग्नं प्रशस्यते ॥ २ ॥
न योगिनी न विष्टिश्च, न शूल न च चन्द्रमाः ।
एषा वज्रमयी सिद्धि—रभेद्या त्रिदशैरपि ॥ ३ ॥
यात्रा दीक्षा विवाहश्च, यदन्यदपि शोभनम् ।
निर्विशङ्केन कर्तव्यं, सर्वज्ञवचनं यथा ॥ ४ ॥ "

**અર્થ**—" જો કાર્ય ઉતાવળુ હોય, અને શુભ લગ્ન ન મળતુ હોય તો દરેક કાર્યોમા **છાયાલગ્ન** અને **ધ્રુવલગ્ન** લેવા, એમ **હર્ષપ્રકાશમાં** ઉલ્લેખ છે ॥ ૧ ॥ તિથિ, નક્ષત્ર, વાર, ચ દ્ર, ગ્રહ કે ઉપગ્રહ, એ બધાની કાઈ જરૂર નથી, માત્ર છાયાલગ્નજ પ્રશ સાય છે ॥ ૨ ॥ આ છાયા તે દેવતાઓથી

પણ અભેદ્ય વજ્રમયી સિદ્ધિ છે, ત્યાં પ્રતિકૂળ યોગિની, વિષ્ટિ, શૂળ, અને ચંદ્રમા પણ નકામા છે, ॥ ૩ ॥ છાયાલગ્નમાં યાત્રા દીક્ષા વિવાહ અને બીજાં શુભકાર્યો સર્વજ્ઞ ભગવાનના વચનની પ્રમાણે નિઃશંકપણે કરવાં ॥ ૪ ॥ "

હવે ધ્રુવચક્ર કહે છે—

**तिरिच्छगे धुवे दिक्खा–पइट्ठाइ सुहंकरे ।**
**उद्धट्ठिए धयारोव–खित्तगाई समायरे ॥ १४० ॥**

**અર્થ—ધ્રુવ તીરછો હોય ત્યારે દીક્ષા–પ્રતિષ્ટા વિગેરે શુભંકર છે, અને ધ્રુવ ઉર્ધ્વ હોય ત્યારે ધ્વજારોપણ–ક્ષેત્રપ્રવેશ વિગેરે કાર્યો કરવાં ॥ ૧૪૦ ॥**

વિવેચન—ધ્રુવ તારાની નજીકમાં જે તારાનું ઝુમખું છે તેનું નામ **ધ્રુવચક્ર** કે **ધ્રુમાંકડી** છે, તે ચક્ર ધ્રુવની ડાબું ભમતું ભમતું એક અહોરાત્રમાં બે વાર ઉભું અને બે વાર આડું થાય છે. આ રીતે તેના છેડાના બે તારા સરખી લાઇનમાં બરાબર ઉર્ધ્વ કે તીર્છા આવે ત્યારે ધ્રુવલગ્ન થાય છે.

ધ્રુચક્ર ઉભું છે કે આડું છે ? ધ્રુવલગ્ન કયારે હોય ? તે જાણવાનો આ પ્રકાર છે—**શિલ્પગ્રંથોમાં** કહ્યું છે કે—આ ધ્રુમાંકડીની સમાન તારાઓ ફાગણ શુદિમાં સ્પષ્ટ દેખાય છે. **પૂર્વાચાર્યો** કથે છે કે—૧ ધ્રુવ મઘા અને ધનિષ્ઠાના ઉદય કાળે ઉર્ધ્વ હોય છે, તથા અનુરાધા અને કૃત્તિકાના ઉદયકાળે તીર્છું હોય છે. ૨ ભરણી કે વિશાખા નક્ષત્ર મસ્તક ઉપરથી ઉતરે ત્યારે ધ્રુવ ઉર્ધ્વ હોય છે, અને અશ્લેષા કે શ્રવણ નક્ષત્ર આકાશના મધ્ય ભાગમાંથી નીચા નમવા માંડે ત્યારે ધ્રુવચક્ર આડું હોય છે. ૩ તથા ધ્રુવચક્ર મકર અને કર્ક લગ્નમાં ઉર્ધ્વ હોય છે, મેષ અને તુલા લગ્નમાં તીર્છું હોય છે, અને બીજા લગ્નમાં આડું—અવળું હોય છે. આ ઉપરાંત **ધ્રુયંત્ર** અને **હોકાયંત્રથી** પણ ધ્રુવનું સ્પષ્ટ જ્ઞાન થાય છે.

તે ધ્રુવ લગ્નનો સમય ઉદિત લગ્નના નવાંશ જેટલો હોય છે, અને અન્યમતે નવાશકના મધ્યના ત્રીજા ભાગ જેટલોજ મનાય છે, એમ આરભસિદ્ધિ ના વાર્તિકમાં કહ્યુ છે

ગ્રન્થકાર સૂરિજી જણાવે છે કે-ધ્રુવચક્ર તીરછુ હોય ત્યારે દીક્ષા પ્રતિષ્ઠા વિગેરે કાર્યો કરવા, અને ધ્રુવચક્ર ઉર્ધ્વ હોય ત્યારે ધ્વજારોપણ પ્રવેશ ક્ષેત્રવાસ્તુ વિગેરે કાર્યો કરવા તે શુભ છે હેમહસગણિજી કહે છે કે–સામાન્ય રીતે સ્થિર કર્મમા તીરછુ અને ચર કાર્યમા ઉર્ધ્વ ચક્ર લેવુ તેથીજ ધ્રુવચક્ર ઉર્ધ્વ હોય ત્યારે સૂર્યને પાછળ કે જમણો રાખીને પ્રયાણ કરવુ તે શ્રેષ્ઠમાન્યું છે હર્ષપ્રકાશમા તો કહ્યુ છે કે–જો કામ ઉતાવળુ હોય અને શુદ્ધલગ્નનો અભાવ હોય તો સમગ્ર કાર્ય છાયાલગ્ન અને ધ્રુવલગ્નમા કરવા

હવે શકુછાયા કહે છે—

**वीसं सोलस पनरस चउदस तेरस य वार वारेव।**
**रविमाइसु वारंगुल-संकुच्छायंगुला सिद्धा ॥१४१॥**

અર્થ—બાર આંગળના શકુની છાયા રવિ વિગેરે વારોમાં અનુક્રમે–વીશ, સોળ, પદર, ચૌદ, તેર, બાર અને બાર આંગળ પ્રમાણ હોય તો તે સિદ્ધછાયા કહેવાય છે. ॥ ૧૪૧ ॥

વિવેચન–પાદછાયા લગ્નમા જેમ સાત હાથના શકુનુ માપ છે તેમ અહીં વીશ આગળના શકુથી છાયામાપ લેવાનુ છે અને તે છાયા રવિ વિગેરે સાત વારોમા અનુક્રમે ૨૦-૧૬ ૧૫–૧૪–૧૩–૧૨ અને ૧૨ આગળ પ્રમાણ જ્યારે થાય ત્યારે સિદ્ધછાયા હોય એમ જાણવુ

છાયાલગ્ન અને શકુછાયાના કાળમા કેટલોક તફાવત આવે છે પણ બળ–ફળ તો બનેનુ સમાનજ છે જ્યોતિષહીર મા તો શકુછાયાની અભીચ્ એવી સંજ્ઞા આપેલ છે

" बे वार अभींयं दिणमहीं, मासा अभियाइ उ०सा० चउत्थपयं।
सवणाइ घडी चारहीं, लहींयं करि कज्ज फल बहुयं ॥ १ ॥"

**અર્થ**—" અભીચ્ દિવસમાં બે વાર આવે છે, અને માસમાં ઉત્તરાષાઢાના ચોથા પાયાથી શ્રવણની ચાર ઘડી સુધી એક વાર આવે છે; તેમાં કાર્ય કરવાથી બહુ ફળ મળે છે. (૩૪)"

મધ્યાહ્ન કાળની પહેલાની એક ઘડી અને પછીની એક ઘડી એમ બે ઘડી દરેક કાર્યમાં શ્રેષ્ઠ છે; જે વખતે ૮ મો **અભિજીત્** ક્ષણ હોય છે અને જે કાળનું વિશેષ નામ **વિજય યોગ** છે. **હર્ષપ્રકાશ**માં કહ્યું છે કે-મધ્યાહ્ન કાળનો સૂર્ય ઉત્પાત, વિષ્ટિ, વ્યતિપાત, દગ્ધા તિથિ, અને પાપગ્રહના દરેક દોષોને દૂર કરે છે; માટે આઠમા અભિજિત્ ક્ષણમાં માત્ર દક્ષિણ દિશાનાપ્રયાણ સિવાયના દીક્ષા, પ્રતિષ્ઠા, પ્રવેશ, પ્રયાણ વિગેરે દરેક કાર્યો કરવાં તે સુખકર છે.

પૂર્ણભદ્ર કહે છે કે—સૂર્ય સવારથી મધ્યાહ્ન સુધી ગ્રહચક્રને ગળે છે, અને મધ્યાહ્ન કાળે વમે છે; જ્યારે ગ્રહચક્ર વિહ્વળ થતાં **વિજયયોગ** થાય છે, જેમાં કરેલ કાર્ય યુગાંતમાં પણ કોઈ પ્રકારે નાશ પામતું નથી. **લલ્લ** પણ કહે છે કે—કૃષ્ણ ચક્ર લઇને મધ્યાહ્ન કાળે અભિજિત્ નક્ષત્રમાં સર્વ દોષોને હણે છે. **ગદાધર** સમયની શુદ્ધિમાં તો—મધ્યાહ્ન અને મધ્યરાત્રિના પ્રથમના ૧૦ અને પછીના ૧૦ એમ **મુહૂર્ત** કાળના ૨૦ પળો વર્જવાનું કહે છે.

**લલ્લ** તથા બીજા ઋષિઓએ આવશ્યક કાર્ય માટે ત્રિતાર—ઉષાકાળને શ્રેષ્ઠ કહ્યો છે.

**હર્ષપ્રકાશ**માં તો કહ્યું છે કે—સંધ્યા પ્રારંભ અને તારા દર્શનની મધ્યના કાળમાં પણ સર્વ કાર્યને સાધનાર **વિજય** નામે યોગ છે.

સંધ્યાકાળનું **ગોધુલિક લગ્ન** એ વિવાહમાં પ્રધાન

લગ્ન છે **ઉદયપ્રભસૂરિ** મહારાજ કહે છે કે—સંધ્યાકાળે ગાયની ખરીએ ઉડાડેલી ધુળવડે જણાતો કાળ તે ગોધુલિક લગ્ન છે

**મુહૂર્ત ચિંતામણિની ટીકામાં** કહ્યું છે કે—રવિનો અર્ધ કે ત્રીજો ભાગ બાકી રહે ત્યારથી બે ઘડી સુધી **ગોરજ લગ્ન** હોય છે **વરાહ** કહે છે કે—માગશર વિગેરે ચાર માસમા સૂર્યનુ બિંબ નિસ્તેજ થાય ત્યારથી, ચૈત્ર વિગેરે ચાર માસમા સૂર્યબિંબ અર્ધું ઢંકાય ત્યારથી—અર્ધ સૂર્યાસ્તથી, અને શ્રાવણ વિગેરે ચાર માસમા સૂર્યાસ્ત થાય ત્યારથી ગોરજ હોય છે

**દૈવજ્ઞ રામે** કહ્યું છે કે— ( मू० चिं० )

मन्दाक्रान्ता—" नाऽस्यामृक्षं न तिथिकरणं नैव लग्नस्य चिन्ता,
नो वा वारो न च लवनिधिर्नो मुहूर्तस्य चर्चा ।
नो वा योगो न मृतिभवनं नैव जामित्रदोषो,
गोधूलिः सा मुनिभिरुदिता सर्वकार्येषु शस्ता ॥ १ ॥"

અર્થ—" મુનિઓએ સર્વ કાર્યમા ગોધુલિકને પ્રશસ્ત કહ્યુ છે, જે હોય ત્યારે નક્ષત્ર, તિથિ, કરણ, લગ્ન, વાર, લવ, સમય, મુહૂર્ત, યોગ, આઠમુ ભુવન, કે જામિત્ર વિગેરેનો કાંઇ વિચાર ચર્ચા કે દુષ્ટતા જોવાની જરૂર નથી ॥ ૧ ॥ " **સારંગ** પણ કથે છે કે—ગોરજમા છઠ્ઠા આઠમા ચંદ્ર સિવાયના જામિત્ર, ગ્રહ, ચંદ્ર, લગ્ન, હોરા, નવાંશ અને ભાવ વિગેરે કોઇ પણ પ્રકારના દોષનો વિચાર સરખો કરવો નહિ

**મુહૂર્ત ચિંતામણિની ટીકામા** કહ્યુ છે કે—આ શ્લોકો પ્રશંસા પરાયણ છે, માટે અમાવાસ્યા, ભદ્રા, ભરણી વિગેરે, અને બીજા દરેક પ્રકારના શક્યદોષોનો પરિહાર કરી આ લગ્ન લેવુ **હેમહંસગણિ** મહારાજ કથે છે કે—પ્રથમ વર્ષ માસ પક્ષ અને દિવસની શુદ્ધિ જોઇ વિવાહનક્ષત્રમાજ દેશ અને કુળના રીત–રીવાજોને અનુસરી ગોધુલિક લગ્ન

લેવું. **લલ્લ** કહે છે કે-વીર્યશાલી શુદ્ધ લગ્ન હોય તો ગોરજ નકામું છે, માટે શુભ લગ્ન ન હોય ત્યારે ગોધુલિક લેવું.

**ગોધુલિકના દોષો** આ પ્રમાણે છે, **દૈવજ્ઞ મનોહર** કથે છે કે—

" कुलिकं क्रान्तिसाम्यं च, मूर्तौ षष्ठोऽष्टमः शशी ।
पञ्च गोधुलिके त्याज्या, अन्ये दोषाः शुभावहाः ॥ १ ॥ "

અર્થ—" કુલિક, ક્રાન્તિસામ્ય, લગ્નનો, છઠ્ઠો અને આઠમો ચંદ્ર, આ પાંચ દોષ ગોધુલિકમાં ત્યાજ્ય છે; અને બીજા દોષો શુભ છે ।। ૧ ।। "

**આરંભસિદ્ધિ**માં અર્ધયામ અને ભદ્રા પણ વર્જ્ય લખ્યા છે, આથી ગુરૂવાર અને શનિવારે ગોરજનો નિષેધ થાય છે. **કેશવાર્ક** કહે છે કે—કુલિક અને અર્ધયામની શુદ્ધિ માટે શનિવારે સૂર્ય છતાં અને ગુરૂવારે સૂર્યાસ્ત પછી લગ્ન લેવું. ૬–૮ સ્થાનનો ચંદ્ર કન્યાનો નાશ કરે છે, અને ૧–૮ સ્થાનનો મંગળ પતિનો નાશ કરે છે; માટે તેનો અને વ્યતિપાતનો સર્વથા ત્યાગ કરવો **વ્યવહાર પ્રકાશ**માં કહ્યું છે કે–ગોરજમાં સગ્રહ નક્ષત્ર, ગ્રહણ નક્ષત્ર, આઠમું નક્ષત્ર, વૈધૃતિ, વ્યતિપાત, સંક્રાન્તિ, ૬–૮ મો ચંદ્ર, ક્ષીણ ચંદ્ર, અશુદ્ધ ૧–૮ મંગળ, રવિ–ગુરૂ, અને ૮ મા સ્થાનના સર્વ ગ્રહો દુષ્ટ છે.

**નારચંદ્ર ટીપ્પન**માં કહ્યું છે કે—

" लग्नाष्टमे चन्द्रज–चन्द्र–जीवे, भौमे तथा भार्गवजाष्टमे च ।
मूर्तौ च चन्द्रो नियमाच्च मृत्युः, गोधूलिकं स्यात्परिवर्जनीयम् ॥१॥

**અર્થ**—" તાત્કાલિક કુંડળીમાં આઠમે ભુવને બુધ, ચંદ્ર, ગુરૂ, મંગળ, કે શુક્ર હોય; અને લગ્નમાં ચંદ્ર હોય તો નક્કી મૃત્યુ થાય છે, માટે આ ગોધૂલિક વર્જ્ય છે. ।। ૧ ।। "

**સંહિતાસારમાં** ઉલ્લેખ છે કે—

